# સોવિયેત રશિયા

## નૂતન સંસ્કૃતિનો પરિચય

લેખક :

ભોગીલાલ ગાંધી

લોક પ્રકાશન ગૃહ : મુંબઈ

સ્ટોકહોમ

પ્રેગ

૧૪ ૧૫ ૧૬ ૧૨ ૩ ૧૩

# સોવિયેત સમાજવાદી પ્રજાતંત્ર સંઘ

( યુ. એસ. એસ. આર. )

મોંગોલ પ્રજાસત્તાક

મંચુરિયા

**સોવિયેત સંઘના ૧૬ પ્રજાતંત્રો તથા તેમની પાટનગરી ●**

... ન સમાજવાદી સમવાય સોવિયેત પ્રજાતંત્ર (R. S. F. S. R.) મોસ્કો

... (S. S. R.) કિવ

૩ બાયેલો રશિયા (S. S. R.) મિન્સ્ક

... બેકિસ્તાન (S. S. R.) તાશ્કંદ

૫ તુર્કમેન (S. S. R.) આશ્કાબાદ

૬ તાજિકિસ્તાન (S. S. R.) સ્તાલિનાબાદ

૭ જ્યોર્જિયા (S. S. R.) તિબિલિસી

૮ આર્મેનિયા (S. S. R.) ઍરિવાન

૯ અઝરબૈજાન (S. S. R.) બાકુ

૧૦ કઝાકસ્તાન (S. S. R.) આલ્મા આતા

૧૧ કિરઘિઝ (S. S. R.) ફ્રુંઝ

૧૨ કેરેલો ફિન્નીશ (S. S. R.) પેટ્રોઝાવોડસ્ક

૧૩ મોલ્ડાવિયા (S. S. R.) તિરાસપોલ

૧૪ લિથુઆનિયા (S. S. R.) વિલ્ના

૧૫ લેટવિયા (S. S. R.) રિગા

૧૬ ઍસ્ટોનિયા (S. S. R.) તાલિન

# સોવિયેત રશિયા

નૂતન સંસ્કૃતિનો પરિચય

લેખક :

ભોગીલાલ ગાંધી

પ્રકાશક

લોક પ્રકાશન ગૃહ

ખેતવાડી : મુંબઈ

# આવકાર

સોવિયેત રશિયાનું પુસ્તક પહેલી જ વાર ગુજરાતી ભાષામાં આ નવીન પ્રજાતંત્રનો સંપૂર્ણ અને સચોટ ખ્યાલ આપનારું ...તક ગણાશે. લેખકે પ્રબળ અને વેગવંતી ભાષામાં પ્રત્યેક પ્રકરણને ખૂબ સભર માહિતી અને ઉલ્લેખોથી સમૃદ્ધ બનાવ્યું છે. વ્યવસ્થિત ચોટદાર ...ીકતો અને વર્ગીકરણથી રજૂ કરેલાં પ્રજા જીવનનાં વિવિધ અંગ પ્રત્યંગો ...ા વાંચકને પોતાના પ્રાંત દેશ કે અભ્યાસમાં કીમતી જ્ઞાનપૂર્તિસમાં ...ો પ્રેરણાદાયી બન્યા વિના નહિ રહે.

એક એક લોકસેવકે, શિક્ષકે આ પુસ્તક વાંચવું જ પડશે. રશિયાની ...વટી સંસ્થાઓ વિષે અનેકવાર આપણાં વર્તમાનપત્રોએ લેખો પ્રકટ ... છે. પણ રાજકીય તથા આર્થિક જીવન ઉપરાંત સાહિત્ય સંસ્કાર શિક્ષણ ...ાન કળા રંગભૂમિ નૈતિક ભાવના અને લઘુમતિ કોમો તથા આંતરરાષ્ટ્રીય ...જકારણ ઉપર આવું કડીબદ્ધ સાહિત્ય અગાઉ કદી પ્રાપ્ત થયું નથી.

આ એક જ પુસ્તક રશિયાનો સર્વાંગી પરિચય આપી શકશે.

—રવિશંકર મ. રાવળ

## : ૨ :

'સોવિયેત રશિયા" નું પુસ્તક મને ભાઈ ભોગીલાલ ગાંધીએ વાંચવા આપ્યું અને મારો અભિપ્રાય માગ્યો. એ પુસ્તક હું વાંચી ગયો છું. ...સ્તક વાંચવા જેવું છે. એમાં પુષ્કળ વીગતો સારી રીતે આપેલી છે. ...ેત રશિયાએ ૨૫ વરસ પૂર્વે ક્રાન્તિ કેમ કરી અને ત્યાર પછી ઘણી ...ોમાં શું કર્યું તેનું રસમય વીગતવાર વર્ણન આ પુસ્તકમાંથી મળી રહે ...ને સોવિયેત રશિયાની માહિતી મેળવવી હોય તેને માટે ટૂંકમાં પણ ઘણી ...ા આપી છે. આ પુસ્તકમાંના કેટલાંક પ્રકરણો, જેવાં કે, "સરકારી ...", "શિક્ષણ", "રંગભૂમિ, સંગીત, ચિત્રપટ" "ચિત્રકલા" "વિજ્ઞાન" ...ા વાંચવા અને વિચારવા જેવાં છે.

હિન્દુસ્તાન પરદેશી રાજ્યની સત્તા નીચે છે. તે ઘણી બાબતોમાં ઘણો ...ાત છે એ વાત કબૂલ છે. પણ લાંબો વખતસુધી અને હમણાં પણ ઘણા ...કો જેટલું આંગ્લદેશમાંથી આવે તેના ભારોભાર વખાણ કરતા. ઇગ્લાંડમાં

આમ છે અને ઇંગ્લાંડમાં તેમ છે. કોઇ ચીજ હિન્દુસ્તાનની તેમને પસંદ ન
હવે કેટલાંક એમ માને છે કે જેટલું સોવિયેત રશિયામાં થયું છે અને થઇ
તે બધુંજ અત્યંત સરસ અને તે બાબતનો પ્રચંડ પ્રચાર થાય તો સારૂં. આ
જાતની સ્થિતિ હોવાથી ખરી અને સારી વસ્તુઓ સોવિયેત રશિયામાં હોય
તેનો પણ જે લોકો પ્રચાર કરવા માંગે છે તે પણ સારી રીતે થઇ શકતો નથ

મારી તો ભાઇ ભોગીલાલને એવી સૂચના છે કે તેમણે પ્રકરણે પ્રકરણે
તો બીજા પુસ્તકમાં દરેક બાબત પર હિન્દુસ્તાનની હાલની સ્થિતિ શું
તેની પણ માહિતી આપવી જોઇએ. અને ચિત્ર દોરવું જોઇએ. સાથે સ
આ દેશમાં શું કરી શકાય અને કેમ કરી શકાય તે બાબતમાં પણ કં
ઉપયોગી સૂચનાઓ કરવી જોઇએ. એટલુંજ નહિ પણ જો ખરેખર
દેશને કોઇ બીજા દેશની સારી ચીજોનું અનુકરણ કરી કંઇ ફાયદો ઉઠાવ
હોય તો કંઇ પણ ખરૂં કામ માથે ઉઠાવી નક્કર સેવા કરવી જોઇએ. એ
પ્રચારથીજ કંઇ બહુ ફાયદો નહિ થાય.

હિંદીઓનો મોટો ભાગ અભણ છે. ચોપડીઓ મારફતજ પ્રચાર ક
એ મુશ્કેલ છે. હિન્દુસ્તાનની અંદર તો એકલા પ્રચારથી સંતોષ ન પામ
કંઇપણ નક્કર કામ માથે ઉઠાવી લોકોને બતાવી આપવું જોઇએ કે આ
પરદેશમાં થતું સારૂં કામ આ દેશમાં કેમ કરી શકાય.

સોવિયેત રશિયાની અંદર પણ સર્વ બાબતો સંપૂર્ણતાની ટોચે પ
નથી. ત્યાં પણ અનુભવ લઇ સંજોગો જોઈ મહાન ફેરફારો કરવામાં આવે
ખેતીવાડીમાં મોટા પાયા પર એક વખત એક પ્રથા દાખલ કર્યા પછી બ
પ્રથા દાખલ કરવી પડી હતી. સહશિક્ષણની પ્રથા દાખલ કરવામાં આ
અને તેને છોડી દેવામાં આવી. આવી સ્થિતિ હોય ત્યાં હિંદુસ્તાનની
આપણે સોવિયેત રશિયાની ચીજોનો પ્રચાર કરવો હોય તો કઇ ચીજ
કરવો, અને શું કરવું તેનો વિચાર કરવો રહ્યો. જો પ્રચારનો અર્થ સા
કોઈ સિદ્ધિ પ્રાપ્ત કરવાનો હોય તો આપણે તેની સાથે શું કરવું અને
કરવું તે સૂચવવું રહ્યું; એટલુંજ નહિ પણ થોડું નમૂનારૂપે કરી બતાવું
પણ રહ્યું.

ભાઇ ભોગીલાલ ગાંધીને રસપ્રદ વીગતો અને માહિતીથી ભરપૂર
લખવા માટે અભિનંદન આપું છું.

૫–૭–૪૫ —મંગળદાસ પકવ

# લેખકનું નિવેદન

૧૯૪૧માં થાણાના જેલનિવાસ દરમિયાન સોવિયેતની નૂતન સંસ્કૃતિના મહાન અભ્યાસી અને આલેખક વેબ્સ દંપતિના ગ્રંથોનો અભ્યાસ કરવાનો લાભ મળ્યો ત્યારે જ આ ગ્રંથનું બીજ મનોભૂમિમાં વવાઈ ગયું હતું. અને સ્વાભાવિક રીતે જ ત્યારબાદ એ બીજનું પોષણ થાય તેવા ગ્રંથોનું વાંચન વધતું જ ગયું.

એ પછી લખવાનું કામ શરૂ કરવાની તત્કાલ કોઈ તક પ્રાપ્ત ન થઈ. પરંતુ લોક પ્રકાશ ગૃહ તરફથી ગુજરાતીમાં ગંભીર અભ્યાસ ગ્રંથો રજૂ કરવાની યોજના વિચારાતાં જ સોવિયેત ગ્રંથનું નામ મોખરે આવી ઊભું. અને ૧૯૪૪ ઓકટોબર—નવેમ્બરથી, બીજાં કામોની આડમાં, ધીમે ધીમે લખવાની શરૂઆત પણ કરી દીધી. પરંતુ રોજ રોજ નવા પ્રસિદ્ધ થતા લેખો લખાણો ને પુસ્તક ગ્રંથો જેમ જેમ હાથમાં આવતા ગયા તેમ તેમ વધુ ને વધુ સામગ્રીનો ઉપયોગ કરી લેવાનું મન પણ વધતું જ ગયું. અને એમાં ફરજીયાત મર્યાદા આવી ઊભી ન રહે, એટલે કે લખાણ પ્રેસમાં પહોંચી ન જાય ત્યાં લગી નવી નવી માહિતી પોતાનો હક્ક અજમાવી દબાણ પણ કરતી રહી. સ્વાભાવિક રીતે જ સૌ કોઇને ન્યાય કરવો તો શક્ય જ ન હતો ; ને નથી બન્યો એ ય હું જાણું છું.

સોવિયેત ઉપરનાં અંગ્રેજી ભાષામાં ઉપલબ્ધ ગ્રંથોની યાદી આપવા જાઉં તોય એનો કોઈ શુમાર નથી. એમાંય વેબ્સદંપતિ ઉપરાંત કવિવર ટાગોર, પં. જવાહરલાલ ને રોમાં રોલાં, પ્રીટ અને ડીન ઓફ કેન્ટરબરી જેવા સંસ્કાર આત્માઓના ગ્રંથો ઉપરાંત સેંકડો અભ્યાસીઓનો ગંજ ખડકાઈ જાય. સોવિયેતની વિરાટ સંસ્કૃતિનો જે ઝડપે અને ઉદાત્ત સ્વરૂપે વિકાસ થઈ રહ્યો છે તેનો ઠીક ઠીક પરિચય આપવો હોય તોય એક એક અંગઉપાંગ ઉપર એક એક પુસ્તક જરૂરી છે. વિષયને યોગ્ય ન્યાય તો જ આપી શકાય. પરંતુ અહીં તો, એક જ ગ્રંથમાં, એક એક નાનકડા પ્રકરણમાં એક એક મુખ્ય અંગને સમેટી લેવાનો આ પ્રયત્ન છે. વળી, ૪૦૦ પૃષ્ઠની મર્યાદા પણ એક

અનિવાર્ય મર્યાદા છે. આ પ્રકારે અભ્યાસ, સમય, પૃષ્ઠ અને ગતિની મર્યાદાઓનાં ચાપડામાં સોવિયેતની અતિ ઝડપી પ્રગતિને સર્વાંગે ઝડપી લેવાનું કાર્ય અશક્ય જ સમજી, કેવળ એક અભ્યાસીની અદાથી જે કાંઈ વાચન શક્ય બન્યું તેનું મનન કરી અહીં વ્યવસ્થિત રીતે રજૂ કરવાની કોશીશ કરી છે. જેને સોવિયેતની જનતાનો થોડોક નીકટનો ને ગંભીર પરિચય લેવો છે, તેને આ મહેનત મદદરૂપ થશે; ને આના વાંચન પછી વધુ ઊંડા અભ્યાસની જીજ્ઞાસા જન્મશે, તો આ શ્રમ સાર્થક થયો ગણાશે.

*

આ ગ્રંથ આ સ્વરૂપે તૈયાર કરવામાં અન્ય સાથી–મિત્રોની સહાય ઉપરાંત હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના એક મુખ્ય નેતા બી. ટી. રણદિવેનું અમૂલ્ય માર્ગદર્શન પ્રાપ્ત થયું છે તેને હું સૌભાગ્ય લેખું છું.

મુરબ્બી શ્રી રવિશંકર રાવળ તથા શ્રી. મંગળદાસ પકવાસા ( મુંબઈ કોંસિલના પ્રમુખ ) એ આ ગ્રંથને 'આવકાર' દ્વારા આપેલા યશ અને પ્રોત્સાહન માટે હું તેમનો આભારી છું.

તા. ૧–૭–૪૫
મુંબઈ

—ભોગીલાલ ગાંધી

# અનુક્રમણિકા

# પ્રવેશક

૧૯૧૭નો નવેમ્બર! દુનિયાની તવારિખના આસ્માનમાં એક અને એકનો એક 'લાલ તારક!' હજારો વરસોથી રીબાતી શોષાતી, મૂઠીભરોના હાથમાં રૂંધાયેલી વિશાળ માનવતાના ઉદ્ધારનો પ્રથમ આશા તારક! પ્રથમ શ્રમજીવી ક્રાંતિનો એ વિજય દિન! ૧૮૪૮માં માર્ક્સ એંગલ્સે દુનિયાની મજદૂર જમાત સામે પેશ કરેલા ક્રાંતિ–વિજ્ઞાનનું એ પ્રથમ નક્કર સાફલ્ય! દુનિયાના છઠ્ઠા ભાગ જેવડી વિશાળ રુસની ધરતી ઉપર ૨૦ કોટિ જનતાના મુલ્કમાં નવી સંસ્કૃતિનો સૂર્યોદય!

આવી આ વિશાળ ધરતી તરફ એકવાર નજર નાખી લઇએ. યુરોપ અને એશિયાના માથા ઉપર, ફિન્લેન્ડ અને બાલ્ટિક રાજ્ય સમૂહો—ઇસ્તોનિયા, લેતવિયા, લિથુઆનિયાને અડીને ઉભેલો, પોલેન્ડને ધસાઇને બાલ્કન રાજ્યો–હંગેરી, બલ્ગેરિયા, રુમાનિયા–સાથે એક હાથ મિલાવી તુર્કસ્તાન સાથે દોસ્તી કરતો, દક્ષિણમાં ઇરાન, અફઘાનિસ્તાન તથા હિંદુસ્તાનના માથા ઉપર બરાબર બિરાજતો; દૂર પૂર્વમાં ચીન, મોંગોલિયા અને મંચુકોને બાથમાં ભરતો: ટૂંકમાં આટલાંટિકથી માંડી પાસિફિક સુધી પથરાયેલો દુનિયાનો આ સૌથી વિશાળ મુલ્ક નિરખી લઈએ.

૧૯૧૭ની ક્રાંતિ પૂર્વે આ દેશની હાલત શી હતી? ઝાર વંશના એક હથ્થુ અત્યાચારી રાજાઓની એડી નીચે કચડાતો આ મુલ્ક દુનિયામાં અત્યંત પછાત હતો. જૂના યુદ્ધ–સામંતોના હાથમાં વહેંચાયેલો હતો. નૂતન ઉદ્યોગોનો વિકાસ ભાગ્યેજ થોડો થયો હતો. આ મુલ્કના અનેક પ્રદેશો કેવળ જંગલી દશાની રખડતી અગર અર્ધજંગલી જિંદગી ગાળી રહ્યા હતા. જ્ઞાન વિજ્ઞાન કે સુધારાનું કિરણ સુદ્ધાં ત્યાં પહોંચવા પામ્યું ન હતું. જુદી જુદી ૧૯૦ જાતિઓ તથા ૧૪૭ ભાષાઓનો અહીં શંભુમેળો હતો.

આવા આ એકહથ્થુ રાજ્યતંત્રવાળા અર્ધજંગલી મુલ્કમાં પ્રજાનો એક પણ ભાગ સુખી કે સલામત ન હતો. મજૂર અને કિસાન જનતા ઉપરાંત મધ્યમવર્ગ અને વેપારી વર્ગ પણ આ અંધારયુગની ગુલામીમાંથી

નીકળવા તલસતો હતો. **ઝારનું રશિયા એટલે જનતાનું કેદખાનું!** અસંતોષનાં બીજ વવાઈ ચૂક્યાં હતાં. ૧૮૮૦થી કામદાર સંગઠનો, અને આંતકવાદીઓ ( ટેરરિસ્ટ ) તથા અરાજકતાવાદીઓ ( એનાર્કિસ્ટ ) ની કતાર ઊભી થઇ રહી હતી. હજારોની સંખ્યામાં દેશનાં લડાયક જુવાન જૂવતીઓને દેશનિકાલ તથા ફાંસીની સજાઓ ફટકારાઈ હતી. પણ અસંતોષની આગ અત્યંત ઝડપે વધુ ને વધુ ફેલાતી ગઈ. ૧૯૦૨ની સાલથી તો કિસાન બંડોનો જુવાળ પણ વધી રહ્યો. અને મજદૂર આંદોલને પણ આંકડા ભેરવી આખી લડાયક સાંકળને અતૂટ બનાવી દીધી.

૧૯૦૫માં ક્રાંતિએ પ્રથમ દેખા દીધી અને પાંચની સાલની એ અધૂરી રહેલી ક્રાંતિ સત્તરની સાલમાં સફળતામાં પરિણમી.

પરંતુ, ક્રાંતિ સફળ થતાંની સાથે જ તો મુલ્કનાં તમામ પ્રતિક્રાંતિકારી બળો ખાખ થઈ જતાં નથી. એથી ઊલટું, એ બળો રહી સહી બધી તાકાત જમાવી ક્રાંતિને કચડી નાખવા મરણિયા પ્રયત્નો કરે છે. ક્રાંતિકારી બળોએ લશ્કરી અને રાજકીય સત્તા પોતાના હાથમાં ઝડપી લીધી એટલેથી કામ પતી જતું નથી. એથી ઉલટું, એ પછી તો ભારે ચીવટપૂર્વક અને લોખંડી શિસ્તથી કામ લેવું પડે છે.

રશિયન ક્રાંતિનો કુશળ કસબી લેનિન કહે છે: " લાંબા સતત મરણિયા જંગ વિના મૂડીવાદ ઉપર આખરી વિજય મેળવવો શક્ય નથી. આવા જંગ માટે જોઇએ છે શિસ્ત મક્કમતા અડગતા અને સંકલ્પ શકિતએ જન્માવેલ કાર્ય. "

અને એથી જ તો ક્રાંતિ સફળ થતાં પુરાણા રાજ્યતંત્રને સ્થાને તત્કાલ નૂતન રાજ્યતંત્રની અનિવાર્યતા રહેલી છે. ૧૯૧૯નો 'પ્રથમ કમ્યુનિસ્ટ રાજ્ય સત્તાનો મેનિફેસ્ટો' જાહેર કરે છે કે—

" રાજકીય સત્તાનો વિજય: એનો અર્થ એટલોજ નહિ કે, પ્રધાનોની ફેરબદલી; પરંતુ દુશ્મનના હાથારૂપ સરકારી 'મશિનરી'ની સદંતર નાબુદી. એટલે કે—મૂડીવાદી વર્ગ, પ્રતિક્રાંતિકારી અમલદારો તથા 'વ્હાઇટ ગાર્ડ'ને નિ:શસ્ત્ર બનાવવા; શ્રમજીવી જમાતને, ક્રાંતિકારી

સૈનિકોને, 'લાલ સેના'ને શસ્ત્રસજ્જ કરવાં, તમામ મૂડીદાર વર્ગના ન્યાયાધીશોને બરતરફ કરી શ્રમજીવીઓના ઇન્સાફગાહ ખડાં કરવાં; પ્રતિ ક્રાંતિકારી અમલદારોના હાથમાંથી બધો કાબુ છીનવી લઇ શ્રમજીવીઓની નવી સંસ્થાઓના હાથમાં મૂકી દેવો." શ્રમજીવીઓની સંપૂર્ણ ફતેહ માટે દુશ્મનના હથિયારરૂપ રાજકીય આર્થિક સામાજિક તંત્રની નાબુદી, તેમનાં કાવતરાંની લોખંડી પંજા વડે સફાઈ; કારખાનાં તથા પેદાશનાં બીજાં સાધનોની રાષ્ટ્રીય માલિકી ; જમીનદારોના સકંજામાં પડેલી જમીનની કિસાનોના હાથમાં ફેરબદલી; આટલું જ નહિ પણ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સમસ્ત જનતાના કલ્યાણ અર્થે નૂતન રાજકીય આર્થિક સાંસ્કારિક તંત્રનું નિર્માણ: આ બધું જરૂરી છે.

આ મહાન અને મહામુશ્કેલ કાર્ય નૂતન સોવિયેત રાજ્યની સામે ઊભું હતું. જ્ઞાન, સંસ્કાર, ઉદ્યોગ તથા રાજકારણી ક્ષેત્રમાં રશિયાના ભયંકર પછાતપણાને કારણે એની મુશ્કેલીઓ અનેકગણી વધી ગઈ હતી. ઘરની અંદરના દુશ્મનો તથા દુનિયાભરની મૂડીદારી હકુમતોની આંખે તે દુશ્મન રૂપે એકલ ઊભું હોવાને કારણે એની મુશ્કેલીઓનો કોઇ શુમાર ન હતો. જીવન મરણના અકલ્પ્ય સંગ્રામમાંથી તેણે પસાર થવાનું હતું અને તે થયું જ. ઇતિહાસકાર જેને ચમત્કાર રૂપે જ ઓળખાવી શકે એવી સોવિયેતની "ઝંઝાવાતી તવારિખ" આપણને એ જીવનમરણના સંગ્રામની તથા તેમાંથી ફત્તેહમંદ રીતે બહાર નીકળનાર તાકાતની ઝાંખી કરાવે છે. એ તવારિખમાં જ આપણને નાઝી બર્બરના સામેના આ જંગમાં સોવિયેતે દાખવેલ ચમત્કારિક વીર્યશ્રીની ચાવી હાથ લાગે છે; સ્તાલિને આ જંગની શરૂઆતમાં ભાખેલી ભવિષ્યવાણી કે, "દુશ્મનનો પરાજય અને આપણો વિજય અચૂક છે"ની યથાર્થતા બરાબર સમજાય છે.

આવી આ જીવન સટોસટની તવારિખ જોઈ લીધા પછી જ આપણે સોવિયેતની નૂતન સંસ્કારિતાની વિવિધ બાજુઓ—રાજકીય, આર્થિક, સાંસ્કારિક વગેરે તરફ વળીશું.

## ૨

# ઝંઝાવાતી તવારિખ

## ૧૯૧૭–૧૮

૧૯૧૪ થી શરૂ થયેલા પ્રથમ વિશ્વયુદ્ધની અધવચ્ચે ૧૯૧૭ નવેમ્બરની ૭ મીએ ઝારના રશિયામાં શ્રમજીવી ક્રાંતિનો વિજય થયો. બીજી જ રાતે, સોવિયેતની કૉન્ગ્રેસે ઠરાવ કરી યુદ્ધમાંથી નીકળી જવાની અને શાંતિની સ્થાપના કરવાની જાહેરાત કરી; અને યુધ્ધે ચઢેલી સત્તાઓ પાસે તેણે ૩ માસની સુલેહ માગી, કે જેથી તે દરમિયાન સમાધાનના સંદેશા ચલાવી શકાય. સાથે સાથે ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ અને જર્મનીના કામદારોને શાંતિ સ્થાપવા માટે અને તમામ પ્રકારની ગુલામીમાંથી મુક્ત થવા માટે ય હાકલ કરી.

આ કૉન્ગ્રેસે જ જમીન ઉપરની જમીનદારી માલિકીને નાબુદ થયેલી જાહેર કરી અને પેટ્રોગ્રાદમાં પ્રથમ સોવિયેત સરકારની સ્થાપના કરી. પ્રજાકીય પ્રધાન મંડળની નીમણુંક કરી અને લેનિનને તેના પ્રથમ પ્રમુખપદે નવાજ્યો.

નવી સરકારની આ સ્થાપના હજી તો થઈ ન થઈ ત્યાં તો પ્રતિક્રાંતિકારીઓએ માંથાં ઊંચાં કર્યાં. તા. ૧૦ મી નવેમ્બરે જ કેરેન્સ્કીએ ( ઝાર પછીની વચગાળાની મૂડીવાદી સરકારના વડા પ્રધાન ) સરદાર ક્રાસનોવની આગેવાની નીચે એક ટુકડીને લડવા મોકલી. જૂના સરદાર દુખોનિને પણ બીજી બાજુથી એવો જ હલ્લો આરંભ્યો. અને તે દરમિયાન પ્રત્યાઘાતીઓની એક મધ્યસ્થ સેના ઊભી થવા લાગી.

આ દિવસોમાં લેનિનની બોલ્શેવિક પાર્ટીનાં જ કેટલાંક તકવાદી તત્ત્વો—કેમેનેવ, ઝિનોવિવ, રાયકોવ, સ્લિપનિકોવ વગેરેએ એવી માગણી કરી કે આ નવી સરકારમાં મેન્શેવિકોને એટલે કે તાજેતરમાંજ

જેમની સત્તાને ફેંકી દેવામાં આવી હતી તે દગાખોરોને સુદ્ધાં દાખલ કરવાં. આ માગણીને સ્વાભાવિક રીતે બોલ્શેવિક પાર્ટીની કાર્યવાહી સમિતિએ ફેંકી દીધી. આની સામે ઉપર જણાવ્યા તે સભ્યોએ પાર્ટીમાંથી રાજીનામું આપ્યું. સાથે કેટલાક પ્રધાનમંડળના સભ્યો પણ ભળ્યા.

આ બનાવે ક્રાંતિના દુશ્મનોને તો ઘેલા બનાવી દીધા. એમને તો થઈ ગયું કે હવે ક્રાંતિકારી રાજ્યસત્તાને સહેલાઇથી ખતમ કરી શકાશે. પરંતુ પરિણામ ઉલટું જ આવ્યું. ૧૯૧૮ નો ફેબ્રુઆરી માસ આવતાં તો સોવિયેત ક્રાંતિનાં મૂળ વધુ મક્કમ બન્યાં. ૧૯૧૭ ના ફેબ્રુઆરીની મૂડીવાદી ક્રાંતિ પછી કેરેન્સ્કી સરકારનો જે અમલ ચાલ્યો હતો તે દરમિયાન જનતાએ જોઈ લીધું હતું કે ઝારના અમલ કરતાં બહુ ફેર પડયો ન હતો. એમની નીતિ જનતાને યુદ્ધમાંથી અને યાતનાઓમાંથી બચાવે તેવી ન હતી. આમ એ સત્તાધિશ મેન્શેવિકોનો પડદો ચિરાઈ ગયો હતો.

૧૯૧૮ ના અધવચ પહેલાં તો બોલ્શેવિક સરકારે જૂના સરકારી તંત્રને સાવ નાબુદ કરી, જૂની અર્થરચના પર ફટકો મારી નવી રચનાના પાયા નાખી દીધા. પ્રત્યાઘાતીઓની બનેલી જુની લોકપ્રતિનિધિ સંસ્થાને વિખેરી નાખી. સોવિયેતો ( પંચાયતો ) ના હાથમાં સત્તા જાય એવો નક્કર માર્ગ લીધો. વળી, મોટા ઉદ્યોગો, બેંક વગેરેને રાજ્યની હકુમત નીચે આણી દીધાં હતાં. એટલું જ નહિ પણ લાલ સેના અને લાલ નૌકાની સ્થાપનાના હુકમો અમલમાં મુકાઈ રહ્યા હતા.

સાથે સાથે જ જાતિ યા ધર્મને કારણે લાદવામાં આવેલા પ્રતિબંધોને તેણે નાબુદ કર્યા; સ્ત્રી પુરુષ વચ્ચેના સામાજિક ભેદોને રદ કર્યા; અને તમામ નાગરિકોની સમાનતા જાહેર કરી.

ઉપરાંત, પરદેશી મૂડીદારોની એડી નીચેથી મુક્ત થવા આગલી સરકારનાં દેવાંઓને કલમને એક ઝાટકે ઉડાવી દીધાં.

આમ, ચારે બાજુથી દેશને આંતરિક દગાખોરોથી બચાવવા અને આર્થિક રીતે સદ્ધર બનાવવા અથાગ પ્રયત્ન કર્યો. પરંતુ જ્યાં લગી દેશ યુદ્ધમાંથી બહાર નીકળી ન શકે ત્યાં લગી સલામતી શક્ય ન હતી.

આ વાત સમજીને તો બોલ્શેવિક સરકારે સત્તામાં આવતાં વેંત બ્રિટન

અને ફ્રાન્સ સમક્ષ શાંતિની દરખાસ્તો રજુ કરી હતી. પરંતુ કશો જ અનુકૂળ જવાબ ન મળતાં તેમણે બીજા પક્ષ—જર્મની અને ઓસ્ટ્રિયા સમક્ષ દરખાસ્તો રજુ કરી. અને બે જ દિવસમાં તા. ૫ મી ડિસેમ્બરે બ્રેસ્તલિતોવ્સ્ક ખાતે સુલેહના કરાર પણ થયા.

આ કરાર અનુસાર સોવિયેતે ઘણું સહન કરવું પડે એમ હતું. પરંતુ એ સિવાય બીજો કોઈ માર્ગ હતો નહિ. કેમકે જર્મનીની યોજના તો પોલાંડ, યુક્રેન અને બાલ્ટિક દેશોને યુદ્ધને નામે પોતાના ખપ્પરમાં ભરખી ખાવાની હતી. આવા આ રાક્ષસ સામે લડવાની તક અને તૈયારી એ વખતે નવી સોવિયેત સત્તાની ન હતી. કોઈ પણ રીતે થોડોક "શ્વાસ ખાવા જેટલો સમય" મેળવી લીધા વિના તેનો છૂટકો ન હતો.

આમ છતાં, ત્રોત્સ્કી અને બુખારિને સુલેહની સામે વિરોધનો ઝંડો ઉઠાવ્યો. બીજી બાજુ રેદેક વગેરે ભળ્યા. તેમણે સુલેહનો વિરોધ કરી યુદ્ધ ચાલુ રાખવાની માગણી કરી. આનો સાફ અર્થ એટલોજ હતો કે હમણાંજ નવું જન્મેલું સોવિયેત બાળકરાજ્ય એક દૈત્યને હાથે રેંસાઈ જવાનું ! પરંતુ આ વિરોધીઓએ "શાહીવાદ આગળ શરણાગતિ નહિ," ના બનાવટી ઉદ્દામ સૂત્રો નીચે ઉહાપોહ જગાવ્યો. અને સુલેહ માટે નીમાયેલા પ્રતિનિધિ મંડળના પ્રમુખપદેથી ત્રોત્સ્કીએ છેલ્લો ફટકો લગાવ્યો. ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે એણે પાર્ટીના નિર્ણયની વિરુદ્ધ જઈ સમાધાનની શરતોનો ઇનકાર જાહેર કર્યો.

ભયંકર દગાખોરી ! જર્મન શાહીવાદીઓ અને ક્રાંતિના વિરોધીઓને તો ઘી કેળાં થયાં. જર્મન સરકારે હલ્લો જોરભેર ધપાવ્યો. ખુદ પાટનગર પેત્રોગ્રાદ સુદ્ધાં ભયમાં મુકાયું.

પરંતુ જીવના જોખમ વખતે જ જે હામ બીડે તે જ સાચો વીર. પાર્ટીએ અને સોવિયેત સરકારે હાકલ કરી: "સમાજવાદી પિતૃદેશ ભયમાં છે! રક્ષા માટે કુરબાન થાવ." અને એના નક્કર જવાબ રૂપે ક્રાંતિકારી કામદાર કિસાનોના બેટડાઓએ તા. ૨૩ ફેબ્રુઆરીએ પેત્રોગ્રાદ આવતી જર્મન ફોજને ખાળીને લાલ સેનાને જન્મ આપ્યો. બીજી બાજુ લેનિનને સમાધાન માટે સંદેશા ચલાવવાની સત્તા આપવામાં આવી. અંતે પહેલાં કરતાં પણ વધુ આકરી શરતો પર સમાધાન થયું. પોલાંડ ઉપરાંત લેત-

વિયા અને ઈસ્તોનિયા જર્મનોને હાથ ચાલી ગયું. યુક્રેનને પણ જુદું પાડી જર્મનીના છત્ર નીચે લેવામાં આવ્યું હતું. વધુમાં, સોવિયેત સરકારે જર્મનીને દંડ ભરવાનો હતો !

આની સામે વળી ત્રોત્સ્કી બુખારિને ઝુંબેશ આરંભી: "જગત ક્રાંતિની ખાતર આ સોવિયેત રાજ્ય ભલે નાબુદ થતું" એવા ઉદ્દામ સૂત્ર નીચે તેમણે જે કારવાઇઓ આરંભી તેને લેનિને "વિચિત્ર અને ભયંકર" તરીકે આલેખી. 'આ ઉદ્દામ પાંખે' બોલ્શેવિક પાર્ટીમાં જ ભંગાણ પાડવાનો ય પ્રયત્ન કર્યો હતો. ૧૯૧૮ ના માર્ચની ૬ ઠ્ઠીએ મળેલી પ્રથમ પાર્ટી કોંગ્રેસમાં લેનિને કહ્યું કે, "આ ઉદ્દામ-વિરોધીઓની પ્રવૃત્તિને કારણે આપણી પાર્ટી આજે જે કટોકટી અનુભવી રહી છે તે રશિયન ક્રાંતિની એક મોટામાં મોટી ગંભીર કટોકટી છે."

અને બ્રેસ્તલિતોવ્સ્ક પરત્વેની લેનિનની દરખાસ્તને પ્રથમ પાર્ટી કોન્ગ્રેસે વધાવી લીધી. એ પછી બીજે દિવસે લેનિને લખેલા લેખનાં અમર વાક્યો આ રહ્યાં—

> "સુલેહની દરખાસ્તો અસહ્ય રીતે કડક છે. ખેર, ઇતિહાસ એનો ન્યાય તોળશે. આપણે તો પુનર્રચનાના કાર્યમાં લાગી જઇએ. ગમે તેટલી કસોટીઓ આવો; ભાવિ આપણું જ છે."

અને હકીકતે બ્રેસ્તલિતોવ્સ્કની સુલેહે સોવિયેત રશિયાને આર્થિક જીવનના સંગઠન માટે તક અને સમય આપ્યાં. જ્યારે દુનિયાનાં સામ્રાજ્યો ખૂનખાર જંગમાં ઝૂકી પડ્યાં હતાં ત્યારે લેનિનની આ બાહોશ નીતિને પ્રતાપે રૂસ પોતાના ભાવિ સંરક્ષણ અર્થે નૂતન શક્તિનું સર્જન કરવા સમર્થ બન્યું.

નવેમ્બર ક્રાંતિના દિવસોમાં લેનિને બોલ્શેવિક પાર્ટીને નિર્ભય રીતે આગે બઢતાં શીખવ્યું હતું. બ્રેસ્તલિતોવ્સ્કની સુલેહો દ્વારા તેણે એક નવો સબક શીખવ્યો કે જરૂર પડતાં કેવી રીતે વ્યવસ્થિત રીતે તત્કાલ પીછેહઠ કરી, દુશ્મન પર વધુ જોરદાર હલ્લો કરવા માટે નવી તાકાત એકઠી કરવી.

શાંતિના આ નવા જમાનામાં લેનિને સૌથી વધુ ધ્યાન આર્થિક તંત્ર ઉપર આપ્યું. જો આર્થિક તંત્રને સદ્ધર બનાવવું હોય તો "નાગરિક

શિસ્ત" ની જેમ "**શ્રમ-શિસ્ત**" પણ હોવી જ જોઇએ. ઉત્પાદન ઉપર કાબુ હોવો જોઇએ. કામમાં રેઢિયાળપણું, અનિયમિતતા અને ગણત્રી તથા યોજનાનો અભાવ આ બધું નભાવી ન લઈ શકાય. એને માટે લેનિને કારખાનામાં એક-હસ્તક-મેનેજરની પ્રથા, ઉસ્તાદ બુઝર્વા એકસપર્ટની સહાય, તથા કુશળ વેપારી પદ્ધતિઓ દાખલ કરવા ઉપર ભાર મૂકયો.

બુખારિન વગેરેએ આની સામે વિરોધ કર્યો: "આ રીતે પાછો મૂડીવાદ આવશે!" તેમણે શોર મચાવ્યો; ઉપરથી લેનિનને બદનામ કરવા પ્રયત્નો કર્યા. જ્યારે બીજી બાજુ "ઉદ્દામ કમ્યુનિસ્ટો" (ત્રોત્સ્કી પક્ષના) એ ફરી ફરી જાહેર કર્યું કે **એક દેશમાં સમાજવાદની સ્થાપના**ના આ બધા પ્રયત્નો મિથ્યા છે. પરંતુ આ બંને વિરોધ નિષ્ફળ નિવડ્યા.

આમ ઉદ્યોગને મોરચે વિજય મેળવી લેનિને ખેતી તરફ નજર દોડાવી, તો ત્યાં હાલત શી હતી? જો કે, મોટા જમીનદારોને તો નાબુદ કર્યા હતા, પરંતુ "કુલકો" (મોટા ખેડૂતો) અને ગરીબ કિસાનો વચ્ચેનું ઘર્ષણ ખૂબ કાતિલ સ્વરૂપે ચાલી રહ્યું હતું. મોટા જમીનદારો પાસેની લઈ લીધેલી જમીન સીધી ખેડૂતના હાથમાં ન જવા દેતાં આ "કુલકો' પોતે પડાવી લેતા હતા. વળી 'કુલકો' પોતાની પાસેનું વધારાનું અનાજ પણ સોવિયેત સરકારને બાંધેલા ભાવે વેચવા તૈયાર ન હતા. એમ કરી તેઓ શ્રમજીવી સરકારના અમલને નિષ્ફળ બનાવવા મથી રહ્યા હતા.

આ જંગ જીતવો સહેલો ન હતો. માત્ર સરકારી અમલદારોથી જીતાય એવો આ જંગ ન હતો. એને માટે ખાસ "કામદાર ટુકડીઓ" તૈયાર થઇ ગઇ. લેનિને એ વખતે કામદારોને સંબોધી યાદગાર અપીલ કરી—

> "બિરાદરો! કામદારો! રખે ભૂલતા કે ક્રાંતિ આજે કટોકટીમાં છે. યાદ રાખો કે તમેજ **એક માત્ર** છો જે આ ક્રાંતિને ઉગારી શકો. એથી તો આજે ખાસ ચૂંટેલા, રાજકીય દૃષ્ટિએ પકવ, સમાજવાદના ધ્યેયને વફાદાર, લાંચ રુશ્વત તથા ઉઠાઉગીરીની બદીને વશ ન થાય તેવા, તથા 'કુલકો' નફાખોરો લૂંટેરાઓ લાંચખોરો ભગાણુવાદીઓ વગેરે સામે લોખંડી તાકાત ખડી કરી શકે તેવા ચુનંદા કામદારોની આપણને જરૂર છે."

અને **"રોટીનો જંગ સમાજવાદ માટેનો જંગ છે,"** આ સૂત્ર સાથે કામદાર ટુકડીઓ ગામડે ગામડે ઊપડી ચૂકી. તાબડતોડ (૧૯૧૮ ના જુનમાં) ગામડે ગામડે **"ગરીબ ખેડુતોની કમિટીઓ"** સ્થાપવામાં આવી. જમીનદારોની પાસેથી લઈ લીધેલી જમીનની વહેંચણીનું કાર્ય આ કમિટીઓએ ઉપાડી લીધું. વળી 'કુલકો' પાસેના વધારાના અનાજનો પણ તેમણે કબજો લીધો. બીજી બાજુ, કામદાર મથકોને તથા લાલ સેનાને અનાજ મોકલવાનું કામ પણ તેમણે ઉપાડી લીધું. અને આ કમિટીઓ દ્વારા લાલ ફોજમાં ભરતી કરવાનું કામ પણ શરૂ થઈ ગયું.

આ રીતે ગ્રામ પ્રદેશોમાં સોવિયેત સરકારની સત્તાને પગભર બનાવવામાં આ કમિટીઓએ અપૂર્વ ફાળો આપ્યો. વધુમાં તેમણે મધ્યમ સ્થિતિના ખેડૂતોને પણ સરકાર પક્ષે જીતી લીધા. પરંતુ, થોડાક જ મહિના બાદ, ૧૯૧૮ ના અંતમાં જ, આ કમિટીઓનું વિશિષ્ટ કાર્ય પૂરું થતાં તેમને ગ્રામ સોવિયેતોમાં (પંચાયતોમાં) ભેળવી દેવામાં આવી.

આ આખા ગાળા દરમિયાન પણ "ઉદ્દામ" ક્રાંતિકારીઓ તરફથી સતત કાવતરાં થયા કર્યાં હતાં. એટલે સુધી કે મોસ્કોમાં 'બંડ' જગાવવા પ્રયત્ન થયા હતા. અને બ્લુમકિન નામના એક ત્રોત્સ્કીવાદીએ તો તોફાનની ગંજીમાં તણખો મૂકવા મોસ્કોમાંના જર્મન એલચીનું ખૂન પણ કર્યું હતું! પરંતુ સોવિયેત સરકારે બગડતી બાજીને સાચવી લીધી હતી.

## ૧૯૧૮–૨૦

નૂતન સોવિયત સરકારને મળેલો આ પુનર્રચના અને શાંતિનો સમય ઘણો જ અલ્પજીવી નીવડ્યો. એક બાજુ પરદેશી શાહીવાદીઓનાં સૈન્યોએ ચઢાઈ કરી. તો બીજી બાજુ, રશિયામાંના જ પ્રતિક્રાંતિકારીઓએ કાવતરાંમાં બાકી ન રાખી.

અને આ સ્વાભાવિક હતું. યુદ્ધમાંથી નીકળી જઈ શક્તિનું નવસર્જન કરી રહેલ સોવિયેત રુસ દુનિયાના શાહીવાદીઓને માટે અનેક કારણે ખૂબ જ ભયરૂપ હતું. એક તો રશિયાએ જર્મની સાથે સંધી કરી એથી યુદ્ધમાં જર્મનીની સ્થિતિ વધુ સારી થશે, એવો સામા પક્ષના મૂડીવાદીઓને ભય હતો. વળી, બીજી એવી પણ બીક હતી કે યુદ્ધમાં ઉતરેલા દેશોના કામદારો

સોવિયતનો દાખલો લઈ પોતપોતાના શાહીવાદીઓને યુદ્ધમાંથી નીકળી જવા માટે તેમના પર દબાણ લાવવા મથશે. અને સૌથી મોટી બીતિ તો એ કે જગતના છઠ્ઠા ભાગની ધરતી પર સોવિયેત રાજ્યનું અસ્તિત્વ હોવું એ મૂડીદારી દેશોને માટે હંમેશને માટે ઝઝૂમતી તલવાર સમાન છે.

પરંતુ, આવી રીતે વિચારનારી શાહીવાદી સત્તાઓ માટે કોઈ રસ્તો સરળ ન હતો. સોવિયેત પર હલ્લો કરતાં તેમણે તેના તત્કાલ પરિણામોની ય ગણત્રી કરવી જરૂરી હતી. અને જર્મન શાહીવાદ સામે લડનારી ફોજ સોવિયેતના કામદાર કિસાનો સામેય એ જ હોંશથી લડશે જ એમ ખાત્રીપૂર્વક માની લેવા જેટલા તેઓ મૂર્ખ ન હતા.

પણ તેમને જોઈતી તક લાધી ગઈ. રુસની અંદરનાં જ દગાખોર તત્ત્વોએ માથું ઊંચકયું ને અંધાધૂંધીની શકયતા ઊભી થઈ કે તરતજ બ્રિટન, ફ્રાન્સ, જપાન અને અમેરિકાની શાહીવાદી ફોજોએ કશી જાહેરાત વિના છૂપી રીતે રશિયાને ઘેરો ઘાલ્યો. બ્રિટિશ અને ફ્રેન્ચ ટુકડીઓએ ઉત્તરે આર્ચેન્જેલ તથા મુરમાન્સ્ક કબજે કરી લઈ દેશની અંદરના જ દગાખોર "વ્હાઇટ ગાર્ડસ"ને ઉત્તર રશિયાની સરકાર સ્થાપવામાં પૂરી મદદ કરી.

ત્યારે જપાનીઓએ પૂર્વમાં વ્લાદિવોસ્તોક બંદરે ટુકડીઓ ઉતારીને તે પ્રદેશમાંથી સોવિયેતોને દૂર કરી વ્હાઇટ ગાર્ડસને સત્તા સ્થાપવામાં સહાય કરી.

ઉત્તર કોકેશસમાં બ્રિટન તથા ફ્રાન્સની મદદથી કોર્નિલોવ, એલેક્સેયેવ, તથા દેનિકિન વગેરે ઝારના જૂના સરદારોએ પોતાનો પગદંડો જમાવ્યો. મધ્ય વોલ્ગાના અને સાઈબીરિયાના પ્રદેશમાં બ્રિટિશ–ફ્રેન્ચ સત્તાઓએ ઝેકોસ્લોવાકિયાની ટુકડીઓને બંડખોરી માટે ઉશ્કેરી. અને તે બંને સ્થળે પ્રત્યાઘાતી રાજ્યસત્તાની સ્થાપના થઇ.

જર્મન સત્તાએ એક બાજુથી સોવિયેત સાથે સમાધાન કર્યું હતું તેમ છતાં બીજી બાજુથી તેણે ય હાથ મારવો છોડયો નહિ. યુક્રેનનો પ્રદેશ તેણે દબાવી લીધો; ટ્રાન્સકોકેશિયાને ય કાપી લીધું; તિફ્લિસ અને બાકુમાં પણ વર્ચસ્વ જમાવ્યું. ઉપરાંત દોન પ્રદેશમાં બંડખોરી કરનાર ક્રાસનોવ સરદારને તેણે છૂપી રીતે હથિયારો પૂરાં પાડ્યાં.

આ રીતે, એકંદર દેશનો પોણો ભાગ હડપાઇ ગયો. ખોરાક, કાચો માલ અને બળતણનાં સાધનોનાં મથકો કપાઈ ગયાં. રશિયાનો આવડો મોટો દેહ બહારની દુનિયાથી સાવ અળગો કપાયેલો બની ગયો—કેમ જાણે પ્રતિક્રાંતિના મહા સમંદરમાં પડેલો એક ટાપુ!

અંદરની હાલત વધુ ને વધુ તંગ બની. ખોરાકની તંગી બેશુમાર બની. મોસ્કો અને પેત્રોગ્રાદમાંના કામદારોએ રોજની માત્ર ૧ ઔંસ (૨॥ તોલા) રોટી પર જીવવાના દિવસો આવ્યા. હથિયારો સરંજામો અને પહેરવાનાં કપડાં સુદ્ધાંના વખા પડ્યા. બીજો કાચો માલ અને બળતણ સુદ્ધાંમાં દુષ્કાળ પડ્યો! એક પછી એક કારખાનું બંધ પડવા લાગ્યું. દેશનું આખું અસ્તિત્વ જોખમમાં મુકાયું.

પરંતુ વીર કામદાર વર્ગનો દોર્યો રશિયાનો લોકસમૂહ નિરાશ ન થયો. બોલ્શેવિક પાર્ટીએ એમાંથીય દેશને ઉગાર્યો; ને શ્રમજીવી ક્રાંતિને અમર કરી. લેનિને દેશને સાદ કર્યો:

> "આજે આપણે એક એવા જંગમાં છીએ કે ક્રાંતિનું ભાવિ પણ આને અંતે જ નિર્માણ થવાનું છે." અને એણે સૂત્રોચ્ચાર કર્યો:

"તમારું સર્વસ્વ જંગને મોરચે ધરી દો". નિઃશંક, સમસ્ત દેશનું ખમીર ઉછળી આવ્યું. સવાલ એક જ હતો: "વિજય કે મૃત્યુ?" ધરતીના બેટાઓ લાલ સૈન્યોમાં ભરતી થઈ રણમોરચે ઉપડતાં આ એક જ અવાજ દેતા હતા. કમ્યુનિસ્ટ પાર્ટીએ દેશ સમક્ષ જલવંત ઉદાહરણ રજુ કર્યું. પોતાના અરધા ઉપરાંત સભ્યોને જંગને મોરચે રવાના કર્યા. "**કામદારો અને કિસાનોની રક્ષણ સમિતિ**" અસ્તિત્વમાં આવી. એણે કપડાં, અનાજ, તથા હથિયારો પૂરાં પાડવાનું કામ ઉપાડી લીધું.

અને લેનિન તથા સ્તાલિને મક્કમ અને કુશળ હાથે જનતાને વિજયને શિખરે પહોંચાડી. એમણે પોતે સૈન્યો સર્જ્યાં અને સંભાળ્યાં. એમણે પોતે રક્ષણની લગામ હાથમાં લઈ રણમોરચે દોરવણી કરી.

આ જીવનમરણના સંગ્રામમાં લાલ સેના ૧૦ લાખની સંખ્યાએ પહોંચી ગઈ. એ સંગ્રામ દરમિયાન જ યુદ્ધ કૌશલ્યની નવી નવી તરકીબો શોધાઇ; અને નવા શકિતશાળી મૌલિક યુદ્ધ નિષ્ણાતોની જમાત પેદા થઈ.

લાલ સેનાના આ પ્રાથમિક વિજયોને સદ્ધર બનાવવા માટે "યુદ્ધ-સામ્યવાદ"ની સ્થિતિ જાહેર કરવામાં આવી હતી. નાનાં અને મધ્યમ કદના ઉદ્યોગોને પણ સરકારે પોતાના કાબૂ નીચે લીધા હતા. વળી, અનાજના વેપાર ઉપર રાજ્યની ઈજારદારી જાહેર કરી હતી; વધારાનો અનાજનો જથો બાંધેલા ભાવે ખરીદી લીધો હતો; તથા તમામ નાગરિકોને માથે કોઈ ને કોઈ પ્રકારનો શારીરિક શ્રમ કરવાની ફરજ લાદવામાં આવી હતી: "જે કામ કરશે નહિ તે રોટીનો અધિકારી ઠરશે નહિ"નું સૂત્ર અમલમાં આવ્યું હતું.

બીજી બાજુ, યુદ્ધમાં જર્મનીની હાલત બગડતી જતી હતી. આંતરિક રોષ પણ પ્રગટવા માંડ્યો હતો. અને લશ્કરનું મનોબળ પણ તૂટી રહ્યું હતું. ૧૯૧૮ ના નવેમ્બરમાં ખુદ જર્મનીમાં ક્રાંતિ પ્રગટી અને કૈઝરની સરકારને ફેંકી દેવામાં આવી. જર્મનીને હાર સ્વીકારી સુલેહ કર્યા વિના છૂટકો ન થયો. આ જ દિવસોમાં ઓસ્ટ્રીયા અને હંગેરીમાં પણ ક્રાંતિ થઈ. આ ક્રાંતિઓએ ૧૯૧૯ ના માર્ચમાં "**ત્રીજી કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીય**"–જગત ભરના કમ્યુનિસ્ટોની ક્રાંતિકારી સંસ્થાને લેનિનની સરદારી હેઠળ જન્મ આપ્યો.

આવી આંતરિક અને બાહ્યપરિસ્થિતિના દિવસોમાં ય લેનિને ખેતી ઉપરના સવાલો ભણી વિશેષ લક્ષ પરોવ્યું. ૧૯૧૯ ના માર્ચમાં પાર્ટીની ૯ મી કોન્ગ્રેસ મળી. આજ લગી 'કુલકો' સામેના જંગમાં 'મધ્યમ સ્થિતિના ખેડૂત' પ્રત્યે એક પ્રકારની તટસ્થતાની નીતિ રાખવામાં આવી હતી; તે હવે દૃઢ રીતે 'મધ્યમ ખેડૂત'ને જીતી લેવાની થઈ. આજની કફોડી આંતરિક દશામાં એની સહાય ખૂબ જ મહત્ત્વની હતી. અને આ દીર્ઘ દ્રષ્ટિનું પરિણામ થોડાજ મહિનામાં દેખાવા પણ લાગ્યું. નાના અને મધ્યમ ખેડૂતોએ એકત્ર થઈ, સોવિયેત સરકારને પડખે ઊભી કુલકો તથા આંતરવિગ્રહ કરનારા દગાખોરો સામેના જંગમાં સહાય આપી.

આ દિવસોમાં વળી એક નવી મુશ્કેલી ઊભી થઈ. લશ્કરની અંદર જ એક 'વિરોધ' જાગ્યો. આની પાછળ એક કારણ એ હતું કે ત્રોત્સ્કીની સરદારી સામે ભારે અસંતોષ હતો. અને બીજું કારણ એ હતું કે કેટલાક લોકો કાયમી શિસ્તબદ્ધ અને રીતસરના લશ્કરને બદલે માત્ર ગેરિલા

પદ્ધતિનો જ પક્ષ કરતા હતા. આ બાબતમાં સ્તાલિને ઉચ્ચારેલી અગમ-ચેતી મહત્ત્વની નીવડી—

> "આપણે કામદારો અને કિસાનોનું, ખાસ કરીને કિસાનોનું સાચું અને અત્યંત શિસ્તબદ્ધ લશ્કર ઊભું કરી આપણા પ્રજાતંત્રની રક્ષા કરીએ; નહિ તો ખતમ થઈ જઇશું."

બીજી બાજુ, ઘેરો ઘાલનારી શાહીવાદી ફોજો આગે ને આગે બઢતી હતી. હાલત વધુ ને વધુ ખતરનાક બનતી જતી હતી. લગભગ ચારે બાજુ સોવિયેત દેશ ઘેરાઈ પડ્યો હતો. આજ દિવસોમાં, ત્રોત્સ્કીએ યુરલમાં ઘૂસી ગયેલા સરદાર કોલચાકના લશ્કરની પૂંઠ પકડી રહેલા લાલ લશ્કરને પાછા ફરવાનો હુકમ કર્યો. આનાં ભયંકર પરિણામોની કલ્પના સૌ કોઈ કરી શકશે. પાર્ટીની મધ્યસ્થ કમિટીએ આ નિર્ણયને ગેરવ્યાજબી ઠેરવ્યો. ત્રોત્સ્કીએ સામેથી રાજીનામું ધરી દીધું! ખેર, ત્રોત્સ્કીને સંચાલનમાંથી દૂર કર્યો અને લશ્કર તો આગળ ધપ્યું જ. એ પછીના તમામ મોરચાઓમાં સ્તાલિન, વોરોશિલોવ, તથા બુદેનીને હસ્તક લગામ સુપ્રત થઈ.

વરસોની અઠંગ જહેમતને અંતેય દુનિયાભરના શાહીવાદી માંધાતાઓની બધી મુરાદો ધૂળ મળી. અને **બ્રિટન, ફ્રાન્સ, ઇટલી** વગેરેએ ૧૯૨૦ના જાન્યુઆરીમાં સોવિયેત દેશ ઉપરનો ઘેરો ઉઠાવી લીધો. સોવિયેતની જનતાને પ્રથમ વાર શ્વાસ ખાવા જેટલો મોકો મળ્યો.

આ અઢી વરસોએ પછાત દેશની હાલત અત્યંત ભૂંડી કરી હતી. ઉદ્યોગો, વાહનો અને ધંધોરોજગારને ફરી પાછાં ઊભાં કરવાનાં હતાં. પાર્ટીએ તરતજ **'આર્થિક યોજના'**ની વિચારણા શરૂ પણ કરી. પરંતુ હજી સોવિયેતના નસીબમાં એક વધુ દુશ્મન પડોશી સામે લડી લેવાનું બાકી હતું.

પોલેન્ડના સરનશીન સમા પિલ્સુદ્સ્કીએ સોવિયેતને રૂંધવાનું બીડું ઝડપ્યું હતું; અને હમણાં જ હાથ ઘસી પાછા ફરેલા તમામ શાહીવાદીઓએ એમાં સાથ આપવાનું સ્વીકાર્યું હતું. સોવિયેતે સમાધાની માટે પ્રયત્નો કર્યા, પણ સામે પક્ષે ગરજ ન હતી. પરિણામે, સોવિયેતને શ્વાસ ખાવાનો વખત મળતાં પહેલાં જ ઝુંટવાઈ ગયો! છેવટે ૧૯૨૦ના ઓકટોબરની ૨૦મીએ રિગા ખાતે સુલેહના કરાર થયા. તે અનુસાર પોલાંડ પાસે ગેલિસિયા અને બ્યેલોરશિયાનો પ્રદેશ ગયો.

હજી પૂર્વમાં જપાની દુશ્મનનો ઘેરો તો ચાલુ જ હતો. ઉપરાંત, વચ્ચે વચ્ચે ફિન્લેન્ડ વગેરે સામે ય રક્ષાનો હાથ ઉગામવો જરૂરી હતો. પરંતુ, એ બધાંયનો અંત ૧૯૨૨ માં આવી ગયો.

કોઇ કલ્પી ન શકે એવા ભયંકર વિનાશના મોમાંથી સોવિયેત સલામત બહાર આવ્યું. જગતના ઇતિહાસકારો જેને ચમત્કાર રૂપે ઓળખાવે છે, લેનિન એનું રહસ્ય સમજાવતાં લખે છે.—

> "આમ બની શક્યું એની પાછળ પાર્ટીની તકેદારી અને શિસ્ત છે. પાર્ટી સરકારી ખાતાંઓને અને તંત્રોને એકત્ર રાખવામાં સફળ નીવડી હતી. પાર્ટીની મધ્યસ્થ કમિટીના અવાજને લાખો કરોડો પ્રજાજનોએ અપવાની લઇ અદ્‌ભુત કુરબાનીઓ કરી હતી. સારી દુનિયાના શાહીવાદીઓની નાગચૂડને તોડીને સોવિયેત દેશ બહાર નીકળી શક્યો એ ચમત્કાર આ સૌને આભારી છે."

લેનિન આગળ જતાં, આ વિજયનું રહસ્ય સમજાવતાં એક એ વાત પણ કહે છે કે દુનિયા ભરના શ્રમજીવીઓની હમદર્દી સોવિયેત દેશ પ્રત્યે હતી એ વાત ભૂલવા જેવી નથી. બ્રિટન, ફ્રાન્સ અને બીજા હુમલાખોર દેશોના કામદારોએ હડતાલ પાડીને, માલ ચઢાવવાનો ઇનકાર કરીને તથા "રશિયા પરથી હાથ ઉઠાવી લો"ની ઝુંબેશો દ્વારા આ આંતરરાષ્ટ્રીય લાગણીને નક્કર સ્વરૂપે વ્યક્ત કરી છે, એ વાત ઇતિહાસ-મશહૂર છે.

## ૧૯૨૧-૨૫

ચાર વરસને અંતે નૂતન સોવિયેત રાજ્યને પહેલીવાર શાંતિ અને નવરચનાનો સમય લાધ્યો ત્યારે ઉદ્યોગો, ખેતી, વેપારધંધા અને વાહન-વ્યવહાર તમામને ફરી કેવી રીતે ઊભાં કરવાં એ એક સૌથી મહત્ત્વની સમસ્યા હતી. અને એ જ તો સૌથી મુશ્કેલ વાત હતી. આ ચાર વરસોએ સોવિયેતના આર્થિક જીવનની જે ભયંકર બરબાદી કરી હતી તે ચોંકાવનારી હતી. ઝારના જમાનાના રંક અને પછાત રશિયા કરતાં પણ ૧૯૨૦ નું ખેતી પરનું ઉત્પાદન અરધું થઈ ગયું હતું. અધૂરામાં પૂરૂં ૧૯૨૦ માં દુકાળ પડયો હતો. ઉદ્યોગ મોરચે ય કાંઈ સારી સ્થિતિ ન હતી. યુદ્ધ પૂર્વેના વરસ કરતાં

૧૯૨૦ માં ૧/૭ માલ પેદા થયો હતો. અનેક કારખાનાં બંધ પડયાં હતાં. ખાણો ઉજ્જડ બની હતી. એટલું જ નહિ પણ રોટી, માંસ, જોડા, કપડાં, દીવાસળી, મીઠું, ઘાસતેલ અને સાબુ જેવાંમાં પણ દુકાળ આવ્યો હતો!

યુદ્ધ ચાલતું હતું ત્યાં લગી તો લોકો આ બધી અછત જેમતેમ સહી રહ્યા હતા પણ હવે તો બધી જરૂરિયાતો તાબડતોબ પૂરી પડવી જોઈએ એવી મનોદશા વ્યાપી રહી હતી.

બીજી બાજુ યુધ્ધ ચાલતું હતું ત્યાં લગી તો, બધો વધારાનો જથો સરકાર વેચાતો લઇ લે એ વાત ખેડૂતોએ સ્વીકારી લીધી હતી. પરંતુ હવે કાંઇ ભય ન હતો. "**હવે શું** કામ બધો માલ લઈ લો છો?" અને "**હજી શું** કામ બધી જોઇતી ચીજો આપતા નથી?" એવી ભુમરાણ ખેડૂતોમાંથી ઊઠી હતી.

લેનિને પલટાતી પરિસ્થિતિ વાંચી લીધી. એણે જોયું કે "યુધ્ધ સામ્યવાદ" ખેડૂતોનાં હિતોની સામે અથડામણમાં આવી રહ્યો છે. એટલું જ નહિ, પણ કામદારોમાં ય અસંતોષ જાગી રહ્યો છે. ધંધો ઉદ્યોગ છે નહિ! ગમે તેવી મજૂરી કરીને પેટિયું કમાવાનું છે. ગમે ત્યાં રઝળી રખડી જે કાંઇ કામ મળે તે લઇને જીવવાનું છે! આ રીતે કામદાર વર્ગ છિન્નભિન્ન થઈ રહ્યા હતો. કામદાર રાજ્ય આખું નબળું બની રહ્યું હતું.

આવી કપરી દશામાંથી પાર્ટીએ માર્ગ કાઢવાનો હતો. ત્યારે વળી પેલા દગાખોરોને પોતાની બાજી જીતી જવાની ખુદાઇ તક દેખાઈ. ખેડૂતોમાં અસંતોષ હતો તેનો ઉપયોગ તેમણે ખેડૂતોના જે દીકરાઓ નૌકાસૈન્યમાં ભરતી થઈ નવા સવા ગયા હતા, તેમને ઉશ્કેરવામાં કર્યો. એ બનાવ ઇતિહાસમાં "**ક્રોન્સ્તાદનું બંડ**" ને નામે મશહૂર છે. પાર્ટીએ તેના સર્વોત્તમ ચુનંદા બેટાઓને વોરોશિલોવની આગેવાની નીચે રવાના કર્યા. અને બંડ ઉગ્રરૂપ ધારણ કરે તે પહેલાં તેને શમાવી દેવામાં આવ્યું.

બીજી બાજુ પાર્ટીએ જોયું કે યુધ્ધ-સામ્યવાદનું ઐતિહાસિક કાર્ય પૂરૂં થયું છે. હવે તો ખેડૂતને વધુ પેદા કરવાની હોંશ ચઢે, ઉદ્યોગો વધુ ખીલે, વેપાર ધંધો સરાણે ચઢે તો જ દેશની નસોમાં લોહી ધબકી ઊઠશે. બીજો કોઈ જ માર્ગ નથી. વળી ઉદ્યોગો માટે કાચો માલ વધુ ને વધુ તૈયાર કરવા

માટે અને પાકો તૈયાર માલ વધુ સારો બનાવી વધુ ને વધુ ગામડે પહોંચે એ માટે કામદાર અને કિસાનોની એકતા પણ અનિવાર્ય છે. કામદારોને ઉત્સાહિત કરવા માટે લશ્કરી સત્તા યા કાયદાનો દંડ નહિ, પણ તેમનાં ટ્રેડ યુનિયનોને જીવંત બનાવવાં જરૂરી છે.

અહીં પણ ત્રોત્સ્કીવાદીઓએ, બુખારિને તથા બીજા કેટલાકોએ વિરોધ કર્યો. યુદ્ધ-સામ્યવાદના કડક અમલને જારી રાખવાનો અને ટ્રેડ યુનિયનની જરૂર નથી, એ પ્રકારનો તેમનો આગ્રહ હતો. અને જ્યારે લેનિને રીતસર "**નવી આર્થિક નીતિ**" (ન્યુ ઇકોનોમિક પોલિસી N. E. P.) રજુ કરી ત્યારે એ વિરોધ ભડકારૂપે દેખાઈ આવ્યો.

૧૯૨૧ ના માર્ચમાં ૧૦ મી પાર્ટી કોંગ્રેસે N. E. P. નો ઠરાવ રીતસર પસાર કર્યો. આ ઠરાવ મુજબ હવેથી ખેડૂત પાસેનું બધું વધારાનું અનાજ ફરજીયાત વેચાતું લઈ લેવામાં નહિ આવે. પરંતુ ખેડૂત તેનો રાજભાગ ધાનરૂપે આપશે. બાકીનું તે ખેડૂત પોતાને ફાવે તે રીતે ગમે ત્યાં વેચી શકશે.

ઉપરાંત, નાના નાના ખાનગી ઉદ્યોગોની તથા તેમને તેમનો માલ બજારમાં વેચવાની પણ છૂટ આપવામાં આવી. આ રીતે ખાનગી નફાખોરીને મર્યાદિત સ્વરૂપે છૂટ આપવામાં આવી.

ત્રોત્સ્કી-બુખારિન વગેરેને તો લાગ્યું કે લેનિને ક્રાંતિને દગો દીધો છે, મૂડીદારી આગળ તેણે નમતું મૂક્યું છે, ક્રાંતિની પીછેહઠ થઈ છે. જ્યારે લેનિનની આર્ષદૃષ્ટિ તો દૂરનું ભવિષ્ય જોઇને માર્ગ કાઢતી હતી. મૂડીદારી કિલ્લાને એક ધસારે કબજે કરવા માટે, પ્રત્યાઘાતીઓને ખતમ કરવા માટે 'યુદ્ધ-સામ્યવાદનો' તબક્કો જરૂરી હતો. પણ હવે એનું કામ પતી ગયું હતું; હવે તો દેશને આર્થિક રીતે બેઠો કરવાનો સવાલ હતો. જેના ઉપર દેશ ઊભો છે તે ખેડુત અને કામદારને ઊભો કરવાનો સવાલ હતો. એને માટે ખેતી ને હજારો નાના નાના ઉદ્યોગમાં નવો પ્રાણ આણવો જરૂરી હતો. આમ ન થાય તો, ગમે તેટલી શુભેચ્છાઓ છતાં, સમાજવાદનો પાયો તૈયાર થવો શક્ય જ ન હતો. અને લેનિને 'એકદમ પીછે હઠ કરવામાં કશી અજુગતી બીતિ ન સેવી. એક વીર સેનાનીને છાજતી અદાથી એણે ચાલ બદલી.

એને પાર્ટીની નીતિ અને જનતાની તાકાત પર શ્રદ્ધા હતી. અને એણે આર્થિક પાયાને મજબૂત કરવા માટે, એ પાયાને વધુ મજબૂત કરી વધુ તાકાતથી મૂડીવાદ પર આખરી ફટકો ઝીંકવા માટે, 'નવી આર્થિક નીતિ' (N. E. P.) આગળ ધરી.

૧૯૨૪ માં જ્યારે અંદાજ લીધો ત્યારે સૌના મોં પર આનંદ–આશ્ચર્યની છાયા ફરી વળી. આ N. E. P. ના સમય દરમિયાન પાકનો પ્રદેશ વધ્યો હતો. ઉદ્યોગો વધ્યા હતા ને જીવનધોરણ ઊંચું ગયું હતું. પરંતુ સાથે સાથે તેની મર્યાદાઓ અને ત્રુટીઓ પણ છાની રહી ન હતી. બેકારી અને નફાખોરીનાં દુષણો મર્યાદિતરૂપે ય ચાલુ હતાં. ભાવો ઉપર નિયંત્રણ ન હોઇ લોકોની ખરીદશકિત ઉપર ફટકો પડતો હતો. નાણાંની કિંમત ખૂબ ઝડપે વધતી ઘટતી હતી. નફો વધુમાં વધુ કમાઈ લેવાની વૃત્તિએ ઉદ્યોગોના વિકાસ પર કેટલેક અંશે ફટકો માર્યો હતો.

"નવી આર્થિક નીતિ"માંથી હવે વિશાળ સમાજવાદી ઉદ્યોગવાદ તરફ જવાની ઘડીઓ પાકી રહી હતી.

આવા આ અતિ મહત્વના દિવસોમાં જ સોવિયેત ક્રાંતિનો ઘડવૈયો અને નેતા લેનિન માંદો પડ્યો. લાંબી માંદગી બાદ ૧૯૨૪ ના જાન્યુઆરીની ૨૧ તારીખે તેણે દેહત્યાગ કર્યો.

લેનિનની લાંબી માંદગીનો લાભ લઈ ત્રોત્સ્કી–ટુકડીએ પાર્ટીને છિન્નભિન્ન કરવા ફરી પાછાં માથાં પછાડ્યાં. એણે તમામ અસંતોષી તત્વોને એકઠાં કરી પાર્ટીની આજલગીની નીતિ તથા દોરવણી ઉપર જ પ્રહાર કર્યા. એણે પોતાની 'થીસીસ' તૈયાર કરી, જેના પર જીલ્લે જીલ્લે ને ગામડે ગામડે પાર્ટી મથકોમાં ચર્ચાઓ થઇ. અને આખરે ૧૯૨૪ માં સોવિયેતની જાગ્રત જનતાએ એ "થીસીસ" ફેંકીય દીધી.

આ આંતરિક રાજકીય વિજય માટે લેનિન સ્તાલિનની દોરણી જ ધન્યવાદને પાત્ર હતી. તેમણે દેશને બચાવ્યો હતો ને પુનર્જીવનયે આપ્યું હતુ. ૧૯૨૪-૨૫ ના વર્ષમાં ખેતીવાડી તથા ઉદ્યોગોની પેદાશ યુદ્ધપૂર્વેની પેદાશની લગભગ નજદીક પહોંચી હતી. કિસાન કામદારોનું જીવનધોરણ અને તેમની ઉત્પાદન શક્તિ પણ ઊંચી ગઇ હતી. અને આ બધાને પ્રતાપે કામદાર કિસાનોની રાજકીય પ્રવૃત્તિ પણ વધી હતી.

આમ 'યુદ્ધ પૂર્વેની દશા' સુધી તો દેશ પાછો આવ્યો હતો. પણ સમાજવાદી દેશ માટે તો એ ધોરણ નહિ જેવું હતું. આનાથી અનેકગણી અને ઝડપી પ્રગતિ થવી જરૂરી હતી. અને આખી દુનિયા મૂડીવાદની ખાઈમાં પડી હોય ત્યારે એકે સમાજવાદી સ્વર્ગ ભણી સફળતાપૂર્વક જવું શક્ય છે કે કેમ? શક્ય હોય તો માર્ગ કયો? વગેરેની મથામણો શરૂ થઇ ગઇ.

ફરી પાછા ત્રોત્સ્કીપંથીઓએ **'એક દેશમાં સમાજવાદ'**ની સામે **'જગત ક્રાંતિ'**નું રૂડું દેખાતું સૂત્ર આગળ ધર્યું. પરંતુ 'એક દેશમાં ક્રાંતિનું' સૂત્ર કાંઈ 'જગત ક્રાંતિ'નું વિરોધી નહિ, પણ ઊલટું પોષક હતું; એટલું જ નહિ પણ સોવિયેત રશિયાને બચાવી લઈ તેને જગત ક્રાંતિના બુરજ રૂપે વિકસાવવાનો એજ એક માત્ર માર્ગ હતો–સોવિયેત રુસની જનતા આ સત્ય સમજી ચૂકી હતી. અને વિરોધીઓનો એક વધુ દાવ નિષ્ફળ ગયો.

૧૯૨૫ માં ૧૪ મી પાર્ટી કોંગ્રેસે બધું ધ્યાન વિશાળ અને મોટા પાયા પરના ઉદ્યોગવિકાસ ઉપર કેન્દ્રિત કર્યું. 'સમાજવાદને પામવાનો એક માત્ર માર્ગ એ છે કે ખેતીપ્રધાન દેશને ઉદ્યોગપ્રધાન બનાવો'—સ્તાલિને ચાવીરૂપ સૂત્ર રજુ કર્યું.

વિરોધ પક્ષના ઝિનોવિવે દેશને ખેતી પ્રધાન રાખવાની યોજના રજૂ કરી પણ તેનેય જનતાએ ઉડાવી દીધો.

## ૧૯૨૬–૨૯

દેશને સમાજવાદી–ઉદ્યોગોના ધોરણ પર પહોંચાડવાની જંગી ઝુંબેશ ઉપાડવામાં આવી. શ્રમજીવીઓએ પસીનો ઉતારી ભેગી કરેલી ૫ કરોડ રૂબલની મૂડી ૧૯૨૬–૨૭ ની સાલમાં રોકવામાં આવી. અને પછાત દેશમાં જંગી સંચાઓ, યંત્રો બનાવવા માટેનાં જંગી કારખાનાંઓ ધણધણી ઉઠ્યાં, એની સાથે મૂડીદારી દેશોના પેટમાં તેલ રેડાયું. બ્રિટિશ શાહી સરકારે ઉશ્કેરણીની બાજી હાથ ધરી. ૧૯૨૭ ના મેમાં તેણે સોવિયેત રાજ્ય સાથેના વેપારી સંબંધો તોડી નાખ્યા. બીજી બાજુ ૧૯૨૭ ના જુનમાં વોરસો (પોલાંડ) ખાતે રહેતા સોવિયેત એલચી વોઈકોવનું ખૂન થયું. એટલું જ નહિ પણ, ખુદ લેનિનગ્રાદમાં જ એક પાર્ટી–કલબમાં બ્રિટિશ જાસુસોએ બોમ્બ ફેંકી ૩૦ જણને ઘાયલ કર્યા. ઉપરાંત ૧૯૨૭ ના જ ઉનાળા દરમિયાન બર્લિન,

પેકિન, શાંગહાઇ, અને ટિન્ટસીન ખાતેના સોવિયેત એલચીઓ તથા વેપાર-પ્રતિનિધિઓનાં મથકો ઉપર એક સામટા હલ્લા થયા !

સોવિયેતને ઉશ્કેરી, તેને ઝગડામાં ખેંચવાની આ ચાલબાજીમાં ફસાવાનો સોવિયેતે ઇનકાર કર્યો.

આજ દિવસોમાં ત્રોત્સ્કી-ઝિનોવિવ પંથીઓએ પણ છૂપી રીતે પાર્ટીની અંદર પોતાની બીજી પાર્ટી સ્થાપી કામ શરૂ કરી દીધું હતું. પરન્તુ તેમનું આ કાવતરું ખુલ્લું પડયું. ને ત્રોત્સ્કી, ઝિનોવિવ, કેમેનેવ અને સોકોલનિકોવે લેખી નિવેદન કરી પોતાના "ભંગાણવાદી ગુના" માટે ક્ષમા યાચી, ભવિષ્યમાં પૂરી વફાદારીની ખાત્રી આપી. પરંતુ આ કેવળ '**રક્ષણાત્મક પેંતરો**' જ હતો. તેમણે આ પક્ષીય છૂપી પ્રવૃત્તિ વધાર્યે રાખી હતી. છૂપું ગેરકાયદે પ્રેસ સુદ્ધાં શરૂ કરી દીધું હતું; જુદું સભ્યપદ નોંધી લવાજમ ઉઘરાવવા પણ માંડ્યું હતું.

૧૯૨૬ ના નવેમ્બરમાં ૧૫ મી પાર્ટી કોન્ફરન્સે તથા ડિસેમ્બરમાં કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયની વિસ્તારિત કાર્યવાહી સમિતિએ આ કાવતરાંખોરો સામે સખ્ત ઠપકાની દરખાસ્ત પસાર કરી. પણ એની કશી જ અસર ન થઇ. ઊલટી, બ્રિટિશ શાહીસત્તાએ રશિયા સાથેનો સબંધ તોડી નાખ્યો, એમાં આ ટોળીએ પોતાની તક ઉપર આવતી જોઈ હતી. પરંતુ ૧૯૨૭ ના ઓકટોબરમાં જ્યારે સમસ્ત પાર્ટી સભ્યો સમક્ષ આ "વિરોધીઓ"એ પોતાની નીતિ રજુ કરી ત્યારે તેમનો રકાસ થવામાં કશી બાકી ન રહી. ૭ા લાખ સભ્યોમાંથી માત્ર ૧ ટકો જ એમને પક્ષે હતો !

આમ છતાં, કમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત રાજ્યને બરબાદ કરવા નીકળેલા આ ગુનાહિતોની સાન હજી ઠેકાણે આવવી બાકી હતી. ૭ મી નવેમ્બરના મહાન ક્રાંતિદિને તેમણે "વિરોધી દેખાવ" કર્યા.

અને એમણે એમનાં દુષ્કૃત્યોનો ઘડો હાથે કરી ભરી દીધો. ૧૯૨૭ ના નવેમ્બરની ૧૪ મીએ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ ત્રોત્સ્કી તથા ઝિનોવિવને બરતરફ કર્યા. અને ૧૯૨૭ માં ડિસેમ્બરની ૨ જીએ ૧૫ મી પાર્ટી કોંગ્રેસે એ નિર્ણય અપનાવી લઈ તેમના ગ્રુપને—રેદેક, કેમેનેવ વગેરેને પણ બરતરફી આપી.

પરંતુ હજી સુધી પાર્ટીમાં વિરોધનું માથું ઊંચું ન કરનારા, પણ અંદરથી 'કુલકો'ની નીતિને ટેકો આપનારા બુખારિન–રાયકોવની **'જમણી પાંખ'** હયાત હતી. **તેમણે હવે ત્રોત્સ્કીવાદીઓના સાથ સહકારમાં ખુલ્લો** વિરોધ મોરચો જમાવ્યો.

સવાલ સમૂહ–ખેતી પ્રથા દાખલ કરવાનો હતો. 'ડાબી પાંખ'ના ત્રોત્સ્કીવાદીઓ અને ઝિનોવિવ પંથીઓ તમામ ખેડૂતો પાસેથી જમીન છીનવી લઈ માત્ર રાજ્ય હસ્તકનાં ખેતરો જ ઊભાં કરવા માગતા હતા. જેમાં દરેક ખેડૂત માત્ર રોજી કમાતો હોય. જ્યારે બીજી બાજુ, 'જમણી પાંખ'ના બુખારિન, રાયકોવ 'કુલકો'ને જ ઉત્તેજન આપી ખેતીની આબાદી ઇચ્છતા હતા, જેને પરિણામે ખેડૂતોને 'કુલકો'ના હાથમાં મજુરિયા રૂપે જીવવું પડે ! પરંતુ આખરે તો સ્તાલિને રજુ કરેલ **"સામુદાયિક ખેતી"**ની યોજનાને જ સોવિયેતની જનતાએ અપનાવી લીધી.

આ પછી, 'જમણી પાંખે' 'ડાબી પાંખ' સાથેનો છૂપો સંબંધ વધાર્યો અને ૧૯૨૮ ની શરૂઆતમાં આખરે બુખારિન–રાયકોવની સામે પણ શિસ્તનાં પગલાં ભરવામાં આવ્યાં. અને વળી પાછા આ વિરોધીઓએ લેખી માફી રજુ કરી.

પરંતુ, ટાંપીને બેઠેલા દેશ બહારના દુશ્મનોને તો આ 'જમણી પાંખ'નો વિરોધ એક નવી તક પૂરી પાડનારો દેખાયો. અને તેમણે ચીન–રશિયા વચ્ચે અથડામણ જગવવા કોશીશો શરૂ કરી દીધી. ચીનની લશ્કરી ટુકડીઓએ સોવિયેતના પૂર્વ કિનારા પર હલ્લો કરી અમૂ રેલવે કબજે કરી. પરંતુ આખરે તો લાલ સેનાની આગળ એમણે પાછાં પગલાં ભરવાં પડ્યાં. મંચુરિયાની સત્તાએ સંધિના કરાર કર્યા.

આમ, અંદર અને બહારના દુશ્મનો ઉપરના તાજા વિજયોએ સોવિયેતની તાકાત સાબીત કરી હતી. એ જોઇને તો બ્રિટિશ સરકારે ફરી રાજકીય અને વેપારી સંબંધ બાંધવાની તૈયારી બતાવી.

આ બધા દરમિયાન મોટા પાયા પરના ઉદ્યોગોની દિશામાં તો દેશ ધમધમાટ આગળ વધી જ રહ્યો હતો. એટલુંજ નહિ પણ સ્તાલિનની નજર મહાન **"પંચવર્ષીય આર્થિક યોજના"** પર ઠરી હતી. સમાજવાદી

રાજ્યના અસ્તિત્વ માટે વિશાળ ધોરણે મોટા ઉદ્યોગો અને સમૂહ ખેતી અનિવાર્ય હતાં; સાથે સાથે વિશાળ પાયા પરની **આર્થિક રાજ્યયોજના** પણ અનિવાર્ય હતી.

## ૧૯૩૦–૩૬

**૧૯૩૨ થી** ૩૩ નાં વર્ષ આખી દુનિયામાં "આર્થિક મંદી" અને કટોકટીનાં ગણાય છે. જ્યારે આજ વરસોમાં સોવિયેતે સાધેલી પ્રગતિ બેનમૂન છે.

બીજી બાજુ, આજ વરસો દરમિયાન જર્મનીમાં ફાસિવાદી ટોળકી સત્તામાં આવવા કોશીશ કરી રહી હતી. અને પૂર્વમાં જપાનની દાઢ પણ સોવિયેતના પૂર્વ પ્રદેશો પર હતી. આમ યુરોપમાં જર્મની અને પૂર્વમાં જપાન યુદ્ધખોર આગેવાનો તરીકે આગળ આવી રહ્યાં હતાં.

આવા આ દિવસોમાં સોવિયેતની સામે સૌથી મોટો સવાલ ખેતી અંગેનો હતો. ૧૯૧૮ માં જેમ તમામ જમીનદારોને રદ કરીને સોવિયેતે એક મહાન ક્રાંતિકારી પગલું ભર્યું હતું, તેવી જ રીતે ૧૯૨૯ ના અંતમાં સરકારે 'કુલકો'નો જમીન ઉપરનો હક્ક છીનવી લીધો. 'ભાડુતી મજુરી' કરાવવા પર પ્રતિબંધ મૂકયો અને એ જમીન તથા ઓજારોનો લાભ સમૂહ ખેતરોને આપવામાં આવ્યો.

'સમૂહ ખેતરો' અને 'ભારે ઉદ્યોગો' અંગેની આ પ્રથમ પંચવર્ષીય યોજના માત્ર ૪। વર્ષમાં અદ્દ્ભુત સફળતા સહિત પાર ઊતરી. આર્થિક જીવનની પુનર્‌રચનાના આ જમાનામાં 'ટેકનિક' ઉપર ખૂબ જ ભાર મૂકવામાં આવ્યો. 'બુર્ઝવા એક્સપર્ટો' ઉપર ઘણું બધું છોડી દેવાની વૃત્તિ સામે રીતસર ઝુંબેશ ઉપાડવામાં આવી. "**મશીન અને ટ્રેકટર સ્ટેશનો**" ઉપર પણ ખાસ તાલિમ પામેલું "**રાજકીય–ખાતું**" ખોલવામાં આવ્યું. અને પાર્ટીના "ઓર્ગેનિઝેશન" ઉપર વધુ ઝોક આપવામાં આવ્યો. 'હવે તો પાર્ટી વિજયી નીવડી છે' એવી નિરાંતવૃત્તિ સેવવાને બદલે વધુ તકેદારી રાખવાની સૂચના આપવામાં આવી. અને **બીજી પંચવર્ષીય યોજનાની** તૈયારીઓ ૧૯૩૩ થી શરૂ થઈ ગઈ.

આમ દેશ કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યો છે ત્યારે ફરી એકવાર દેશની અંદરનાં જ દગાખોર તત્ત્વોએ આખરી પ્રયત્ન કરી લીધો.

 બ્રેલગ્રેડના ' વ્હાઈટ ગાર્ડ ' નામના અખબારે સોવિયેતના આગેવાનોનાં ખૂન કરવાની ઉશ્કેરણી શરૂ કરી દીધી હતી. અને ૧૯૩૪ માં કમ્યુનિસ્ટ પાર્ટીની 'પોલિટ બુરો'ના એક સભ્ય કિરોવનું ખૂન પણ થયું ! એ ખૂન કરનાર ઝિનોવિવપંથી તરત જ પકડાયો પણ હતો.

લંડનમાં નિવાસ કરતા સોવિયેત એલચી ઇવાન મૈસ્કીએ પ્રકાશ પાડ્યો: " ગુનેગારોમાંના મોટા ભાગના પાસેથી બોમ્બ, બંદૂકો ને રિવોલ્વરો નીકળી હતી." આ નામચીનો પેલી ' જમણી ' અને ' ડાબી ' પાંખના જ સાગરિતો હતા. અને ભયંકર હકીકત તો એ બહાર આવી કે તેમાં અનેક પરદેશી હકુમતો રીતસર સંડોવાયેલી હતી. દેશની અંદરના ' વિરોધીઓ ' સાથે પરદેશી હકુમતોનો પાકો ગાઢો સંબંધ બંધાઈ ચૂક્યો હતો. તેમાંના કેટલાક તો જર્મની અને જપાનના ' એજંટ ' તરીકે રીતસર કામ કરતા હતા.

૧૯૩૬ માં ચલાવવામાં આવેલા 'મોસ્કો–કેસ'માં આ બધી ભયંકર હકીકતો પ્રગટ થઈ.

આમ ઘરની સફાઇ પૂરી થઈ હતી ત્યારે ૧૯૩૫ માં ઇટલીએ એબિસીનિયા પર હલ્લો કરી દીધો હતો. ૧૯૩૬ માં ઇટલી–જર્મનીએ મળી સ્પેનના પ્રથમ લોકરાજ્ય સામે ભોગળ ઉગામી દીધી હતી. અને ૧૯૩૭ માં જપાને ચીન પર રીતસર યુદ્ધ આરંભી દીધું હતું.

પરંતુ સોવિયેત આ આવતા બનાવોથી અજાગ્રત ન હતું. આ નવ હલ્લાખોરોની સામે શાંતિ વાંછતા તમામ દેશોની મજબૂત હરોળ ઊભી કરવાના આશયથી '**લીગ ઓફ નેશન્સ**' માં તે ૧૯૩૪ થી જોડાઈ ગયું હતું. ૧૯૩૫ ના મેમાં તેણે ફ્રાન્સ તથા ઝેકોસ્લોવાકિયા સાથે પરસ્પર સહાયના કરાર કર્યા હતા. એજ રીતે ૧૯૩૬ ના માર્ચ માસમાં મોંગોલિયન પ્રજાતંત્ર સાથે કરાર કર્યા. એ પછી ૧૯૩૭ ના ઓગસ્ટમાં ચીન સાથે બીનાક્રમણના કરાર કર્યા.

બીજી બાજુ, "**બીજી પંચવર્ષીય યોજના**" પણ ૪। વર્ષમાં

(૧૯૩૭ ના એપ્રિલની ૧ લી તારીખે) પૂરી થઈ ગઇ. સમાજવાદનો આ મોટામાં મોટો વિજય હતો.

હવે ઉત્પાદન મોરચે નવું સૂત્ર અપાયું: "ટેકનિક ઉપર બધો આધાર છે" એ સૂત્રને સ્થાને "કાર્યકરો ઉપર બધો આધાર છે." અને કાર્યકરોની ઉમદા પ્રગતિની શકયતાનો પરિચય સ્તખાનોવ નામના કોલસાની ખાણના કારીગરે આપ્યો. એના નામ ઉપર તો ઉત્પાદન વધારવાની દેશવ્યાપી ઝુંબેશ ઊપડી. **"સમાજવાદી હરીફાઈ"** ની વિજયપતાકા ઊંચી ફરકી ઊઠી.

આમાંથી જનતાની સંસ્કારિતાના વિકાસમાં જે પરિણામો આવ્યાં તે અદ્ભુત હતાં. આ વરસોએ જીવનવિકાસ માટેની અપૂર્વ નવી તકો ઊભી કરી હતી; આ વરસોને ઈતિહાસકાર સંસ્કાર–ક્રાંતિના યુગ કરીકે ઓળખાવશે એમાં કશી શંકા નથી.

અને આ બધા ઉપર વિજય કલગીરૂપ જો કોઈ મહાન ઐતિહાસિક બનાવ હોય તો તે ૧૯૩૬ ના ડિસેમ્બરમાં અસ્તિત્વમાં આવેલ સ્તાલિનનું નવું બંધારણ છે. નવો કામદાર, નવો કિસાન, નવો બુદ્ધિજીવી પેદા થયો છે, એવા દેશનું—જ્યાં કોઈ પણ પ્રકારનું શોષણ હવે શકય નથી રહ્યું એવા દેશનું આ બંધારણ **સર્વોચ્ચ લોકશાહી બંધારણની અજોડ મશાલ છે.**

૧૯૧૭ થી ૧૯૩૬—પૂરાં ૨૦ વર્ષના ઇતિહાસની આ કેવળ રૂપરેખા છે. એ પછીનો ઇતિહાસ એટલો તાજો છે કે આપણે એમાં ન ઊતરતાં સોવિયેતની આ ૨૦ વર્ષની સિદ્ધિઓનો સીધો નીકટનો પરિચય લેવા વળીએ. સ્વાભાવિક રીતે જ, ૨૦ વર્ષની તપસ્યાને અંતે હાંસલ કરેલ અનન્ય અને સર્વોત્તમ એવા 'નૂતન–બંધારણ'રૂપી સિદ્ધિનો પરિચય લઈને જ આગે બઢીએ.

# ૩

# બંધારણ અને બાહ્ય સ્વરૂપ

યુ. એસ. એસ. આર—યુનિયન ઓફ સોવિયેત સોશિયાલિસ્ટ રિપબ્લિકસ : એટલે કે સોવિયેત પદ્ધતિ ઉપર ચાલતાં સમાજવાદી સિદ્ધાંતોવાળા લોકતંત્રોનો સંઘ. આ સંઘને આપણે 'સોવિયેત સંઘ'ને નામે ઓળખીએ છીએ. ૧૯૧૭ ના નવેમ્બરમાં ઝારશાહીને ફેંકી દઈ રશિયાની જનતાએ ક્રાંતિ કરી અને શ્રમજીવીઓની સત્તાની સ્થાપના થઈ. પરંતુ ૧૯૨૩ સુધી તો દરેક ઘટક બંધારણીય રીતે સ્વતંત્ર જીવતું હતું. ૧૯૧૮ થી ૨૩ ના એ ગાળા દરમિયાન અનેક સંગ્રામો તેમણે ભેગા થઈ ખેલ્યા હતા; બહારના ફોજી હલ્લાઓ તથા આંતરવિગ્રહને મારી હઠાવ્યો હતો. આ સંયુક્ત સંગ્રામને અંતે મળેલા વિજયથી છૂટા છૂટા સ્વતંત્ર રાજ્યો વચ્ચે એક અતૂટ કડી જન્મી હતી. પરિણામે આંતરવિગ્રહની સ્થિતિ દૂર થતાં વેંત ૧૯૨૩ માં આ સ્વતંત્ર પ્રજાસત્તાકો એક સંઘરૂપે જોડાયાં. આ સોવિયેત સંઘનો પાયો નાખતાં સ્તાલિને ઉચ્ચારેલી વાણી મહત્વની છે—

"આજનો દિન સોવિયેત સત્તાના ઇતિહાસમાં એક નવીન યુગનાં મંડાણ કરે છે. ભૂતકાળ અને નવા યુગની વચ્ચે એ એક સીમા ચિહ્ન સમાન છે. આજપૂર્વે સોવિયેત પ્રજાસત્તાકોએ હમેશાં સાથે કાર્ય કર્યું છે, પણ તેમની પ્રગતિ તો વ્યક્તિગત જ રહી છે. અને અત્યાર સુધી તેમનું કર્તવ્ય પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાનું જ રહ્યું છે. હવે નવા યુગનું પ્રભાત ઊગ્યું છે અને સોવિયેત પ્રજાસત્તાકોના વ્યક્તિગત અસ્તિત્વનો અંત આવે છે; આજથી હવે જુદા જુદા પ્રજાસત્તાકો એક રાજ્યમાં મળી જાય છે.

"આમ કરવાનો મુખ્ય હેતુ તો આર્થિક અંધાધૂંધીનો નાશ કરવાનો છે. આજથી જે યુગ શરૂ થાય છે તેમાં સોવિયેત રાજ્યને માત્ર

પોતાના અસ્તિત્વની જ ચિંતા નથી, પણ હવે તો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પર અસર પડે અને કામદાર વર્ગના હિતમાં તેને પલટાવી શકે તેવા બળવાન બળ તરીકે વિકાસ પામવાની સોવિયેત રાજની નેમ છે.”

૧૯૨૩ ના એ સોવિયેત સોશિયાલિસ્ટ સંઘમાં ૧૧ પ્રજાસત્તાકો જોડાયાં.

આ પછી ૧૩ વર્ષને અંતે ૧૯૩૬ માં સ્તાલિનનું નવું બંધારણ અસ્તિત્વમાં આવ્યું. તે વખતે તેમાં ૧૪ પ્રજાસત્તાક સંઘોનો સમાવેશ થયો હતો. એ પછી કોઇ મહાન બંધારણી ફેરફાર થયો હોય તો તે ૧૯૪૪ ના જાન્યુઆરીમાં.

૧૯૪૪ ના જાન્યુઆરીમાં યુદ્ધના ઘનઘોર દિવસો વચ્ચેય સોવિયેત સંઘે એક મહાન નિર્ણય જાહેર કર્યો છે. તે મુજબ દરેક પ્રજાસત્તાકને પોતાનું સૈન્ય રાખવાનો, પરદેશ સાથે સંબંધ બાંધવાનો, અને પરદેશ માટેનો પ્રતિનિધિ મોકલવાનો, તથા આંતરરાષ્ટ્રીય પરિષદોમાં સ્વતંત્ર રીતે પ્રતિનિધિત્વ ધરાવવાનો અધિકાર આપવામાં આવ્યો છે.

આવા આ સંઘમાં આજે ૧૬ પ્રજાસત્તાકો જોડાયેલાં છે. જેની અંદર સ્વાયત્ત પ્રજાસત્તાકો, સ્વાયત્ત પ્રદેશો તથા અલ્પવિકસિત રાષ્ટ્રીય પ્રદેશોનો સમાવેશ થાય છે.

આ ‘સોવિયેત સોશિયાલિસ્ટ પ્રજાસત્તાકોનો સંઘ એટલે કે, ‘**સોવિયેત પદ્ધતિ અને સમાજવાદી સિદ્ધાન્તો**’ ઉપર ચાલતો સંઘ. ‘સોવિયેત પદ્ધતિનો’ અર્થ એ કે તેની તમામ સત્તા શ્રમજીવી જનતાના પ્રતિનિધિઓનાં પંચાયતો (સોવિયેતો) ના હાથમાં રહેલી છે. (કલમ ૧-૩)

અને ‘**સમાજવાદી સિદ્ધાન્તો**’ વાળો સંઘ એટલે કે ઉત્પાદનનાં મુખ્ય સાધનો—જમીન, પાણી, જંગલ, કારખાનાં, ખાણો, રેલવે, દરિયાઈ તથા હવાઈ વાહનો, ઔદ્યોગિક ઇમારતો વગેરે રાજ્યની એટલે કે જનતાની માલિકીનાં હોય—ઉપરાંત આખું આર્થિક તંત્ર ખાનગી નફાખોરીના અને શોષણના પાયા ઉપર નહિ, પણ સમાજવાદી સહકારના ધોરણ પર રચાયેલું હોય. (કલમ ૪-૬)

આ પ્રજાસત્તાકો પોતાની સ્વેચ્છાએ સંઘમાં જોડાયેલાં હોઈ ગમે

ત્યારે નીકળી પણ જઈ શકે છે (કલમ ૧૭). સંઘની અંદરના લોકતંત્રને પોતાનું બંધારણ હોય છે અને તે સૌ આંતરિક સ્વાતંત્ર્ય ભોગવતાં હોય છે (કલમ ૧૫). લોકતંત્રો ઔદ્યોગિક અને સાંસ્કારિક વિકાસમાં એક કક્ષાનાં ન હોઈ આગળ વધેલા પ્રદેશોનો પૂરેપૂરો લાભ પછાત પ્રદેશોને મળે એવી યોજના તૈયાર કરવામાં આવે છે; ઉત્પાદન અને વ્યય સહકારપૂર્વક નક્કી કરવામાં આવે છે. આ ઉપરાંત પણ પરદેશ સાથેનો વેપાર, પરદેશ સાથેનો રાજકીય સંબંધ, બચાવ, વાહનવ્યવહાર વગેરે પણ આજ લગી (૧૯૪૪ ના જાન્યુઆરી લગી) સંઘ દ્વારા જ સંચાલિત થતાં આવ્યાં છે (કલમ ૧૪).

આ બધા લોક તંત્રમાં મોસ્કો જેની રાજધાની છે તે 'રશિયન સોવિયેત સોશિયાલિસ્ટ રિપબ્લિક' સૌથી મોટું છે. તેના હાથ નીચે ૧૭ 'સ્વાયત્ત લોકતંત્રો' તથા ૫ 'સ્વાયત્ત પ્રદેશો' છે. સમસ્ત સંઘની કુલ વસ્તીની લગભગ અર્ધી એટલે કે ૧૦ કરોડ જેટલી વસ્તી આ એક લોકતંત્રના છત્ર નીચે છે. પરંતુ નોંધવા જેવી હકીકત એ છે કે આમ છતાં સમસ્ત સંઘમાં તેનું સ્થાન સમાન રહે એ પ્રકારનો બંધારણી બંદોબસ્ત કરવામાં આવ્યો છે. સંઘની છત્રછાયા નીચેનો સમસ્ત માનવસમાજ સરખા હક્કો અને સંસ્કારિતાની તકો ભોગવે એ ખ્યાલ હંમેશાં રાખવામાં આવ્યો છે. અને એથી જ તો સોવિયેત સંઘ 'બહુ રાષ્ટ્રીય રાજ્ય' (Multinational State) છે. ભિન્ન ભિન્ન સંસ્કારિતાના વિકાસના ધોરણે સ્વાભાવિક રીતે જન્મતી 'પ્રજા' (નેશનાલિટી)ના ધોરણ ઉપર સ્વતંત્ર લોકતંત્રો રચવામાં આવ્યાં છે. પરંતુ કોઈ પણ એક લોકતંત્ર કોઈ પણ બીજા ઉપર સીધી કે આડકતરી રીતે રાજકીય યા આર્થિક જોહુકમી કરી શકે એવી સ્થિતિમાં નથી.

આવા આ મધ્યસ્થ સોવિયેત સંઘ ઉપર આખરી સત્તા સમસ્ત લોકોના પ્રતિનિધિઓવાળી 'સર્વોચ્ચ સોવિયેત' (ઓલ યુનિયન કૉંગ્રેસ ઓફ સોવિયેટ્સ અથવા સુપ્રિમ સોવિયેત)ની છે (કલમ ૩૦).

આ 'સર્વોચ્ચ સોવિયેત'ની દર ચાર વરસે ચૂંટણી થાય છે (કલમ ૫૮) અને તે બે ધારાગૃહો દ્વારા રાજ્યસંચાલન કરે છે (કલમ ૩૩).

આ બે ધારાગૃહો—'સોવિયેત ઓફ ધ યુનિયન' અને 'સોવિયેત ઓફ

નેશનાલિટિઝ'. આ ધારા સભાઓ એકજ સમયે વરસમાં બે વાર મળે છે. 'સોવિયેત ઓફ ધ યુનિયન'માં દરેક પ્રજાતંત્રની કૉંગ્રેસ વસ્તીને ધોરણે, દર ૩ લાખ પ્રજાજને ૧ પ્રતિનિધિ ચૂંટી મોકલે છે (કલમ ૩૪). 'જ્યારે 'સોવિયેત ઓફ નેશનાલિટિઝ'માં નાના મોટા દરેક પ્રજાસત્તાકના ૨૫-૨૫ અને દરેક સ્વાયત્ત પ્રજાતંત્રના ૧૧, દરેક સ્વાયત્ત પ્રદેશના ૫ તથા દરેક રાષ્ટ્રીય પ્રદેશનો ૧ એમ પ્રતિનિધિ હોય છે (કલમ ૩૫).

બંને ધારાસભાઓને કાયદા બનાવવા અંગે સરખી સત્તા હોય છે. અને બંને ધારાસભાઓ પસાર કરે પછી જ કોઈ પણ ખરડાને કાયદાનું રૂપ મળે છે. બંને વચ્ચે મતભેદ પડતાં બંનેએ ચૂંટેલી એક કમિટી નીમવામાં આવે છે. છતાં ઉકેલ ન થાય તો આખરી નિર્ણય સર્વોચ્ચ સોવિયેત મળે ત્યારે થાય છે. આ ધારાસભાઓ મળે તે દરમિયાનના સમયમાં કામ કરવા માટે બંને ધારાસભાઓ ભેગી થઈ સર્વોચ્ચ સોવિયેતની એક કાર્યવાહી સમિતિ (પ્રિસિડિયમ)ની ચૂંટણી કરે છે. જેમાં ૧ પ્રમુખ, ૧૬ ઉપપ્રમુખો (દર પ્રજાસત્તાકનો એક), ૧ મંત્રી, ૨૪ સભ્યો થઇ કુલ ૪૨ સભ્યો હોય છે (કલમ ૪૮). આ પ્રિસિડિયમ સર્વોચ્ચ સોવિયેત મળે તે દરમિયાન કાયદાઓ ઘડી શકે... અને લોક પ્રધાનોના કામ પર દેખરેખ રાખે છે. તથા તમામ પ્રકારના અગત્યના નિર્ણયો લઈ શકે છે (કલમ ૪૯).

આ ઉપરાંત સર્વોચ્ચ સોવિયેત જ લોકપ્રધાનોના મંડળની નીમણુંક કરે છે (કલમ ૬૩). આ લોકપ્રધાનમંડળના હાથમાં રાજ્ય સંચાલનની તમામ સત્તાઓ હોય છે અને તે તેના કામ માટે સર્વોચ્ચ સોવિયેતને અથવા તેની બેઠક મળે તે દરમિયાન તેના પ્રિસિડિયમને જવાબદાર છે (કલમ ૬૫).

આ મંડળમાં જુદાં જુદાં ખાતાંઓ વગર પ્રધાનો નીમવામાં આવ્યા છે. જેમકે અત્યારે સંરક્ષણ, નૌકા વ્યવહાર, શસ્ત્રઉદ્યોગો, મોટા ઉદ્યોગો, પરદેશ વ્યાપાર, રેલ્વે વગેરે વાહન વ્યવહાર, પોસ્ટ ટેલિગ્રાફ, જંગલ, નાના ઉદ્યોગો વગેરે ખાતાંઓનાં થઇ કુલ ૨૫ પ્રધાનો છે (કલમ ૭૭).

## પિરામિડ રચના

સોવિયેત સંઘના રાજ્ય બંધારણની વધુ આંટીઘૂંટીઓમાં ન ઊતરતાં એની 'પિરામિડ રચના'નો ખ્યાલ લઈ લઇએ. છેક નીચેથી શરૂ કરીએ

તો ગ્રામવિભાગની સોવિયેત, સાથે સાથે શહેરની અને એની ઉપર ' જીલ્લા સોવિયેત'; ઉપર ' પ્રાંતિક સોવિયેત ' એની ઉપર દરેક લોકતંત્રની ' સર્વોચ્ચ સોવિયેત '. દરેક લોકતંત્ર પૂરતી આ આખરી સત્તા છે.

મધ્યસ્થ સંઘથી જેમ દરેક સ્વાયત્ત પ્રજાતંત્રને પણ પ્રધાનમંડળ તથા પ્રિસિડિયમ હોય છે.

તમામ પ્રતિનિધિઓની ચૂંટણી ૧૯૩૬ ના નવા બંધારણ મુજબ સમાન મતાધિકાર, સીધી ચૂંટણી તથા ગુપ્ત મતપ્રદાન ( Equal franchise, direct election, secret voting ) ને ધોરણે થાય છે ( કલમ ૧૩૪ ).

# ૪
# જગતની સર્વોચ્ચ લોકશાહી

દુનિયાના તમામ રાજ્ય બંધારણો કરતાં સોવિયેત સંઘનું બંધારણ અનેક રીતે નિરાળું છે. એની તમામ આંટીઘૂંટીઓ જતી કરી અહીં મહત્વનાં અંગો જ જોઇશું.

" અમુક અમુક આદર્શો બંધારણમાં રજૂ કરવા જોઇએ " એમ વિચારી ઉત્સાહી કાયદાબાજોએ તરંગી આદર્શોને આધારે ઘડી કાઢેલું આ બંધારણ નથી. છતાં આ **જગતનું સર્વોચ્ચ પ્રથમ લોકશાહી બંધારણ** છે. જગતની તમામ રાજ્ય સત્તાઓ મૂડીવાદી વર્ગની સ્થાપિત સત્તા ટકાવી રાખવા માટે મથે છે; તેથી સ્વાભાવિક રીતે તેમનું બંધારણ અને કાયદાઓ તેને અનુરૂપ ઘડવામાં આવ્યા હોય છે. જ્યારે સોવિયેત રાજ્ય તો મહેનત કરનાર એક એક ઇન્સાનની આઝાદી કાયમ રાખવા માટેનું રાજ્ય છે. એથી જ તો તેનું બંધારણ પણ નૂતન સ્વરૂપનું છે.

સ્તાલિન આ બંધારણની વિશેષતાઓ સમજાવતાં લખે છે: કોઈ પણ દેશનું બંધારણ તેની સિદ્ધિઓના આધારે ઘડાય છે. રશિયામાં આજે વર્ગ-વિહીન–શોષણવિહીન સમાજવાદી સમાજનો વિજય થઈ ગયો છે. એના આધારે જ એનું નવું બંધારણ હોઈ શકે. હજી, સામ્યવાદી કક્ષાએ આપણે પહોંચ્યા નથી. એટલે એને અનુરૂપ ન જ હોઈ શકે. ટૂંકમાં, આજસુધીમાં આપણે જે સિદ્ધિઓ હાંસલ કરી ચૂકયા હોઇએ એને કાયદાનું રૂપ આપીએ એનું નામ બંધારણ

આ દૃષ્ટિએ આ બંધારણની વિશેષતાઓ જોવી જોઇએ. મૂડીવાદી બંધારણમાં તો જનતાને ચૂસવાનો હક્ક એક નાનકડા વર્ગને આપવામાં આવેલો હોય છે; પણ એમને માથે કશી જ જવાબદારી નથી હોતી. જ્યારે આ બંધારણ તો કોઈ રાજ્યે કદી નહિ જાહેર કરેલા એવા જનતાના મૂળભૂત હક્કોને આગળ ધરે છે !

* દરેક નાગરિકને કામ મેળવવાનો અધિકાર છે. એટલે કે રાજ્ય તરફથી તેને બાંહેધરી આપવામાં આવે છે. (કલમ ૧૧૮)
* દરેક નાગરિકને આરામનો અધિકાર છે. એટલા માટે સામાન્ય રીતે ૭ કલાકનો કાર્ય–દિન અને ચાલુ પગારે દર વરસે ૧ માસ રજા. સેનેટોરિયમ, આરામગૃહો, કલબ વગેરેની સગવડો. (કલમ ૧૧૯)
* વૃદ્ધાવસ્થા, માંદગી કે અશક્તિ વખતે ભરણપોષણનો હક્ક. આને માટે રાજ્ય ખરચે દવા, તંદુરસ્તીનાં મથકો તથા બીજી સામાજિક સલામતીઓની વ્યવસ્થા છે. (કલમ ૧૨૦)
* દરેકને કેળવણીનો અધિકાર. આને માટે સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણ ઉપરાંત ઉચ્ચ શિક્ષણ પણ વિના ખરચે. કોલેજ વગેરે માટે વિદ્યાર્થીઓને રાજય તરફથી શિષ્યવૃત્તિ. શાળાનું શિક્ષણ તે તે પ્રદેશની માતૃભાષામાં અને દર કારખાને, રાજ્ય ખેતરે, મશિન મથકે, સમૂહ ખેતરે શિક્ષણ અને ટેકનિકલ તાલિમ. (કલમ ૧૨૨)
* અર્થજીવન, રાજ્ય, સંસ્કાર, સામાજિક અને રાજકીય જીવનમાં સ્ત્રી અને પુરૂષોને સમાન હક્કો. આને માટે પુરૂષની જેમ સ્ત્રીને કામ પસંદ કરવાની છૂટ; સમાન પગાર, આરામ, કેળવણી; ઉપરાંત

માતા અને બાળકનાં હિતોનું રાજ્ય તરફથી રક્ષણ; સુવાવડ પહેલાં અને પછી પૂરા પગારે રજા તથા પ્રસૂતિગૃહો, બાલગૃહો, કિન્ડરગાર્ટન વગેરેની ભરચક સગવડ. ( કલમ ૧૨૨ )

* આર્થિક, રાજ્ય, સંસ્કાર, સામાજિક અને રાજકીય ક્ષેત્રે કોઈ પ્રકારના જાત તથા પ્રજાના ભેદ વિના તમામ નાગરિકોને સમાન હક્ક. આની વિરુદ્ધ વર્તન કરનારને સજા. ( કલમ ૧૨૩ )

* દરેકને પોતાને યોગ્ય લાગે તે અનુસાર વર્તવાની છૂટ મળે તે હેતુથી દેવળની સંસ્થાને રાજ્યથી તથા શાળાઓને દેવળથી જુદી પાડવામાં આવે છે; દરેક પોતપોતાની ઇચ્છાનુસાર ધર્મમાં માની શકે છે; તેવી જ રીતે ધર્મ-વિરૂદ્ધ પ્રચારની પણ સ્વતંત્રતા. ( કલમ ૧૨૪ )

* નાગરિકોનાં હિતોને નજરમાં રાખી, સમાજવાદી પદ્ધતિને મજબૂત બનાવવા માટે નાગરિકોને નીચેના હક્કો આપવામાં આવે છે—

 अ. વાણીની સ્વતંત્રતા

 आ. અખબારની સ્વતંત્રતા

 इ. સભા સંગઠનની સ્વતંત્રતા

 उ. સરઘસો તથા દેખાવોની સ્વતંત્રતા

આ બધા નાગરિક હક્કો તેમની સંસ્થાઓ દ્વારા તેઓ ભોગવી શકશે. એટલે આ હક્કો ભોગવવા માટે પ્રેસ, કાગળો, જાહેર મકાનો, રસ્તાઓ, વાહન સગવડ, તથા બીજી બધી જરૂરિયાતો તેઓ તેમની સંસ્થાઓ મારફત મેળવી શકશે. ( કલમ ૧૨૫ )

* નાગરિકો ટ્રેડ યુનિયનો, સહકારી મંડળો, યુવક સંસ્થાઓ, રમત અને સંસ્કાર મંડળો, ટેકનિકલ તથા વૈજ્ઞાનિક સોસાયટીઓ, તથા સૌથી વધુ જાગ્રત અને કામદારોની અગ્રણી સમી કમ્યુનિસ્ટ પાર્ટી વગેરેમાં સ્વેચ્છાએ જોડાઈ શકશે. ( કલમ ૧૨૬ )

* કોઈ પણ નાગરિકને કોર્ટના નિર્ણય વિના અથવા પ્રોકયોરેટરની રજા વિના ગિરફતાર નહિ કરી શકાય. ( કલમ ૧૨૭ )

* નાગરિકોનાં ગૃહજીવનની તથા પત્રવ્યવહારની ગુપ્તતા કાયદેસર રીતે જાળવવામાં આવે છે. (કલમ ૧૨૮)
* કોઈ પણ પરદેશી નાગરિક જે તેના મુલકના શ્રમજીવીઓના હિતમાં લડતો હોય, અથવા વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ કરતો હોય, અથવા રાષ્ટ્રીય મુક્તિ માટે ઝૂઝતો હોય એટલા કારણસર તેના પર દમન થતું હોય તો સોવિયેત સંઘ રક્ષણ આપે છે. (કલમ ૧૨૯)

જગતમાં કોઈ પણ રાજ્ય છત્ર નીચે આ પ્રકારના '**જનતાના હક્કોનું જાહેરનામું**' કદી પ્રસિદ્ધ કરવામાં આવ્યું નથી; તો બંધારણમાં એ હકકોને રીતસર સ્થાન આપવાની તો વાત જ શી? અને જે કાંઈ થોડા હક્કો અપાયા હોય છે તે પણ કેટલા પોકળ હોય છે? કેમકે માત્ર હક્કો જાહેર કરી દેવાથી તો કાંઈ પતતું નથી. "તમે આઝાદ છો," "તમે ગમે તે નોકરી ધંધો કરી શકો છો," "ગમે તેટલો અભ્યાસ અને સંસ્કારિતા હાંસલ કરી શકો છો"—આ પ્રકારની સ્વતંત્રતા આપવાથી આ બધા હક્કો કાંઈ પ્રાપ્ત થતા નથી. **કાયદેસર હક્કો**ની સાથે સાથે જ વ્યવહારમાં તેનો અમલ થવો જોઈએ. એટલે કે રાજ્યે યા તે સમાજે આ બધા હક્કો પ્રજા ભોગવી શકે તેવી તક આપવી જોઈએ; તેવી બાંહેધરી આપવી જોઈએ; તેવી જવાબદારી ઉપાડવી જોઈએ. આમ થાય તો જ હક્કોની કશી કિંમત છે.

આ કસોટીએ કોઈ પણ મૂડીવાદી દેશના બંધારણને તથા તેના કહેવાતા હકકોને ચઢાવીએ તો તેની પોકળતા જણાઈ આવશે જ. જ્યારે સોવિયેત રુસ એક માત્ર એવો દેશ છે, જ્યાં બંધારણમાં હકકો જાહેર કરવાની સાથે જ તેના અમલની જવાબદારી રાજ્યે ઉપાડી લીધી છે.

એક માત્ર સોવિયેતમાં જ શી રીતે આવું શકાય બન્યું એ વાત સ્તાલિન સુંદર રીતે સમજાવે છે.

પહેલાં તો તે, ૧૯૨૪ની સ્થિતિ કેવી હતી તે વર્ણવી, ૧૯૩૬ માં સ્થિતિ કેવી રીતે અને કેટલી પલટાઈ છે તે દર્શાવે છે.

૧૯૨૪ માં N. E. P. દાખલ કરી તત્કાલ એક પગલું પીછેહઠ કરી હતી. એ વખતે મૂડીવાદી આર્થિક પદ્ધતિને હરાવી સમાજવાદી ઉત્પાદન પદ્ધતિનો વિજય કરવો બાકી હતો. હજી ૨૦ ટકા ઉદ્યોગો મૂડીવાદી પદ્ધતિએ

ચાલતા હતા. એ વખતે ભારે ઉદ્યોગોની સ્થિતિ બહુ જ કરુણ હતી. જમીનદારોનું નિકંદન થયું હતું, પરંતુ મોટો ખેડૂત—'કુલક' હજી મજબૂત હતો. ખેતી તદ્દન પછાત દશામાં હતી. સમૂહખેતર કે રાજ્યખેતરનું પ્રમાણ નહિ જેવું હતું. એ સ્થિતિમાં 'કુલક'ના નિકંદનને બદલે તેને વશ રાખવાની નીતિ અખત્યાર કરી હતી. અને દેશની વ્યાપારી હાલત? ૫૦ થી ૬૦ ટકા વેપાર સમાજવાદી પધ્ધતિનો હતો; બાકીના પર વેપારીઓ ને નફાખોરોનો કબજો હતો.

જ્યારે ૧૯૩૫માં પરિસ્થિતિ સાવ પલટાઈ ગઈ છે. ઉદ્યોગો વધુ ઉચ્ચ કક્ષાના બન્યા છે, એ તો ઠીક પણ, સૌથી મોટી વાત તો એ છે કે ઉદ્યોગોમાંથી મૂડીવાદનો આંકડો કાઢી નાખવામાં સફળતા લાધી છે. ૧૯૧૪ કરતાં આજે ૬ ગણું વધુ ઉત્પાદન થાય છે. ખેતીની બાબતમાં પણ ભારે ચમત્કારી ફેરફારો થયા છે—૯૦ ટકા ખેતી સમૂહખેતી બની છે; અને બીજી સરકારી. 'કુલક' નામે નાબુદ થયો છે. વેપારનું આખું તંત્ર રાજ્યને હસ્તક છે. વેપારી નફાખોરનું નામનિશાન નથી.

**આમ, સમાજવાદે મૂડીવાદ પર વિજય પ્રાપ્ત કર્યો છે.** પરિણામે આજે આ દેશમાં કોઇ શોષક વર્ગનું અસ્તિત્વ નથી. માત્ર ત્રણ વર્ગો છે—કામદાર, કિસાન, અને બુદ્ધિજીવી. અને આ ત્રણે વર્ગોમાંય અદ્‌ભુત એવું પરિવર્તન થયું છે.

પહેલાંના મૂડીદારને હાથે શોષાતો, સાધનો વિનાનો કામદાર હવે સમૂહ-માલિક બન્યો છે. પહેલાંના કુલકને હાથે શોષાતો ટુકડા જમીન પર પછાત સાધનોએ વેઠ કરતો ખેડુત આજે ઉચ્ચ સાધનો વાપરનાર ઉસ્તાદ બની સમૂહ ખેતરોનો સંસ્કારી માનવી બન્યો છે. અને બુદ્ધિજીવીઓ? ધનિક વર્ગોની ખુશામદ કે ગુલામી કરવાને બદલે નવા જીવનનો તે સંસ્કાર ઘડનારો બન્યો છે. વળી પહેલાં તો, માત્ર ઉપલા વર્ગમાંથી જ બુદ્ધિજીવીઓ આગળ આવતા હતા. આજે ૮૦–૯૦ ટકા બુદ્ધિજીવીઓ ખેડૂતો અને કામદારોના બેટાઓ છે.

આવી આ મહાન **ત્રિવિધ સિદ્ધિ** છે. પરિણામે, આ ત્રણે વર્ગો વચ્ચેની સામાજિક, આર્થિક, તથા રાજકીય દિવાલ પણ તૂટી રહી છે. જુદા જુદા વર્ગો મટી એક મહાન સંસ્કારી શ્રમજીવી સમાજ પેદા થઈ રહ્યો છે.

સાથે સાથે જુદી જુદી ૨૦૦ પ્રજાઓ વચ્ચે પણ સમાનતાના ધોરણે ભવ્ય શક્તિ અને સંસ્કારિતાનું સર્જન થયું છે.

આ મહાન સિદ્ધિઓનો ખ્યાલ કરીએ તો પછી આપણને એ વાત સહેલાઈથી સમજાશે કે જ્યાં વર્ગોનાં જુદાં જુદાં હિતોની અથડામણ નથી, અને જ્યાં ૨૦ કોટી જનતાનું—જુદી જુદી ૨૦૦ પ્રજાઓનું હિત એક બીજાના હિતમાં છે, તથા જ્યાં પ્રજા અને રાજ્ય વચ્ચેની અથડામણ રહી નથી, ત્યાં પ્રજાને સુખ અને વિકાસના હક્કો આપવા, એટલું જ નહિ પણ તે હક્કોની રાજ્યે બાંહેધરી આપવી એ પ્રજા અને રાજ્ય બંનેના હિતમાં જ હોઈ શકે.

આવા પ્રજાહિતના બંધારણનો પાયો તપાસીએ. સ્વાભાવિક રીતે જ, આ પાયો વિરાટ વિશાળ જનતા હોવી જોઇએ. જનતાનો એક એક માણસ પોતાનો અવાજ રજૂ કરી શકે તેવો વિશાળ અને લોકશાહી પાયો હોવો જોઈએ. અને આપણને રશિયાની "**સોવિયેત પદ્ધતિ**" એટલે કે "**પંચાયત પદ્ધતિ**" માં આ વિશાળ લોકશાહીનાં દર્શન થાય છે.

## સોવિયેત–પંચાયતો

સોવિયેત પ્રજાની પ્રાથમિક પ્રતિનિધિ સંસ્થા એટલે તેમની ગામ તથા શહેરની સોવિયેત. 'સોવિયેતો' એટલે કે પંચાયતોની શરૂઆત તો ક્રાંતિ પૂર્વે–૧૯૦૫ ના મે–જૂનમાં વિશાળ હડતાલોના સંચાલન અર્થે કરવામાં આવી હતી. અલબત્ત, ઝારની સત્તાએ એને કચડી નાખી હતી; પરંતુ એનો ખ્યાલ તો કચડાયો ન હતો. ૧૯૧૭ ના ફેબ્રુઆરીમાં ઝારની હકુમત ભોંયભેગી થતાં જ પેટ્રોગ્રાદની ફેકટરીઓના કામદારોએ સોવિયેતની સ્થાપના કરી દીધી અને તમામ પ્રજાકીય બાબતોનું સંચાલન તેની મારફત શરૂ કરી દીધું. એ પછી મોસ્કોમાં સોવિયેત સ્થપાઈ, અને ત્યારબાદ અન્ય સ્થળોએ.

લેનિને ૧૯૦૫ ની સાલમાં જ સોવિયેતનો વીગતે ખ્યાલ કરી લીધો હતો. માત્ર ક્રાંતિના હથિયાર તરીકે જ નહિ, પણ ક્રાંતિ બાદ 'પ્રજાસત્તાના નવા સાધન' તરીકે પણ તેનો ઉપયોગ કરવાની કલ્પના એણે કરી હતી. ૧૯૧૭ માં એણે લખ્યું હતું—

" સોવિયેત પદ્ધતિ ( પંચાયતો ) રાજ્યસત્તાનું અનેક રીતે એક નવા પ્રકારનું સાધન છે. **એક તો,** પ્રજાથી વિખુટા એવા પુરાણા સ્થાયી લશ્કરને સ્થાને કિસાનો અને કામદારોની આ નવી ફોજ છે. **બીજી વાત,** આ ફોજ અવામ સાથેનો તથા જનતાના વિશાળ ભાગ સાથેનો તેનો અત્યંત ગાઢ અવિચ્છેદ્ય સંબંધ રજૂ કરે છે. આવો સંબંધ સદા સર્વદા જીવંત હોય છે; નૂતનતાથી ભરેલો હોય છે. પુરાણા રાજ્યતંત્રમાં આમાંનો એક અંશ પણ ક્યાંય દેખાતો ન હતો. **ત્રીજી વાત:** આ સોવિયેતો ચૂંટણી દ્વારા નીમાતી હોઇ તથા કશી જ નોકરશાહી વિધિ વિના પ્રજા પોતાના પ્રતિનિધિઓને પાછા બોલાવી શકતી હોઈ, પૂર્વે કદી નહિ ભોગવેલી લોકસત્તા અહીં પ્રાપ્ત થાય છે. **ચોથી વાત:** જુદા જુદા ધંધાઓનું પ્રતિનિધિત્વ એમાં હોવાથી નોકરશાહી પદ્ધતિની મદદ વિના મહત્વના તમામ સુધારાઓ સાધી શકાય છે. **પાંચમી વાત:** આ સોવિયેતો અત્યંત વર્ગજાગ્રત, અતિશય શક્તિશાળી તથા કિસાન મજદૂરોના કચડાયેલા વિભાગના વધુ પ્રગતિશીલ તત્ત્વોની ' આગલી હરોળ ' સમી હોઈ, આજલગી રાજકીય જીવનથી દૂર પડેલા વિશાળ માનવ સમુદાયને કેળવણી તથા સંસ્કાર આપવા સમર્થ નીવડે છે. **અને છેલ્લે,** આ સોવિયેત-પદ્ધતિ પાર્લામેન્ટ પદ્ધતિના લાભોની સાથે સાથે ત્વરિત અને સીધી લોક-સત્તાનો લાભ પણ આપે છે. આ પદ્ધતિ દ્વારા કાયદાઓ બનાવવાનું ( લેજી-સ્લેટિવ ) અને તેના અમલનું ( એક્ઝિક્યુટિવ ) કાર્ય પ્રજાના ચૂંટાયેલા પ્રતિ-નિધિઓમાં એકત્ર થાય છે. મૂડીવાદી પાર્લામેન્ટ પદ્ધતિની સરખામણીમાં આ કદમ લોકસત્તાના વિકાસમાં એક આગળ પડતું કદમ છે, જેની પાછળ મહાન ઐતિહાસિક મહત્વ રહેલું છે."

આજની સોવિયેતોએ લેનિનની આ આશા અને ગણત્રી સાચી પાડી છે. તેઓ માત્ર તેમનાં ગામડાંનો કે સ્થાનિક સવાલોનો જ વિચાર કરે છે એમ નથી. પરંતુ જીલ્લા, પ્રાંત તથા રિપબ્લિક અને એથી આગળ વધી સમસ્ત સંઘના મહત્વના સવાલો અંગે વિચારે છે અને સૂચનાઓનો ગંજ મોકલે છે. તેમનું કાર્ય બેવડું છે. **એક તો, સરકારી અંગ તરીકેનું.** ગ્રામ વિભાગમાં સરકારી કાયદાઓ અને નિયમોનું બરાબર પાલન થાય છે કે નહિ તે જુએ છે; ગેરવ્યાજબી કાયદા-

ઓને અટકાવે છે, કામ ચલાઉ હુકમો કાઢે છે; દંડ ઉઘરાવે છે; અને કોર્ટનું સંચાલન કરે છે. ગામની હદનાં 'સમૂહ–ખેતરો'ને સૂચનાઓ આપવી, તેમની ઉપર દેખરેખ રાખવી, હિસાબો તપાસવા, તેને અંગેના કાયદાઓનું બરાબર પાલન કરાવવું, વગેરે પણ તેનું કામ છે. ઉપરાંત, તેની સરહદની અંદરનાં સરકારી કારખાનાં તથા વેપારી ખાતાંઓ, અને વેચાણ માટેનાં સહકારી ભંડારો ઉપર દેખરેખ રાખવાની પણ તેની ફરજ છે. **બીજું કાર્ય છે લોક પ્રતિનિધિ સંસ્થા તરીકેનું.** આ અનુસાર––રસ્તાઓ, પાણીનો પુરવઠો, કલબ, નૃત્યગૃહ, રંગભૂમિ, શાળાઓ, હોસ્પિટલો તથા જનતાના જીવનને ઉપકારક જાહેર હિતનાં તમામ કાર્યો ગ્રામ સોવિયેતના કાર્ય ક્ષેત્રમાં છે. તેમને તેમનું અલાયદું બજેટ પણ હોય છે.

જમાના જૂની જીવનની રહેણીકરણી અને પછાતપણાને સાચેસાચ અને સત્વર દેશવટો આપવો હોય, ગ્રામ જનતાના સતત સીધા અને વિશાળ હિતોની એક જ જિંદગીમાં કામયાબી સાધવી હોય તો જનતાના આ પ્રકારના સક્રિય સહકાર વિના તે શકય નથી. એથીજ તો સોવિયેત સરકારે દુનિયાએ કદી નહિ જોયેલી પ્રજાતંત્રતા દાખલ કરી છે.

સોવિયેત સંઘની ૧૯ કરોડની વસ્તી. કુલ ૬ લાખ ગામડાં. અને એમાં ૭૦ હજાર જેટલી સોવિયેતો ! દર ૮–૯ ગામડાં વચ્ચે એક સોવિયેત. આ તમામ સોવિયેતોમાં ચુંટાયેલા પ્રતિનિધિઓની સંખ્યા ૧૯૨૧ માં ૧૧ લાખ ૧૨ હજારની હતી; ૧૯૩૨ માં ૧૫ લાખ ૧૦ હજાર ૮સોની થઇ; ૧૯૩૫ માં લગભગ ૨૦ લાખ ઉપર જઈ પહોંચી. કેટલું ભવ્ય પ્રજાકીય પ્રતિનિધિત્વ ! આ વિશાળ પ્રતિનિધિઓની ચૂંટણી એટલે જ અત્યંત વિસ્તૃત રાજકીય વિજ્ઞાનનો મહાન પાઠ !

## વિરાટ મતાધિકાર

લેનિને કહ્યું હતું—'દરેક રસોયણે સુદ્ધાં રાજ્યતંત્રનું સંચાલન શીખી લેવું જોઇએ'—આનો અર્થ એકે, એકે એક સામાન્ય નાગરિક રાજકારણમાં સીધો હિસ્સો લઈ શકે એમ થવું જોઇએ. લેનિનનો એ આદર્શ સોવિયેત ભૂમિ ઉપર વ્યવહારગમ્ય બન્યો છે. દુનિયામાં સૌથી વધુ મતાધિકારનો હક્ક સોવિયેતમાં છે. ૧૮ વરસની ઉંમર એ જ એક લાયકાત છે. કમાણી,

ભણતર અને મિલ્કતના નીચા ધોરણને કારણે મતાધિકાર છીનવી લેવાનો પશ્ચિમના સુધરેલા દેશોનો કાયદો કે રિવાજ અહીં હયાત નથી. સ્ત્રીઓને તથા ' કાળી ચામડી ' અથવા ' જ્યુ ' વગેરેને સુધરેલા દેશોમાંય મતાધિકાર અંગે જે વિશેષ અન્યાયો છે એમાંનું કશું અહીં નથી. ગમે તે રંગ કે ધર્મનો હો, ગરીબ હો કે સારી સ્થિતિનો, સોલ્જર હો કે ખલાસી, પોલિસ હો કે પોસ્ટમેન, રેવન્યુ ઓફિસર હો કે ગમે તે ધંધાદારી; એટલું જ નહિ પણ, અમુક ખાસ ગુનેગારો સિવાયના કેદીઓને પણ મતાધિકારનો સમાન હક્ક છે ! દુનિયાના કોઈ પણ દેશમાં નહિ જોયેલો, નહિ જાણેલો એટલો વિસ્તૃત મતાધિકાર સોવિયેતમાં છે.

૧૯૩૬ માં આ નવું બંધારણ દાખલ થયું ત્યાર પહેલાં, અમુક અમુક સમૂહોને મતાધિકાર આપવામાં આવ્યો ન હતો. જેમકે—જેઓ ઝારના જમાનામાં ક્રાંતિના દુશ્મન તરીકે જાણીતા થયા હતા, એ જમાનામાં પોલિસ કે જાસુસી ખાતામાં નોકરી કરતા હતા, ઝારના વંશજ કે વારસદારના કુટુંબના હતા તેમને, આ ઉપરાંત પાદરીઓ ધર્મગુરુઓ ( કેમકે તેઓ ક્રાંતિવિરોધી કાવતરાંમાં શામેલ થયા હતા ) તથા ખાનગી ધંધાદારીઓ અથવા બીજાના શોષણ ઉપર ગુજરાન ચલાવનારાઓ તથા તેમના વારસોને; બાપિકી પૂંજી ઉપર ગુજરાન ચલાવનારાઓ, અને તેમના વારસો, બાપિકી પૂંજી ઉપર વ્યાજ ખાઈ ગુજરાન કરનારાઓ તથા જમીનની માલિકીમાંથી બેઠા ખાઉ જીંદગી ગુજારનારાઓ, ઉપરાંત અસ્થિર મગજનાઓ—આ વર્ગોને સાર્વત્રિક મતાધિકારથી વંચિત રાખવામાં આવ્યા હતા. પરંતુ આ વંચિતોની યાદી શું બતાવે છે ?

ક્રાંતિ બાદ તરત જ, તત્કાલ પૂરતો ઉપર ગણાવ્યા તે પુરાણા રાજકીય અને આર્થિક હિતો ધરાવનારા વર્ગોનો મતાધિકાર છીનવી લીધો હતો એ સાફ છે. પણ એ વર્ગ તો સમુદ્રમાં એક બિંદુ સમાન હતો. દષ્ટાંત રૂપે—

૧૯૨૨ માં પેન્સેન્સ્કી વિભાગના ૧૦ જીલ્લામાં ૮,૯૨,૨૪૪, કુલ મતદારો હતા, તેમાંથી ૯,૧૮૬ નેજ માત્ર બાતલ કરવામાં આવ્યા હતા; એટલે કે ૧ જ ટકો ! એકંદર સોવિયેત સંઘનું પ્રમાણ લઇએ તોય ૧૯૨૯ માં ૪·૯ ટકા અને ૧૯૩૧ માં ૩·૯ ટકા મતદારોને મતવંચિત જાહેર કરવામાં

આવ્યા હતા. અને આ પ્રમાણ યે દર વરસે ઘટતું જતું હતું. સ્થાનિક સોવિયેતો પૂરેપૂરી તપાસ કરી મનાઈ હુકમ દૂર કરતી હતી. ૧૯૩૪ માં આ પ્રમાણ માત્ર ૨.૫ ટકા પર આવી ગયું હતું—૯ કરોડ ૧૦ લાખ જેટલા મતદારોમાં માત્ર ૨૦ લાખ વંચિતો હતા.

નોંધવા જેવી હકીકત તો એ છે કે આ બધાં તત્ત્વો ૧૯૩૫ સુધીમાં કાં તો સાવ નાબુદ થયાં હતાં, કાં તો વશ બન્યાં હતાં. પરિણામે, ૧૯૩૬ ના બંધારણમાં આ પ્રકારના આર્થિક, કૌટુંબિક, ધાર્મિક તથા પુરાણાં કૃત્યોને કારણે ફરમાવેલા મનાઈ હુકમો રદ કરવામાં આવ્યા હતા. ગાંડા અથવા ખાસ પ્રકારના ગુનેગાર સિવાય તમામને મતાધિકારને લાયક જાહેર કરવામાં આવ્યા હતા.

## વિશાળ મતપ્રદાન

પરંતુ મતની લાયકાત જાહેર કર્યા પછી પણ ગમે તેવા સુધરેલા દેશોમાં પણ મતદારોનો મોટો ભાગ મતના ઉપયોગ વિષે ઉદાસી હોય છે. જુદા જુદા પક્ષોની સાઠમારીએ મતદારને તેના મતનું ભાન કરાવ્યું હોય છે તો તે મત ‘ વેચી ’ શકાય છે, મત કાંઈક અંગત ફાયદો કરાવી શકે એમ છે—તેટલા પૂરતું જ. મતદારો રાજકીય જવાબદારી બહુજ ઓછા પ્રમાણમાં સમજેલા હોય છે. અને પરિણામે ખાસ પ્રસંગો સિવાય મત નોંધણીનું પ્રમાણ ઘણું જ નીચું જોવામાં આવે છે. જ્યારે સોવિયેતના આંકડા એથી ઊલટું બતાવે છે.

૧૯૨૭ માં કુલ ૭ કરોડ ૭૮ લાખ મતદારોમાંથી ૫૦ ટકાએ મત નોંધાવ્યા હતા. ૧૯૩૪ માં ૯ કરોડમાંથી ૭ કરોડ ૭૦ લાખ એટલે કે ૮૬ ટકાએ મતપ્રદાન કર્યું હતું. એ પછી તો દર વરસે સાધારણ રીતે ૯૦-૯૨ અને સારા દાખલામાં ૯૮ા-૯૯ ટકા સુધીનું મતપ્રદાન થયાનું જાહેર થયું છે.

સોવિયેત રુસમાં જુદા જુદા પક્ષો નથી; પક્ષોની સાઠમારી નથી; છતાં મતાધિકાર અને મતપ્રદાનને આટલું બધું મહત્ત્વ ! સોવિયેતમાં મતના ઉપયોગને એક મહત્ત્વનું સામાજિક કર્તવ્ય લેખવામાં આવે છે. ચૂંટણીમાં ભાગ ન લેવો એને એક સામાજિક દોષ સમજવામાં આવે છે. મત આપવા સબંધી રીતસર શિક્ષણ અને પ્રોત્સાહન આપવામાં આવે છે—હજારો સભાઓ, સરઘસો, પોસ્ટરો, પત્રિકાઓ અને અખબારો દ્વારા !

એટલુંજ નહિ, પણ ભાગ્યેજ એવી એક પણ નાની મોટી ચૂંટણી હશે જે 'બિનહરીફ' પસાર થતી હશે. વળી, અહીંનો એવો કાયદો છે કે, કોઈ હરીફ ન હોય તોય ચૂંટણી—મતગણત્રી થવીજ જોઈએ; અને ચુંટાનારને કુલ મતદારોના ૫૦ ટકાથી વધુ મતો મળવા જ જોઈએ. બ્રિટન અને અમેરિકા જેવા અતિ સુધરેલા ગણાતા મુલ્કમાં ચૂંટણી અને મતને આટલું સામાજિક મહત્વ નથી. અને અનેક પક્ષાપક્ષી હોવા છતાં અનેક ચૂંટણીઓ બિનહરીફ પસાર થાય છે. તથા બિનહરીફ ઉમેદવાર માટે તો મતગણત્રીની કશી જરૂર રહેતી નથી.

## ચૂંટણીની વિશિષ્ટ પદ્ધતિ

ચૂંટણીની વિશિષ્ટતા પણ ધ્યાનમાં લેવા જેવી છે. સૌથી **પ્રથમ વિશેષતા** એ છે કે, વ્યક્તિગત ધોરણે નહિ, પણ સંસ્થગત રીતે ઉમેદવારી નોંધાવવામાં આવે છે. બંધારણની કલમ ૧૪૧ જણાવે છે કે, "ઉમેદવારો રજૂ કરવાનો હક્ક સામાજિક સંસ્થાઓ, તથા શ્રમજીવીઓની મંડળીઓને છે– દા. ત કમ્યુનિસ્ટ પાર્ટી, ટ્રેડ યુનિયનો, સહકારી મંડળીઓ, યુવક મંડળો, સંસ્કાર મંડળીઓ વગેરે. આ સાથે એ જાણવું જરૂરી છે કે સોવિયેત દેશના લગભગ ૯૫ ટકા પ્રજાજનો આમાંની કોઈ ને કોઈ સંસ્થા કે સંસ્થાઓના સભ્ય હોય જ છે. આથી સંસ્થાઓ મારફત ઉમેદવારી નોંધવાના કાયદાને કારણે ફાયદો એ થાય કે, રાજ્ય અને સમાજજીવનની મુખ્ય આધારસ્થંભ સંસ્થાઓ પોતે પોતાના સાચા પ્રતિનિધિઓને ચૂંટે છે; એટલે કે જીવનનું એકેએક અંગ કેવી રીતે ચલાવવું તેનો નિર્ણય એ મહત્વનાં અંગો પોતે જ કરે છે. મૂડીવાદી દેશોમાં તો ચૂંટનાર અને ચુંટાનાર વચ્ચે કશો સંબંધ નથી હોતો. ખેડૂતોના પ્રતિનિધિ તરીકે જમીનદારો ને શાહુકારો જ આવે છે; મજૂરોના પ્રતિનિધિ તરીકે મોટે ભાગે બિન–મજૂરો! જ્યારે સોવિયેત દેશમાં 'સંસ્થાગત ઉમેદવારી' ના નિયમને કારણે સાચાં હિતો રજૂ થાય છે. ઉપરાંત ત્યાં તો એવો કાયદો છે કે એકેએક ચુંટાયેલા સભ્યે તેના ક્ષેત્રના કોઈ એક વિભાગમાં રીતસર હિસ્સો લેવો જ જોઈએ.

વળી, એક **બીજી વિશેષતા** એ છે કે, જેમ દરેક પુખ્ત વયના નાગરિકને ચૂંટણીનો અધિકાર છે, તેવી જ રીતે ચુંટાયેલા પ્રતિનિધિને પાછો

બોલાવવાનો પણ અધિકાર છે. જગતના કોઈ પણ બંધારણમાં મતદારને આવો હક્ક હજી સુધી અપાયો નથી. સામાન્ય રીતે જ નિયમ મુજબ, ચુંટાયેલા પ્રતિનિધિઓ પોતપોતાની સંસ્થાદ્વારા તેમના ચૂંટનારાઓને પોતાના કાર્યનો વારંવાર અહેવાલ આપે છે. સામેથી એ મતદારો સૂચનો તથા ટીકા પણ કરે છે.

દરેક ચૂંટણી પહેલાં હજારો નાની મોટી સભાઓ થાય છે. તેમાં કોઈ એક પક્ષ બીજા પક્ષ કરતાં પોતાની લાયકાત વધારે બતાવતાં જુઠ્ઠાં ભાષણો કે કેન્વાસીંગ નથી કરતો; પરંતુ પ્રજા પોતે આ સભાઓ દરમિયાન પોતાના ગામમાંથી ઊભા થયેલા ઉમેદવારો વિષે ચર્ચા કરે છે; ઉમેદવારને સવાલો પૂછે છે; તેની કુસેવાઓ બાબત જાહેરમાં ઉધડો લે છે અને તેના વિષેનો સામાન્ય અભિપ્રાય ત્યાં લેવાય છે.

કારખાનાંઓમાં રિવાજ આવો છે—

ફેક્ટરી કમિટીના ૩૦૦ જેટલા પ્રતિનિધિઓ મળે છે અને નવા ઉમેદવારોની યાદી ઉપર ચર્ચા કરે છે. એ પછી એક નવી યાદી કાપકુપને અંતે તૈયાર થાય છે; તે તમામ ખાતાના મતદારોની સમક્ષ જુદી જુદી સભાઓ દ્વારા રજૂ થાય છે. એ પછી જાહેર સભા આગળ રજૂ કરવામાં આવે છે. ઉમેદવારને પોતાને તથા કોઈ પણ કામદારને આગલી સભાઓના નિર્ણયો કે સુધારા બંધનકર્તા નથી. તે આ જાહેર સભામાં વિરોધ કરી શકે છે; પણ ભાગ્યેજ એવું થાય છે. કેમ જાણે એક મોટું કુટુંબ પોતાની સહિયારી મિલ્કત ઉપર સૌના હિતનો વિચાર કરવા બેઠું ન હોય એ રીતે પ્રાથમિક સભાઓ દરમિયાન જ ચૂંટણીનું ઘણું કામ તો થઈ ગયું હોય છે. ઘણા ઉમેદવારોએ પોતાની કિંમત પ્રજા કેટલી આંકે છે તે જોઈ લઈ ઉમેદવારી પાછી પણ ખેંચી લીધી હોય છે. ચૂંટણીના છેલ્લા દિવસે આ આગલી સભાઓમાં નીપજેલું પરિણામ જ મોટે ભાગે બહાર આવે છે.

આ મીટિંગોની એક વિશેષતા એ પણ છે કે પ્રજા પોતાની સૂચનાઓ તથા માંગનો ખરડો તૈયાર કરી ઉપરની સત્તાને મોકલી આપે છે.

વરસે વરસે ચૂંટણીની તૈયારી અર્થે લેવામાં આવેલી પ્રાથમિક સભાઓનો અંદાજ ન માન્યામાં આવે એવડો મોટો છેઃ ૪–૫ લાખ સભાઓ!

અને આ સભાઓ દરમિયાન સરકારને મોકલેલી સૂચનાઓનો અંદાજ પણ એવોજ જબરજસ્ત છે.

૧૯૩૧ માં એકલા મોસ્કો વિભાગની ચૂંટણી દરમિયાન ૧ લાખ સૂચનાઓ મોકલવામાં આવી હતી! લેનિનગ્રાદ અને મોસ્કોને છોડી દેતાં બીજી ૨૬,૦૦૦ માગણી–સૂચનાઓ જમા થઇ હતી. આ સૂચનાઓનો પ્રકાર આવો હતો—'હાઉસિંગ ટ્રસ્ટને કો-ઓપરેટિવમાં ફેરવી નાખો; નિરક્ષરતા દૂર કરો; શાળામાં ઉદ્યોગમિશ્રિત અભ્યાસની પ્રથા દાખલ કરો; છૂટક માલ વેચતા ભંડારોની સંખ્યા અમુક લત્તામાં વધારો; રોટી (પાઉં)ની જાતમાં અમુક ફેરફાર કરો; અમુક પ્રદેશમાં હોસ્પિટલો વધારો; રાતે કામ ઉપર જનારાઓને વાહનની વધુ સારી વ્યવસ્થા આપો; જાહેર સ્નાનગૃહ સવારના ૯ સુધી ખુલ્લું રાખો; બાળકો માટે ખાસ 'સ્નાન દિન' રાખો; અમુક અમુક રસ્તે ટ્રામના નવા રસ્તા શરૂ કરો; સ્નાનગૃહમાં જ એવી વ્યવસ્થા કરો કે માણસ નાહી રહે તે દરમિયાન તેનાં કપડાં યંત્ર મારફતે ધોવાઇ તૈયાર થઇ જાય; હોસ્પિટલમાં પંદર દિવસે ઉપવસ્ત્ર બદલવામાં આવે છે તેને બદલે દર અઠવાડિયે બદલો...'અને આવું આવું કંઇક...

કેવું આશ્ચર્ય! તરેહ તરેહ માગણીઓ ને સૂચનાઓ! અને સરકાર પણ મોટા ભાગની આ સૂચનાઓ કે માગણીઓનો તત્કાલ અમલ કરે છે.

ચૂંટણીની આ પ્રચંડ કામગીરીનો યશ સોવિયેત સંઘની કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યોને જાય છે. બીજા દેશો લાખો કરોડો રૂપિયા ખરચીને જે તૈયારીઓ અને વ્યવસ્થા નથી કરી શકતા તે આ કમ્યુનિસ્ટ સ્વયંસેવકો કરે છે.

જુદા જુદા પક્ષો કે જૂથો ન હોવા છતાં આવી બધી ધમાલ શું કામ?—એના જવાબમાં કમ્યુનિસ્ટો કહે છે: "સોવિયેતની નવી સંસ્કૃતિનો પાયો જ એ છે કે, સમસ્ત જનતા રાજ્યકારભારમાં સક્રિય અને સમજણ–પૂર્વકનો હિસ્સો લે. મતપ્રદાન આખરી જવાબદારી ભર્યું અને પરિણામ-દાયી કાર્ય છે."

## અદાલત અને ઈન્સાફ

સોવિયેતની નૂતન લોકશાહી સત્તાની એક બીજી ઝલક સોવિયેતની ન્યાય પદ્ધતિ રજૂ કરે છે.

અહીં પણ સૌથી પ્રથમ એ વાત સમજી લેવી જોઈએ કે સોવિયેત દેશમાં મૂડીદારી હકુમત ન હોઈ, ત્યાંના કાયદાઓ જનતાને ગુનો કરવાની ફરજ પાડે એવા નથી. એ કાયદાઓ જનતાને ભોગે ખાનગી મિલ્કતનું રક્ષણ કરવા માટે નથી. પરંતુ સમસ્ત પ્રજાના હિતમાં ઘડાયેલા છે. એટલે ત્યાં રાજ્ય અને નાગરિક વચ્ચે બીજા દેશોમાં હોય છે તેવી અથડામણ નથી હોતી.

આપણે અહીં તો પોલિસનો ધંધો કોઈ પણ પ્રકારે ગુના શોધી લાવવાનો અને રંજાડવાનો બની ગયો છે. યેન કેન પ્રકારે ગુના સાબિત કરવાની કોશીશ પોલિસ કરે છે; અને સરકારી વકીલ પોલિસનો જ પક્ષકાર બની એ કેસને સાચો ઠેરવવા મથે છે. બીજી બાજી, તહોમ્મતદાર કોઇ પણ પ્રકારે છટકવા માટે જ મરે મથે છે. ગુના વિષે ગંભીર સમજણ પ્રાપ્ત થાય ને સુધારવાનું મન થાય એવું આપણી ન્યાય પદ્ધતિએ રહેવા જ દીધું નથી. જ્યારે સોવિયેત ન્યાય પદ્ધતિ આથી જુદું જ ચિત્ર રજૂ કરે છે.

સોવિયેત સંઘમાં સર્વોચ્ચ 'લોક અદાલત' છે. આ 'સર્વોચ્ચ અદાલત'ની પણ દર પાંચ વરસે ચૂંટણી થાય છે. અને એ ચૂંટણી સોવિયેત કરે છે (કલમ ૧૦૫). એટલે કે તમામ નાગરિકો પોતાના ન્યાયાધીશોને ચૂંટે છે. આ ઉપરાંત મુખ્ય ન્યાયાધિશ સાથે કામ કરવા બે શ્રમવીઓને તેમની સંસ્થાઓ દ્વારા પસંદ કરવામાં આવે છે. મોટે ભાગે આ શ્રમજીવીઓ ઉદ્યોગખાતામાં કામ કરતા મજૂરો હોય છે; એમને ન્યાયપદ્ધતિ, તેના કાયદા તથા ફરજોનો અભ્યાસ હોય છે. જેટલા દિવસ તેઓ ન્યાયકાર્યમાં રોકાય છે તેટલા દિવસ તેમની ચાલુ પગારે રજા નોંધાય છે. ખાસ વાત તો એ છે કે મુખ્ય ન્યાયાધિશના જેટલોજ આ બે સહાયકોને ન્યાય જોખવા પરત્વે અધિકાર છે. આ સર્વોચ્ચ ન્યાયમંદિરનું કાર્ય સામાન્યતઃ જાહેર રીતે ચાલે છે.

આ સર્વોચ્ચ લોકઅદાલતની જેમ જ તમામ લોકઅદાલતો ચુંટાય છે. જેમાં, ધંધાદારી ન્યાયાધીશ ઉપરાંત બીજા કારખાનાંમાંના મજૂરો હોય છે; તેમની ચૂંટણી ટ્રેડ યુનિયને કરી હોય છે. ધંધાદારી ન્યાયાધીશે ૩ અથવા ૪ વરસનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય છે, જ્યારે તેના કામદાર સાથીઓને ૨ થી ૬ માસનું કાયદાનું જ્ઞાન આપવામાં આવ્યું હોય છે. જે સહાયક

ન્યાયાધિશો તેમના કાર્ય દરમિયાન કુશળ જણાય છે એમને વિશિષ્ટ અભ્યાસ માટે મોકલવામાં આવે છે અને ત્યાર બાદ ધંધાદારી ન્યાયાધીશ તરીકેનું સ્થાન તેમને આપવામાં આવે છે.

ખૂન વગેરે ગંભીર ગુનાઓ સિવાયના તમામ દિવાની અને ફોજદારી બંને પ્રકારના કેસો આ સ્થાનિક અદાલતો ચલાવે છે. અને ત્રણે ન્યાયાધિશો જે વધુ મતિએ નિર્ણય આપે તે ન્યાય તરીકે લેખાય છે.

ઉપલી અદાલતમાં અપીલ થઈ શકે છે અને ત્યાં લઘુમતિના અભિપ્રાયનો પણ વિચાર કરવામાં આવે છે.

સ્થાનિક ન્યાય જોખવાનું કેટલુંક કાર્ય ગ્રામ સોવિયેતો પણ કરી લે છે.

એક ઉદાહરણ—

ગ્રામ લોકની જાહેર સભા મળે છે. જીલ્લા સોવિયેતનો પ્રમુખ એક ગ્રામ સોવિયેતના પ્રમુખ ઉપરનું તહોમ્મત નામું વાંચે છે—

એણે એના પોતાના અને એના દોસ્તોના સ્વાર્થ માટે અમુક અપકૃત્ય કર્યાં છે.

અને એક પછી એક ગામલોક બાતમીઓ બહાર પાડે છે. સવાલ જવાબ થાય છે. આરોપી અને તેના પક્ષકારો કહેવાનું બધું કહે છે. ને આખરે જો ત્યાં ને ત્યાં પતાવટ ન થઈ શકે એમ હોય તો સોવિયેતનો પ્રમુખ, પાર્ટીનો પ્રતિનિધિ, અને સમૂહ ખેતરનો પ્રતિનિધિ એ ત્રણની કમિટી ફેંસલો આપે છે.

આજ પ્રકારે દરેક કારખાને અને ઉદ્યોગ-ગૃહે 'કોમરેડ-કોર્ટ' હોય છે.તેમાં ટ્રે. યુ. ના પ્રતિનિધિઓ અંદર અંદર પતાવટ કરે છે. આ કોર્ટ શિસ્તનો ભંગ, દારૂડિયાવેડા, કામની ખરાબી, યંત્રો તરફ બેદરકારી, માલનો બગાડ, ગાળા ગાળી ને અપમાન, સામાજિક પ્રવૃત્તિઓમાં ડખલ તથા ૫૦ રૂબલની અંદરની ચોરી વગેરે પ્રકારના ગુનાઓનો નિકાલ આણે છે.

આ કોર્ટ બેસે છે ત્યારે તમામ કામદારો હાજર રહી શકે છે; એટલું જ નહિ, પણ પોતાની પાસેની માહિતીઓ આપે, સવાલો પૂછે, તથા પોતાના અભિપ્રાયો આપે એ અત્યંત સ્વાભાવિક અને આવકારદાયક ગણાય છે. કોર્ટ

નહિ, પણ મીટિંગ જેવો જ દેખાવ હોય છે અને કાર્યપદ્ધતિ પણ એવી જ હોય છે.

બીજા દેશોમાં પોલિસે મૂકેલા તહોમ્મતોને પૂરવાર કરવા માટે સરકારી વકીલ (પબ્લિક પ્રોસિક્યુટર) હોય છે. અહીં 'ધ પ્રોકયોરેટર' છે. પણ એનીય ચૂંટણી ૭ વરસ માટે 'સર્વોચ્ચ સોવિયેત'જ કરે છે. (કલમ ૧૧૪) આ પ્રોકયોરેટરનું કાર્યક્ષેત્ર વિશાળ છે તેવી જ રીતે જવાબદારીનું છે. તે કાયદાઓમાં સુધારાઓ સૂચવે છે, તમામ ન્યાયાધિશો, વકીલો, સ્થાનિક પોલિસ તથા ન્યાયને લાગતાંવળગતાં ખાતાંઓ ઉપર નજર રાખે છે. બીજા કોઇ પણ દેશમાં આવી સત્તા સરકારી વકીલને નથી. આ ઉપરાંત, કોઇને વિના સબબ વધારે સમય જેલમાં રાખવામાં નથી આવતો, તથા 'અંડર ટ્રાયલ' તરીકે મહિનાઓ લગી જેલમાં સબડતો નથી—એ બધું તે જુવે છે. જેલની અંદર કેદીઓ ઉપરના વર્તન પરત્વે પણ એ ધ્યાન રાખે છે.

બીજી એક વિશેષતા એ છે કે વકીલો મોટે ભાગે ખાનગી ધંધાદારીઓ નથી. 'કોલેજ ઑફ ડિફેન્સ' નામક રાજ્ય સંસ્થાના તેઓ સભ્યો છે. રાજ્ય તરફથી પગારો મળે છે.[1] કેસની બધી ફી એ સંસ્થાને જાય છે. આમ, ખાનગી વકીલ જેવું નથી પણ ગમે તેવા ભયંકર તહોમ્મતદારને પણ અન્યાય ન થાય એ હેતુથી તેને વકીલની પૂરી મદદ આપવામાં આવે છે.

સોવિયેતના કાનુનોની કાર્યપદ્ધતિ વધુ પ્રકાશ ફેંકે છે.

સોવિયેતમાં કોઈ પણ કાયદાના અમલ માટે દંડાનો ડર બતાવવામાં નથી આવતો, પરંતુ પ્રચાર અને સમજાવટનો રસ્તો પહેલાં અખત્યાર કરવામાં આવે છે. કોઈ નવી સૂચના કે નવો પ્રયોગ લોકોના માથા પર લાદવામાં નથી આવતો, પણ તેમને ગળે ઉતારવામાં આવે છે. હજારો સભાઓ અને સેંકડો અખબારોમાં એની પૂરેપૂરી ચર્ચા થાય છે—મહિનાઓ લગી અને વર્ષો લગી પણ!

આના જ્વલંત ઉદાહરણ તરીકે બે ચાર ઉલ્લેખો બસ થશે.

* ત્રોત્સ્કી સામે કાવતરાંખોરીનો આક્ષેપ મુકાયો એ પછી લાગલાગટ બે અઢી વરસો સુધી એના પર ચર્ચાઓ ચાલી—અખબારો

---

૧. ૭૫૦ રૂબલ.

અને સભાઓમાં. આખરે લગભગ આખો દેશ જ્યારે એકમત બન્યો, આખા દેશે જ્યારે એને સહસ્ત્ર મુખે અને સેંકડો ઠરાવો દ્વારા ગુનેગાર ઠેરવ્યો ત્યારે જ સોવિયેતની કોર્ટે જનતાના એ ઇન્સાફને કાયદેસર રીતે જાહેરાત આપી.

એવી જ બીજી મિસાલ—

* ૧૯૨૨ માં લગ્નકાયદો કેવા પ્રકારનો હોવો જોઈએ એનો એક ખરડો રજૂ કરવામાં અવ્યો હતો. લગભગ ૬। હજાર સભાઓ· દ્વારા અને સેંકડો અખબારો દ્વારા એના ઉપર ચર્ચાઓ ચાલી. ૧॥ વર્ષ લગી વિષય ચર્ચાતો જ રહ્યો અને કાયદા તરીકે ખરડો પસાર કરવાનો હતો તે પહેલાં જનતા તરફથી હજારો સુધારા અને સૂચનાઓ સરકારને હાથ પહોંચી ગયા હતા.

ત્રીજી મિસાલ—

* ૧૯૨૭ માં N. E. P. સંકેલી લઈ ખેતી ઉપર નવો સમાજવાદી પ્રયોગ કરવામાં આવ્યો હતો. વ્યક્તિગત ખેતીને સ્થાને સમૂહ માલિકીવાળી 'સમૂહ–ખેતી' દાખલ કરી હતી. આ નિર્ણય પણ બે વરસના લગાતાર પ્રચાર, ચર્ચા, સૂચના, ટીકા અને લોકમતને અંતે જ લેવામાં આવ્યો હતો.

ચોથી અત્યંત રોશનદાર મિસાલ ૧૯૩૬ ના નવા બંધારણની છે.

* ૧૯૩૬ માં અખિલ સોવિયેત સંઘની કોન્ગ્રેસ સમક્ષ નવું બંધારણ પસાર થયું.

આ બંધારણ ઘડવા માટે સ્તાલિનના પ્રમુખ પદે ૩૧ જણાની સમિતિ નીમવામાં આવી હતી. તેમાં કાગાનોવિચ, મૉલોતોવ, લિતવિનોવ વગેરે હતા. મૉલોતોવે કોન્ગ્રેસ સમક્ષ સુધારેલું બંધારણ રજૂ કર્યું. જાહેર રેડિયો પર કરોડો નાગરિકો સાંભળી શકે એવી ગોઠવણ હતી. બંધારણનો અમલ કરતાં પહેલાં ચર્ચા અને સુધારા માટે એને જનતા સમક્ષ રજૂ કરવામાં આવ્યું. હજારો અખબારોમાં—સોવિયેતની અંદર પ્રચલિત એવી તમામ ભાષામાં બંધારણનો ખરડો પ્રસિદ્ધ કર્યો. ઉપરાંત પુસ્તિકારૂપે થોડી ઘણી નહિ પણ ૬ કરોડ નકલો અને રેડિયો ઉપરથી કરોડોને કાને

પહોંચાડવામાં આવ્યો તે વધુમાં. સામેથી સોવિયેતની જનતાએ પણ દુનિયા છક પામે એવો ઉત્સાહ અને રસ બંધારણ જેવા વિષયમાં પણ વ્યક્ત કર્યો. ગામે ગામ, મંડળે મંડળે, સંસ્થાએ સંસ્થાએ નાની મોટી મીટિંગો જામી પડી. સરકાર પાસે જેમનો રિપોર્ટ પહોંચી ગયો છે એવી મીટિંગોની સંખ્યા પણ ૫ લાખ ૨૭ હજારની છે! એ મીટિંગોમાં હાજર જનસંખ્યાનો અંદાજ ૩ કરોડ ૬૫ લાખનો નીકળે છે.

આ બધો માત્ર દેખાવ ન હતો. પ્રજા પોતે પોતાનું ભાગ્ય ઘડી રહી હતી. અત્યંત મહત્વના ૭ સુધારાઓ સાથે નાની મોટી સૂચનાઓ ટીકાઓ અને સુધારાઓનો ધોધ વહ્યો. સરકાર પાસે લગભગ ૧ લાખ ૫૦ હજાર સૂચના સુધારાનો ગંજ જામ્યો!

અને સરકારે શું કર્યું? 'જોઇશું' કરી માત્ર ફાઇલ કર્યાં એ કાગળિયાં? ના. સોવિયેત રાજ્યતંત્ર મૂડીદારી નોકરશાહી નથી. એણે તમામનો અભ્યાસ કરી, તારવણી તૈયાર કરી; ૧૯૩૬ ના નવેમ્બરમાં ખાસ કોન્ગ્રેસ બોલાવી; ૬૩ 'રાષ્ટ્રો' (સોવિયેત સંઘની અંદરની નેશનાલિટિઝ) ના ચૂંટાયેલા ૨૦૧૬ પ્રતિનિધિઓ સમક્ષ એ મસાલો રજૂ કરવામાં આવ્યો.

આજે આપણે જેને '૧૯૩૬ ના નવા બંધારણ'ને નામે ઓળખીએ છીએ તે બંધારણ તો આમ બે વર્ષનો પરિપાક છે.

આ વાત માત્ર અપવાદરૂપ નથી. દર ત્રણ ચાર વરસે સર્વોચ્ચ સોવિયેતમાં ૨॥–૩ હજાર પ્રતિનિધિઓ મળે છે. પણ માત્ર જલસો અને આનંદ મેળો ઉજવી તેઓ વિખરાઇ નથી જતા. પરંતુ, બસો અઢીસો પ્રતિનિધિઓ રીતસર ચર્ચા કરે છે. ૧૯૨૯ ની પાંચમી કોન્ગ્રેસ વખતે ૯૦ પ્રતિનિધિઓએ 'ઓફિશિયલ રિપોર્ટ' ઉપર તથા ૪૦ પ્રનિનિધિઓએ 'સ્ટેટ ફાર્મ' ઉપર તથા ૪૧ પ્રતિનિધિઓએ 'સમૂહ ખેતી' ઉપર વિવેચન કર્યું હતું. છઠ્ઠી કોન્ગ્રેસ વખતે ૫૭ પ્રતિનિધિઓ રિપોર્ટ ઉપર, ૩૧ પ્રતિનિધિઓ ઉદ્યોગો ઉપર અને ૪૦ પ્રતિનિધિઓ ખેતી ઉપર બોલ્યા હતા.

ઔદ્યોગિક ખાતાંઓમાં તો સરકાર ખાસ ઇરાદાપૂર્વક મજદૂરો પાસેથી સૂચનાઓ માગે છે. નવી પદ્ધતિઓ માટે સલાહ માગે છે. મજદૂર તરફથી સીધો અને ઉત્સાહભર્યો સહકાર મળે તે માટે, મજદૂરને માથે રહેલી વિશેષ

જવાબદારી તે સમજે ને પૂરી કરે એ માટે અને નવી શોધખોળની વૃત્તિ તેનામાં વિકસાવવા માટે સોવિયેત સરકાર સતત પ્રયત્નશીલ રહે છે. આવા પ્રયત્નોની માનસિક અસર જબ્બર હોય છે. સામાજિક દૃષ્ટિએ અને સાચા લોકતંત્રની દૃષ્ટિએ પણ આ પ્રયત્નો અત્યંત કીંમતી અને ફળદાયી નીવડે છે.

૧૯૩૦ માં ૨,૭૩,૦૦૦ અને ૧૯૩૧ માં ૫,૪૨,૦૦૦ સૂચનાઓ ઔદ્યોગિક કામદારો તરફથી સરકારને મળી હતી. જેમાંથી ૧૯૩૦ માં ૬૨ લાખ ૪૭ હજાર રુબલ તથા ૧૯૩૧ માં ૧ કરોડ ૧૫ લાખ ૭૪ હજાર રુબલનો ફાયદો થયો હતો !

પણ આવો સહકાર અને ઉત્સાહ કેવળ ‘ સોવિયેત તંત્ર ’માં જ શક્ય છે—જ્યાં રાજ્ય અને પ્રજા એક જ છે. સોવિયેતની લોકશાહી માત્ર બંધારણમાં જ સમાઈ જતી નથી. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં તે નજરે પડે છે. પેટ સ્લોઆન તેના ગ્રંથમાં સમજાવતાં કહે છે કે, સોવિયેત સંઘના પ્રમુખ કાલિનિન પોતાના મદદનિશો તરીકે જે માણસોને રાખે છે તેમાંના મોટા ભાગના કોઇ ને કોઈ કારખાનામાંથી ચૂંટેલા કામદારો હોય છે ! આ મદદનીશો આખા સોવિયેતના ખૂણે ખૂણેથી ઉદ્યોગો અંગે જે જે પત્રવ્યવહાર આવે તેના જવાબો આપવા વગેરેનું ખાસ કામ કરે છે. પ્રેસિડન્ટ રુઝવેલ્ટ કે ચર્ચિલને આ પ્રકારનો પત્રવ્યવહાર કામદારોને હસ્તક સોંપતા કલ્પી શકો છો ?

સોવિયેતમાં આ એક સર્વમાન્ય માન્યતા થઈ ગઈ છે કે, નિર્બળ અધિકારી જ એકદમ કાયદાનો અને સત્તાનો દંડો બતાવે છે; કોઈ પણ ગ્રામ-સોવિયેતનો જરા પણ વિકાસ પામેલો પ્રમુખ કદી આવાં હથિયારોનો ઉપયોગ કરવાનું પસંદ નહિ કરે. પ્રજામાં, મજૂરો અને ખેડૂતોમાં પંચાયતના પ્રમુખની અસર જેટલી વધારે તેટલી સહેલાઇથી કામ પતાવી શકાશે એ વાત સૌ બરાબર જાણે છે. પહેલેથી જ દંડાનો ડર બતાવી કામ લેવાની પ્રથા મૂડીદારી દેશોની છે. સોવિયેતમાં એ ન શોભે.

આ વાત એક સોવિયેત આગેવાનના શબ્દોમાં વાંચીએ.

“ અમારી લોકસત્તાનું સાચું રહસ્ય જ આ છે. અમારી સોવિયેત લોકસત્તા અમારા ઓફિશિયલ હુકમોમાંથી નજરે નહિ પડે. એ તો દેખાશે અમારી પ્રત્યેક વિશાળ પ્રવૃત્તિમાં—જેનો નિર્ણય જનતાએ પોતે જ કર્યો હોય

છે, જેની ચર્ચા અને ટીકા હજારો સભાઓદ્વારા કિસાનોએ વ્યક્તિગત રીતે તથા સમૂહગત રીતે પ્રત્યેક દૃષ્ટિકોણથી કરી હોય છે."

આ કાર્યપદ્ધતિનું જ એક બીજું અંગ છે—રાજ્યતંત્રની ખુલ્લી અને નિખાલસ ટીકા.

વેબ્સ કહે છે કે :

" દુનિયામાં ક્યાંય નથી જોવામાં આવતી એવી કડક ટીકા રાજ્યતંત્રની પ્રત્યેક શાખાની, ઔદ્યોગિક વિભાગની તથા પ્રત્યેક સંસ્કાર–સંસ્થાની સોવિયેતમાં કરવામાં આવે છે. ભૂલોને ખુલ્લી પાડવાની એક લગાતાર ઝુંબેશ-જ કેમ જાણે ચાલતી ન હોય એમ દરેક જાહેર સભામાં આગેવાન રાજ્યપુરુષને મુખે પણ ભૂલોના એકરારો સાંભળવામાં આવે છે; દરેક અખબાર, દરેક ટ્રેડ યુનિયન અથવા સહકારી મંડળી પણ એ જ વાત બતાવે છે. અને રાજ્યતંત્ર એ સહન કરી લે છે એટલું જ નહિ, પણ પ્રગતિના એક આવશ્યક પ્રોત્સાહક અંગ તરીકે આવી ટીકાઓને ઉત્તેજન આપે છે. અરે! સ્તાલિન, મૉલોતોવ, કાગાનોવિચ સરખા ધુરાધારીઓ પણ સોવિયેત રાજ્યતંત્રના દોષોની જાહેરમાં નિખાલસ દિલે ટીકા કરે છે. અમેરિકા—બ્રિટનમાં આ કદી શક્ય છે શું ?"

# ૫

# સ્તાલિન–સરમુખત્યાર ?

આપણે સોવિયેત રાજ્યપદ્ધતિની ઉચ્ચ લોકશાહીનો પરિચય લીધો. એમ છતાં,

સોવિયેત સત્તાના જન્મથી માંડી આજ લગીનાં મૂડીવાદી અખબારો અને ગ્રંથોના ઢગ ઉથલાવશું તો આથી ઉલટી જ વાત ઢોલપીટીને જાહેર કરેલી વાંચવામાં આવે છે કે, સ્તાલિન, હિટલર અને મુસોલિની એટલે જગતની

સરમુખત્યાર ત્રિપુટી! હિટલર અને મુસોલિનીની જેમ સ્તાલિન પણ એકહથ્થુ સત્તા ચલાવે છે. પ્રજાને મોઢે ડૂચા મારી, બંદૂકના કુંદાને ભયે પ્રજાને ડરાવી દઈ દબાવી રાખી સ્તાલિન રાજ્યસત્તા ચલાવે છે. સ્તાલિનના રશિયામાં થોડુંક આર્થિક સુખ આપી નાગરિકોની જન્મસિદ્ધ આઝાદી સદંતર છીનવી લેવામાં આવી છે. સોવિયેતની જનતા રાજકીય દૃષ્ટિએ જરાય સ્વતંત્ર નથી.

ખેર, સ્તાલિન સરમુખત્યાર છે કે કેમ એ સમજવા માટે, દુનિયા હિટલરને સરમુખત્યાર તરીકે શાથી ઓળખે છે તે જોઇએ.

હિટલર જર્મન જનતાના જીવનનો સર્વસત્તાધીશ છે. કાયદેસર રીતે બંધારણપૂર્વક તેના હાથમાં સત્તાઓ મૂકવામાં આવી છે. અને એ સત્તાઓ ટકાવી રાખવા આખું તંત્ર એવી રીતે ઊભું કર્યું છે કે જેથી જનતાના પ્રતિનિધિઓ ધીમે ધીમે વિકાસ પામી, આગળ આવી રાજ્યતંત્રની લગામ પોતાને હાથ લઈ જ ન શકે. એટલા માટે તો તેણે નિર્દય દમન ઉપર જ પોતાની ઈમારત ખડી કરવી પડી છે. પ્રજાકીય પક્ષોને દબાવી દઈ તેણે નાનકડી ફોજી—નાણાંકીય ટોળકીની જોહાકી જમાવી દીધી છે. જનતાના કે તેના પ્રતિનિધિઓના કે પોતાના સાથીદારો સુદ્ધાંના અભિપ્રાયની તેને પરવા નથી. પોતે કદી ખોટો હોઈ જ ન શકે, એવો એનો ઘમંડ છે. આમ દરેક રીતે—કાયદેસર રીતે, બંધારણીય રીતે, તથા વ્યવહારમાં હિટલર સરમુખત્યાર છે.

ત્યારે સ્તાલિન? એકે રીતે તે સરમુખત્યાર નથી. કાયદેસર કે બંધારણીય રીતે તેના હાથમાં જે લગામ વરસો સુધી રહી છે તે તો (સોવિયેત રુસ ઉપર નાઝીઓનો હલ્લો થયો ત્યાં સુધી) કમ્યુનિસ્ટ પાર્ટીના લોકશાહી રીતે ચુંટાએલા એક મંત્રી તરીકેની જ. અને આ તો કોઈ એવો રાજ્યનો હોદ્દો નથી, કોઈ સત્તાનું સ્થાન નથી કે કાયદેસર રીતે ને બંધારણીય રીતે તેના હાથમાં કશી વિશિષ્ટ સત્તાઓ આવી શકે. સાચી રીતે, કમ્યુનિસ્ટ પાર્ટીને સોવિયેતના બંધારણમાં એવું કશું સત્તાનું વિશિષ્ટ સ્થાન નથી. અને જેમણે સોવિયેતના વિશાળમાં વિશાળ લોકશાહી બંધારણનો અભ્યાસ કર્યો છે, તથા જેમણે કમ્યુનિસ્ટ પાર્ટીનું લોકશાહી બંધારણ જાણ્યું છે તેમના દિલમાં એવો કોઈ સંશય પેદા થવો શક્ય નથી. વળી વ્યક્તિગત રીતે ગમે તેવડી મહાન વ્યક્તિ પણ જો વિશાળ જનતાના અને તેમના પ્રતિનિધિઓના તથા પોતાના

સાથીદારોના અભિપ્રાયોને અવગણે તો તે મહાન વ્યક્તિ પણ ૧૦૦ માં ૯૦ વખતે તો ખોટો જ નિર્ણય કરે એમ ખુદ સ્તાલિન પોતે માને છે.

આના સમર્થનમાં એક સુંદર સરખામણી રજુ કરું—

મુસોલિનીએ એકવાર ખુલાસો કર્યો હતો કે "લોકો કહે છે કે હું મારી જાતે કશું નક્કી કરતો નથી, હજાર આદમીઓને પૂછી પૂછી કરું છું! સાવ ગલત. હું તો રોજ સવારના પહોરમાં મારા પાંચ ખાસ સેક્રેટરીઓને મળું છું અને રાત્રી દરમિયાન જે ખુદાઈ પ્રેરણા પામ્યો હોઉં છું તે થોડી મિનિટમાં એમને ટપોટપ નોંધાવી દઉં છું અને એમના રિપોર્ટો સાંભળી લઉં છું. બસ. મારે એથી વિશેષ કશાની જરૂર નથી."

સ્તાલિનની પદ્ધતિ આથી સાવ ઊલટી જ છે. એ તો હજારો સૂચનાઓ, સલાહો, વાતો, રિપોર્ટો, ટીકાઓ એકઠાં કરે છે; જાતે ચર્ચાઓ કરે છે; સવાલો પૂછે છે ને જાણે છે; અને એમાંથી જે સત્ય જન્મે છે તેની રોશની પર નિર્ણયો બાંધી દોરવણી આપે છે. એની બુદ્ધિ તેજ છે. વ્યવહાર-દૃષ્ટિ અદ્‌ભુત છે. એથી અનેક ગૂંચોનો ઉકેલ એ જલદી આણી શકે છે. પરંતુ કોઈ "દૈવી" શક્તિ કે પ્રેરણાનો એનો દાવો નથી, એવી કોઈ વાત છે જ નહિ.

એ તો ઊલટો કહે છે:

"એક વ્યક્તિ કદી નિર્ણય ન લઈ શકે. એક જ વ્યક્તિના નિર્ણયો હરહંમેશ અથવા લગભગ હમેશાં એક તરફી જ હોય છે. ત્રણ ક્રાંતિઓના અનુભવ પછી અમે જાણીએ છીએ કે એક વ્યક્તિએ કરેલા ૧૦૦ નિર્ણયોમાંથી લગભગ ૯૦ એકતરફી નીવડ્યા છે—સમૂહગત રીતે એમાં સુધારો વધારો કરવામાં નથી આવ્યો ત્યાં લગી. પાર્ટીની મધ્યસ્થ સમિતિઓ પાર્ટીના જ્ઞાન વિવેકનો નિચોડ છે × × × ગમે તે વ્યક્તિની ભૂલો બીજી વ્યક્તિઓ સુધારી શકે એવી વ્યવસ્થા હોઈ, તથા એવી સુધારણાની સૂચનાઓ પ્રત્યે પૂરતું લક્ષ આપતા હોઈ અમે લગભગ સાચા નિર્ણયો ઉપર આવીએ છીએ."

એક વ્યક્તિ ગમે તેવી મહાન હો, પરંતુ જો સમાજિક બુદ્ધિ, અનુભવ તથા દૃષ્ટિથી ઉપરવટ કે પર બની નિર્ણયો કરવા જાય તો જરૂર ખત્તા ખાશે જ. જે મહાન અને ભવ્ય પરિવર્તનો રશિયામાં શક્ય બન્યાં છે એ એક માનવીના દિમાકનું સર્જન ન હોઈ શકે. સમસ્ત જનતાનો પ્રાણ ધબકી ન ઊઠે ત્યાં લગી અદ્‌ભુત મહાન સર્જન શક્ય જ નથી.

આમ છતાં, સ્તાલિનને સરમુખત્યાર કહેવામાં આવે છે તેનું શું?

આનો જવાબ આપતાં પહેલાં હું તમને સામો સવાલ પૂછું કે **ગાંધીજી સરમુખત્યાર ખરા?** થોડાક એમેરીઓ અને એના હિંદી પીઠુઓને જવા દઈએ તો મને ખાત્રી છે કે આ દેશના કરોડો પ્રજાજનો બેધડક એનો ઇનકાર જ કરશે. પણ 'ગાંધીજી જેમ દોરવે છે ને સલાહ આપે છે તેમજ કોંગ્રેસ વર્તે છે' તેનું શું? આવા સવાલના જવાબમાં આપણે કહીશું કે ગાંધીજી સરમુખત્યાર નથી; પણ કોન્ગ્રેસના મહાન અને બિનહરીફ નેતા છે. દેશની મોટા ભાગની જનતાને, ખુદ કોંગ્રેસને તેમનામાં એટલો દૃઢ વિશ્વાસ છે કે એમની સલાહ સૂચના વિના કે તેમની વિરુદ્ધ તે કંઈજ કરવા તૈયાર નથી. વિકૃત માનસ જ એમ કહી શકે કે, 'ગાંધીજીની નેતાગીરી પૈસા, કાવતરાં ને કાવાદાવાને જોરે ટકી રહી છે; એ તો સરમુખત્યાર જ છે.'

આપણે હિંમતપૂર્વક ગાંધીજી વિષે કહી શકીએ છીએ કે, 'તેઓ હિંદી જનતાના પ્યારા નેતા છે; સરમુખત્યાર નથી; કેમકે આપણને કોંગ્રેસની કાર્યપદ્ધતિ તથા ગાંધીજીના નેતૃત્વનો સીધો અને નીકટનો પરિચય છે.

## કમ્યુનિસ્ટ પાર્ટી: નેતાગીરીનું કર્તવ્ય

હવે આપણે સ્તાલિન વિષે સમજવું હોય તો ત્યાંની કમ્યુનિસ્ટ પાર્ટી તથા તેના પોતાના નેતૃત્વ અંગે જાણવું જરૂરી છે. આપણે ખૂબ ટૂંકમાં જ જોઈએ.

આગળ કહ્યું તેમ, સોવિયેતના બંધારણમાં કમ્યુનિસ્ટ પાર્ટીને કોઈ 'ખાસ સત્તાઓ' છે નહિ. તેવી જ રીતે, પાર્ટી પાસે પોતાના સભ્યો ઉપર પણ એવી કોઈ કાયદેસર સજા કરવાની સત્તા નથી!

પાર્ટીનું સ્વરૂપ ઉત્તમ લોકશાહી સિદ્ધાન્તોવાળું છે. પાર્ટી સભ્યોને ઠપકો આપી યા કાઢી મૂકીને તે સજા કરી શકે છે. પાર્ટી તેના એકેએક સભ્યને માત્ર સમજાવીને યા બુદ્ધિપૂર્વક જીતી લઈને જ પોતાની સાથે રાખી

શકે છે. કોઈ ડરામણી કે પટામણીને સ્થાન નથી. છતાં, ભારે તાજુબીની હકીકત એ છે કે, આવા 'ઠપકા'ને અને 'બરતરફી'ને પાર્ટી સભ્યો મોટામાં મોટી નાલેશી અને સજા રૂપે માને છે.

આ પાર્ટીનો સભ્ય ગમે તે કોઈ થઈ શકતો નથી. અત્યંત જાગૃત અને સાચો ક્રાંતિકારી નાગરિક એ સ્થાનને લાયક બને છે. રશિયાની ૨૦ કરોડની પ્રજામાં ૫૦–૬૦ લાખ પાર્ટીસભ્યો હશે. આ પાર્ટીનો સભ્ય ગમે તે સ્થળે કામ કરતો હોય, ને ગમે તે હોદ્દા ઉપર હોય પણ તેની પાસે એવી અપેક્ષા રાખવામાં આવે છે કે તે ઉત્તમ રીતે વર્તન રાખતો હોવો જોઇએ. તે એના જાહેર તેમજ અંગત જીવનમાં ઉત્તમ કામદાર, (કલાકાર યા કિસાન જે હોય તે) ઉત્તમ નાગરિક. ઉત્તમ પિતા યા માતા, પુત્ર યા પુત્રી, પતિ કે પત્ની અને ઉત્તમ લોકસેવક હોવો જોઈ એ.

આ લોકસેવક પાસેથી સખ્ત કામ, સખ્ત શિસ્ત અને સાદા જીવનની તથા કટોકટીને સમયે ફનાગીરી કરવાની અપેક્ષા રાખવામાં આવે છે. અને આવકના ૨૦ થી ૫૦ ટકા તેઓ પાર્ટીને ચરણે ધરી દે છે. વળી, એક કુશળ કારીગરના જેટલી જ સગવડ તે ભોગવે છે.

ચારિત્ર્ય અને સંસ્કારિતાની બાબતમાં તે તેના તમામ બિનપાર્ટી સાથી· દારોમાં આગળ પડતો હોવો જોઇએ.

દેશના રાજકારણમાં અને ગંભીર સવાલોમાં તે બીજાને દોરવણી આપી શકે તેટલી સમજ તેનામાં હોવી જોઈ એ.

આવા પાર્ટીસભ્યોની સંખ્યા ક્રાંતિના દિવસોમાં—૧૯૧૭ ના ઑક્ટોબરમાં ૨ લાખ જેટલી હતી. પરંતુ ૧૯૩૨ માં તે ૩૩ લાખ થઈ.

આ પાર્ટીના સભ્યોની કસોટી માત્ર પાર્ટીની આંતરિક સભામાંજ નહિ, પણ મોટે ભાગે જાહેરમાં, જનતા સમક્ષ કરવામાં આવે છે. કોઈ પણ નાગરિક પાર્ટીસભ્યની સારી નરસી વર્તણુંક માટે છૂટથી બોલી શકે છે. આમ, પ્રજા સમક્ષ તેની યોગ્યતા સાબિત થયા બાદ તેને પાર્ટીની અંદરના જવાબદાર હોદ્દા માટે લાયક ગણવામાં આવે છે.

પાર્ટી સભ્યને માથે લોખંડી શિસ્ત રહેલી છે. પાર્ટીની અંદર અંદર કોઈ પણ નિર્ણય લેતાં પહેલાં લોકશાહી પદ્ધતિએ તે વધુમાં વધુ ચર્ચાઓ કરે

છે; પરંતુ એકવાર નિર્ણય લેવાઈ ગયા બાદ તે તેને તથા ઉપલી કમિટીના નિર્ણયોને વફાદારીપૂર્વક માથે ચઢાવે છે. વળી, તે જે કોઈ સ્થળે કામ કરતો હોય તે તે સ્થળે તે પાર્ટીના નિર્ણયોનો વફાદારીપૂર્વક અમલ કરવા બંધાયેલો છે.

સોવિયેત સંઘની ૨૦ કોટિ જનતાના કલ્યાણની નૈતિક જવાબદારી આ પાર્ટીને માથે છે. વેબ્સ આ કર્તવ્યને "નેતાગીરીનું કર્તવ્ય" કહે છે.

આ નેતાગીરી દુનિયાની તમામ પાર્ટીઓની નેતાગીરીથી જુદી પડે છે. આ પાર્ટીની દોરવણી કોઈ એક મૂઠીભર વર્ગના હિત-હિફાજત માટે નથી, કોઈ એક કે અમુક વ્યક્તિઓને, કુટુંબોને કે સામાજીક દરજ્જો ભોગવતા જુથોને ટકાવી રાખવા માટે નથી; પરંતુ સમસ્ત જનતાના આત્યંતિક કલ્યાણ અર્થે છે. અને એથી જ તો મૂડીદારી દેશોમાં કદી ન નજરે પડતી એકતા—એક હેતુકતા સોવિયેત તંત્રમાં દેખાય છે.

કમ્યુનિસ્ટ પાર્ટીની દોરવણીની વિશેષતા જ એ છે કે કશા જ કાયદે-સરના અધિકાર વિના સાચી માર્કસવાદી રાજકીય દૃષ્ટિ દ્વારા પ્રજાહિતની લગાતાર પ્રવૃત્તિઓ ઉપર તેણે આધાર રાખવાનો છે.

આવા ધ્યેયજીવી પાર્ટી સભ્યો સોવિયેતના જીવનમાં આશા ઉત્સાહ અને પ્રેરણાદાયક છે. તેઓ તેમના આ ગુણોએ કરીને તમામ જાહેર પ્રવૃત્તિ-ઓમાં સર્વોચ્ચ ટોચે પહોંચી જાય છે. લોકસમૂહ ખુદ તેમને લોક પ્રવૃત્તિની કમિટીઓમાં ચૂંટે છે. પોતાના મોખરે ઊભા રાખે છે.

આમ છતાં, ખૂબી તો એ છે કે સોવિયેતના રાજ્યતંત્રમાં બધે પાર્ટી-સભ્યોને ધુસાડી દેવામાં આવ્યા નથી. ગામડાંની સોવિયેતમાં તેઓ ૩૦ ટકા છે, શહેર વિભાગમાં ૫૪ ટકા છે. અનેક સ્થળોએ અને સંસ્થાઓમાં તેઓ બહુ નાની લઘુમતિમાં છે. છતાં મહત્વનાં સ્થાનો ઉપર તેઓ જ ચુંટાઈ આવે છે. આ રીતે નજર કરતાં જણાશે કે રાજ્યતંત્રના શિખર ઉપર પાર્ટી સભ્યો જ મુખ્યત્વે આવે છે. પાર્ટીની કામ કરવાની પદ્ધતિ જ એવી છે કે મુલકની તમામ નાની મોટી સંસ્થાઓ—જ્યાં જ્યાં પાર્ટીસભ્યો છે ત્યાં ત્યાં તેઓ પહેલાંથી તે સંસ્થાના સવાલોનો વિગતે વિચાર કરી દોરવણીનો માર્ગ આંકતા થાય છે. લોકોમાં અને તે તે સંસ્થામાંના બીજા બિનપાર્ટી કાર્યકર્તા-ઓમાં પોતાના વિચારોનો ફેલાવો કરે છે અને પોતાની ભૂલો સુધારતા

દોરવણી આપતા જાય છે. આખરે જ્યારે સંસ્થા પાસે સવાલ હાજર થાય છે ત્યારે મોટે ભાગે સર્વમાન્ય યોજના રજુ થઈ હોય છે.

આપણે "**ઝંઝાવાતી તવારિખ**" ના પ્રકરણમાં વીગતે જોઈ ગયા કે, લોકસેવા, કુરબાની અને શિસ્તના પાયા ઉપર ઊભેલી આ કમ્યુનિસ્ટ પાર્ટીએ જ તો લેનિનની દોરવણી નીચે ઝારના રશિયાને ગુલામીમાંથી છોડવવાના કાતિલ જંગમાં આગેવાની આપી હતી. એણે ૦૮ તો એ ઝારશાહીને ઉખાડી નાખ્યા પછી દેશની અંદરના પ્રજાવિરોધી વર્ગો તથા પક્ષોના અને પરદેશી મૂડીદારી ફોજોના ઘાતકી અને દગાખોર હુમલા સામે સતત જીવલેણ લડતો લડી દેશને જીવતદાન આપ્યું હતું. અને લેનિનના મૃત્યુ બાદ સ્તાલિનની આગેવાની નીચે એ જ કમ્યુનિસ્ટ પાર્ટીની દોરવણીને પ્રતાપે સોવિયેતે ખેતી, ઉદ્યોગ તથા સંસ્કાર જીવનમાં અપૂર્વ સિદ્ધિઓ હાંસલ કરી છે. અને એ જ નેતાગીરીને રૂડે પ્રતાપે આજે જગતની પ્રચંડમાં પ્રચંડ ઘાતકી ફોજી નાઝી તાકાત સામે બાથ ભીડી તે વિજયને પંથે આગે બઢી રહ્યું છે.

કમ્યુનિસ્ટ પાર્ટીની અને લેનિન–સ્તાલિનની આ દોરવણી કોઈ વ્યક્તિની કે જુથની એકહથ્થુ સત્તાખોરી માટે નથી, કેવળ લોક કલ્યાણ અર્થે જ છે, એ વાત સોવિયેતની જનતાને હજીય સમજાવવાની બાકી હોત તો આજે સોવિયેતની હયાતી જ ન હોત. જો આ પાર્ટી જોહાકીની અને સત્તાખોરીની પાર્ટી હોત અને જો સ્તાલિન એવી પાર્ટીનો એકહથ્થુ સરમુખત્યાર હોત તો આજે દૂશ્મનોનું ધાર્યું કયારનું ફળ્યું હોત. આમ છતાં દુશ્મને અને શાહીવાદી રાજપુરૂષો તથા સેનાપતિઓએ સુદ્ધાં માની લીધું હતું ને જગતભરમાં એ ઝેર ફેલાવ્યું હતું કે, સોવિયેતની ૨૦૦ જેટલી જુદી જુદી પ્રજાઓમાં અંદર અંદર ભયંકર અસંતોષ ભરેલો છે; આજ લગી સ્તાલિન અને તેની ટોળકીએ દમન અને સત્તાને જોરે લાખોની કતલ કરી રાજ્ય સત્તા ટકાવી રાખી છે; પણ હવે નાઝીઓનો હુમલો થયો છે; પીછેહઠ તો શરૂ થઈ છે—હવે અંદરનો ધૂંધવાટ ભભૂકી ઊઠશે. અને એ રાજ ૬–૮ અઠવાડિયામાં જ ભસ્મીભૂત થઈ ગયા વિના રહેશે નહિ.

* પરંતુ ઇતિહાસે આ તમામના દાંત ખાટા કરી નાખ્યા છે. જગતે કદી નહિ જોયેલી ૨૦૦ પ્રજા વચ્ચેની વજ્રએકતા અને બંધુતા

તથા અપૂર્વ શૌર્ય શક્તિ અને કુરબાની સિદ્ધ થઈ ચૂક્યાં છે. કોઈ સરમુખત્યાર કે તેની ટોળકીની મગદૂર નથી કે આવાં ભવ્ય પરિણામ પેદા કરી શકે.

* આ ચમત્કારિક પરિણામો આજે શકય બન્યાં છે કેમકે, કમ્યુનિસ્ટ પાર્ટી નેતાગીરીના શુદ્ધ કર્તવ્યને વફાદાર છે. કેમકે, સ્તાલિન સરમુખત્યાર નથી પણ લોકનેતા છે. આફતોનાં વરસો દરમ્યાન સતત રીતે સોવિયેતની જનતાએ એક વાત જોઈ, અનુભવીને પિછાણી છે કે સ્તાલિનની સલાહને એની દોરવણીએ જ ૨૦ કોટી જનતાને ઉન્નતિને માર્ગે ચઢાવી છે. એથી જ તો સ્તાલિનનો શબ્દ કોઈ પણ "સરમુખત્યારી ફતવા" કરતાં હજારોગણો વધુ તાકાતવાન છે.



સર્વસત્તાધીશ અને સૌને માથે બળજબરીથી ચઢી બેઠેલા હિટલર—મુસોલિની સમા સરમુખત્યારો અને લોકહૃદયમાં પ્રતિષ્ઠા પામેલા જનતા સ્વેચ્છાપૂર્વક પોતાને ખભે ઊંચકી લીધેલા લોકનેતા સ્તાલિન વચ્ચેનો ભેદ અંધકાર અને ઉજાસ જેટલો સ્વચ્છ છે.

એ મહાન પુરૂષોના શબ્દોમાં સ્તાલિનને અંજલિ આપી આપણે આ પ્રકરણ બંધ કરીએ.

ડીન ઓફ કેન્ટરબરી હ્યુલેટ જોનસન તેમની જગમશહૂર કિતાબ "સોશિયાલિસ્ટ સિકસ્થ ઓફ ધ વર્લ્ડ"માં લખે છે—

"સ્તાલિન પૌર્વાત્ય સરમુખત્યાર નથી. એનું નવું બંધારણ (૧૯૩૬નું એ વાતની સાખ પૂરે છે. એણે કરેલો સત્તાનો વધુ ને વધુ ત્યાગ એની ખાત્રી કરાવે છે. એને હસ્તક જેટલી સત્તાઓ છે તેમાં ઉમેરો કરવાનો તેનો ઇનકાર, ફરીને એ જ વાત વધુ સાફ રીતે જાહેર કરે છે. પોતાની જનતાને તદ્દન નૂતન અને અપરિચિત એવા પ્રજાતંત્રના પંથે તે જે રીતે દોરી રહ્યો છે, એ એનો એક વધુ પુરાવો છે. એને માટે સહેલામાં સહેલો રસ્તો તો એ

હતો કે પોતાની સત્તામાં ઉમેરો કર્યે જવો, અને એકહથ્થુ સત્તા વધાર્યે જવી.

"સ્તાલિનની તેજસ્વી બુદ્ધિનો પરિચય તેણે તૈયાર કરેલા સોવિયેત સંઘના મૂળભૂત કાયદાઓમાં, ચમકદાર રીતે આગળ તરી આવતાં ટૂંકાં અને સાદાં વાકયોમાં જણાઈ આવે છે; સમાજવાદી સમાજમાં માનવીના નવા હક્કોનું જાહેરનામું સ્પષ્ટ અને સ્વચ્છ ભાષામાં તરી આવે છે. માનવતા પ્રત્યે પ્રેમ સન્માન વ્યક્ત કરનારા જગતના તમામ માનવી-દસ્તાવેજોમાં જનતાના હક્કપત્રનો આ દસ્તાવેજ મોખરે છે. આ અદ્દભુત દસ્તાવેજનું વાચન કરવું, આગલા દસ્તાવેજો સાથે તેની સરખામણી કરવી એ નૂતન પ્રેરણા પીવા સમાન છે. વરસો પૂર્વે એક નૂતન કૂમળા છોડ રૂપે જેની શરૂઆત થઈ હતી, તેના પાંગરતા વિકાસનો પરિચય લેવો એ કોઈ પણ દેશના લોકશાહી માનવીને ઉત્સાહિત કર્યા વિના નહિ રહે. એટલું જ નહિ પણ જગતના આજ લગીના તમામ મહાનુભાવોએ જેની સતત ઝંખના કરી છે તેવી નૂતન અને સભર આઝાદી અર્થે ગમે તેવો જંગ ખેલવો પડે, ગમે તેવા પાશવી અત્યાચારનો સામનો કરવો પડે તો ય તે માટે તાજગીપૂર્વક ઝૂઝવાની પ્રેરણા આ પરિચય આપણને આપે છે."

અને જગપ્રસિદ્ધ લેખક હેન્રી બાર્બુસ લખે છે—

"એનું નામ જ કહી દે છે કે તે વજ્ર-માનવી છે (સ્તાલિન=વજ્ર) એટલે કે વજ્ર જેટલો દઢ અને છતાં પરિવર્તનશીલ. ગહન વિવેકબુદ્ધિ, વિશાળ જ્ઞાન, અદ્દભુત એકાગ્રતા, ચોકસાઈ માટેની ધગશ, મકકમ દિલનું સાતત્ય, તથા ઝડપી, નિશ્ચિત અને દીર્ઘદષ્ટિના નિર્ણયો; ઉપરાંત પ્રત્યેક કાર્ય માટે યોગ્ય માનવીની પસંદગી કરવાની સતત કાળજી—આ બધા ગુણોમાં સ્તાલિનની મહાનતા રહેલી છે."

૬

# નાગરિક આઝાદી

સ્તાલિન અને કમ્યુનિસ્ટ પાર્ટીનો આટલો પરિચય લીધા પછી આપણે સાર્વત્રિક નાગરિક આઝાદીનો સવાલ વિચારીએ. કોઈ પણ સુધરેલા દેશની નાગરિક આઝાદી એટલે શું?

સંસ્થાઓ અથવા મંડળો રચવાનો, અખબારો, પ્રચાર તથા જ્ઞાન વિજ્ઞાનનાં સાધનો ચલાવવાનો, જાહેર સભાઓ અને દેખાવોનો અધિકાર, સરકારની યા ચાલુ સમાજતંત્રની ખુલ્લી ને કડક ટીકા કરવાનો હક્ક, જનતાના હક્કોનું રક્ષણ કરવાનો હક્ક. વળી સાર્વત્રિક મતાધિકાર નાગરિક આઝાદીનો એક મહત્વનો થાંભલો છે.

ચૂંટણીની વિરાટતા અને સંપૂર્ણ લોકશાહી પદ્ધતિ તો આપણે આગળ ઉપર જોઈ ગયા. બીજા હકકો વિષે સોવિયેતનું નવું બંધારણ જણાવે છે કે—

વાણી, સંગઠન, સભા, સરઘસ, દેખાવો તથા પ્રેસની આઝાદીનો હકક પ્રજાજનોને છે. આ હકક શ્રમજીવી વર્ગ તેમનાં મંડળોદ્વારા ભોગવી શકશે. (કલમ ૧૨૫)

આ મુદ્દો સમજવા જેવો છે. બંધારણમાં તો વાણી–સંગઠન વગેરેનો મૂળભૂત હકક મૂડીદારી સુધરેલા દેશોમાં પણ જાહેર કરેલો હોય છે; સોવિયેતના બંધારણમાં પણ જાહેર કરેલો છે. પરંતુ મૂડીદારી દેશોમાં જાહેર કરી દીધા પછી એ હકક પ્રજા ભોગવી શકે એવી કોઈ સગવડ રાજ્ય તરફથી આપવામાં આવતી નથી; એટલું જ નહિ, પણ પ્રજા પોતાનાં સંગઠનોદ્વારા એ હકક ભોગવવા મથે છે ત્યારે એ હકકને દબાવી દેનારાં પગલાં પણ સરકાર બંધારણપૂર્વક અને કાયદેસર રીતે લે છે! એટલે કે બંધારણમાં જ આઝાદીની વાત કહી આઝાદી છીનવી લેવાની સગવડ પણ રાખેલી હોય છે.

જ્યારે સોવિયેત બંધારણ આઝાદીની જાહેરાત કરે છે અને સાથે સાથે શ્રમજીવીઓને અને તેમનાં સંગઠનોને એ હક્ક ભોગવવાની તક સગવડો આપે છે.

એ વાત ભૂલવી ન જોઈએ કે સોવિયેતમાં લગભગ બધા જ શ્રમજીવીઓ છે—બુદ્ધિ અને શરીરની મહેનત કરનાર વચ્ચે ત્યાં ભેદ નથી; જે લોકો પાછલી પૂંજી ઉપર કે પારકી મહેનત ઉપર જીવવા મથે છે તેવી જૂજ વ્યક્તિઓ સિવાયના તમામ, જેઓ બુદ્ધિ અથવા શરીરની મહેનત કરી જીવે છે તે સૌ શ્રમજીવીઓ જ છે. આ વાત લક્ષમાં લઇશું તો દીવા જેવું સાફ સમજાશે કે શ્રમજીવીઓને અપાયેલો અધિકાર સમસ્ત પ્રજાને અપાયેલો અધિકાર છે.

વ્યવહારમાં આ અધિકાર શી રીતે ભોગવાય છે તે જોઈએ.

સમજો કે એક ધોબી મંડળ છે, બીજું કાપડમિલનું મંડળ છે, ત્રીજું બેકરી મંડળ છે, ચોથું લેખક મંડળ છે, પાંચમું હોસ્પિટલ મંડળ છે, છઠ્ઠું સાયન્ટિસ્ટોનું મંડળ છે ને સાતમું ખાણોના કામદારોનું મંડળ છે, આઠમું રેલ્વેનું, નવમું નૌકાનું ને દસમું સમૂહ ખેતીનું છે; અને એમ ધંધા ધંધા પરત્વે હજારો મંડળો છે. આની વધુ વીગતો આગળ જોઇશું. પરંતુ એક મુખ્ય વાત એ છે કે આ તમામ ઉદ્યોગો અને સંસ્થાઓમાં કામ કરતા તમામ નાગરિકો સમાન-અધિકારી છે, પછી મૅનેજર હો કે ટેકનિશિયન કે સાદો મજૂર. તેમનાં મંડળોમાં સૌ શ્રમજીવીઓ છે ને સમાન છે. એક જ ઉદ્યોગનાં સમાન જવાબદાર અંગો છે. આ મંડળોને પોતાનાં દૈનિક પત્રો, અઠવાડિકો, ઉપરાંત ભીંત પત્રો પણ હોય છે. આ પત્રોમાં તેઓ પોતાના મૅનેજરની સખતમાં સખત ટીકા ઝાટકણી લખી શકે છે, ખુલાસાની માગણી કરી શકે છે. એટલું જ નહિ પણ, દેશના કોઈપણ મહત્ત્વના સવાલો ઉપર પણ તેઓ આ પત્રોદ્વારા ચર્ચા કરે છે—સામ સામા પક્ષો રજૂ કરે છે, એક બીજાની ભૂલો બતાવે છે, સરકારી યોજનાની ધરમૂળથી ઝાટકણી કાઢે છે, સરકારી અમલદારોની ભૂલો ઉઘાડી પાડે છે; પોતાની ટીકા અને સૂચનાઓ, ભલામણો અથવા સુધારાઓ મોકલી આપે છે.

સરકારી તંત્રના કોઇ પણ વિભાગની છૂટથી ટીકા કરવાની આઝાદી સોવિયેતમાં જેટલી છે એટલી બીજે ક્યાંય નથી. એ વાત ગમે તેટલી નવાઈ-ભરી લાગે પણ વેબ્સ એક હકીકત તરીકે એને રજૂ કરે છે ને નોંધે છે કે—

'પ્રત્યેક અખબારના પ્રત્યેક અંકમાં નિષ્ફળતાઓ, ભૂલો, અમલદારની બેશરમ વર્તણુંક, સરકારી નીતમાં આવશ્યક પલટો, ઉપલા અધિકારીની ટીકા વગેરે નજરે પડે છે. મૂડીદારી દેશમાં કામદારને તેના માલિકની આવી ટીકા કરવાનો કોઈ અધિકાર જોયો જાણ્યો નથી. જ્યારે સોવિયેત સરકાર આ પદ્ધતિને સ્વ-સુધારણાની આવશ્યક પ્રવૃતિ માને છે.'

મૂડીદારી દેશો કરતાં સોવિયેતની નાગરિકઆઝાદીની વિશેષતા એ છે કે, મૂડીદારી દેશોમાં જેને ફાવે તે નાગરિક સંપૂર્ણ બિનજવાબદારી-પૂર્વક, પ્રજાહિત અને લોકમતનો જરાય ખ્યાલ કર્યા વિના, સરકાર એટલે કે સત્તામાંના મૂડીદારી વર્ગને જોખમકારક ન હોય ત્યાં લગી, ગમે તેમ વર્તી શકે છે. સોવિયેતમાં એથી ઉલટું જ છે. નાગરિકની જવાબદારી તેના સમસ્ત સમાજ પરત્વે છે; એટલે સમસ્ત સમાજનું અકલ્યાણ ન થાય તે રીતે તેને વર્તવાની પૂરી સગવડો છે. આ કારણે તેને સામાજિક ધોરણે અને સામાજિક સ્વરૂપે ટીકા કરવાનો હકક અને તક આપવામાં આવી છે. સભા, સરઘસ, અખબાર વગેરેદ્વારા પોતાના વિચારો, અભિપ્રાયો, મતભેદો વ્યક્ત કરવાનો, સરકારી નીતિ અને કૃતિની ટીકાઓ કરવાનો, સૂચનાઓ અને સલાહો પાઠવવાનો અધિકાર સૌને છે, તે પણ પોતાની સંસ્થાદ્વારા. સોવિયેતનો નાગરિક એક સાથે અનેક સંસ્થાઓનો સભ્ય હોય છે. પરિણામે વાસ્તવમાં અત્યંત વિશાળ ધોરણે તે તેનો અધિકાર બજાવી શકે છે.

## કલાકાર વિજ્ઞાનિકની સ્વતંત્રતા

આ તો થઈ સામાન્ય ધોરણ પરના વ્યક્તિ–સ્વાતંત્ર્યની વાત. પરંતુ વિજ્ઞાનિકો તથા લેખકોનું શું? સંશોધક અગર ફિલસૂફ અને વિચારકોનું શું? એમના ઉચ્ચ કક્ષાના નવા વિચારોનેય જનતાના ગમા અણગમા ઉપર જ છોડવાના?

વેબ્સ કહે છે કે—સરકારી નીતિથી જુદી પડતી અગર વિરોધી એવી ઉચ્ચ કક્ષાની બૌદ્ધિક ચર્ચાઓને ય ત્યાં સ્થાન છે.

બુદ્ધિની ખીલવણી અર્થે અથવા અગત્યના સંશોધન અર્થે ઉચ્ચ કક્ષાની બૌદ્ધિક તાત્ત્વિક અને વૈજ્ઞાનિક સાઠમારી જરૂરી છે અને એથી એનું રૂંધામણ

ન થાય એ માટે રાજ્ય જાગ્રત છે. એવી ચર્ચાઓનું વર્તુળ, જેમ જેમ જનતાનું ધોરણ ઊંચું જાય છે તેમ તેમ, તથા સોવિયેત તંત્ર વધુ ને વધુ ભયરહિત ને સદ્ધર બનતું જાય છે તેમ તેમ મોટું ને મોટું થતું જાય છે.

સાહિત્યકારો અને નાટ્યકારો તથા કલાકારો આજે સોવિયેતમાં જે લેખન યા કલા સ્વાતંત્ર્ય ભોગવે છે, જે નીડરપણે પોતાના વિચારો વ્યક્ત કરી શકે છે એવી તક બીજે ક્યાંય નથી. અલબત્ત સાર્વત્રિક કલ્યાણના પાયાની વિરોધી કલા સેન્સરની કાતરને વશ છે; પણ સૌથી મોટી અને જબરી કાતર તો જનતાની રસવૃત્તિ અને બુદ્ધિ પોતે જ છે. જે કલાકાર જાગ્રત જનતાની માગણીઓને પોષી નહિ શકે એણે જનતાનો જ રોષ વહોરવો પડશે. બાકી, સોવિયેત સરકારની કાર્યપદ્ધતિ અથવા નીતિ અને પરિણામો તથા સામાજિક અંગોની ઠેકડી અને ટીકા અનેક નાટકોદ્વારા રજૂ થયેલી જોઇ શકીએ છીએ. સ્વ-સુધારણાના સિદ્ધાન્તને મહત્ત્વ આપનાર સરકારી તંત્ર આવી ઠેકડી અને ટીકાને તંદુરસ્ત જીવનની નિશાની સમજે છે. સરકાર તરફથી હુકમો છૂટે છે અને એ પ્રમાણે સોવિયેતના લેખકને લખવું પડે છે, એવા પ્રચાર સામે ભાગ્યેજ કશું કહેવું જરૂરી છે. અમેરિકન લેખક જોસેફ ફ્રીમેન કહે છે કે, " રુસમાંના મારા એક વરસના સતત નિવાસ દરમિયાન મને એકવાર એક મિત્રે 'ઓગ્પુ'ના વડા જર-જેન્સ્કીના મૃત્યુ ઉપર કાવ્ય લખવા સૂચના કરી હતી, તેને હું " હુકમ " કહું; અને એ કાવ્ય છપાવતાં હું સંકોચાતો હતો તે આગ્રહ કરીને માગવામાં આવ્યું હતું એને હું " ગુલામી " કહું તો જુદી વાત. બાકી સત્ય તરીકે હુકમ જેવું કશું મેં જોયું નથી."

## ધાર્મિક સ્વાતંત્ર્ય

છેલ્લે રહે છે ધાર્મિક સ્વાતંત્ર્યનો સવાલ. કોઈ પણ વ્યક્તિ અંગત રીતે કોઈ પણ ધર્મમાં માનવા કાયદેસર રીતે ( કલમ ૧૨૪ ) સ્વતંત્ર છે. પરંતુ સરકાર તરફથી બીજા મૂડીવાદી દેશોમાં દેવળની સત્તાને ટકાવી રાખવાના જે પ્રયત્નો થાય છે તે અહીં નજરે નહિ પડે. શાળાઓમાં તથા પ્રચારનાં બીજાં સાધનો દ્વારા ધાર્મિક તંત્રનો પ્રચાર નજરે નહિ પડે. ધાર્મિક ઘેન યા ઝનૂનને પોષક કોઈ ઉત્તેજન નહિ મળે.

ઉચ્ચ સંસ્કાર અને નૈતિક જીવન તથા ઈશ્વરમાં અને ધર્મ પંથમાં માન્યતા એ બે સવાલોને સાવ અલગ ગણવામાં આવ્યા છે. પાદરી અથવા દેવળો આજેય ત્યાં હયાત છે. અને પ્રાર્થના માટે લોકો છૂટથી મળી શકે છે. સોવિયેત સરકારે સત્તામાં આવતાં વેત પાદરીઓ સામે જે સખ્તાઈ સેવી હતી તેનું કારણ તો એટલું જ છે કે, આપણે શરૂઆતના પ્રકરણમાં જોઈ ગયા તે પ્રકારનાં લગાતાર કાવતરાંઓ તથા બંડખોરી પાછળ જમીન જાગીરોવાળા સ્થાપિત હિતધારીઓ ને પાદરીઓનો સ્વાર્થ પણ સંકળાયેલો હતો. અનેક દાખલાઓમાં તેમનો સીધો હિસ્સો સાબીત થયો હતો. એથી જ કરીને, એક **ક્રાંતિવિરોધી જમાત** તરીકે તેમના ઉપર પ્રતિબંધો મૂકવામાં આવ્યા હતા. ૧૯૩૬ પછી એવા કોઈ પ્રતિબંધોની જરૂર રહી નથી એમ આપણે જોઈએ છીએ. એટલું જ નહિ પણ આ ૨૫ વરસમાં સોવિયેત સરકારે જીવન એટલું ઉન્નત બનાવી દીધું છે કે આજે ફાસિવાદ સામેના જીવલેણ જંગમાં તો પાદરીઓની આ જમાત સરકારને પક્ષે પોતાની બધી તાકાત લગાવી રહી છે. અને સ્વાભાવિક રીતે જ્યારે પાદરીઓ અને ધાર્મિક સંસ્થાઓ તેમની પ્રજાવિરોધી, ક્રાંતિવિરોધી ચાલ છોડી દઈ ક્રાંતિને પક્ષે આવી ઉભી રહે છે ત્યારે કયું પ્રજાકીય રાજ્ય એમની ઉપર દમન ગુજારવા ઈચ્છશે? શું કામ ઈચ્છે?

લેનિન ખૂબ માર્મિક રીતે કહે છે: "સ્વાતંત્ર્ય અત્યંત કીમતી છે પણ એ એટલું બધું મોંઘું છે કે એની વહેંચણી પ્રમાણસર જ કરવી ઘટે."

ચંદ મૂડીદારોને દરિયા જેવડી આઝાદી અને દરિયા જેવા જનસમુદાયને જ ખોબા જેટલી આઝાદી એમ તો હરગિઝ ન હોઇ શકે.

સોવિયેતની લોકતંત્રતા તથા રાજકીય આઝાદીની આટલી વીગતે આલોચના કર્યા પછી પણ એનું વધુ સાચું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણે આર્થિક સમાનતા અને સામાજિક બંધુત્વથી ભરેલા સભર જીવનનો ખ્યાલ લેવો જરૂરી છે.

# ૭

# ઓગ્પુ

# (Ogpu)

આ ખંડ સંકેલી લઈએ તે પહેલાં જેની સામે ખૂબ ઉહાપોહ થયો છે તે સંસ્થા વિશે જાણવું જરૂરી છે. "ઓગ્પુ" અને તેના વડા જરજેન્સ્કીનો ઉલ્લેખ હમણાં જ કરી ગયા એ "ઓગ્પુ" વિષે વધુ જાણવું જરૂરી છે. આ "ઓગ્પુ" શું છે?

શરૂઆતના પ્રકારણમાં આપણે ૧૯૧૭થી ૧૯૩૭ સુધીની ભયંકર ઝંઝાવાતી તવારિખ જોઈ ગયા. એ 'ભયંકર ખટલાઓ'ની ખોજ કરનાર, અને 'નવેમ્બર ક્રાંતિ'ના દુશ્મનોથી દેશને સદા જાગ્રત રાખનાર છૂપી પોલીસની સંસ્થા "ઓગ્પુ"ને નામે ઓળખાય છે.

આ સંસ્થા ૧૯૧૮ માં શરૂ થઈ ત્યારે 'ચેકા' (Tëchka) ને નામે ઓળખાતી હતી. ૧૯૧૮થી ૨૧ ના આંતરવિગ્રહ' અને 'વૉર કમ્યુનિઝમ'ના દિવસોમાં આ સંસ્થાને અત્યંત વિશાળ સત્તાઓ આપવામાં આવી હતી.

પરંતુ ૧૯૨૧ માં શાંતિના દિવસો આવ્યા. અને 'ચેકા'ને રદ કરવામાં આવી. એને સ્થાને 'સંઘનું રાજકીય વ્યવસ્થાખાતું' એવા નામ સાથે જે સંસ્થા શરૂ કરવામાં આવી એ મશહૂર બની 'ઓગ્પુ' (Ogpu) અથવા G. P. U. અથવા 'ગે પે ઓ' (Gay Pay Oo) ને નામે.

આ સંસ્થાના ૭ વિભાગો—૧. આંતરિક વ્યવહાર ૨. પરદેશ ૩. આર્થિક ધોખાબાજી, લાંચ, ભાંગફોડ વગેરેને પકડવી. ૪. વાહન નિરીક્ષણ ૫. લાલ લશ્કરમાં નજર ૬ સર્વ સામાન્ય એવી પ્રતિક્રાંતિની પ્રવૃત્તિઓને પકડી પાડવી.

કાર્યપદ્ધતિના મુખ્ય પ્રકારો—છૂપી પ્રવૃત્તિ તથા ખુલ્લી.

છૂપી પ્રવૃત્તિના મુખ્ય અમલદારો એક બીજાને પણ ન ઓળખે. જ્યારે ખુલ્લી પ્રવૃત્તિવાળા 'યુનિફોર્મ' ધારી અમલદારો તરીકે જાહેર રીતે ફરજ બજાવે. પરંતુ આ સંસ્થા પણ એક હથ્થુ સત્તાવાળી નથી. અહીં પણ ૧૫ કોમિસારનું એક બોર્ડ છે, જેનો પ્રમુખ પ્રધાનમંડળના સહકારમાં કામ કરે છે.

**ખુલ્લી પ્રવૃત્તિ**: રેલવે સ્ટેશન ઉપર તેમની ઓફિસ રહે; અમલદારો ફરતા રહે કે જેથી કોઈ પણ મુસાફર કોઈ પણ માહિતી, સલાહ અથવા મદદ લઈ શકે. પરદેશી ટેકનિશિયનોને મુસાફરી અંગે પાસપોર્ટ બાબત અથવા એની નોકરી દરમિયાનની ખાસ હેરાનગતી પરત્વે મદદ આપવાની ફરજ પણ આ સંસ્થાની છે. રશિયન કામદારો તથા પરદેશી ટેકનિશિયનો વચ્ચે પૂલરૂપે આ સંસ્થા મહત્વની સેવા બજાવે છે.

વધુમાં, રેલ્વે અકસ્માત અથવા નૌકાધ્વંસ, આગ, પૂર કે ભૂકંપને પ્રસંગે પણ જનતાને તાત્કાલિક સહાય પહોંચાડવાની આ સંસ્થાની ખાસ ફરજ છે.

ગુનેગારોને સંસ્કારી નાગરિક બનાવવાનાં 'સુધારા ગૃહો'—('બોલ્શેવો'ને નામે ઓળખાય છે) પણ આ સંસ્થા તરફથી ચલાવવામાં આવે છે. અને ગુનેગારોને સુધારનારા સફળ અખતરા તરીકે જગતભરમાં મશહૂર બન્યાં છે. બીજી 'ભટકતાં બાળકો'ને સુધારવા માટેની સંસ્થાઓ પણ ઓગ્પુના જ હસ્તક ચાલે છે અને ચમત્કારી પરિણામ તેણે રજૂ કર્યાં છે.

પરંતુ, 'ઓગ્પુ'ને માથે કેવળ આટલી જ ફરજ નથી. શ્રમજીવીઓના દુલારા દેશ સોવિયેતને આંતરિક તેમજ બાહ્ય દુશ્મનોથી બચાવવાની આ સંસ્થાની જવાબદારી નાનીસૂની નથી.

આ પવિત્ર જવાબદારી પાર પાડતાં એણે સખ્તાઇથી કામ લેવું પડે એમાં કશું ભડકવા જેવું કે અજુગતું શું હોઈ શકે? માનો કે કાલે આપણો જ દેશ આઝાદ બને છે અને તરતજ ચારે બાજુથી એના દુશ્મનો તૂટી પડે છે. બીજી બાજુ દેશની અંદરનાં આઝાદી વિરોધી બળો પણ "બળવો" કરે છે. તે વખતે આપણે દેશને બચાવવા શું શું નહિ કરીએ? શું દેશની

અંદરના થોડાક દગાખોરો આગળ નમતું મૂકી દઈ દેશને ગુલામીમાં ફરી ડૂબી જવા દઈશું? કે આપણી રાષ્ટ્રીય સરકાર ચુનંદા સૈનિકો દ્વારા તમામ કાવતરાંખોરો અને દગાખોરોને જનતાનો સાથ અને સહાય લઈ વહેલામાં વહેલી તકે દબાવી દેવા કોશીશ કરશે?

અને આમ કરતાં, આપણા દુશ્મનો તો જરૂર અંદર અને બહાર મોટા મોટા બરાડા પાડી આપણને બદનામ કરવા માથાં પછાડશે જ. પણ જ્યાં લગી **જનતાનું હિત** આપણે પક્ષે છે, ને જ્યાં લગી **જનતાનો સાથ** આપણને છે ત્યાં લગી તો આપણે પાછા નહિ જ પડીએ.

સોવિયેતમાં અંદરના દગાખોરોને શોધી કાઢી, વશ કરવાની પવિત્ર ફરજ આ 'ઓગ્પુ' ને માથે હતી. એણે દાખવેલી સખ્તાઈ ગમે તેટલી આકરી હોય પણ જનતાના કલ્યાણ અર્થે જ હતી એ સાફ છે.

આ સંસ્થામાં સજાના છ વિભાગો છે—ચેતવણી, નજર કેદ, મુખ્ય છ શહેરોમાં પ્રવેશબંધી, દેશનિકાલ, જેલ અને છેવટે મૃત્યુ દંડ.

એક વાર છેલ્લી કક્ષાની—મૃત્યુદંડની સજા કર્યા બાદ પણ સજા હળવી કરવામાં આવે છે.

ગુનેગાર ગુનો કબૂલ કરે અથવા પશ્ચાત્તાપ કરે તો તેને અત્યંત હળવી સજા કરવામાં આવે છે, અથવા છોડી પણ દેવામાં આવે છે. અમુક ટેકનિશિયનોને દેહાંતદંડ આપી દીધાની જાહેરાત કર્યા પછી તેમને જીવતા રાખી મહત્ત્વના કામોમાં રોકવામાં પણ આવે છે. મોટે ભાગે ગુપ્ત રીતે, કેટલીક વાર ખુલ્લં ખુલ્લા પણ ઘણા એંજિનિયરો વિષે આમ બન્યું છે.

કેટલાક કેસમાં વળી બીજી 'વિચિત્રતા' દેખા દે છે. 'પ્રોફેસર રેમજીન (૧૯૩૦–ડિસેમ્બર કેસમાં) પાસેથી ઘર, મોટર અને પ્રતિષ્ઠા છીનવી લેવામાં આવ્યાં, પણ તેની કારીગરીનો ઉપયોગ એટલે કે તેની નોકરી તો ચાલુ પગારે કાયમ જ રહી. એક ડોકટર, જેને મારી નાખ્યાની જાહેરાત કરી દીધી હતી તે એક દૂરની જેલની હોસ્પિટલમાં ડોકટરની જગાએ નોકરી કરતો હતો: ઘરબાર અને પૂરતી સગવડો સહિત!

કેટલાક વિમાનીઓને ૧૦ વરસની સજા હતી, તેમને એક વરસને અંતે

બોનસ આપી છૂટા કર્યા હતા. વધુ વાતો આગળ ઉપર 'જેલ–જીવન' માં જોઇશું.

'ઓગ્પુના અત્યંત નીકટના સંબંધમાં આવેલા એક લેખક—એલન મેંક હાઉસ 'મૉસ્કો–૧૯૧૧ થી ૧૯૩૩' નામક ગ્રંથમાં લખે છે કે: 'મને તો ભારે શંકા છે કે, 'મહત્વના ગુનેગારોને સાચેસાચ મારી નાખવામાં આવ્યા છે કે કેમ.'

વેબ્સ માને છે કે, જેટલી હદે રિપોર્ટ કરવામાં આવે છે એટલી હદે ઓગ્પુ દમન ગુજારે છે એમ નથી. પણ ઓગ્પુએ પોતે જ એવી તપાસ તૈયારીઓ કરી રાખી હોય છે કે જેથી ગુનેગારો એમની તપાસણીને પ્રસંગે મોટે ભાગે કબૂલાત કરી દેવી વધુ પસંદ કરે છે.

ડબલ્યુ. એ. રુકયસર નામનો લેખક 'વર્કિંગ ફોર ધ સોવિયેટ્સ' નામની કિતાબમાં લખે છે કે: 'ઓગ્પુ ન હોત તો રશિયામાં કમ્યુનિસ્ટ પાર્ટી ન હોત; સોવિયેત સંઘનું અસ્તિત્વ જ ન હોત.'

આ સંસ્થાના પ્રમુખ તરીકે ૧૯૨૬ લગી જરજેન્સ્કી હતો. તેના અવસાન બાદ મેઝહિન્સ્કીએ ૧૯૩૪ લગી ફરજ બજાવી ત્યારબાદ આ આખું ખાતું 'આંતરિક વ્યવસ્થા'ના એક અલાયદા ખાતા તરીકે એક પ્રધાનના હાથમાં સોંપવામાં આવ્યું, ને પ્રધાનમંડળમાં તે પ્રધાન ઉમેરાયો. આ ફેરફાર મહત્વનો હતો કેમકે આથી એક સ્વતંત્ર અને સર્વોપરી સત્તા જેવા આ ખાતા ઉપર પ્રધાનમંડળનો સીધો અને રોજબરોજનો કાબૂ અને સંબંધ શરૂ થયો. અલબત્ત, આ પહેલાં પણ ૧૯૩૩ માં આ ખાતાની ઉપર કાબૂ રાખવાના હેતુથી, 'ઓગ્પુ'ની પ્રવૃત્તિઓની યોગ્યતા વિષે નજર રાખી તેને કાબૂમાં રાખવાના' હેતુથી 'પ્રોક્યોરેટર'ની વિશાળ સત્તાવાળી નવી જગા ઊભી કરવામાં આવી હતી. આ ઉપરાંત પણ, આ ખાતાદ્વારા નોકરશાહી દમનને ઉત્તેજન ન મળે તે માટે સોવિયેતના સર્વોચ્ચ રાજ્યપુરૂષોએ વારંવાર સાવચેતી રાખી જ હતી.

એટલે કે, વિના કારણની, ઇચ્છાપૂર્વક રંજાડવાની અથવા દમનખોરીને બેલગામ બહેકવા દેવાની નીતિ સોવિયેતની હતી એ આક્ષેપ કેવળ ગેરવ્યાજબી છે. વેબ્સ આખા સવાલને રજૂ કરી એક અત્યંત માર્મિક પ્રશ્ન પૂછે છે:

**"દમન! દમન! પણ કોની ઉપર? ⅘ પ્રજા-શ્રમજીવી જનતાને જઈ જરા પૂછો તો એ લોકો તો કહેશે, 'અમને તો ક્યાંય કશું દમન નથી સહન કરવું પડ્યું.' ઉલટા એ લોકો તો કહેશે કે 'ઓગ્પુ' ની તકેદારીને પ્રતાપે તે જ સોવિયેત સંઘનું અસ્તિત્વ ટકેલું છે; એના વિના તો, બહારના અને અંદરના અસંખ્ય દુશ્મનોને હાથે ક્યારનું તે ખેદાન મેદાન બની ગયું હોત."**



"તાત્ત્વિક રીતે 'નર્યાં સ્વતંત્રતા' જેવી કોઈ ચીજ નથી. તમામ સ્તંત્રતાઓ સાપેક્ષ હોય છે. માત્ર કાયદો જ આપણને સ્વતંત્રતા આપી શકે છે. જો આપણે કોઈ પણ પ્રકારના પ્રતિબંધો વિનાની આઝાદીની કલ્પના કરતા હોઈએ તો એનો સાર્વત્રિક અમલ અશક્ય છે. જેમકે રસ્તા યા દરિયા અંગેના પ્રતિબંધો ન હોય તો (સમાજ) સત્યાનાશ તરફ જ વળે. સુધરેલા સમાજો રસ્તા, રેલવે, દરિયા, હવાઈ વ્યવહાર વગેરે અંગે પ્રતિબંધો મૂકે જ છે; કેવળ મૂર્ખ માનવીઓને જ કદાચ આથી અકળામણ થાય, પણ જનતાના મોટા ભાગને મન તો આ પ્રતિબંધો આઝાદીના તેમના વિશાળ અધિકારને અનુરૂપ જ છે.

"સામાજિક બાબતોમાં ય કોઈ પણ પ્રકારના પ્રતિબંધો ન હોય તો એ એટલું જ જોખમકારક છે. એક માણસ એનો વેપારધંધો કેવળ પોતાને જ પસંદ પડે એ રીતે કરવા ઈચ્છે છે, અથવા તો સામાજિક સંપત્તિમાં એક તણખલા જેટલોય ઉમેરો કર્યા વિના આખી જીંદગી બાપિકી પૂંજીપર જીવવા માગે છે, એ કેવળ સમાજનો લૂંટારુ જ છે એમ નથી, પણ મૂર્ખ યે છે. કેમકે અમુક કામ વફાદારીથી કરવાની સામાજિક ફરજ (યા નિયમ) જીવનને ભૌતિક અને આધ્યાત્મિક રીતે પોષે છે. તથા તે દ્વારા જ માનવી શારીરિક, માનસિક તથા નૈતિક શક્તિ પ્રાપ્ત કરે છે."

**—હ્યુલેટ જોનસન**
(ડીન ઓફ કેન્ટરબરી)

# ૮

# આર્થિક જીવનનો પાયો

સોવિયેત બંધારણ કહે છે (૪ અને ૫ કલમ)કે, સોવિયેતના આર્થિક જીવનનો પાયો ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીમાં છે.

આ 'સામાજિક માલિકી' શી ચીજ છે? કલમ ૫ મી એની સફાઈ કરે છે: સોવિયેત સંઘમાં સામાજિક માલિકી બે પ્રકારની છે—એક તો, રાજ્યની માલિકી અને બીજી સહકારી સમૂહગત માલિકી.

ઉદ્યોગોના ક્ષેત્રમાં રાજ્યની માલિકી નીચે મોટાં કારખાનાં, ખાણો, રેલ્વે, હવાઈ અને દરિયાઈ જહાજો, વીજળી અને પાણીનાં યંત્રગૃહો વગેરે ઔદ્યોગિક તંત્રો તથા અન્ય જાહેર સંસ્થાઓ છે. આ બધામાં રોકાયેલ નાગરિકોની સંખ્યા ૩ કરોડની છે. જ્યારે, સહકારી સમૂહગત માલિકી નીચેનાં મંડળો એટલે કે 'સહકારી ઉત્પાદક સંઘો' માં તરેહતરેહના નાના ધંધાઓ અને ઉદ્યોગોનો સમાવેશ થાય છે. આવી ૨૦ હજાર સોસાયટીઓ થઈ બીજા ૩૦ લાખ નાગરિકો રોકાયેલા છે.

ઉદ્યોગોની અંદરના આ બે પ્રકારો ઉપરાંત ખેતી જીવનના બીજા બે મુખ્ય પ્રકારો છે.

૧. સમૂહ ખેતી. ૨. સરકારી ખેતરો.

સમૂહ ખેતીમાં ૯૦ થી વધુ ટકા ખેડૂતો—લગભગ ૫ થી ૬ કરોડ નાગરિકો શામેલ થયા છે; જ્યારે 'સરકારી ખેતરો' માં ૩૦ થી ૪૦ લાખ નાગરિકો રોકાયેલા છે.

આમ, રાજ્ય હસ્તકના ઉદ્યોગો, સંસ્થાઓ તથા ખેતીમાં અને સહકારી ઉદ્યોગો તથા સમૂહ ખેતરોમાં સોવિયેતનાં લગભગ તમામ પુખ્તવયનાં

નાગરિકોનો સમાવેશ થઈ જાય છે. આ નાગરીકોના આર્થિક જીવનનો પાયો એટલે કે તેમના હક્ક અને સુખનો, તેમના વિકાસ અને સગવડોનો નક્કર પાયો તે ટ્રેડ યુનિયનો તથા સહકારી મંડળીઓ છે. તેઓ નાગરિકોના જીવનની રક્ષા અને ખિલવણી કરે છે. રાજ્ય તરફથી પણ ટ્રેડ યુનિયન તથા સહકારી સંસ્થાઓને કાયદેસર રીતે (કલમ ૨૬ ને ૧૪૧) અત્યંત મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે.

## રાજ્યના ઉદ્યોગો અને ટ્રેડ યુનિયન

સરકારી કારખાનામાં કે કોઈ પણ સરકારી ઉદ્યોગવિભાગમાં સૌથી મહત્વની સંસ્થા ટ્રેડ યુનિયન છે. કામદારોનાં હિતોની હિફાજત કરતી આ સંસ્થાનો ઇતિહાસ જોવો જરૂરી છે.

૧૮૭૫ માં દક્ષિણ રશિયામાં ટ્રેડ યુનિયનની શરૂઆત થઈ. ઓડેસા એનું મુખ્ય થાણું. એ પછી ૧૮૭૯ માં ઉત્તર રશિયાના કામદારોએ એની પિટર્સબર્ગમાં શરૂઆત કરી.

પરંતુ ઝારનો દમનદંડ વીંઝાયો, અને ફણગો બરાબર પાંગરે એ પહેલાં કચડાઇ ગયો.

૧૯૦૫ ના પ્રથમ ક્રાંતિના દિવસોમાં જુવાળ ઊંચો ચઢ્યો. ટ્રે. યુ. વધુને વધુ ફૂટી નીકળ્યાં; લડતનાં થાણાં બની ગયાં. ૧૯૦૬ માં અખિલ રશિયન ટ્રે. યુ. કોન્ફરન્સ મૉસ્કોમાં મળી. ૨ લાખ ૫૦ હજાર સભ્યોના ૬૦૦ પ્રતિનિધિઓ પરિષદમાં હાજર રહ્યા.

૧૯૦૭ માં આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ તથા સોશિયાલિસ્ટ પરિષદમાં રશિયન પ્રતિનિધિઓ પહોંચી ગયા.

૧૯૦૮માં વળી પાછો દમનનો ચાબખો ફરી વળ્યો. ૧૦૭ ટ્રેડ યુનિયનોને છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યાં. તમામ પ્રવૃત્તિઓ ગેરકાયદેસર ઠરાવી, ફંડ જપ્ત કર્યાં. અને અનેક કાર્યકર્તાઓને જેલ ભેગા કર્યા અથવા તો સાઇબિરિયા વળાવ્યા.

પરિણામે છૂપાં અને ગેરકાયદે યુનિયનો અને મંડળીઓ શરૂ થઇ ગઇ.

૧૯૧૦ માં ઔદ્યોગિક તેજીએ કામદારોને ઉત્સાહ અને ઉત્તેજન આપ્યું. વળી પાછી હડતાલોની કતાર ઊભી થઈ. ભારે લડાયક મોરચા ખડા થયા.

૧૯૧૪ માં ૧૯૦૫ ના જેટલો ઊંચો ઉછાળો **‘રાજકીય હડતાલો’**–એ લીધો. પણ ત્યાં તો મહાયુદ્ધ શરૂ થઇ ગયું.

૧૯૧૫ માં આખો દેશ જડતા ખંખેરી ઊભો થઈ ગયો. હડતાલોનું મોજું જોરથી ફરી વળ્યું. જેમાંથી ૧૯૧૭ ના ફેબ્રુઆરીમાં કામદારો અને સોલ્જરોએ હથિયારબંધ બળવો કર્યો.

૧૯૧૭ ના જૂનમાં ક્રાંતિ સફળ થયા પૂર્વે ટ્રે. યુ. ની ૯૬૭ સંસ્થાઓ હતી; કુલ સભ્યો ૧૫ લાખ હતા. આ માસમાં મળેલી કોન્ફરન્સમાં મેન્શેવિકો અને બોલ્શેવિકો વચ્ચે આખરી તડ પડી.

૧૯૧૭ ના ઓકટોબરમાં ક્રાંતિને સમયે ટ્રે. યુ. ની સભ્ય સંખ્યા ૨૦ લાખની હતી.

ક્રાંતિ બાદ ૧૯૧૯ ના જાન્યુઆરીમાં અખિલ સોવિયેત ટ્રે. યુ. કોંગ્રેસ પેટ્રોગ્રાદમાં મળી, અને શ્રમજીવી સરમુખત્યારીને ટેકો આપતો ઠરાવ પસાર કર્યો, તથા ફેકટરી કમિટીઓએ ટ્રે. યુ. ને સહાય કરવાનું ઠરાવ્યું.

પરંતુ કોઇ પણ વ્યવસ્થા અમલમાં આવે એ પહેલાં તો આંતરિક વિગ્રહનો અંધારિયો યુગ શરૂ થઇ ગયો. ટ્રેડ યુનિયનોએ એ દિવસોમાં મિલિટરી ભરતીનાં થાણાં બની જઇને અમૂલ્ય સેવા બજાવી.

## બેવડી જવાબદારી

૧૯૨૧ માં N. E. P. શરૂ થઈ. મર્યાદિત પ્રમાણમાં નાના ઉદ્યોગોને મૂડીદારી પદ્ધતિએ ચલાવવાની છૂટ આપવામાં આવી. આ દિવસોમાં ટ્રે. યુ. નું શું? ત્રોત્સ્કીએ કહ્યું કે સ્વતંત્ર ટ્રે. યુ. ની જરૂર નથી. મજદૂર–ફોજ રૂપે, સરકારી અંગ તરીકે એને ફેરવી નાખો. લેનિને આ ખ્યાલને ગલત ગણ્યો. તેણે કહ્યું: એથી તો ભયંકર ‘નોકરશાહી’ જ પેદા થશે. N. E. P. દરમિયાન ખાનગી નફાખોરી વાળી માલિકીને તક હોઈ મજૂર માલિક વચ્ચે અનેક ઝગડાઓ ઊભા થશે જ; આવે વખતે ટ્રેડ યુનિયનની સ્વતંત્ર હયાતી અનિવાર્ય છે. સ્વતંત્ર ટ્રેડ યુનિયન બે હેતુ પાર પાડશે. એક તો ખાનગી માલિકો સામે કામદારોનાં હિતનું રક્ષણ કરશે; ઉપરાંત રાજ્ય હસ્તકની ફેકટરીઓમાં ‘નોકરશાહી–આપખુદી’ ઉપર કાબૂ રાખનાર તરીકે પણ

ટ્રેડ યુનિયન જોઇશે જ. આ એવડા હેતુ માટે તેમની પાસે લડત કમિટી, હડતાલ ફંડ તથા પરસ્પર સહાય ફંડ વગેરે પણ હોવાં જોઈએ.

## સરકાર અને ટ્રે. યુ.

આમાંથી એક નવો સવાલ પેદા થયો. મૂડીદારી દેશોમાં ટ્રે. યુ. સંસ્થાઓ માલિકો સામે જે રીતે લડે છે એવીજ અથડામણ શું અહીં પણ ચાલશે? સોવિયેત સરકાર અને ટ્રેડ યુનિયનો વચ્ચે શું હરીફાઈ મંડાશે? ૧૯૨૭ માં N. E. P. પૂરી થઈ—સરકારી યા સહકારી કારખાનાંની શરૂઆત થઈ, અને સવાલ ૧૯૨૮-૨૯ માં ઉગ્ર બન્યો. અખિલ સંઘ ટ્રે. યુ. ની ૮ મી કોન્ગ્રેસ વખતે તીક્ષ્ણ રીતે આ સવાલ રજૂ થયો. શું 'વધારે પગાર' અને 'ઓછું કામ'ની માગણીઓ ઉપર અહીં પણ હડતાલો કરવાની નીતિ જ ટ્રેડ યુનિયનની હોઈ શકે ખરી?

આ સવાલનો જવાબ સાફ હતો. સોવિયેત સરકાર મજૂરોની પોતાની સરકાર છે. એ સરકારનું હિત અને મજૂરોનું હિત અલગ નથી. સરકાર માલિક છે અને મજૂરો ગુલામ છે એવો સંબંધ નથી. એક જ હિત અને હેતુથી સંકળાયેલા સૌએ મળીને વધુમાં વધુ ઉત્પાદન કરી પોતાનું જ જીવન વધુ સુખમય ને ભરચક બનાવવાનું છે. ઓછું પેદા કર્યે કોઈ માલિકને ઓછો નફો થનાર નથી, પણ પોતાનું જ જીવન ધોરણ નીચું રહેશે; એટલું જ નહિ પણ દેશની આબાદી માટે પરદેશ-વ્યાપાર માટે જે ફાજલ માલની જરૂર છે તે નહિ પેદા થાય તો યંત્રો વગેરે પરદેશથી ખરીદી નહિ શકાય. પરિણામે જરૂરી આર્થિક પ્રગતિ નહિ થાય; અને હથિયારો ને સાધનોય નહિ મેળવી શકાય તો મૂડીદારી દુશ્મનો વચ્ચે ઘેરાયેલા મજદૂર કિસાન રાજ્યનું સંરક્ષણ અશક્ય બની જશે.

આ દૃષ્ટિ સોવિયેતનો મજદૂર ન ભૂલી શકે. વધુ મહેનત અને સારું કામ કરનારની 'રોજી' પણ વધે અને સમસ્ત દેશનું હિત અને રક્ષણ સધાય એવી વ્યવસ્થા આદર્શ ગણાય. આવો સહકારયુક્ત વ્યવહાર જ સૌનું હિત સાધી શકે. પરંતુ પાયાના આ ખ્યાલો પચાવતાં અને સંપૂર્ણપણે તેનો અમલ કરતાં ૧૯૧૮ થી ૨૮ નો એક દાયકો વહી ગયો હતો!

૧૯૨૮ ની પરિષદે આ કામમાં રોડાં નાખનારાઓની 'સફાઇ' કરવા

અને ઊંડી તપાસ કરવા કાગાનોવિચ (ક. પાર્ટીના મદદનીશ મંત્રી) ને નીમ્યો હતો. અને તેણે ૧૯૩૦ માં સફાઈનું કામ પાર પાડ્યું.

૧૯૩૧ થી સાચી '**સમાજવાદી હરીફાઈ**' ની શરૂઆત થઈ. જો જનતાએ પોતાના પગારનું ધોરણ વધારવું હોય, જો દવા કેળવણી અને સુખનાં સાધનોનું પ્રમાણ વધારવું હોય, જો વધુ સંસ્કારી જિંદગીનાં સાધનો પામવાં હોય તો સૌએ મળી ઉત્પાદન વધારવું રહ્યું. મૂડીદારી દેશોમાં એમ કરવાથી મોટા ભાગનો લાભ માલિકને ભાગે જાય છે એવો તો કોઈ ભય અહીં છે નહિ; જેટલું વધારે પેદા કરી શકાય એટલું જીવનનું ધોરણ ઊંચું જાય—આ હકીકત છે. નફાખોરી માટે ધંધા ચલાવતા માલિકો સામે લડવાનું અહીં છે નહિ; સમગ્ર પેદાશના સૌ હકદારો છે. સમગ્રના સૌ અંગો અને અંશો છે. એંજીનિયરથી માંડી ક્લીનર અને રસોયો કે ઝાડુ મારનાર સૌ એક જ ટ્રેડ યુનિયનમાં સમાન હકદાર તરીકે સામેલ છે. સૌનો હેતુ ને સૌનાં હિત એક જ છે. એથી જ તો મૂડીદારી દેશોનાં ટ્રેડ યુનિયન કરતાં સોવિયેતનાં ટ્રેડ યુનિયનોનું કામ જુદું છે. કેમ વધારે સારો, ટકાઉ અને ઝડપથી માલ પેદાકરવો એ એની મુખ્ય નજર છે. મેનેજરની નોકરશાહી આપખુદી દાખલ ન થાય એ જોવાનીય એની ફરજ છે. અને કામદારોનાં હિતો અને સગવડો બધી રીતે સચવાય એ જોવાનું તેનું કાર્ય છે. આ કામો એક બીજાનાં વિરોધી નથી, ઊલટાં પૂરક છે.

## નિર્ણાયક સત્તા

આ એકતા વ્યવહારમાં શી રીતે ઊતરી છે તે જોઈએ.

૧૫૪ ટ્રે. યુનિયનોની મધ્યસ્થ સમિતિઓ તથા અખિલ સોવિયેત ટ્રે. યુ ની મધ્યસ્થ કાર્યવાહી એક બાજુ, બીજી બાજુ **પ્રધાનમંડળ** તથા દરેક **ઔદ્યોગિક તંત્રની 'મેનેજમેન્ટ'.** આ 'બંને બાજુઓ' મળીને ઉદ્યોગ અંગેના તમામ મહત્ત્વના સવાલોનો નિર્ણય લે છે. જો બંને વચ્ચે મતભેદ પડે તો પંચ અથવા સરપંચ નીમીને નિકાલ આણવામાં આવે છે.

મૂડીદારી દેશમાં પંચ અને સરપંચની પ્રથા મજદૂરોના હિતની વિરુદ્ધ જાય છે કેમકે મજદૂર અને માલિકના સરખા અધિકારોનો સિદ્ધાન્ત ત્યાં હોતો નથી. બંને મળીને કદી કોઈ પાયાના સિદ્ધાન્તો નક્કી કરતા જ નથી. ત્યાં એક

અંગની બે 'બાજુઓ' નથી, પણ વિરોધી હિતોવાળી બે દુશ્મન પાંખો છે. એક પક્ષનું હિત બીજાનું વિરોધી છે. એથી અથડામણો એ જ ત્યાંનો સ્વાભાવિક માર્ગ છે.

સોવિયેતમાં હિતોની એકતાને કારણે જેમ વધુ ઉત્પાદન તેમ સમસ્ત જનતાનું વધુ શ્રેય એ સિદ્ધાન્ત સ્વીકારાયો છે, તેવી જ રીતે, જેટલું ઉત્પાદન થાય તે બધું પગાર રૂપે વહેંચી આપવાનો આગ્રહ પણ કોઈ પક્ષ રાખતો નથી. સૌ એ વાત સ્વીકારે છે કે ઝારના જંગલી અર્ધ જંગલી રશિયાને સંસ્કારી અને નૂતન રુસમાં પલટવા માટે પ્રચંડ ઉત્પાદનની આવશ્યકતા છે; પ્રચંડ ઉદ્યોગ વિકાસ માટે જથાબંધ સાધનો યંત્રો ખરીદવાં અનિવાર્ય છે. એને માટે બચતનો અમુક ભાગ ખર્ચવો જ રહ્યો ઉપરાંત, 'સામાજિક હિતો' નાં કાર્યો પાર પાડવા માટે—રસ્તા, બત્તી, હૉસ્પિટલ, પાણી, ઇલેક્ટ્રીસીટી, આરામગાહો, શાળા કૉલેજો, પુરાતત્ત્વ મંદિરો, રેડિયો, પ્રકાશન અને પ્રચાર માટે તથા દુકાળ અને કુદરતી પ્રકોપ સામે રક્ષણની તૈયારી, વૃદ્ધાવસ્થા બિમારીને સમયે ઇન્સ્યુરન્સ વગેરે માટે પણ ઉત્પાદનનો અમુક હિસ્સો ખર્ચવો અનિવાર્ય છે. એથી કરીને 'પેદા થાય એટલું વહેંચી લો'—એવી વૃત્તિ કોઈ જ રાખતું નથી. બચતનો કેટલો ભાગ શામાં ખર્ચાય છે એની વીગતો આગળ ઉપર જોઇશું.

આમ મુખ્ય સિદ્ધાન્તો ઉપર સૌ એક છે. સ્થાનિક કારખાનાંઓમાં ઝગડો પડતાં, ત્યાં પણ એક નિકાલ કમિટીની વ્યવસ્થા હોય છે. જેમાં મૅનેજમેન્ટ, ટ્રેડ યુનિયન તથા કમ્યુનિસ્ટ પાર્ટી—એમ ત્રણેના સ્થાનિક પ્રતિનિધિઓ બેસે છે. કેમ જાણે કુટુંબનો ઝગડો પતાવતા હોય એમ હિતોની કશી ઉગ્ર અથડામણ વિના નિકાલ આવે છે.

આ નિકાલ કમિટી પણ નિષ્ફળ જાય ત્યારે ટ્રેડ યુનિયન, મેનેજમેન્ટ અને સરકારી તંત્રવાહક એમ ત્રણની કમિટી મળે છે.

## ટ્રેડ યુનિયની વિશાળ સત્તા

ટ્રેડ યુનિયન અને સરકાર વચ્ચેનો આ પરસ્પર સહાયનો સબંધ આપણને હજી વધારે ઉંડાણમાં જોવાની તક છે. સોવિયેત રાજ્યતંત્રના સર્વોચ્ચ સ્થાનોમાં ટ્રેડ યુનિયનના પ્રતિનિધિઓનું પ્રમાણ ઘણું મોટું હોય છે.

એટલું જ નહિ પણ, પ્રધાનમંડળ સુદ્ધાં કામદાર જીવનને લગતો કોઈ પણ નિર્ણય ટ્રેડ યુનિયનની સંમતિ વિના લઇ શકતું નથી. કામદાર જીવનને લગતો કોઈ પણ મુદ્દો રાજ્યતંત્રની કોઈ પણ ઉચ્ચ કમિટી આગળ રજૂ થયો હોય તો ટ્રેડ યુનિયનનો પ્રતિનિધિ મુલતવી રખાવી શકે છે.

બંધારણપૂર્વક પહેલાં 'મજૂર પ્રધાન'ની અલગ જગા હતી તે દૂર કરી તેનાં કામો સરકારે પોતે જ ટ્રે. યુ. ની મધ્યસ્થ કમિટીને હસ્તક ધરી દીધાં છે. આમ, રાજ્યનું એક મહાન કાર્ય સોવિયેતમાં ટ્રે. યુ. ને હસ્તક છે.

આર્થિક જીવનમાં મજૂરોની આથી મોટી સત્તા બીજી શી હોઈ શકે ? કોઈ પણ દેશમાં આનો પડછાયો પણ નજરે નહિ પડે.

## આંતરિક લોકતંત્ર

આવાં આ ટ્રે. યુ. ની આંતરિક વ્યવસ્થા સંપૂર્ણ લોકસત્તાના ધોરણે જ ચાલે છે. દરેક ફેકટરીને પોતાની કમિટી હોય છે. એની ઉપર પ્રાદેશિક, એની ઉપર સમસ્ત રિપબ્લિકની કૌંસિલ અને ઉપર દરેક ટ્રેડ યુનિયનની જુદી જુદી અખીલ સંઘ કોન્ગ્રેસ, અને આખરે તમામ ટ્રેડ યુનિયનોની સંયુકત એવી અખીલ સંઘ કોંગ્રેસ અને તેની કાર્યવાહી. આ બધી કમિટીઓ ચૂંટાયેલી હોય છે. આ ચૂંટણી એટલે જ એક તાજુબી.

૧૯૩૩ માં સભ્યોની સંખ્યા ૧ કરોડ ૮૦ લાખની હતી (દુનિયા ભરના ટ્રેડ યુનિયનના સભ્યોથી ય પુષ્કળ વધારે)! ચૂંટણી માટે ૫ લાખ ૧૩ હજાર મીટિંગો ભરવામાં આવી હતી. કમિટી–સભ્યોની મીટિંગોનો ઉમેરો કરો તો ૧૦ લાખ જેટલી થવા જશે!

આર્થિક જીવનમાં લોકતંત્રનું આ એક મહાન ને અદ્‌ભુત ઉદાહરણ!

આ જબરજસ્ત મજદૂર ફૌજ સોવિયેતની ધોરી નસ છે. ૧૯૩૧ ની ચૂંટણી વખતે ૨૦ લાખ મજદૂર સ્વયંસેવકોની ફૌજ કામે લાગી હતી. એકલા મૉસ્કોમાં ૧ લાખ ૬૦ હજાર!

અલબત, ટ્રે. યુનિયનોમાં દાખલ થવું ફરજિયાત નથી. પણ ઉત્તેજન તો જરૂર આપવામાં આવે જ છે. શિસ્તબદ્ધ જીવનનું અને જવાબદારીનું ભાન કામદારો આ સંસ્થા મારફત શીખે છે. લોકસત્તાનો હક્ક પણ એની મારફતે જ ભોગવે છે.

## ૯

# કામદાર જીવનની ભવ્ય રક્ષા

સોવિયેતમાં કામદારના જીવનની રક્ષા શક્ય એટલી ઉત્તમ રીતે કરવામાં આવે છે. તે ભાડુતી કારીગર નથી; તેની મહેનત ચૂસી લઈ ઘડપણ આવતાં કૂચા જેવો બનાવી દઈ, તેને સડી સડીને મરવાની હાલતમાં છોડી દેવામાં આવતો નથી. કોઈ પણ રીતે તે જીવતો રહે ને માલિકને માટે ચુસાતો રહે, તથા બચ્ચાં પેદા કરી એ ચૂસણપ્રથાને ચાલુ રાખતો રહે એટલું નજરમાં રાખી તેના પગારો નક્કી કરવામાં આવતા નથી.

સોવિયેતનો કામદાર, એટલે રાજ્યનો વહીવટદાર, અને નૂતન સંસ્કૃતિનો સર્જક. એનું જીવન એટલે મૂલ્યવાન પૂંજી. સૌથી પહેલાં આપણે પગારનું ધોરણ જોઈએ.

૧૯૧૩ માં વાર્ષિક પગાર સરેરાસ ૩૦૦ રુબલનો ગણાતો. ૧૯૨૪–૨૫ સુધીમાં થોડોક ફેર પડ્યો હતો—૪૫૦ રુબલનો થયો. પણ ૧૯૩૩ માં સરેરાસ ૧૫૧૩ રુબલ થયો અને એ પછીના પાંચ જ વર્ષને અંતે એટલે કે બીજી પંચવર્ષીય યોજનાને અંતે ૩૪૪૭ રુબલ ઉપર પહોંચ્યો હતો. ૨૫ વર્ષમાં ૧૧ ગણો પગાર વધારો! આની સાથે હિંદની માથા દીઠ ૨ આનાની આવક યાદ કરીએ! ખેર, સોવિયેતમાં બીજી બાજુ ૧૯૩૨ માં વસ્તુના ભાવ ૧૯૩૭ કરતાં અઢી ગણા વધુ હતા. આ રીતે જોતાં પગારો પુષ્કળ વધ્યા ને ભાવ સારી પેઠે ઘટયા! આની સીધી અને સાફ અસર કામદારોના જીવનધોરણમાં જણાય છે. ૧૯૧૩ અને ૧૯૩૧ ની સરખામણી બતાવે છે કે—

૧૯૧૩ માં ઝારના જમનામાં જોડાની તંગીનો પાર ન હતો. ચામડાના જોડા તો 'શોખ'ની મોંઘામૂલી વસ્તુ હતી. ઘાસ, શણ કે કંતાનના જોડા

થોડા પ્રમાણમાં વપરાતા હતા. એ જ રીતે સાબુ પણ બહુ જ ઓછા પ્રમાણમાં વપરાતો.

સોવિયેતની પ્રથમ પંચવર્ષીય યોજના જીવનધોરણને ઊંચું લઈ જઈ શકી હતી. ૧૯૩૧ માં પહેલાં કરતાં ૯ ગણા—૭ કરોડ ૬૮ લાખ જોડી જોડા તૈયાર થયા હતા. તેમાં ૨ કરોડ જોડી તો બાળકો માટે જ હતા. શાળામાં જતાં લગભગ તમામ બાળકો રશિયાના ઇતિહાસમાં પહેલી વાર જોડા પહેરતાં થયાં હતાં! સાબુ પણ ૧૯૧૩ માં ૯૪,૦૦૦ ટન પેદા થતો હતો તેને બદલે ૧૯૩૧ માં ૧ લાખ ૮૯ હજાર ટન—બમણા પ્રમાણમાં પેદા થયો.

અને, ૧૯૩૨ કરતાં ૧૯૩૭ માં વપરાશ નીચે જણાવેલા પ્રમાણમાં વધી હતી—

| | | | | | |
|---|---|---|---|---|---|
| રોટી | ૨૮·૨ | ટકા | માંસ | ૮૭·૮ | ટકા |
| બટાટા | ૭૨· | ,, | દૂધ વગેરે | ૯૨·૧ | ,, |
| ફળ | ૯૪·૯ | ,, | ઈંડાં | ૯૧·૨ | ,, |
| ખાંડ | ૪૨·૮ | ,, | કપડાં | ૮૯·૬ | ,, |

આમ એક બાજુ સોવિયેત દેશમાં પગાર વધ્યા છે, જીવન ધોરણ વધ્યું છે, ત્યારે બીજી બાજુ કામના કલાકો ઘટ્યા છે, એ વિશેષ નોંધને પાત્ર છે.

ક્રાંતિપૂર્વે ૧૯૧૩ ની સાલમાં સામાન્ય કામનો દિવસ ૧૦ કલાકનો ગણાતો. પરંતુ ૧૫ ટકા કામદારો ૧૧ થી ૧૨ કલાક કામ કરતા. એટલું જ નહિ, પણ લાખો રસોયા, ઘાટી, દરજી વગેરે તો ૧૫ થી ૧૬ કલાકનું વૈતરું ટીપતા. કાયદેસર રીતે ૧૨ વરસનાં બાળકોને કામે લગાડવાની છૂટ હતી. વ્યવહારમાં તો ૬ અને ૮ વરસનાં લાખો બાળકો ફેક્ટરી, હોટેલો, દુકાનો, મોચી, ધોબી, દરજી, ભઠિયારાખાતાં વગેરેમાં કામ કરતા.

પરંતુ ક્રાંતિ પછી ચોથે દિવસે જ આ અમાનુષી અત્યાચારને દેશવટો આપવામાં આવ્યો. ૮ કલાકના કામના દિવસની જાહેરાત થઈ. ૧૪ વરસથી નીચેનાં બાળકોને સદંતર બંધી. સાથે ૧૪ થી ૧૬ વયના કિશોરોને

૪ કલાકથી વધારે કામ નહિ આપવાનો તથા ૧૬ થી ૧૮ વરસના કુમારોને ૬ થી વધારે કલાક કામ નહિ આપવાનો કાયદો જાહેર થયો.

૧૯૨૭માં ૮ કલાકને બદલે દેશભરમાં ૭ કલાકનો દિવસ જાહેર થયો. કેમિકલ ઉદ્યોગો, ખાણો, ગટરો તથા બીજા કેટલાક ઉદ્યોગોમાં તો ૩–૪ યા ૬ કલાક જ કામ લેવાનું ફરમાવ્યું.

સ્ત્રીઓને ૭ કલાકમાંથી ઓછામાં ઓછો ૧ કલાક બાળકોને ધવરાવવા માટે આપવામાં આવ્યો. સૌને મળતી ખાવાપીવા તથા આરામની રજા તો ખરી જ.

અને દુનિયા આખીમાં ૬ દિવસ વૈતરું કર્યા પછી ૭મે દિવસે રજા મળતી હશે. ત્યારે સોવિયેતમાં દર છઠ્ઠે દિવસે રજા!

વધુમાં, દર વરસે કારકુનને ૧૫ દિવસ, કામદારોને ૧ માસ તથા મેનેજર, ટેકનિશિયન, શિક્ષકો, વિજ્ઞાનિકો વગેરેને ચાલુ પગારે ૪૮ દિવસની રજા મળે છે.

આ રજાઓમાં કામદારો શું કરે છે?

૧૯૨૦માં લેનિને એક હુકમ બહાર પાડી સુંદર સ્થળોએ આવેલા રાજા–જમીનદારો વગેરેના મહેલો તથા બંગલાઓને ખેડૂતો તથા મજૂરો માટેના આરામગાહ માટે રિઝર્વ કર્યા હતા. ત્યાં વિના ખર્ચે મજૂર–કિસાન રહી શકે છે. ૧૯૩૭માં ટ્રેડ યુનિયન તરફથી જ ૨૫ લાખ ૭૫ હજાર કામદારોએ આવા ફ્રી સેનેટોરિયમ તથા આરામગાહોનો લાભ લીધો હતો. બીજા ૧૫ લાખ કામદારોને જાહેર તંદુરસ્તી ખાતા તરફથી લાભ મળ્યો હતો.

સોવિયેતનો મજૂર પ્રવાસનો એટલો તો રસિયો બન્યો છે કે એમની સગવડોને પહોંચી વળવું રાજ્ય કે ટ્રેડ યુનિયન માટે મુશ્કેલ બન્યું છે. ૧૯૩૦માં ૩ લાખ ૩૦ હજાર તથા ૧૯૩૬માં ૭ લાખ કામદારો ખાસ પ્રવાસ ઉપર ગયા હતા.

સોવિયતના મજદૂર પાછળ ટ્રેડ યુનિયન દર વરસે કેટલું ખર્ચ કરે છે એનો અંદાજ જોવા જેવો છે. ૧૯૩૩માં ૧ કરોડ ૮૦ લાખ મજદૂરો પાછળ

૪૪૩ કરોડ ૨૦ લાખ રુબલ ખર્ચવામાં આવ્યા હતા. ૧૯૩૩-૩૪ના આંકડા વિસ્તારથી જોઈએ—

| | ૧૯૩૩ | ૧૯૩૪ |
|---|---|---|
| માંદગી અંગે | ૮૧ કરોડ ૪૦ લાખ | ૧૫૧ કરોડ રુબલ |
| વૃદ્ધાવસ્થા—અપંગતા | ૫૩ ,, ૨૦ ,, | — — |
| આરામગાહ | ૨૦ ,, ૩૦ ,, | ૨૧ ,, ૫૦ લાખ |
| માંદાઓને ખાસ ખોરાક આપનારા 'રેસ્ટોરાં' | ૩ ,, ૫૦ ,, | ૫ ,, ૭૦ ,, |
| હોસ્પિટલો (મજૂરો માટે) ખાસ | ૯૩ | ૧૦૪ ,, |
| બાળકોની સાચવણી અંગે પારણાં વગેરે | ૧૮ ,, ૯૦ ,, | — — |
| મજૂરોનાં ઘર સુધારણ | ૬૦ ,, | ૮૮ ,, ૫૦ ,, |
| નર્સરી સ્કુલ | — — | ૩૨ ,, ૭૦ ,, |
| કેળવણી | — — | ૭૫ ,, |

૧૯૩૫ માં આ આંકડો ૬૦૭ કરોડ રુબલ ઉપર પહોંચ્યો હતો.

દરેક મોટા ઉદ્યોગને તો પોતાનાં આગવાં આરામગૃહો હોય જ છે. કેવળ આરામગૃહો પાછળ ટ્રેડ યુનિયન તરફથી ૧૯૩૫ માં ૪૭ કરોડ ૪ લાખ તથા ૧૯૩૬ માં ૬૫ કરોડ ૭ લાખ અને ૧૯૩૮ માં ૯૧ કરોડ ૩૧ લાખ રૂબલ ખર્ચ કરવામાં આવ્યા હતા.

૧૯૩૩ થી ૩૭ ની સાલમાં નવાં આરામગૃહો બાંધવા પાછળ જ ૫૩ કરોડ ૨૩ લાખ રુબલ ખર્ચાયા હતા.

મજૂરો માટેનાં 'શયનગૃહો' એ વળી એક ઔર વિશેષતા છે. ઉપરાંત તત્કાલ દાકતરી મદદ, હોસ્પિટલનો લાભ અને તેમનાં બાળકો માટે પારણાં, ક્રીડાંગણો, દૂધ, કપડાં અને ખોરાકની વ્યવસ્થા, ભથ્થું વગેરેની પાર વિનાની સગવડો છે.

એક સ્તાલિનગ્રાદની ટ્રેક્ટર ફેક્ટરીનો દાખલો લઈએ. ૧૯૩૨ માં ત્યાં ૪૦,૦૦૦ કામદારો કામ કરતા હતા. તેમને માટે ૧૧૦ દાકતરો (જેમાં

૮૮ સ્ત્રી-દાક્તરો હતી) તથા ૧૩૫ સ્ત્રી-નર્સો રાખવામાં આવેલ હતાં. અને ત્યાં છેલ્લામાં છેલ્લી ઢબની હોસ્પિટલ, આરામગૃહો હતાં

બાળકો માટે ૭ પ્રકારનાં પારણાંની સગવડ હતી. અને બિમાર કામદારો માટે ૭ પ્રકારનાં ખાણાં તૈયાર થતાં હતાં.

સામાન્ય રીતે દરેક ફેક્ટરીને તેનું રસોડું હોય જ છે, કે જ્યાં તમામ કામદારો ભોજન લે છે. માંદાઓ માટે ખાસ ખોરાક હોય છે.

ક્લબ, શાળાઓ, રંગભૂમિ, સીનેમાઓ, રેડિયો તથા ક્રીડાંગણો, વાંચનાલયો અને લાયબ્રેરીઓ ઉપરાંત દરેક કારખાનાને પોતાનાં સામયિક પત્રો પણ હોય છે. એક ફેક્ટરીમાં ૧૩૯૦ કામદારો છે, અને તેમાં ૧ છાપેલું દૈનિક પત્ર તથા ૨ દૈનિક દિવાલપત્રો તથા ૧૫ અઠવાડિક દિવાલપત્રો છે. ૧૯૩૨ ની એક ફેક્ટરીનું આ વર્ણન છે.

પહેલાં—૧૯૩૦ સુધી જે કામદારો બેકાર હોય તેમને 'બેકારી ભથ્થું' આપવામાં આવતું. પણ ૧૯૩૦ ના ઓકટોબરની ૯ મી તારીખનું જાહેરનામું એ ભથ્થું રદબાતલ કરે છે અને કોઈ પણ નાગરિક બેકાર ન રહેતાં કોઇને કોઇ કામે લાગેલો હોવો જોઇએ એવો આદર્શ જાહેર કરે છે:

'દાક્તરી સર્ટિફિકેટ વિના કોઈપણ નાગરિકે બેકાર હાલતમાં રહેવું ન જોઇએ.'

આનો અર્થ એ કે જેઓ આળસુ રહેવા માગે તેઓ જરૂર રહી શકે છે; પરંતુ આવા માણસને નાગરિક તરીકેના ઘણા હક્કોથી વંચિત રાખવામાં આવે છે.

આ જાહેરાતનો સાફ અર્થ એ કે સરકાર દરેકને કામ આપવા તૈયાર છે અને શરીરથી અથવા દિમાકથી મહેનત કરી જીવવું એ માણસાઇનું એક આવશ્યક લક્ષણ છે.

જ્યારે આખી દુનિયા **બેકારીના બાહુમાં** ઝડપભેર ઝડપાઈ રહી છે ત્યારે સોવિયેતે એ શયતાન ઉપર પૂરો કાબૂ મેળવ્યો છે!

યુરોપના ૩૨ દેશોના આંકડાની સરેરાશ કહે છે કે—૧૯૨૯માં ૬ ટકા બેકારી હતી, ત્યાં ૧૯૩૬ માં ૨૦॥ ટકા બેકારી વ્યાપી છે.

ખુદ ઇન્ગ્લેન્ડમાં દર સાત માણસમાં એક માણસ બેકાર છે.

**ઔદ્યોગિક અકસ્માતો** પણ સોવિયેત ઉદ્યોગોમાં ૩૦ થી ૪૦ ટકા ઘટી ગયા છે. અને દુનિયાભરમાં કામદારો ક્ષયના ભોગ વધુ ને વધુ થતા જાય છે ત્યારે પુરુષ કામદારોમાં ૩૦ થી ૪૦ ટકા અને સ્ત્રી કામદારોમાં ૬૦ ટકા ક્ષયનું પ્રમાણ ઘટી ગયું છે. મૃત્યુ પ્રમાણ ૧૯૧૩ માં ૧૦૦૦ માં ૩૦ નું હતું તે ૧૬ નું થઈ ગયું છે. અકાળે મરતા લાખો માનવીઓને સોવિયેતે બચાવી લીધા છે.

અને સોવિયેત સરકાર તેના કામદારની જિંદગીની આખર લગી પૂરી હિફાજત રાખે છે. **માંદગી વખતે** તેને દરરોજના વધુમાં વધુ ળા રુબલ રોકડા પગારે રજા આપવામાં આવે છે; હોસ્પિટલની પૂરી સગવડો મળે છે. વૃધ્ધાવસ્થામાં, કમાણીના ધોરણ અનુસાર કક્ષાઓ પાડવામાં આવી છે. અને તે મુજબ એલાવન્સ આપવામાં આવે છે. ૧૯૩૨ માં ૪૮ કરોડ રુબલ વૃધ્ધોના એલાવન્સમાં ખર્ચ્યા હતા.

એવી જ રીતે કુંટબની કમાનાર વ્યકિત મરી જતાં તેના કુટુંબને તરત જ મદદ પહોંચાડવામાં આવે છે. 'દફનક્રિયા' માટે ૨૭ રુબલ (બાળક મરી ગયું હોય તો ૧૪ રુબલ) અને ત્યારબાદ, કુટુંબમાં કોઈ કમાનાર ન હોય તો, કમાનાર તૈયાર થાય ત્યાં લગી તેમને નિરાધારોની સંખ્યા પ્રમાણે માસિક એલાવન્સ આપવામાં આવે છે.

આ ઉપરાંત, ખાસ જરૂર વખતે સરકાર તરફથી યા ટ્રે. યુ. તરફથી કામદારને વિના વ્યાજે પૈસા ધીરવામાં આવે છે.

અને કૉલેજ, સ્થળની બદલી, ઘર અને કુટુંબની તકલીફ સેનેટોરિયમ, મુસાફરી, થિયેટર—વગેરે દરેક ક્ષેત્રમાં કામદારને પહેલી મદદ મળે છે, સગવડમાં પ્રથમ પસંદગી આપવામાં આવે છે.

કામદાર તથા નાગરિકના સાંસ્કારિક જીવનનો સમગ્ર ખ્યાલ આપણે આગળ ઉપર જોઈશું.

કશીજ અતિશયોક્તિ વિના અહીં એટલું જરૂર કહી શકાય કે દુનિયાભરમાં કામદાર જીવનની આટલી માવજત કદી કોઈ દેશે કરી નથી. નફાખોરીચી ટોચ ઉપર ઉભેલા સમાજમાં એ શક્ય જ નથી.

## કામદારની આર્થિક સ્વતંત્રતા

આપણે સોવિયેત તંત્રમાં મજદૂરનું એટલે કે ટ્રેડ યુનિયનનું મહત્ત્વનું સ્થાન જોયું; એનું કાર્યક્ષેત્ર તથા તેની અંદરનું લોકતંત્ર નિહાળ્યું; વધુમાં મજદૂર જીવનની માવજત કેટલા વિશાળ પાયા ઉપર થાય છે તેય જોયું.

હવે આ સુખી આર્થિક જીવનમાં મજદૂરને કેટલી વિશાળ સ્વતંત્રતા છે તે જોઈએ.

● સૌથી પહેલી વાત સોવિયેતના દરેક નાગરિકને કામ મેળવવાનો અધિકાર છે.

● બીજી વાત, ગમે તે પ્રકારના કામની પસંદગી કરવાને તે સ્વતંત્ર છે.

● ત્રીજી વાત, ગમે તે સ્થળે કે પ્રદેશમાં તે કામ માટે જવા ઇચ્છે તો જરૂર જઈ શકે છે.

● જે કામ પોતે કરી રહ્યો છે એને બદલે વધારે ઊંચી કક્ષાનું કામ કરવાની તેની ઉમેદ છે તો બેલાશક એ માગણી કરી શકે છે અને તે મુજબ 'ટ્રાયલ' ઉપર ઉપલી કક્ષાનાં કામમાં દાખલ થઈ શકે છે.

મૂડીદારી દેશોમાં જે ઉત્તેજન કદી શક્ય નથી એવું ઉત્તેજન સોવિયેતમાં અત્યંત સ્વાભાવિક છે. ટ્રેડ યુનિયન તરફથી 'રાત્રી શાળાઓ' ચાલે છે. જ્યાં ઉમદા કારીગરો નવા તથા પછાત કામદારોને નવી કારીગરી અને કુનેહ શીખવે છે. ૯૦ ટકા કામદારો સ્વેચ્છાએ આવી રાત્રીશાળાઓમાં જાય છે. ત્યાં કોઈ કશી ફી નથી હોતી.

આ નવા કૌશલ્યનો એક અંદાજ કહે છે કે—૩૮ ટકા ઉત્પાદન આથી વધ્યું હતું; કામદારનો પગાર ૨૪ ટકા વધ્યો હતો.

સોવિયેત તંત્રમાં બીજા મૂડીદારી દેશોની જેમ બેકાર પડવાનો કે ભૂખે મરવાનો ભય નથી—જો તે કામ કરવાને તૈયાર હોય તો. એટલું જ નહિ પણ એની આવડત અથવા હોશિયારી અનુસાર આગળ વધવાની તેને માટે પૂરતી વ્યવસ્થા છે. રાજ્ય તરફથી તમામ ઉદ્યોગો અને ધંધાઓ તથા કારીગરી અને કામોને આઠ ચઢતી ઊતરતી કક્ષામાં વહેંચવામાં આવ્યાં છે. સામાજિક જીવનની દૃષ્ટિએ જે વધુ ઉપયોગી હોય, જેમાં વધુ જોખમ હોય, જે ધંધામાં

જવા સામાન્ય રીતે લોકો તૈયાર થતા ન હોય, જેમાં વધુ હાડમારી ભોગવવાની હોય, જેમાં વધુ અભ્યાસ, એકાગ્રતા અને શક્તિ ખરચવી પડતી હોય એવાં કામો પ્રથમ—ઊંચી કક્ષાનાં ઠરે છે. એ પછીનાં કામો ઊતરતી કક્ષાનાં.

અહીં એક મહત્વનો સવાલ સફાઈ માગે છે—શું આ આઠે કક્ષામાં કામ કરતા કામદારોનું પગારધોરણ એક જ સરખું છે? સૌની કમાણી સરખી છે?

ના. દરેક કક્ષાના પગારો નક્કી કરવામાં આવ્યા છે. અને મજદૂર કોઈ પણ કક્ષામાં પોતાની બદલી માગીને થોડા દિવસમાં કાબેલિયત બતાવીને ઉપલી કક્ષાએ પહોંચી શકે છે, ઊંચામાં ઊંચો પગાર મેળવી શકે છે.

અને નોંધવા જેવી હકીકત તો એ છે કે આ આઠ કક્ષાઓમાં બુદ્ધિ અને શરીરની મહેનત એવા કોઈ વિભાગ નથી. શરીરની મહેનત કરનારની કક્ષા કેટલાંક દિમાકી કામ કરતાં ઊંચી છે, અને એ કક્ષાનો મજદૂર દિમાકી કામ કરનાર કરતાં વધારે કમાય પણ છે. કોઇને એમાં આશ્ચર્ય નથી લાગતું.

સ્તાલિન (૧૯૩૧ જૂનમાં) કહે છે: "લોખંડ કામના કારખાનાના એક અત્યંત હોશિયાર કારીગરને એક ઝાડુ મારનાર જેટલો જ પગાર મળે એ અસહ્ય છે. રેલવેનો એંજિન ડ્રાઇવર એક નકલ કરનાર કારકુન જેટલું જ કમાય એ સ્થિતિ તો સહન ન થઈ શકે એવી છે."

આ થઈ મજદૂરની આર્થિક સ્વતંત્રતા.

# ૧૦

# સહકારી ઉદ્યોગો

હવે આપણે સહકારી સમૂહગત માલિકી નીચેના ઉદ્યોગો—'ઉત્પાદક સંઘ'–**Inoops** નો પરિચય લઇએ.

૧૯૨૭ માં N. E. P. બંધ કરી આર્થિક જીવનમાં આ નવો સમાજવાદી પ્રયોગ દાખલ કરવામાં આવ્યો હતો.

## ત્રણ સ્વરૂપ:

૧૯૩૩ ના કાયદા મુજબ એનાં ત્રણ સ્વરૂપ છે—

૧. દરેક સભ્ય ઘેર કામ કરે છે પણ ઉત્પાદનનું વેચાણ તેના સંઘ મારફતે કરે છે; આ સંઘ પાસેથી જ તે કાચો માલ પણ ખરીદે છે, તથા મદદનીશ કારીગરો પણ મેળવે છે.

૨. સમૂહ ઉત્પાદનના ધોરણે દરેક સભ્ય પોતપોતાને ઘેર કામ કરે છે પણ કાચો માલ અને ઉત્પાદન સામાજિક માલિકીનાં ગણાય છે. વ્યક્તિગત સભ્યો આવકના ભાગીદાર છે.

૩. મુખ્ય વિભાગ આર્ટેલ્સ (Artels) નો છે—જ્યાં સૌ સભ્યો ભેગા થઈ સહકારી કારખાનું ચલાવે છે. ઉદ્યોગની કોઈ એક શાખાના ધોરણ ઉપર આ હક્ક આપવામાં આવ્યો હોય છે. જુદાજુદા ઉદ્યોગના યા કારીગરીના કામદારો એક આર્ટેલમાં શામીલ ન થઈ શકે.

## પાયાના સિદ્ધાન્તો

સૌથી પ્રથમ: આર્થિક સમાનતાનો સિદ્ધાંત લાગુ પડે છે. 'ઇન્કોપ' (સહકારી ઉદ્યોગ) માં દાખલ થનાર સૌ ભાગીદારો છે; કોઈ માલિક અને કોઈ તાબેદાર મજૂર નથી. આગળ સરકારી કારખાનાંમાં જોયું એ જ ધોરણે અહીં પણ કામની શ્રેણીઓ હોય છે અને તે અનુસાર પગારો મળે છે. પણ એ પછી જે કાંઈ વધારો રહે છે તેની ઉપર તમામ સભ્યોનો સમાન અધિકાર રહે છે.

બીજી વાત: લોકતંત્રની. અહીં પણ તમામ સભ્યો કામની વહેંચણી કરે છે અને કાર્યવાહી કમિટીની ચૂંટણી કરી ઉદ્યોગ ઉપર નજર રાખે છે, વ્યવસ્થા અને સંચાલનનું કામ કરે છે.

આ સહકારી સંઘો રાજ્ય સાથેના સહકારમાં ઉત્પાદન અને વેચાણની યોજના તૈયાર કરે છે. રાજ્યને કરાર મુજબ અમુક જથ્થો વેચ્યા પછી અને સહકારી સભ્યોને વહેંચી આપ્યા પછી જે માલ વધે તે તેઓ પોતાના સહકારી ભંડાર કે દુકાનો દ્વારા સ્વતંત્ર રીતે પણ (સરકારી વેચાણગૃહો દ્વારા) વેચી શકે છે.

તેમને પણ પિરામીડ રચનાની પ્રાદેશિક કૌંસિલો હોય છે. તેઓ આ સંઘોને મદદ, સૂચના, સલાહ વગેરે આપે છે. ઝગડા પતાવે છે અને યોજનામાં મદદ કરે છે.

અખિલ યુનિયન ઇન્કોપ્સની કૌંસિલ એ આવી આખરી ટોચ છે. તેમાં પ્રાદેશિક કૌંસિલના પ્રતિનિધિઓ ચૂંટાઇને આવે છે.

ખાસ વાત એ છે કે, આ બધી કૌંસિલોને માત્ર સલાહ અને નિરીક્ષણનો જ અધિકાર હોય છે. એથી વધારે સત્તા નહિ.

ત્રીજો સિદ્ધાન્ત: આર્થિક સ્વતંત્રતાનો. દરેક સભ્ય પોતાને ભાગે આવતા ઉત્પાદનનું શું કરવું તે પોતે નક્કી કરે છે. ચાહે તો સીધો બજારમાં જઈ વ્યક્તિગત રીતે વેચી શકે છે; ચાહે તો સંઘ મારફતે જ વેચાવે છે, ચાહે તો સરકાર સાથે કે કોઈ પણ જાહેર સંસ્થા સાથે વેચાણનો કરાર સ્વતંત્ર રીતે અથવા સંઘ દ્વારા કરી શકે છે.

ચોથો સિદ્ધાન્ત: સહિયારી જવાબદારીનો. જે કાંઇ માલ પેદા થાય છે તે બધો જ પગાર યા ભાગરૂપે વહેંચી ન લેતાં ઉદ્યોગના વિકાસ અર્થે તથા સભ્યોના સાર્વજનિક લાભ માટે—શાળા, બાલગૃહો, ક્રીડાંગણો, દવા, કલબ, સ્નાનગૃહ, લાયબ્રેરી વગેરે માટે અમુક હિસ્સો જુદો કાઢવામાં આવે છે. આનું પ્રમાણ સાધારણતઃ ૧૦ ટકા રિઝર્વ તથા ૧૦ ટકા ખાસ ફંડ, ૨૦ ટકા ઉદ્યોગ વિકાસ, ૧૦ ટકા કારીગર તથા કામની હાલત સુધારવા પાછળ ખર્ચાય છે. બાકીના ૪૦ ટકા પગાર અને નફામાં.

## રાજ્ય તરફથી ઉત્તેજન

સરકાર પોતે આ સંઘોને કાચો માલ અથવા યંત્રો વગેરે પૂરાં પાડવા તૈયાર હોય છે. સરકારી ખાતાંઓને આવા સંઘો સાથે કોન્ટ્રાકટ કરવાની ભલામણ કરેલી હોય છે. રાજ્યની બેંક પણ એમને નાણાં ધીરે છે. તથા સંઘોનો માલ ખરીદવા રાજ્ય તૈયાર હોય છે.

આ સંઘો મુખ્યત્વે નાની કોલસાની ખાણો, જસતની ખાણો, નાનાં યંત્રો બનાવવાની ફેકટરીઓ, ઈંટોનાં કારખાનાં, ચુનાની ભઠ્ઠીઓ, નાના કેમિકલ ઉદ્યોગો—સાબુ, એસીડ, આયોડિન તથા રેડિયોનો સામાન વગેરે

ઉદ્યોગો ચલાવે છે. ઉપરાંત ઘણા મોટા પ્રમાણમાં ખોરાકીની પેદાશ, ઈમારતી સમારકામ, ફરનીચર, સાદડી, ધાબળા, રમકડાં, બૂટ, ચામડાનો બીજો સામાન, લોહકામ, માટીનાં વાસણો, રંગકામ વગેરે ધંધા ઉદ્યોગો ચલાવે છે.

આ બધા નાના ઉદ્યોગોને લક્ષમાં લેતાંય સરકારી હસ્તકના ઉદ્યોગોની સરખામણીમાં તેમનું પ્રમાણ ઘણું નાનું છે.

૧૯૨૭ના આંકડા મુજબ ૮૦ હજાર સ્વતંત્ર સહકારી મંડળીઓ હતી. એની વસ્તી ૮૦ થી ૯૦ લાખની થવા જાય છે. દૂધ, કંતાન, બટાકા, તમાકુ, શકરિયાં વગેરેની પેદાશ એ એમનો મુખ્ય ઉદ્યોગ હતો. તેઓએ પોતાની 'ક્રેડીટ સોસાયટી' સ્થાપી હતી અને સહકારી ધોરણે કામ ચલાવતા હતા.

૧૯૩૨ માં આ સહકારી મંડળીઓ 'સમૂહ ખેતરો' માં ફેરવાઈ ગઈ. સરકારી બેન્ક તરફથી તેમને ઉધાર નાણાં અપાવા લાગ્યાં, તથા 'સ્પેશિયાલિસ્ટો' અને બીજી 'ટેકનિકલ' મદદ પણ સરકાર તરફથી મળવા લાગી.

## માછીમારનો સંઘ

આવા ઈતર ઉદ્યોગોમાં સૌથી મુખ્ય અને મહત્વનું સ્થાન ધરાવે છે 'માછીમારનો સંઘ'. દુનિયાભરમાં માછલીના વેપારમાં જપાન પહેલે નંબરે છે, રશિયા બીજે. દર વરસે ૫ લાખ ટનની પેદાશ તે કરે છે.

૧૯૨૩ માં માછીમારનો ઔદ્યોગિક સંઘ સ્થપાયો હતો. પરંતુ ૧૯૩૧ માં રાજ્ય તરફથી એ ઉદ્યોગને ખાસ ઉત્તેજન આપવામાં આવતાં 'ફિશર કોલખોઝી' હયાતીમાં આવ્યાં. સરકાર પોતે પણ આ ઉદ્યોગ ચલાવે છે, જેમાં પગારદાર માછીમારો કામ કરે છે. બાકીનો વેપાર સ્વતંત્ર સમૂહ માછી સંઘ. (ફિશર કોલખોઝી) દ્વારા ચાલે છે.

અખિલ યુનિયન માછી સંઘના હાથ નીચે ૧૫૦૦ નાના નાના સંઘો છે, જેમાં કુલ ૩ લાખ માછીમારો કામ કરે છે. આ અખિલ યુનિયન સંઘને ૩૫ સભ્યોનું કાર્યવાહી મંડળ છે, જેને પોતાનું મંત્રી મંડળ પે છે.

દરેક 'કોલખોઝી' પાસે સામુદાયિક મિલ્કતની નાવડીઓ, જાળ, બૂટ, બળદ તથા બીજાં આવશ્યક સાધનો હોય છે. આ સંઘો માત્ર માછલી પકડવાનું કામ કરે છે અને કોન્ટ્રાકટ અનુસાર સરકારને વેચી દે છે; કેમકે આ વેપાર મુખ્યત્વે પરદેશ સાથેનો છે. અને પરદેશ સાથેનો વેપાર સરકાર વિના બીજા કોઈને માટે ખુલ્લો નથી.

આ સંઘોની આવકમાંથી સરકાર માત્ર ૩ ટકા કર તરીકે લે છે. બાકીનામાંથી ૩૫ ટકા ઉદ્યોગવિકાસ માટે રાખવામાં આવે છે. જ્યારે બાકીની આવક સભ્યોમાં પગારરૂપે વહેંચી આપવામાં આવે છે. અહીં પણ કામની જાત અને જોખમ અનુસાર પગારની પાંચ કક્ષા છે.

આ જબરજસ્ત ઉદ્યોગની શક્ય તેટલી ખિલાવટ કરવા સરકાર તરફથી શક્ય તેટલું બધું ઉત્તેજન આપવામાં આવે છે—યંત્રો અને ટેકનિશિયનો ખાસ કરીને સરકાર પૂરાં પાડે છે. આજે જે જબ્બર પ્રગતિ આ ઉદ્યોગમાં નજરે પડે છે તે સોવિયેત રાજ્યતંત્રની સ્થાપના પછી જ અસ્તિત્વમાં આવી છે.

કેટલાક જીલ્લામાં એક માછીની આવક સરેરાશ વાર્ષિક ૨૦૦૦ થી ૩૦૦૦ રુબલની ગણાય છે.

હિંદના ચીંથરેહાલ માછીમારની સાથે આ સોવિયેતના માછીની સરખામણી અનિચ્છાએ પણ થઈ જાય છે.

## શિકારી સંઘ

**બીજો** મોટો સંઘ છે શિકારીઓનો. ૧૯૨૪ થી એની શરૂઆત થઈ: ૧૦૦૦ મોટા સંઘો: ૬૦૦૦ ટુકડીઓ: ૬ લાખ સભ્યો! કામ બધું લોકતંત્ર પ્રમાણે જ—ચૂંટણી, પ્રમુખ, મંત્રી મંડળ! અને સમાનતા પણ ખરી, ઑલ યુનિયન કોન્ગ્રેસ પણ ખરી જ.

૧૯૩૪ માં એ કોન્ગ્રેસ વિખેરી નાખવામાં આવી હતી અને ઉત્તર તથા પૂર્વના સાઇબેરિયાના મુલ્ક પૂરતો સંઘ સ્થાપવામાં આવ્યો હતો. બીજા પ્રદેશના શિકારીઓને સંઘની પ્રથા પસંદ ન હોઈ તેમને સ્વતંત્ર છુટ્ટા મૂકવામાં આવ્યા હતા. સોવિયેત તંત્ર લઘુમતિ જાતિ ઉપર બળજબરીથી ઉચ્ચ સંસ્કારિતા નથી લાદવા માગતી એનું આ સુંદર ઉદાહરણ.

## કલાકારો તથા બુદ્ધિજીવીઓનો સંઘ!

૧૯૩૧ માં ચિત્રકારો, શિલ્પીઓ તથા સ્થાપત્યકારોનો સંઘ શરૂ થયો. ૧૫૦૦ સભ્યો 'સમૂહ–સ્ટુડિયો' માં કામ કરે છે. નાનીશી પણ કુશળ રંગની ફેક્ટરી ચલાવે છે; પેદાશને વેચવા માટે પ્રદર્શનો ગોઠવે છે; સભ્યોને અગાઉથી નાણાં ધીરે છે.



આજ ધોરણ ઉપર ફોટોગ્રાફરોને પોતાનો સંઘ છે, નટોનો વળી જુદો.

લેખકોનો પણ સંઘ છે જેમાં પત્રકારોનો સમાવેશ થાય છે. આ સંઘને પોતાની 'સહકારી પ્રકાશન સંસ્થા' છે. રાજ્યની પ્રકાશન સંસ્થા સાથે સહકારમાં રહી આ સંસ્થા સ્વતંત્ર પ્રકાશનો કરે છે.

આજ ધોરણે દરજીઓ, ધોબીઓ, ડ્રાઈવરો વગેરેના સહકારી સંઘો ચાલે છે.

### વ્યક્તિગત ઉત્પાદન

સમૂહખેતીના ભાગીદારને તેના ઘરની આજુબાજુ એકાદ વાડો કે બગીચો રાખી શાકભાજી પેદા કરવાની છૂટ છે. બે ત્રણ ગાય, બે ત્રણ ડુક્કર ૨૦–૨૫ ઘેટાં, ૨૦–૨૫ મધપૂડા અને પાળી શકાય તેટલાં મરઘાં રાખવાની અને તેમાંથી પેદા થતી ચીજોને ખુલ્લે બજાર વેચીને કમાણીમાં શક્ય તેટલો ઉમેરો કરવાની છૂટ છે.

અહીં પણ મુખ્ય કાયદો એક જ છે કે જાતે સંભાળી શકો તેટલુંજ રાખો. બીજાની ભાડુતી મહેનત લઈ ન કરી શકો.

ભાડુતી મહેનત! સોવિયેતના આ આર્થિક તંત્ર નીચે કયો અભાગિયો જાણીને પોતાની મહેનત બીજાને વેચીને સામાને કમાણી કરવાની તક આપશે —જ્યારે પોતે જાતેજ પોતાની મહેનતનો પૂરો બદલો સંઘ ઉદ્યોગ, સમૂહખેતી કે સરકારી ઉદ્યોગ મારફતે સહેજે મેળવી શકે એમ છે?

# ૧૧

# નૂતન ખેતી જીવન

## સમૂહ ખેતી

સહકારીસમૂહ ઉદ્યોગોને જેમ 'Incops' કહેવાય છે, તેવી રીતે ખેતી ઉપર તે 'Kolkhoz' (કોલખોઝ) ને નામે ઓળખાય છે. આપણે એને 'સમૂહ ખેતી' કહીશું.

ઉદ્યોગોમાં આ નવી પદ્ધતિ દાખલ કરતાં જેટલી અથડામણ ઊભી થઈ એનાથી ઘણું વધારે તોફાન ખેતી અંગેના નવા પ્રયોગો વખતે જાગી ઊઠ્યું હતું. આ તોફાનનો રોમાંચક ઇતિહાસ જોતાં પહેલાં આપણે ઝારના જમાનામાં ખેતીની કેવી ભૂંડી દશા હતી તેનો ટૂંકો ખ્યાલ કરી લઈએ.

ઝારના જમાનામાં મોટા ભાગની જમીનના માલિક જમીનદારો હતા. ૧૬ કરોડ ૭૦ લાખ એકર જમીન માત્ર ૨૮૦૦૦ માલિકોના હાથમાં જ પડી હતી; જ્યારે બીજી બાજુ, ૧ કરોડ ખેડૂત કુટુંબો પાસે માત્ર ૧૯ કરોડ ૭૦ લાખ એકર જમીન હતી. એમાંય ફળદ્રુપ જમીન મોટા ખેડૂતો—'કુલકો' બથાવી બેઠા હતા. અથવા તો રાજવંશીઓ અને મહંતપાદરીઓને કબજે પડી હતી. ટૂંકમાં, વસ્તીના ૧૩ ટકા લોકો ૭૧॥ ટકા જમીનનો કબજો ધરાવતા હતા.

ખેડૂતોની દુર્દશાનો પાર ન હતો. ૩૦—૩૫ ટકા ખેડૂતો પાસે ખેડવા માટે ઘોડાં વગેરે સાધનો ન હતાં. તે 'કુલક' પાસેથી ભાડે લાવવાં પડતાં હતાં. પેદા થતા પાકનો મોટો ભાગ સરકાર અને શાહુકારનું દેવું ચૂકવવામાં ચાલ્યો જતો. ૧૫ ટકા લોકો પાસે તો બીયાવું પણ રહેતું નહિ.

અથાગ મહેનત કરવા છતાં પેટિયું ન કમાનાર કિસાનો—દર વરસે

૨૦ લાખ જેટલા કિસાનો પોતાનાં ઘરખોરડાં છોડી દૂર દૂર કુલકોનાં ખેતરો પર મજૂરી કરવા ચાલ્યા જતા.

ઉત્તમ બી, ખાતર, ખેતીજ્ઞાન વગેરેનું તો પૂછવું જ શું?

જમીનના છૂટાછવાયા નાના નાના ટુકડાઓ પડી ગયા હોઈ કશાં સાધનો વિના પહોંચી વળવું પણ મુશ્કેલ થતું. આવી જમીન ઉપર એકંદર એકર દીઠ ૭ થી ૧૦ મણ (કાચા મણ) પાક ઊતરતો.

ઝારનું રશિયા આખા યુરોપમાં સૌથી ઓછો ઉત્પાદક દેશ હતો. ૧૮૦૦ થી ૧૮૫૪ નાં વરસોના આંકડા બતાવે છે કે, ૫૪ માંથી ૩૫ વર્ષો નિષ્ફળ પાકનાં હતાં. ૧૮૯૧ થી ૧૯૧૦ નાં ૨૦ વરસમાં ૪ સારા પાક, ૧૩ નબળા તથા ૩ દુકાળનાં વરસો! ૧૯૧૮ થી ૨૭ નો સોવિયેત તંત્રનો પ્રથમ દાયકો ૩ સારા પાક, ૫ નબળા અને ૨ દુકાળનાં વરસોથી ભરેલો હતો.

તેમાં ય આડ-ડખલોનો પાર નહતો. આવી મુશ્કેલ સ્થિતિમાંથી સોવિયેત સરકારે આગળ વધવાનું હતું. અંધારયુગ જેવાં આંતર વિગ્રહનાં વરસોમાં આપણે જોઈ ગયા તેમ ઉપલા વર્ગના ખેડૂતો-કુલકો અનાજ છુપાવી રાખતા હતા. સરકારે નક્કી કરેલા ભાવે વેચવા તેઓ તૈયાર ન હતા. લાલ લશ્કર અને શહેરો ત્યારે એમની મહેરબાની ઉપર હતાં. 'યુદ્ધ સામ્યવાદ'નો માર્ગ અખત્યાર કરવો પડયો હતો. એ પછી, આંતરવિગ્રહ દૂર થતાં, N. E. P. દાખલ કરી અને વેચવા માટે અનાજના ઢગલા બજારમાં ઠલવાયા.

N. E. P. નો અંત લાવવાની વિચારણા ૧૯૨૫ થી શરૂ થઈ. લગાતાર ચર્ચાઓ ચાલી—લેખો, પુસ્તિકાઓ, ચોપાનિયાં અને સભાઓ દ્વારા.

ત્રોત્સ્કી પક્ષ કહેતો હતો: ખેડૂત નામે પાસેથી જમીન છીનવી લઈ માત્ર રાજ્ય-ખેતરો જ ઊભાં કરવાં જોઇએ, જેમાં દરેક ખેડૂત મજૂર તરીકે નક્કી પગાર ઉપર કામ કરી જાય.

બુખારિન તથા રાયકોવનો બીજા છેડા પરનો મવાળ પક્ષ હતો. કુલકોને એમના રસ્તે આગળ વધવામાં મદદ કરવી જોઇએ. રાષ્ટ્રીય સલામતી એમાં જ રહેલી છે. એમ કરતાં ખેડૂતોને કુલકોના હાથ નીચે પગારદાર મજૂર બનાવવા પડે તોય ભલે.

## સ્તાલિનની સફળ નીતિ

સ્તાલિન આ બંને પક્ષોની ભૂલો જોઈ શકતો હતો. ત્રોત્સ્કીના મત અનુસાર કરવા જતાં ઉત્પાદન માટેનો ઉત્સાહ અને જોશ નહિ પેદા થાય. અને રાજકીય નોકરશાહી જ ઊભી થશે. બુખારિનનો પક્ષ જમીનદારી હકુમતને જ ટકાવનારો હતો. અને જમીન ઉપર સામાજિક માલિકી ન સ્થપાય ત્યાં લગી મોટાં યંત્રો—ટ્રેક્ટરો વગેરે દ્વારા સમૂહ ખેતી કરી ઉત્પાદનમાં અઢળક વધારો શક્ય ન હતો. સ્તાલિને રાજ્યખેતરોને વધારવાની સાથે સાથે કુલકના હાથમાંથી જમીનનો કબજો અને ભોગવટો નાબુદ કરી, ગરીબ અને મધ્યમવર્ગના ખેડૂતોની સહકારી સામુદાયિક માલિકી પ્રસ્થાપિત કરવાનો માર્ગ કાઢ્યો. આમ થતાં રાજ્ય તરફથી મળેલાં ઉત્પાદન વધારવા માટેનાં ટ્રેક્ટર વગેરે સાધનો વાપરી શકાય અને વરસમાં ૩–૪ ફસલ લઈ શકાય.

પરિણામે, જમીન ઉપરની વ્યક્તિગત માલિકી સાવ નાબુદ થાય અને છતાં ઉત્પાદનનો ઉત્સાહ અને જોશ જરાય કમ ન થતાં ઊલટાં વધે.

આ સિદ્ધિ હાંસલ થાય તે દરમિયાન કુલક ઉપર સખ્ત કરવેરા નાખવા, સરકાર તરફથી કશી મદદ ન આપવી, અને શકય એટલી રીતે તેમને અગવડમાં મૂકવા કે જેથી પહેલી તકે જમીન છોડી ભાગી છૂટે અથવા તો સૌની જેમ સરખા હક્કદાર બની સમૂહ ખેતીમાં શામીલ થઈ જાય.

કહેવાની જરૂર નથી કે સ્તાલિનની આ યોજના ઉત્તમ હતી; એ જ સ્વીકારાઈ અને અમલમાં મૂકવામાં આવી.

## કૃષિક ઈન્કિલાબો

પરંતુ આ યોજનાની સામે માથાં પછાડનારા ઓછા ન હતા. જમીનદારી પ્રથા ઉપર આ રીતસરનો આખરી ફટકો હતો. ૧૯૧૮માં કિસાનોએ પોતાની મેળે જ મોટા જમીનદારોનું તો નિકંદન કાઢી નાખ્યું હતું—જમીનદારોની જમીન પડાવી લીધી હતી. આથી જમીન પરનો પ્રથમ ઇન્કિલાબ તો થઈ ચૂકયો હતો. પરંતુ હજી સારી સ્થિતિના ખેડૂતો—કુલકોનો એક મોટો વર્ગ બાકી હતો. N. E. P. ના જમાનાએ તેમને જરા રાહત આપી હતી. પરંતુ, ૧૯૨૭માં આખરી અને મરણિયો ધણ લગાવાઈ રહ્યો હતો.

કુલકોએ પણ મરણિયા બની એ ધણુને પાછો ઠેલવા માથું ઊંચું કર્યું હતું. આપણે બીજા પ્રકરણમાં જોઈ ગયા તેમ કુલકોની સાથે મેનેજરો, એંજિનિયરો તથા બુદ્ધિજીવીઓએ પણ કાવતરાંનો પંથ પકડયો હતો અને પરદેશી હકુમતો આ ફાટફૂટનો લાભ લેવા મથી રહી હતી.

ખેડૂતોના ત્રણ વિભાગ પાડી શકાય—છેક ગરીબ, મધ્યમ તથા સારી સ્થિતિના.

ગરીબવર્ગનું હિત તો સમૂહ ખેતીમાં જ હતું. મધ્યમ વર્ગ શરૂમાં આનાકાની કરે, પણ જરા સારાં પરિણામો જુવે કે તરત જ ખેંચાઈ આવે. પણ જેને ખાસ કુલકનો વર્ગ કહીએ છીએ તે વિરોધ કર્યા વિના ન જ રહે. કુલ ૨ કરોડ ૫૦ લાખ ખેડૂત કુટુંબોમાં ૧૦ લાખ કુલક–કુટુંબો હતાં. આખા આ વર્ગની નાબુદી એટલે જમીન પરનો **બીજો** ઇન્કિલાબ ! કામ પ્રચંડ હતું. પરંતુ કુલક આખી પ્રજાના દિલમાં ધિક્કારને પાત્ર ઠર્યો હતો. મોટા જમીનદારો પછી પ્રજાને ચૂસનારો આ એક જ વર્ગ ગામડાંઓમાં જીવતો હતો.

ગામડાંના ગરીબ અને મધ્યમ ખેડૂતોની કમિટીઓએ જ કામ ઉપાડી લીધું.



આવા ઇતિહાસવાળો આ ભવ્ય પ્રયોગ ૧૯૨૭ માં શરૂ થયો. તે પહેલાં સ્વતંત્ર રીતે જ સહકારી ધોરણે સમૂહખેતીમાં શામેલ થયેલા ખેડૂતોની સંસ્થાઓની સંખ્યા ૮૦ હજારની હતી, જેમાં કુલ ૧ કરોડ સભ્યો હતા.

ત્યાર બાદ, ૧૯૨૭–૨૮ ના વર્ષમાં નવાં ૨૦ હજાર સમૂહખેતરો તૈયાર થયાં. અને ૧૯૨૮–૨૯ ના વર્ષમાં કુલ ખેતીના ૨૦ ટકા નવા જોડાશે એવી ગણત્રી હતી તેને બદલે આંખો અંજાઈ જાય એવું પરિણામ આવ્યું—૫૫ ટકા જોડાયા !

આથી 'સમૂહ ખેતી' નો સવાલ સરળ બનવાને બદલે ઊલટો ગુંચવાયો. સરકારે ૨૦ ટકાની ગણત્રી કરી હતી; એટલાં ટ્રેકટરો પૂરા પાડવાની તૈયારી રાખી હતી. બહુ બહુ તો ૨૫ ટકા સુધી પહોંચી વળાય એમ હતું. આથી સરકારની ગુંચવણ વધી. પણ એથી ય એક ભયંકર પરિણામ એણે જન્માવ્યું.

## આત્મઘાતક રોષ

વાત એમ બની કે કુલકોએ ગરીબ અને મધ્યમ સ્થિતિના ખેડૂતોને ભડકાવ્યા કે "સરકાર બળજબરીથી તમને સમૂહ ખેતીમાં ખેંચી લેશે." એવા પ્રચારથી તેઓ ઝનુની બન્યા ને 'અમારી જમીન! અમારાં ઢોર!' એની લાગણીથી ભરેલા ખેડૂતો કુલકોની ઉશ્કેરણીના ભોગ બન્યા. ૧૯૨૯–૩૦ માં ઢોરોને સમૂહખેતીમાં શામેલ કરવાનો તેમણે ઇન્કાર કર્યો. ને પોતાને હાથે પોતાનાં ઢોરોની કતલ કરી! થોડાં ઘણાં નહિ પણ ૬ કરોડ ઢોરને આમ કાપી નાખ્યાં!

૧૯૩૧–૩૩ માં બીજાં ૮ કરોડ વધુ રહેંસાયાં! કુલ ૨૫ કરોડ ઢોરમાંથી ૧૪ કરોડની ક્રૂર કતલ! આનું પરિણામ એ આવ્યું કે ૧૯૩૧–૩૨ માંજ ખેતી નિષ્ફળ નીવડી. કટોકટી ઉગ્ર બની. યુક્રેઇનમાં પરદેશી ઉશ્કેરણી તથા છૂપી પ્રવૃત્તિ કામે લાગી. ભયંકર અંધાધૂંધી, ખૂન, કામમાં ધોખાબાજી ચાલુ થઈ ગઈ. જમીનને વાવ્યા વિના પડતર નાખી રાખી; તૈયાર થયેલી ફસલને વાઢી નહિ, સંઘરી નહિ! જમીનપરની હડતાલ! ભૂખમરાને આમંત્રણ! સમૂહખેતી સામે આત્મઘાતક રોષ!

## ઘરની સફાઈ!

સ્તાલિન અને કાગાનોવિચે ચેતવણીના સૂર કાઢયા: 'સમૂહ ખેતરોની બહાર કુલકરૂપી દુશ્મનની શોધ કરવાની જરૂર નથી પણ હવે તમને એ ઘરની અંદર જ હાથ લાગશે, 'શાંત' અને 'સાધુ' પુરુષને વેષે! કદાચ મેનેજર, હિસાબનીશ, સેક્રેટરી વગેરે સ્વરૂપે! 'અંદર રહીને જ ધોખેબાજી' કરવી એ છે દુશ્મનોની નવી નીતિ!'

અને ૧૯૩૩ માં સ્તાલિને ૨I લાખ સમૂહ–ખેતરો ઉપર ૨૫૦૦ ચુનંદા કમ્યુનિસ્ટ કાર્યકર્તાઓને વહેંચી દીધા. સમૂહખેતીના એ મહાન પ્રયોગની સફળતાની જવાબદારી એ ચુનંદા કાર્યકરોએ બાહોશીપૂર્વક ઉઠાવી લીધી.

સમૂહ ખેતરોની ધોરી નસ એટલે 'મશીન ટ્રેક્ટર સ્ટેશનો'. આ દરેક સ્ટેશને આ ચુનંદાઓને 'પોલિટિકલ સેકશન' (વિભાગ) ના સંચાલક તરીકે નીમવામાં આવ્યા. આ નવો વિભાગ ન હોય, આ સંચાલકો ન હોય તો 'સમૂહ

ખેતરો ' પણ ન ટકયાં હોય. એમની સામે એક જ સૂત્ર ધરવામાં આવ્યું હતું. 'સમૂહ ખેતરોને સાચાં બોલ્શેવિક ખેતરો બનાવો, સમૂહ ખેડૂતોને માતબર બનાવો.' સાફ જબાનમાં આ કામ હતું. ગ્રામ અને જીલ્લા સોવિયેતોના લાખો અમલદારો, મશીન ટ્રેકટર સ્ટેશનના લાખો કાર્યકર્તાઓ તથા રાા લાખ સમૂહખેતરોના પ્રમુખો અને ૧ાા કરોડ સમૂહ ખેતર ઉપરનાં કુટુંબોને માર્ગદર્શન કરવાનું, ઉત્સાહ પ્રેરવાનું, તેમની ભૂલો સુધારવાનું અને તેમની ખોટ્રાઇને ચાંપતી રીતે દબાવવાનું એમનું કામ હતું. આ મહાન કાર્યને વફાદાર તથા લાયક નીવડયા સ્તાલિનના એ ૨૫૦૦ ચુનંદા કમ્યુનિસ્ટો.

વેબ્સ આ મહાન પ્રયોગને વર્ણવતાં લખે છે: "કલ્પનાની તેજસ્વિતા, કાર્યની વીર્યશ્રી તથા વ્યવહારની ભવ્યતાની દૃષ્ટિએ આ આંદોલન કોઈ પણ સરકારની શાંતિના દિવસોની તવારિખમાં અજોડ માલુમ પડયું છે."

બીજી બાજુ જેઓ સમૂહ ખેતીમાં શામીલ થવા ઇચ્છતા નહતા અને 'જોખમકારક' જણાતા હતા તેમને બીજે કામની વ્યવસ્થા કરી રવાના કરવામાં આવ્યા. ઉત્પાદન વધે તો પણ સરકારે વધારે ભાડું ન લેવાનું જાહેર કર્યું. નકકી ભાવ મુજબ માલ વેચવાનું બંધન હતું તે ઢીલું કર્યું. તથા પહેલાં તમામ ભાગીદારો સરખે ભાગે ઉત્પાદની વહેંચણી કરી લેતા તેને બદલે હવે 'કાર્યદિન'નું ધોરણ નકકી કરી, દરેકના કામના દિવસ નોંધી તે મુજબ હિસ્સો વહેંચવાનું ઠરાવવામાં આવ્યું.

ઉપરથી, કાગાનોવિચે સફાઈનું કામ હાથ ધર્યું. અને છૂપા દુશ્મનોને અથવા કુલકોને હદપાર કર્યા; આખા ખેતર તંત્રની પુનર્રચના કરી; અને દેશને કટોકટીમાંથી બચાવી લીધો.

૧૯૩૩–૩૪ માં ધરતી હસી ઊઠી—પહેલાં કદી નહિ ઊતરેલી એવી ફસલ ઊતરી! અને સમૂહખેતીના મહાન પ્રયોગને સફળતા લાધી.

આ પ્રગતિનો ખ્યાલ ટૂંકમાં લઈએ—૧૯૩૫ માં ૨ લાખ ૪૦ હજાર સમૂહ ખેતરો હતાં, જેમાં ૧ાા કરોડ ખેડુ–કુટુંબો જોડાયાં હતાં. ૧૯૩૫ માં કુલ જમીનના ૯૦ ટકા અને ૧૯૩૯ માં ૯૩ાા ટકા જમીન ૨ લાખ ૪૩ હજાર સમૂહ ખેતરોમાં આવી ગઈ હતી. અને તમામ ખેતી મોટાં ટ્રેકટરો અને મશીનોથી થતી હતી. ૧૯૩૮ માં સરેરાશ એક સાદું ટ્રેકટર ૧૦૧૫ એકર

જમીન અને 'કેટર થીલર ટ્રેકટર' ૨૭૫૫ એકર જમીનને પહોંચી વળતું. તેવી જ રીતે લણણીનું મશીન ૭૪૩ એકરને પહોંચી વળતું.

આને લીધે પુષ્કળ પડતર જમીન પણ હવે ઉપયોગમાં આવવા લાગી. ૧૯૧૩ માં ૨૬ કરોડ એકર જમીન પર ખેડાણ થયું હતું, તે ૧૯૩૮ માં લગભગ ૩૪ કરોડ એકર પર થવા લાગ્યું એટલું જ નહિ પણ પહેલાં એકર દીઠ ૭ થી ૧૦ મણ પાક ઉતરતો હતો, તેને સ્થાને હવે દોઢાથી વધુ ઊતરવા લાગ્યો. પરિણામે, ૧૯૧૩ માં ૮ કરોડ ટન અનાજ ઊતર્યું હતું, તેને સ્થાને ૧૯૩૭ માં ૧૨ કરોડ ટનથી વધુ પાક ઊતર્યો. કપાસ, બીટ, શણ વગેરેમાં પણ ૨ થી ૪ ગણો ફેર પડી ગયો હતો.

સોવિયેત રાજ્યે આ ખેતીવિકાસ પાછળ શકય તેટલી બધી મદદ કરી છે. એક માત્ર નહેર કામમાં જ તેણે ૨૦૦ કરોડ રુબલ ખર્ચ્યાં છે. જ્યારે ઝારના જમાનાના ૧૮૯૬ થી ૧૯૧૭ નાં ૨૨ વરસ દરમિયાન માત્ર ૩॥ કરોડ રુબલ નહેરકામ માટે ખર્ચાયા હતા.

અને ઝારના જમાનામાં જેની કલ્પના જ ખેડૂતો નહોતા કરી શકતા તેવી ખેતી—વિજ્ઞાનની મુખ્ય સંસ્થાઓ જ સોવિયેતમાં ૧૦૦ થી ય વધુ થઈ હતી. શાખાઓ અને પ્રયોગ મથકો જુદાં. ૧૯૩૮ માં ૧૪૦૦૦ વિજ્ઞાનિકો હજારો લેબોરેટરી–વ્યવસ્થાપકો ખેતીના વિકાસ પાછળ પોતાની તમામ શક્તિ પરોવી રહ્યા હતા.

૧૯૩૯ માં ટ્રેકટર ડ્રાઇવરો ૧૫ લાખથી ય વધુ હતા. ૩ લાખ તો ખેતી નિષ્ણાતો, તથા ઢોરના દાકતરો વગેરે હતા. આજે જગમશહૂર બનેલ સોવિયેત વિજ્ઞાનિક ત્રોફિમ લાયસેન્કો ખુદ ખેડૂત હતો. જુદા જુદા ક્ષેત્રે આવાં તો થોકબંધ ઉદાહરણો છે.

## સુખી કિસાન

આવા આ 'સમૂહખેતર'માં જીવતા કિસાનના સુખી સભર જીવનમાં ડોકિયું કરીએ—

દરેક ખેડૂત 'સમૂહખેતર'માં સમાન દરજ્જે ભાગીદાર છે. કામ કરે તે પ્રમાણમાં તેને બદલો મળે છે. આ બદલો સામાન્ય રીતે ૧૯૩૩ માં

૧ ટન અનાજ જેટલો મળતો હતો; તેને સ્થાને ૧૯૩૭ માં ૨।। ટન મળવા લાગ્યો ! ૧૯૩૮ નો એક અંદાજ જણાવે છે કે, દર કાર્યદિન દીઠ ૧૧ પૌંડ અનાજ તથા ૫ રુબલ ૧૦ કોપેક રોકડ આપવામાં આવતા હતા. જ્યારે એક સારા ખેતરનો અંદાજ આપતાં "કોમરેડ એન્ડ સીટીઝન્સ" ના લેખમાં બતાવ્યું છે કે ૧૯૩૪–૩૫ માં સુદ્ધાં દર કાર્યદિન દીઠ ૪૪ પૌંડ અનાજ મળ્યું હતું.

**બીજી વાત :** આ ઉપરાંત દરેક કુટુંબને એક કે બે એકર જમીન પોતાના ઘરની સાથે રાખવાની છૂટ છે. ત્યાં તે શાક ભાજી ને ફળ ફૂલ પેદા કરી શકે છે. વધુમાં, દરેક કુટુંબને ૨–૩ ગાય, ૨–૩ ડુક્કર, ૨૦–૨૫ બકરાં ઘેટાં, તથા ફાવે તેટલાં મરઘાં, ૨૦–૨૫ મધપૂડા રાખવાની અને તેમાંથી જાત મહેનત કરી કમાણી કરવાની પૂરી તક આપવામાં આવી છે.

આ થઈ ચોખ્ખી આર્થિક આવક. એ ઉપરાંત—'સમૂહખેતર' તરફથી ખેતરના તમામ સભ્યોને તેમનાં કુટુંબો સહિત મફત કેળવણી; દવા અને દાકતરી મદદ; બાળકો માટે પારણાં ગૃહ, અને ક્રીડાંગણો, બાથ હાઉસ, ક્લબ અને રેડિયો; રેડ કૉર્નર (પુસ્તકાલય) અને વાંચનાલય. વધુમાં મોટી ઉમરનાં માટે પ્રૌઢ શિક્ષણની અને રાજકીય જ્ઞાનની શાળાઓ, વગેરે સગવડો આપવામાં આવે છે. સાઈકલો અને મોટરો પણ ખેતરની માલિકીની હોય છે. ક્વચિત એરોપ્લેન પણ. અને થોડાં ખેતરોનાં જૂથની વચ્ચે એકાદ 'લેબોરેટરી' હોય છે, જ્યાં ટેકનિશિયનો ઍન્જિનિયરો તથા શિક્ષકો ખેડૂતોને યંત્રોનો અને ખેતીનો કસબ શીખવે છે. ખાસ કરીને બીયાંની નવી નવી જાતની શોધ અને જાત સુધારવાના પ્રયોગો ઉપર વિશેષ લક્ષ આપવામાં આવે છે.

સરકાર પણ વગર વ્યાજે અથવા નહિ જેવા વ્યાજે લોન આપે છે. થોડુંક જ ભાડું લઈ ટ્રેકટર આપે છે, ઢોર પણ આપે છે.

સ્ત્રીઓ સમૂહખેતરોમાં પુરૂષો જેટલો જ અગત્યનો ભાગ ભજવે છે. ફસલની મોસમમાં ખેતરેખેતરે પારણાં બંધાય છે; ડૉકટરો અને નર્સો ત્યાંજ રહે છે; શાળાઓ પણ ખેતરમાં જ ચાલે છે. એ દિવસોમાં શહેરની ટુકડીઓની ટુકડીઓ, કોલેજોના વિદ્યાર્થીઓ, તરૂણ કમ્યુનિસ્ટો અને

કારખાનાના કામદારો ખેતરો ઉપર ખેડૂતોને મદદ કરવા અને તેમના જીવનને સંસ્કારિતાથી ભરી દેવા ઊતરી આવે છે.

વરસમાં અવારનવાર ફરતી નાટક મંડળીઓ આવે છે અને નાટ્ય-નૃત્યનું શિક્ષણ પણ આપી જાય છે, એમના શોખને વિકસાવી જાય છે.

'સમૂહખેતરો'ની તમામ વ્યવસ્થા સંપૂર્ણ લોકતંત્રને ધોરણે ચાલે છે. કોઈ પણ પ્રકારનો ઝગડો પડતાં સમૂહખેતરનો પ્રમુખ, ગ્રામ-સોવિયેતનો પ્રમુખ તથા કમ્યુનિસ્ટ પાર્ટીનો પ્રતિનિધિ મળીને નિકાલ લાવે છે.

ગ્રામ-સોવિયેત તેની આજુબાજુનાં સમૂહખેતરો સાથે નીકટના સંપર્કમાં રહે છે. સમૂહખેતરના તમામ સભ્યોને સોવિયેતમાં નાગરિક તરીકેનો પૂરો અધિકાર હોય છે.

આવા આ સુખી અને સંસ્કારી જીવન તરફ ખેડૂત પોતે જ આકર્ષાઇને આવે છે. શરૂઆતમાં 'સમૂહખેતર'માં જોડાવા માટે જે વિશેષ પ્રયત્ન કરવો પડતો હતો એની જરૂર ધીમે ધીમે રહી નહિ. અનેકવિધ લાભો ખેડૂતોએ સમૂહજીવનમાં જોયા. વ્યક્તિગત ખેડૂત રહેવાનાં નુકસાન તો તેમણે વરસો થયાં ભોગવ્યાં હતા. એક વરસે બળદ મરી ગયો, તો બીજે વરસે ગાય મરી ગઈ. એક વરસે વરસાદ ઓછો આવ્યો ને કુવો આગવો હતો નહિ. ઘરમાં માણસ મદદ કરવા નથી ને ખેતરમાં તીડ પડયાં છે. અરે, તોફાનમાં છાપરું ઊડી ગયું ને ઘાસની ગંજી બળી ગઇ! વ્યક્તિગત આર્થિક જીવન જીવતો ખેડૂત સદા આર્થિક તોફાનમાં જ ડૂબ્યો રહેતો. 'સમૂહખેતર'માં જોડાયા બાદ તેની આ ચિંતા ટળી ગઈ. દુઃખ અને જોખમમાં હિંમત આપી, જ્ઞાન અને સંસ્કારિતાએ તેની જિંદગીમાં નવો આનંદ રેડયો, નવી આશાઓ જગાવી. તેનાં બાળકોનો સર્વોત્તમ વિકાસ કરવાની તેને તક મળી. અને કંટાળાથી ઝેર જેવી લાગતી જૂની દુનિયા હવે નવી ઉમેદોથી મીઠી બની તેના જીવનને આશાઓથી ભરી રહી.



## ખેતી જીવનનું અગત્યનું અંગ: 'રાજ્યખેતરો'

ક્રાંતિ બાદ ખેતીની પુનર્રચનાનો સવાલ મહત્ત્વનો બન્યો હતો, ત્યારે રાજ્યે પોતાને હસ્તકનાં 'ખેતરો' શરૂ કરી સામાન્ય ખેડૂતને

મદદરૂપ થવાનો પ્રયાસ કર્યો. મોટા પાયા ઉપર વિજ્ઞાનની મદદથી ખેતી થાય તો કેવાં પરિણામો લાવી શકાય છે, એ પ્રત્યક્ષ બતાવાય નહિ ત્યાં લગી કિસાનોને ઉત્સાહિત કરી શકાય નહિ. સોવિયેત રાજ્ય કિસાનોને 'કુલક'ના હાથમાંથી છોડવવા માટે નક્કર માર્ગદર્શન કરવા માગતું હતું. સમૂહખેતી—સમાજવાદી ખેતીના ફાયદાઓનો સીધો પરિચય આપી તેમને ઉત્સાહિત કરવા માગતું હતું. ખાસ કરીને જે પ્રદેશ અત્યંત પછાત હતો, જ્યાં મોટા ભાગની જમીન પડતર રહેલી હતી ત્યાં આવો પ્રયોગ અત્યંત જરૂરી હતો.

પ્રથમ 'રાજ્યખેતર' ૧૯૧૮ માં જોવામાં આવે છે. પરંતુ તેનો રીતસર વિકાસ તો ૧૯૨૮–૨૯ થી જ થયો. અને ૧૯૩૦ સુધીમાં કુલ ૧૪૩ 'રાજ્યખેતરો' અસ્તિત્વમાં આવ્યાં. જ્યારે, ૧૯૩૯ ની શરૂઆતમાં ૧૯૫૭ 'રાજ્યખેતરો' ચાલતાં હતાં; તેમની પાસે ૧૬ કરોડ ૮૦ લાખ એકર જમીન હતી.

આ ખેતરો અનાજ ઉપરાંત કપાસ, શણ, ઉન, બીટ, શાકભાજી ઉગાડે છે. પણ ખાસ ધ્યાન ખેંચે તેવા છે તો વિશિષ્ટ પ્રકારનાં ઢોરઉછેરનાં ખેતરો. ૧૯૩૯ માં એકંદર નીચે મુજબ રાજ્યખેતરો હતાં—

| | |
|---|---|
| અનાજ ઉગાડતાં | ૪૭૭ ખેતરો |
| ઢોર ઉછેરતાં | ૭૭૧ ,, |
| ડુક્કર ઉછેરતાં | ૬૨૯ ,, |
| ઘેટાં ઉછેરતાં | ૨૦૦ ,, |
| ઘોડા ઉછેરતાં | ૧૧૮ ,, |
| કપાસ વગેરે | ૫૪ ,, |
| ચા–તમાકુ વગેરે | ૧૧૪ ,, |
| ફૂલ–શાકભાજી | ૬૫૪ ,, |
| મરઘાં ઉછેરતાં | ૧૦૨ ,, |
| અન્ય | ૮૧૮ ,, |

આ દરેક ખેતર પાસે છેલ્લી ઢબનાં આધુનિક સાધનો હોય છે— ટ્રેકટરો, લણણીનાં મશીનો વગેરે. લગભગ ૯૪ાા ટકા કામ મશીનોથી જ થાય છે. અને ખાસ તાલિમ આપવા માટે મોટા ભાગનાં ખેતરો ઉપર

તાલિમ-શાળાઓ ચલાવવામાં આવે છે. અહીં દર વરસે હજારો ખેતી-વિજ્ઞાનિકો ને મશીન ચલાવનારાઓને કેળવવામાં આવે છે.

આવાં આ સરકારી ખેતરો પર કામ કરનારા કામદારોનો પગાર ૧૯૩૨ માં સરેરાશ વાર્ષિક ૯૧૦ રુબલ હતો, તેનો ૧૯૩૮ માં ૨૩૯૬ રુબલ થયો—૨॥ ગણો વધારે! ઢોર ઉછેરના વિભાગમાં ૭૭૭ રુબલ હતો. તેનો ૨૪૯૯ રુબલ સુધી પહોંચ્યો—ત્રણ ગણો! જ્યારે ટ્રેક્ટર અને મશીનો ચલાવનારાના પગાર આથીય મોટા પ્રમાણમાં વધ્યા છે. ૧૯૩૫ માં માસિક સરાશ ૨૧૬ રુબલની આવક હતી, તે ૧૯૩૮ માં ૩૮૩ રુબલની થઈ હતી. જ્યારે ખાસ કારીગરો દર મહિને ૮૦૦ થી ૧૦૦૦ રુબલ કમાતા થયા છે.

આવાં રાજ્યખેતરોમાં ઉત્તર કોકેશસનું 'જાયન્ટ' (નામનું) અનાજ-ખેતર મશહૂર છે. એ જ વરસના ગાળામાં તેણે ૧ કરોડ ૫ લાખ રુબલનું ઉત્પાદન કર્યું હતું; તેમાંથી તેને ૨૭ લાખ ૮૫ હજાર રુબલનો નફો થયો હતો.

'કિરોવ' અનાજ ખેતર, 'કારાવાયેવો' ડેરી-ખેતર, 'પ્રોલેતારસ્કી' ઘેટાં-ખેતર, 'બોલ્શેવિક' નામનું ઘેટાં-ખેતર સોવિયેતનાં અતિ વિખ્યાત ખેતરો છે.

## વિરાટ દર્શન

એકવાર હવે આપણે રાજ્યહસ્તકના તથા સહકારી ઉદ્યોગો અને ખેતીના આંકડા ઉપર આંખ માંડી લઈએ —

૧૫૪ ટ્રેડ યુનિયનો—૨ કરોડની સભ્ય સંખ્યા!

૨૦ હજાર 'ઈન્કોપ્સ'—૩૦ લાખ સભ્યો

૨॥ લાખ 'કોલખોઝી'—૩॥ કરોડ કામદારો

ઈતર માછીમાર, શિકારી, ધોબી, દરજી, મોચી, ડ્રાઈવર વગેરેના ૧॥ કરોડ સભ્યો!!

શરીર અને દિમાકની મહેનત કરી જીવતી શ્રમજીવી જમાતના આર્થિક જીવનનો આ સહસ્રમુખી વિસ્તાર.

## ૧૨

# વેચાણ વ્યવસ્થા

ઉત્પાદકોનું આ ચિત્ર પૂરું થયું. હવે માલ વેચનારી સંસ્થાઓ તરફ નજર કરીએ.

વેચવાનો ધંધો! વેપારીનું જીવન? સોવિયેત રાજ્યમાં ય એ ધંધો?

પણ આર્થિક જીવનના આ વિભાગને અસ્તવ્યસ્ત નાખી રાખ્યે કેમ ચાલે? માલ થોકબંધ પેદા થાય તે ગામડેગામડે ખૂણે ખૂણે પહોંચી તો જવો જ જોઈએ. અને એની વહેંચણી, એના વેચાણની ય સુવ્યવસ્થિત યોજના તો હોવી જ જોઈએ.

આ કામ નાનુંસૂનું ન હતું. વેપાર અંગેની મૂડીદારી કુટિલ નીતિને દૂર કરી સોવિયેત સરકારે વેચાણની યોજનાને વિકસાવવી જ રહી.

સ્તાલિને 'વેપાર' પ્રત્યેની સૂગની સામે રાજકીય જેહાદ શરૂ કરી દીધી. તેણે સમાજવાદી અર્થજીવનની ચાવી પકડી લીધી હતી. પોતે જે માલ તૈયાર કરવામાં કશો ભાગ ભજવ્યો નથી તે માલ એકની પાસેથી લઈ બીજાને વધારે કિંમતે વેચવો એ પદ્ધતિ મૂડીવાદી નફાખોરીની પદ્ધતિ છે. એ પદ્ધતિને તો નાબુદ કરવી જ છે. પરંતુ બીજી બાજુ, ઉત્પન્ન થયેલો માલ જો યોગ્ય સ્થળોએ પહોંચે નહિ તો ય આખો આર્થિક પાયો પોકળ જ ઠરે. ને એ તો મૂડીવાદી સમાજમાં જ બની રહ્યું છે. એટલે હવે તો એવો રસ્તો હોવો જોઈએ કે જેથી માલનો ઉત્પન્ન કરનાર પોતે નિયંત્રિત રીતે પોતાની મહેનતમાંથી કમાણી કરી શકે; ને સમાન ભાગીદારના ધોરણે સહકારી ભંડારો દ્વારા જ આ થઈ શકે. બીજી બાજુ, સરકારી ભંડારો પૂરતા પ્રમાણમાં યોગ્ય ભાવે ઉત્તમ માલ વેચતા હોવા જોઈએ.

અને સ્તાલિને પાયાનો સિદ્ધાન્ત પકડી રાખી ઉત્પાદનની જેમ વહેંચણીના ક્ષેત્રમાં ય વિવિધતાઓ દાખલ કરી.

૧૯૩૩ માં કમ્યુનિસ્ટ પાર્ટી સમક્ષ રિપોર્ટ રજૂ કરતાં તે કહે છે : "એ માન્યતા ગલત છે કે સોવિયેત વ્યાપાર કેવળ એક જ પદ્ધતિએ વિકસાવી શકાય : દા. ત. સહકારી સંઘો. સોવિયેત વ્યાપારને વિકસાવવા માટે તમામ પદ્ધતિઓ અખત્યાર કરવી રહી. × × × જે એક પદ્ધતિથી સાવચેત રહેવું જરૂરી છે તે છે મૂડીવાદી પદ્ધતિ તથા વેચાણમાં મૂડીદારી દલાલોની પદ્ધતિ—એટલે કે, નફાખોરી માટે પગારદાર મજૂરોને રોકવાની અને સસ્તી કિંમતે લઈ વધારે કિંમતે માલ વેચવાની નફાખોરીની પદ્ધતિ. સોવિયેત વ્યાપાર નાના કે મોટા મૂડીદારો વિનાનો, નાના કે મોટા દલાલો વિનાનો વ્યાપાર છે. ઇતિહાસે કદી નહિ જાણેલો એવો આ વિશિષ્ટ વ્યાપાર છે. અને માત્ર બોલ્શેવિકો જ સોવિયેત વિકાસની પરિસ્થિતિમાં જ જેનો અમલ કરી શકે એવી એની વિશિષ્ટતા છે."

આ સિદ્ધાન્ત નજરમાં રાખી આપણે વીગતો તરફ વળીએ.

## વેચાણ વ્યવસ્થાના પ્રકારો

**મુખ્ય બે પ્રકારો:** સરકારી ભંડારો તથા સહકારી ભંડારો. આ ઉપરાંત પણ ત્રીજો નાનો પ્રકાર છે વ્યક્તિગત ઉત્પાદનને ખુલ્લા બજારમાં વેચવાનો.

ક્રાંતિબાદ તો યુદ્ધ–સામ્યવાદની હાલત હતી એટલે સમસ્ત ઉદ્યોગ-ઉત્પાદન અને વેચાણ માત્ર રાજ્યને હસ્તક જ હતું. એ પછી N. E. P. ના દિવસોમાં સહકારી ભંડારોની શરૂઆત થઈ ને ૧૯૨૩–૨૪ માં એને કાયદેસર સ્થાન મળ્યું.

આવી વેચાણ માટેની સહકારી મંડળીઓની સંખ્યા—

| | શહેરમાં | ગામડાંમાં |
|---|---|---|
| ૧૯૨૯ : | ૧૪૦૩ | ૨૫,૭૭૫ |
| ૧૯૩૩ : | ૩૭૮૨ | ૪૦,૯૨૦ |

૧૯૩૪-૩૫ માં ૪૫,૦૦૦ મંડળીઓ : ૭ કરોડ ૩૦ લાખ સભ્યો !

## ત્રણ વિભાગ

આ મંડળીઓમાં ત્રણ વિભાગ—ગ્રામ ભંડારો, શહેર ભંડારો તથા વિશિષ્ટ ધંધાગત ભંડારો. પહેલા બે પ્રકારોમાં ૧૮ વરસની ઉંમરનો (કેટલાક કિસ્સામાં ૧૪ વરસ નો ય) કોઈપણ નાગરિક શેરહોલ્ડર બની શકે છે.

૧૯૩૪-૩૫ માં ગ્રામભંડારો ૪૧૦૦૦ હતા, જેની શાખાઓ લગભગ ૧ા લાખ જેટલી હતી. શહેર ભંડારો ૪૦૦૦ હતા જેની શાખાઓ ૪૦,૦૦૦ હતી.

પરંતુ ૧૯૩૫ના સુધારા મુજબ એવું નક્કી કરવામાં આવ્યું કે શહેરોમાં તથા કસ્બાઓમાં માત્ર સરકારી ભંડારો જ ચાલશે. બાકીની ૧૩ કરોડની ગ્રામ વસ્તીમાં માત્ર સહકારી ભંડારો જ કામ કરે.

આ સહકારી ભંડારોને ૧ાાથી ૨ ટકા કરતાં વધારે નફો લેવાનો અધિકાર નથી.

આ સહકારી ભંડારોને ઉત્તેજન આપવા સરકાર બધું કરે છે. ૧૯૩૩ માં આ ભંડારોને પોતાનાં ઉત્પાદક ખેતરો પણ રાખવાની છૂટ આપવામાં આવી હતી. અને એ વરસમાં જ ૪૦૨૯ સહકારી ભંડારોએ પોતાનાં ખેતરો ઉપર પેદાશ કરવાની શરૂઆત પણ કરી દીધી હતી.

સરકાર કે જનતા કોઇને આથી કશું ગુમાવવાનું ન થયું. બલ્કે સમગ્ર ઉત્પાદનમાં ઉમેરો થયો, એટલી અછત ટળી. જાતે મહેનત કરી પેદા કરવાનો સિદ્ધાન્ત પણ કાયમ રહ્યો. સમૂહ ખેતરોના જેવું જ લોકતંત્ર આ ખેતરો માટે પણ રહ્યું.

## રોટી ઉદ્યોગ

સૌથી વિશેષ ધ્યાન ખેંચે છે 'રોટી ઉદ્યોગ'.

દુનિયામાં કયાંય નથી એવી જબરજસ્ત મોટી અને ભવ્ય બેકરી મોસ્કો અને લેનિનગ્રાદમાં છે. છેક છેલ્લી ઢબનાં આ યાંત્રિક ભઠિયારખાનાં આર્થિક દૃષ્ટીએ અને કાર્યકૌશલ્યમાં પૂરાં સફળ નીવડયાં છે. પાંચ જ વરસમાં મૂડી તો પાછી વાળી શકાઈ છે!

૧૯૨૬-૨૯ માં મોસ્કો અને લેનિનગ્રાદમાં ૩ જંગી યાંત્રિક બેકરીઓ શરૂ થઈ હતી.

૧૯૩૨ માં ૩૦૦ યાંત્રિક બેકરીઓ હયાત હતી—અને રોજ ૧૫૦૦૦ ટન 'રોટી' પેદા કરતી હતી. આ ઉપરાંત મોસ્કો લેનિનગ્રાદની તો ૨૦ જુદી.

## તાલિમ

વેચાણ સંઘોના કુશળ સંચાલન માટે વિશિષ્ટ સભ્યાસ અને તાલીમની આવશ્યકતા છે. એ નજરમાં રાખી ૧૯૩૩ માં રાજ્ય તરફથી કોલેજો ખોલવામાં આવી હતી જેમાં ૬૦૦૦૦ વિદ્યાર્થીઓને સહકારી મંડળીના સંચાલનનું જ્ઞાન અને તાલિમ આપવામાં આવી હતી. ઉપરાંત, વિશેષ પ્રકારના ૧૦,૦૦૦ ટેકનિશિયનો પણ તૈયાર કરવામાં આવ્યા હતા. આ કોલેજની પદવીને યુનિવરસીટીની પદવીની બરાબર ગણવામાં આવે છે. આ સંસ્થા તરફથી આખા દેશમાં સહકારી મંડળીઓને મેનેજરો, વેચાણ કરનારા, હિસાબનીશો તથા ટેકનિશિયનો પૂરા પાડવામાં આવે છે.

સહકારી મંડળીના શિક્ષણનો આટલો વિશાળ પ્રયોગ બીજે ક્યાંય નોંધાયો નથી.

હવે આપણે સંસ્થાના રીતસરના સંચાલન તરફ વળીએ.

## સરકારી ભંડારો

શહેરોમાં જે વેચાણ ભંડારો છે તે સરકારી છે. સરકારી ભંડારોમાં કિંમત નક્કી કરેલી હોય છે. ૧૯૩૫ લગી સમસ્ત ઉત્પાદન ૨૦ કરોડ પ્રજાની જરૂરિયાતને છૂટથી પહોંચી વળી શકે એટલું ન હોઈ 'રેશન કાર્ડ' દરેક નાગરિકને આપવામાં આવતું હતું, જે મુજબ જીવનની મુખ્ય જરૂરિયાતો તે ખરીદી શકતો. ભંડારોમાં વસ્તુઓ હોય તે કરતાં માંગ હંમેશાં વધારે જ રહેતી. સાબુ, જોડા, ખાંડ, વગેરેની બૂમ તો દુનિયાનાં કાના સુધી પહોંચી હતી. દરેક મુસાફર કહેતો કે ભંડારો આગળ જબરજસ્ત ઠઠ જામેલી રહે છે. વેચાણ કરનારાઓની અનાવડતની તથા ભંડારો પૂરતા ન હોવાની ટીકાઓ પણ થતી. પણ સૌમાં મુખ્ય ઉણપ હતી—૨૦ કરોડની જનતાને પહોંચી વળવા જેટલા ઉત્પાદનની.

સરકારી ભંડારો પહેલાં 'વેપાર પ્રધાન'ના હાથ નીચે હતા. ૧૯૩૦ માં 'પુરવઠા (સપ્લાય) પ્રધાન'ના હાથમાં એ ખાતું મૂકવામાં આવ્યું. ૧૯૩૪ માં વ્યવસ્થામાં ફેરબદલી કરી. 'પુરવઠા (સપ્લાય) પ્રધાન'નું કામ ખોરાકીનું ઉત્પાદન વધારવા પાછળ લક્ષ આપવાનું ઠર્યું. જ્યારે વેચાણની વ્યવસ્થા આંતરિક વ્યાપારના પ્રધાનને સુપ્રત થઈ. દરેક જગાએ કેટલા ભંડારોની જરૂર છે એ તે નક્કી કરે.

આ થઈ સહકારી ભંડારોની વાત.

## સહકારી ભંડારો

સહકારી ભંડારોનું સંચાલન સંપૂર્ણ લોકતંત્રની પદ્ધતિએ ચાલે છે. 'મેનેજમેન્ટ કમિટીની' ની ચૂંટણી થાય છે. પ્રેસિડંટ, સેક્રેટરી તથા 'નિયંત્રણ કમિટી' અને 'ચોકસાઈ સમિતિ' પણ ચુંટાય છે. અહીં પણ ગ્રામ તથા શહેર કમિટીની ઉપર જીલ્લા સમિતિ, પ્રાંતિક સમિતિ, રિપબ્લિકની સમિતિ. આખરે સર્વાધિકારી અખિલ સંઘ કોંગ્રેસ અને તેની મધ્યસ્થ કાર્યવાહી.

આ મધ્યસ્થ સમિતિમાં ૭૦ સભ્યો છે. ત્રણ મહિને એક વાર એક સામટા ૧૦ દિવસ માટે મળે છે. મંત્રીમંડળ ૧૧ નું છે. જીવનની જરૂરિયાતના ધંધા અનુસાર ૪૦ ખાતાંઓ દ્વારા તે કામ કરે છે.

ખુલ્લા બજારમાં કોઈ પણ ઉત્પાદક વ્યક્તિ કે સંઘ પોતાની મહેનતનો માલ વેચી શકે છે. વધુમાં વધુ ભાવ સરકાર તરફથી જાહેર થએલો હોય છે.

## ટૉર્ગસિન

Torgsin ની સંસ્થા વેચાણનો એક વિશેષ અખતરો છે. ૧૯૩૦ માં તેની શરૂઆત થઈ હતી. એ દિવસોમાં સરકારને પરદેશ સાથેના વ્યાપાર અર્થે સોનું, રૂપું, ઝવેરાત, ઘરેણાં વગેરેની જરૂર હતી. પરદેશી સિક્કા અને ચલણની ખૂબ ગરજ હતી. પરંતુ જૂના મૂડીદારો તથા જમીનદારો અને કુલકો પોતાની પાસેનું સોનું રૂપું કે ઘરેણાં કાઢવા તૈયાર ન હતા. બીજી બાજુ પરદેશી ચલણ પણ પૂરતા પ્રમાણમાં મળતું ન હતું. આથી સરકારે "ટૉર્ગસિન" નામની વેચાણ સંસ્થા શરૂ કરી. પરદેશીઓ માટે તે ખુલ્લી હતી. આ દુકાનોમાં પરદેશીઓને વતનીઓ કરતાં પણ જરા સસ્તે ભાવે માલ આપવામાં આવતો. પરદેશી ચલણ વધુ મેળવવા માટેનું આ એક ઉત્તેજન હતું. પાછળથી વતનીઓ માટે પણ આ દુકાનો ખુલ્લી મૂકવામાં આવી. પરંતુ સોનું રૂપું કે ઝવેરાત અને ઘરેણાંના બદલામાં જ માલ આપવામાં આવતો. આથી પરદેશીઓની જેમ દેશીઓને પણ સસ્તી કિંમતે ખરીદવાની તક મળી. અને સરકારનો હેતુ સર્યો. ખાસ પરિસ્થિતિ પૂરતો આ ખાસ અખતરો હતો, એટલે જરૂર પૂરી થતાં તે બંધ કરવામાં આવ્યો.

ઉત્પાદન અને વેચાણની વિવિધ યોજનાઓનો આ સંભાર. આર્થિક જીવનનો આ એક વધુ વિસ્તાર.

# ૧૩

# સમાજવાદી હરીફાઈ

ઉત્પાદન અને વહેંચણીની વિવિધ પદ્ધતિઓ આપણે જોઈ. સ્તાલિનના શબ્દોમાં એનું મહત્ત્વયે જોયું. હવે, આ પદ્ધતિઓના અમલ દરમિયાન ઉત્પાદન વધારવા માટે જે ઝુંબેશો ઉઠાવવામાં આવે છે એનો ખ્યાલ લેવો રહ્યો.

હરીફાઈ બૂરી ચીજ નથી. એક બીજાને આગળ વધતો તોડવા માટેની મૂડીદારી હરીફાઈ નફરતને યોગ્ય છે, પરંતુ સમાજવાદી હરીફાઈ નહિ.

લેનિને ૧૯૧૮ ના માર્ચની ૨૮ મીએ લખ્યું હતું: 'સમાજની પુનર્ઘટનાના કાર્યમાં સમાજવાદી હરીફાઈ અત્યંત મહત્ત્વનું અને ઉમદા કાર્ય છે.

આ સમાજવાદી હરીફાઈની રીતસર શરૂઆત થઈ ૧૯૨૭ માં.

પેદાશ વધારવી, ભાંગતોડ ઓછી કરવી, નુકસાની ઓછી કરવી, ઝડપ વધારવી, બળતણ તેલ વગેરે ઓછું વાપરવું, માલ ઉમદા પેદા કરવો વગેરે સિદ્ધિઓ આવી હરીફાઈ દ્વારા પ્રાપ્ત કરવાની હતી.

કારખાનાં, વહાણ, રેલ્વે, ખાણો, ખેતરો, હોસ્પિટલો અને જીવનનાં તમામ અંગોમાં આ તંદુરસ્ત હરીફાઈ ડોકાવા લાગી. જેમ ફલાણી ફલાણી ટુકડી વચ્ચે ક્રિકેટ કે ફૂટબોલની મૅચ રમાય છે તેવી જ હરીફાઈ અહીં પણ શરૂ થઈ. બે ફેક્ટરી વચ્ચે, બે તાલુકા અગર જીલ્લા વચ્ચે, બે ખાણો અગર બાંધકામ વચ્ચે હરીફાઈઓ મંડાતી. પહેલાંથી એની જાહેરાત થતી અને લોકો આતુરતાપૂર્વક પરિણામની રાહ જોતા.

કદીક કદીક તો અમુક પ્રાંતના કામદારો કિસાનોને આવાહન આપતા : 'અમે ૨૦ ટકા ઉત્પાદન વધારીએ છીએ. તમે કેટલું વધારી શકો એમ છો? આવી જાવ.'

આખા દેશમાં હરીફાઈની ઝુંબેશ જામી જતી. ઉત્તર કૉકેશસનાં સમસ્ત ખેતરોએ ખારકોવનાં સમૂહ ખેતરોને ચેલેંજ ફેંકી હતી: 'કોણ વધારે અને જલદી ફસલ તૈયાર કરે છે અને સરકારી ભાગ સરકારને પહોંચતો કરે છે જોઈએ?'

## ઉત્પાદન-હરીફ-પરિષદો

**આ** હરીફાઈઓને ઉત્તેજવા માટે 'ઉત્પાદન પરિષદો' બોલાવવામાં આવે છે અને એમાં તરેહ તરેહની હરીફાઈઓમાં ભાગ લેનારા શામીલ થાય છે.

આ હરીફાઈનું એક આકર્ષક અંગ છે—'પ્રતિયોજના' (કાઉન્ટર પ્લાનિંગ) એટલે કે સરકાર અમુક કામ અમુક દિવસમાં પૂરું કરવું છે એવી યોજના જાહેર કરી પ્રજાને એમાં સહાય કરવા અપીલ કરે. એના જવાબમાં પ્રજા તરફથી એક નવી યોજના આપવામાં આવે; તેમાં થોડા ખર્ચે થોડા દિવસમાં એ જ કામ પૂરું કરવાની ખાત્રી આપવામાં આવી હોય.

આની એક મશહૂર મિસાલ છે—જગતના ભવ્ય બાંધકામોમાંનો અગ્રણી 'નીપર નદીનો બંધ'. સરકારે જાહેર કર્યું હતું કે, ૪ લાખ ૨૭ હજાર ક્યુબિક મિટર કોન્ક્રિટ જેટલું બાંધકામ ૯૦ દિવસમાં કરવાનું છે. સામેથી કામદારોએ ૫ લાખ ક્યુબિક મિટર બાંધવાની બાંહેધરી આપી, તેમણે ૫ લાખ ૧૮ હજાર ક્યુબિક મિટરનું કામ ૯૦ નહિ પણ માત્ર ૩૬ દિવસમાં બાંધી આપી જગતને તાજુબ કરી દીધું!

દરેક ધંધામાં હરીફાઈએ ચોંકાવનારાં પરિણામો આણ્યાં છે. તાંબાના રોલર બનાવવાની ફેકટરીનું એક ઉદાહરણ કહે છે કે, ક્રાંતિ પહેલાં ૧૦ કલાકમાં ૧૫૦ રોલરો તૈયાર થતાં હતાં, ત્યાં તેટલી જ શક્તિએ ૩૬૦ તૈયાર થવા લાગ્યાં; અને 'પ્રતિયોજના'ની પદ્ધતિ દાખલ થતાં ૪૦૦ થી ૫૦૦ સુધી પહોંચ્યાં; સમાજવાદી હરીફાઈને પ્રતાપે ૬૬૫ થી ૭૦૦ સુધી ગયા; અને આખરે એટલા જ સમયમાં એટલા જ મજૂરો ૮૩૨ રોલરો બનાવતા થયા!

## શૉક બ્રિગેડ

**આ** સોશિયાલિસ્ટ હરીફાઈમાં જોડાનારી ટુકડીઓ શૉક બ્રિગેડ—'ઉદારનિકી'ને નામે ઓળખાય છે. ૧૯૩૨ માં કુલ કામદારોના ૬૫·૬

ટકા એમાં જોડાયા હતા. સોવિયેતમાં શારીરિક શ્રમ અભિમાન, કીર્તિ અને વીરતાનું પ્રતીક છે.

આવી શૉક બ્રિગેડની શરૂઆત ૧૯૨૮ ના અંતમાં થઈ હતી. ૧૯૨૯ ના એપ્રિલમાં ૭૦ ઉદ્યોગગૃહોમાં બ્રિગેડ સ્થપાઈ હતી. પરંતુ પૂર વેગે આખા દેશભરમાં તે ફેલાઈ ગઈ. ડિસેમ્બર મહિનો આવતાં તો ૩,૦૦,૦૦૦ બ્રિગેડો સ્થપાઈ. અને બ્રિગેડરોની અખિલ સંઘ કૉન્ગ્રેસ પણ અસ્તિત્વમાં આવી!

૧૯૩૨ નાં આંકડા બતાવે છે કે—

ઉદ્યોગોમાંના ૫૦ લાખ ૪૦ હજાર ૬ સો કામદારોમાંથી ૩૨ લાખ ૩૬ હજાર ૧ સો બ્રિગેડિયરો હતા! ઉપરાંત, રેલ્વેના ૧૨ લાખ ૫૩ હજાર ૩ સો કારીગરોમાંથી ૬ લાખ ૪૩ હજાર બ્રિગેડિયરો હતા. ૧૯૩૨ પહેલાં તો, આ બ્રિગેડિયરોમાં શ્રમજીવી-મજૂરો ૬૪ ટકા જોડાયા હતા.

'**હિસાબનીશોની બ્રિગેડ!**' માત્ર હિસાબો લખી જવાનું કામ નહિ, પણ પેદાશ કેમ વધે અને કિંમત કેમ ઘટે એ પણ જોનારા!

૧૯૩૧ ના ફેબ્રુઆરીમાં એની શરૂઆત થઈ ત્યારે ૧૦ બ્રિગેડ અને ૧૩૦ માથાંઓ! પણ ચૌદ જ મહિનાને અંતે—૧૯૩૨ ના ફેબ્રુઆરીમાં જુઓ તો, ૧,૬૫,૦૦૦ બ્રિગેડ અને ૧૫ લાખ કામદારો!

માર્ચ મહિનામાં હિસાબનીશોની બ્રિગેડની અખિલ સંઘ કૉન્ગ્રેસ પણ મળી.

આ આખા મહાન પ્રયોગના મૂળમાં જે એક નાનકડો પ્રયાસ હતો તે '**શનિવારિયા**' (**સબોતનિકી**) ને નામે પ્રસિદ્ધ છે, એટલે કે શનિવારની રજાને દિવસે સ્વેચ્છાએ કામ કરનારા લોકો. શરૂઆત કઝાન રેલ્વેના કામદારોએ કરી હતી. પણ એનો મહાન પ્રયોગ ૧૯૩૩-૩૪ માં જગતની સર્વશ્રેષ્ઠ એવી મોસ્કોની 'ભોમ ભીતર રેલ્વે'ના બાંધકામ વખતે થયો.

એક બાજુ ખોરાકીની તંગી છે, બીજી બાજુ ભવ્ય અને મહાન અણથંભ્યો પ્રયોગ શરૂ થઈ ગયો છે. આવેગ અને ઉત્સાહનો સૂર્ય ઝળહળી રહ્યો છે! ૨,૦૦,૦૦૦ નરનારીઓ વિના કશા લોભે, વિના પગારે કામ કરવા દૂર દૂરથી હાલ્યાં આવે છે, મહાયજ્ઞમાં પોતાના શ્રમની કણી સમર્પતાં જાય

છે. અરે! કાગાનોવિચ!—કમ્યુનિસ્ટ પાર્ટીનો સહમંત્રી પણ કોદાળી ને પાવડો લઈ ભરદિન મહેનત કરતો દેખાય છે. અને આ બધા કોણ છે? કમ્યુનિસ્ટ પાર્ટીના માનીતા આગેવાનો, મશહૂર સેનાધિપતિઓ, ઉચ્ચ દરજ્જાના રાજ્ય-અધિકારીઓ! મહિને કે અઠવાડિયે એક વાર સૌ ખભેખભો અડાડી રીતસર પસીનો પાડતા જાય છે. કેવળ મોસ્કોના જ નહિ દૂર દૂરના પ્રદેશોથી, લેનિનગ્રાદ જેવા દૂરના શહેરથી સુદ્ધાં કતાર ઉતર કતાર આવે છે!

વીર્ય અને સહકારિતાનો ભવ્ય અને પ્રેરણાત્મક ઉજ્જ્વળ સમારંભ!

લેનિને આદર્શ રજૂ કર્યો હતો—'વિના પગારે મોટા ભાગનાં રાજ્યકાર્યો પાર પાડવાની આપણી નેમ છે અને તેને માટે દરેક કામદારે તેના ૮ કલાકના કામને અંતે આ કાર્ય ઉપાડી લેવું જોઈએ'.

લેનિનનો આ આદર્શ સિદ્ધ થઈ રહ્યો છે; ૮ ને બદલે ૭ કલાકના કામનો કાયદો થયા પછી તો વિશેષ સરળતાપૂર્વક એ ધ્યેય તરફ જનતા જઈ રહી છે.

પેટ્રોનેજ સંઘની આખી સંચાલના કમ્યુનિસ્ટ પાર્ટીદ્વારા થાય છે એટલું નોંધી લઈએ 'શૉક બ્રિગેડ'માં પણ પાર્ટી સભ્યો મુખ્ય જવાબદારી ઉઠાવે છે.

૧૯૩૩ માં રાજ્યનું મુખપત્ર 'ઇઝવેસ્તિયા' અખબાર લખે છે: "૩૦ લાખ શૉકબ્રિગેડરની ફોજને 'પંચવર્ષીય યોજના' થી, બોલ્શેવિકોથી, સોવિયેતથી જુદી પાડવી શક્ય નથી; કેમકે તેઓ તો સમાજવાદી પુનર્ઘટનાનાં હાડમાંસ છે. શૉકબ્રિગેડ વિશ્વની પુનર્ઘટના દરમિયાન નવો ઘાટ પામી રહેલા શ્રમજીવીઓની પ્રતિનિધિ છે."

## સ્તખાનોવ–સંઘ

સોવિયેતના નાગરિકની સમાજવાદી હરીફાઈની એક સર્વોચ્ચ કલગી દુનિયાની આંખે ચઢી ૧૯૩૫ માં.

એલેકસી સ્તખાનોવ એક ૨૯ વરસનો ખાણિયો મજૂર છે. દોનેત્ઝની કોલસાની ખાણોમાં એ કામે જાય છે. રોજ રોજ એ કોલસાને ધરતીના પેટાળમાંથી બહાર કાઢે છે ને નિરાશ થાય છે. કેટલી પ્રચંડ મેહનતને અંતે કેટલા થોડા કોલસા! મારો દેશ કોલસાનો ભૂખ્યો છે–મારી ફેક્ટરીઓ ને

રેલ્વે કોલસા વિના આળસ ખાય છે ! અને એક ફેરે મહામહાનતે માત્ર ૬–૭ ટન જ ખોદી શકાય છે. એણે વાંચ્યું છે કે જર્મનીમાં એક ફેરે ૧૦ ટન નીકળે છે. પણ આથી તો એને વધુ નિરાશા થાય છે. જર્મની જેવા ઉદ્યોગ વિકસિત દેશમાં માત્ર એક ફેરે ૧૦ જ ટન ? પણ એની તાલાવેલી અદ્દ્ભુત છે. એની તમન્ના બેનમુન છે. એનું મગજ વિચારે ચઢે છે ને સાંજની ટેકનિકલ શાળામાં જઈ એ નવી તરકીબો શીખે છે અને નવી તરકીબો અજમાવેય છે.

અને આ જુવાન એક દિવસ જગતને આશ્ચર્યમાં ગરકાવી દે છે—દરેક ફેરે ૭–૧૦ નહિ પણ અનેક અખતરાઓને અંતે એક ફેરે ૧૦૨ ટન કોલસો પેદા કરી આપીને. ૧૯૩૫ ના ઓગસ્ટનો એ અમર દિન !

આ એકજ સફળ પ્રયોગ આખા દેશને થનગનાવી મૂકે છે. જ્યાં જુવો ત્યાં 'સ્તખાનોવ સંઘો' સ્થપાવા લાગ્યાં છે ને ઓછી મહેનતે અનેકગણું ઉત્પાદન કરવાના અખતરા દરેક ક્ષેત્રમાં જોશભેર શરૂ થઈ ચૂકયા છે. ગઈ કાલે જડ અને સ્થૂળ દેખાતાં મજુરો આજે અદ્દ્ભુત ટેકનિશિયનો રૂપે આગળ તરી આવે છે. ઓછો થાક, ઓછી માથાકૂટે નવી ટેકનિકને પ્રતાપે અનેકગણું ઉત્પાદન શકય બન્યું છે.

ચાર મહિનામાં તો દેશ ધમધમી ઊઠયો. ૧૯૩૫ ના ડિસેમ્બરમાં સ્તખાનોવાઈટોની ઓલ યુનિયન કોન્ફરન્સ બોલાવવામાં આવી ! *

સ્તાલિને આખું રહસ્ય કોન્ફરન્સ સમક્ષ ટૂંકમાં રજૂ કર્યું :

"**સ્તખાનોવ ચળવળ** નું રહસ્ય શામાં રહેલું છે ? એવું તે શું હતું કે જેને પ્રતાપે મૂડીવાદ સામંતશાહીને હરાવી નાબુદ કરી શકયો ? કારણ એ જ કે મૂડીવાદે મહેનતની પેદાશ–શક્તિ અનેકગણી વધારી દીધી હતી. સામંતશાહી સમાજમાં જે ઉત્પાદન થતું હતું એના કરતાં અનેક ગણું ઉત્પાદન કરવાની તાકાત તેણે સમાજને આપી હતી. એટલે કે એણે સમાજને વધુ સંપત્તિવાન—સભર બનાવ્યો હતો. એવું તે શું છે જેને પ્રતાપે સમાજવાદ મૂડીવાદને હરાવી શકે ? એ છે મજૂરીનું ઉચ્ચ સ્વરૂપ. તે તે સરજી શકે છે, મૂડીવાદી આર્થિક પદ્ધતિ કરતાં મજૂરીની પેદાશ–શક્તિ તે

૧. ૧૯૩૭ માં કામદારોના ૨૩ ટકા આ સંઘોમાં દાખલ થયા હતા.

અનેકગણી વધારી શકે છે. સમાજને વધુ ઉત્પાદનથી એ ભરી દઈ શકે છે, અને સમાજની સંપત્તિમાં વધારો કરી શકે છે—મૂડીવાદી આર્થિક તંત્ર નીચે શક્ય છે એના કરતાં અનેકગણો વધારે."

આમ, ઉત્પાદન અને સમાજવાદને જુદાં પાડવાં અશક્ય છે એટલું સમજી લઇએ તો ઉત્પાદન વધારવાના સોવિયેત સરકારના ઈરાદાપૂર્વકના ભાત ભાતના અખતરાઓ તથા માર્ગોનું મહત્ત્વ સમજાયા વિના નહિ રહે. અને એમાં સમાજવાદી હરીફાઇનું અત્યંત મહત્ત્વનું સ્થાન પણ દેખાશે.

આથી આ સમાજવાદી હરીફાઇનાં મુખ્ય સ્વરૂપો જોઇ લીધા પછી આપણે થોડા વધુ રંગરોગાન પણ નિહાળી લઇએ.

## સામાજીક સન્માન

કામદારની દૃષ્ટિએ વિચાર કરીએ. એને માટે સમસ્ત દેશના હિતનું ભાન એ મુખ્ય અને પ્રથમ પ્રેરક તત્ત્વ છે. એ પ્રેરણાએ તો એ વિના પગારે 'શનિવારિયો' બને છે. પરંતુ સાથે સાથે જેટલા પ્રમાણમાં તે વધુ ઉત્પાદન કરે છે તેનો આર્થિક બદલો પણ તેને મળે છે. આ ઉપરાંત તેને વધુ ઉત્તેજન આપવા માટે ખાસ લાભો પણ આપવામાં આવે છે. જેમકે—થિયેટરની ઉપલા વર્ગની ટીકીટો; મુસાફરી માટે મફત પાસ; પૂર્વના અથવા યુરોપના દેશોમાં ફરી આવવા માટેનો વિનામુલ્ય પાસપોર્ટ; જુદી જુદી કમિટીઓમાં એની ચૂંટણી; કેટલીક વાર તો, ફેક્ટરીના રેસ્ટોરાંમાં તેને માટે ખાસ ભોજન ખંડની વ્યવસ્થા હોય છે; પેદા થયેલા સારા માલ ઉપર એનો પહેલો હક્ક; રોટીના પોતાના હિસ્સા માટે એણે ભંડાર આગળ લાઇન બંધ ઉભા રહેવાની પણ જરૂર નહિ !

આ થયું સામાજિક સન્માન.

## જાહેર સન્માન

સન્માન આપવાના ય વિવિધ પ્રકારો છે—દરેક કારખાનામાં **'સન્માનનું પાટિયું'** ( honour board ) હોય છે એમાં હરીફાઇમાં જીતનાર ટુકડી અને વ્યક્તિનાં તથા મહત્વનાં બીજાં કાર્યો કરનાર, ઉત્પાદન વધારનારનાં નામો પ્રસિદ્ધ થાય છે. એમની તારીફના પત્રો અને

સંદેશાઓ પ્રસિદ્ધ થાય છે. એ વીર નરનારીનાં શબ્દચિત્રો અને રેખાચિત્રો પણ જાહેરરીતે પ્રદર્શિત કરવામાં આવે છે; જાહેર સભામંચ ઉપરથી એમની ઉપર ધન્યવાદનાં પુષ્પો વેરવામાં આવે છે. 'આરામ અને સંસ્કારનાં જાહેર સ્થાનો'માં એમનાં પૂતળાં મૂકવામાં આવે છે. વિજ્ઞાનિક હશે તો એને 'વિજ્ઞાનની સર્વોચ્ચ એકેડેમી'માં ઉમેરવામાં આવે છે; લેખક અને કવિનું જાહેર સન્માન કરવાનો સમારંભ થાય છે; ત્યાં એનાં કાવ્યો કે લખાણો વાંચી સંભળાવવામાં આવે છે.

## વીર્યશ્રીના ઈલ્કાબો

**આ** ઉપરાંત બીજો પ્રકાર—જુદાજુદા ઇલ્કાબોનો ! ઉત્પાદનમાં ભારે સેવા બજાવનાર અથવા સાયન્સની શોધ કરનાર અથવા રાજ્ય અને સમાજની વિશિષ્ટ સેવા કરનારને ખિતાબો આપવામાં આવે છે. સામાન્ય રીતે ૩૫ વરસની સેવા બાદ આપવામાં આવે છે.

આ ઇલ્કાબોમાં 'ધ રેડ બેનર ઓફ ટોઈલ,' 'ધ ઑડર ઑફ રેડ સ્ટાર ' ઈલ્કાબ છે 'ઑડર ઑફ લેનિન '. વગેરે છે. શારીરિક મજૂરીના ક્ષેત્રમાં અસામાન્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરનાર માટે જાહેર સન્માનના છે.

## જાહેર અવમાન

પરંતુ જાહેર અવમાન ( અપમાન )ની પદ્ધતિ પણ સોવિયેતમાં પ્રચલિત છે. દરેક ફેક્ટરી કે ખેતરમાં ભીંતપત્રો હોય છે. તેની ઉપર જેઓ માલ બગાડે છે, ખરાબ પેદા કરે છે, જે કામદારો સુસ્ત અને ઢીલા છે, અનિયમિત છે, દારૂના વ્યસની છે, ભણતર પ્રત્યે બેદરકાર છે, સામાજિક ગુણોમાં પછાત છે, નવી નવી ઉત્પાદન પદ્ધતિ વિષે ઉત્સાહી નથી, વગેરે વગેરે પ્રકારના તેમના દોષોની જાહેરાત એ ભીંતપત્રો કરે છે. એમનાં ઠઠ્ઠા ચિત્રો અને દિવાલ-પત્રો પણ પ્રસિદ્ધ થાય છે. અરે ! એ બિચારાઓને પગારને દિવસે 'કાળી-બારી ' પાસે સૌથી જુદા પડી પગાર લેવા જવું પડે છે. વધુમાં, જાહેર રીતે એમની ટીકા થાય છે. સામાજિક શરમ પેદા કરવાનો આ પ્રયાસ છે.

સોવિયેત સરકાર તમામ પ્રકારની તંદુરસ્ત હરીફાઇને ઉત્તેજન આપે છે. સમાજ અને વ્યક્તિ બંનેનું હિત જુદું જુદું હોઈ મૂડીદારી પ્રથામાં હરીફાઈ ઇર્ષ્યા અને વેરઝેર પેદા કરે છે; એક બીજાના પતનમાં પરિણમે છે અને

સમાજને છિન્ન ભિન્ન કરનારા કુટિલ હથિયાર રૂપ બને છે. અહીં એથી ઊલટું જ છે. સમસ્ત પ્રજાની એકતાના અને ઉચ્ચ જીવનના સંયોજક તરીકે તે સ્થાન પામી છે.

# ૧૪
# આર્થિક રાજ્ય–યોજના

આર્થિક જીવનના પાયાનું એક મહત્ત્વનું અંગ આપણે જોઈ લઈએ.

પ્રચંડ ઉત્પાદન અને તેની વહેંચણીનું કાર્ય માત્ર એક પદ્ધતિએ નથી થતું એ આપણે જોયું. સરકાર દ્વારા, સહકારી સંઘો દ્વારા પણ થાય છે. સોવિયેત સરકાર એમ જરૂર માને છે કે આ જુદી જુદી પદ્ધતિઓ ઉત્પાદન વધારવા માટે આવશ્યક છે. પરંતુ એ બધી પદ્ધતિઓ સ્વૈર–મનસ્વી રીતે જ પોતપોતાની ઢબે ઉત્પાદન પેદા કરે અને લોકોની જરૂરિયાત તથા રાજ્યના પરદેશ સાથેના વેપારની જરૂરિયાત તરફ દુર્લક્ષ કરે એ પણ યોગ્ય નથી. વળી કોણ કેટલું પેદા કરશે તેનો અંદાજ પણ ન હોય તો મૂડીદારી તંત્રની અંધાધૂંધી જ અહીં દાખલ થાય. રમકડાંનો ઢગ થાય ને કાપડ પૂરતું નયે હોય !

આથી સોવિયેત અર્થશાસ્ત્રમાં—ત્યાંના આર્થિક જીવનમાં ‘ યોજના ’ ( પ્લાનિંગ )ને, અત્યંત મહત્ત્વનું સ્થાન છે. આપણે જોઈ ગયા કે ક્રાંતિ બાદ તુરત જ મજૂરોએ પોતે સ્થાનિક ઉદ્યોગો પર પોતાની સમિતિઓ દ્વારા સીધી સત્તા સ્થાપી દીધી હતી. આ સ્થાનિક સમિતિઓ સ્થાનિક હિતો, જરૂરિયાતો તથા ઈચ્છાઓને અનુલક્ષીને જ ઉદ્યોગોનું સંચાલન કરે એ સહજ છે. સમસ્ત મુલકની જરૂરિયાતો, પરદેશ સાથેના વેપારની જરૂરિયાતો સુધી એની નજર પહોંચી પણ ન શકે. લેનિને આ દોષ જોયો અને ૧૯૧૮ ના જૂનમાં આ

પદ્ધતિ દૂર કરવામાં આવી. સરકારે પોતે તમામ કારખાનાં ચલાવવાનો નિર્ણય લેવાયો. 'લેબર ડિસિપ્લીન'ને નામે આ કાર્ય ઓળખાય છે.

## યોજનાના પ્રયત્નો

૧૯૧૮ ના મે માસમાં પ્રથમ 'ઑલ યુનિયન કોન્ગ્રેસ ઓફ કૌંસિલ ઓફ નૅશનલ ઇકોનોમી' મૉસ્કો ખાતે મળી, અને દેશવ્યાપી પદ્ધતિસરની યોજના તૈયાર કરવાનું નક્કી કર્યું.

નીચેના મુદ્દાઓ પસાર કર્યા—

૧. ઉદ્યોગોમાં વ્યક્તિગત અને અલાયદા રાષ્ટ્રીયકરણને સ્થાને મધ્યસ્થ રાષ્ટ્રીયકરણ.

૨. ફરજિયાત અમુક પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવાની જવાબદારી. ઉત્પાદન અને પગારનું સમીકરણ.

૩. સખ્ત 'મજૂર શિસ્ત.'

૪. તમામ સ્પેશિયાલિસ્ટ તથા ટેકનિશિયનોની જરૂરિયાત અનુસાર પુનર્વહેંચણી.

૫. ખાનગી ધંધાની ક્રમશઃ નાબુદી.

૬. ઉત્પાદન ઉપર રાજ્યનો કાબૂ.

૭. ગામડાંને મશીનો, તૈયાર માલ તથા ઢોર વગેરે પૂરાં પાડવાં.

૮. તમામ બૅન્કોનું રાષ્ટ્રીયકરણ.

પરંતુ આમાંનું એક પણ કાર્ય એ દિવસામાં પાર પાડવું શકય ન હતું. મોજુદી હાલત આડે ઊભી હતી. 'આંતર વિગ્રહ' તથા 'પરદેશીઓના ઘેરા'માં પડેલી રાજ્યસત્તા આગળ પોતાનું અસ્તિત્વ ટકાવવાનો સવાલ સૌથી મહત્વનો હતો. કોઇ પણ પ્રકારની રાષ્ટ્રવ્યાપી આર્થિક યોજના ઉપાડવા જેટલી સ્થિરતા અને એટલો કાબૂ હજી લાધ્યો ન હતો.

બીજી બાજુ દેશની આર્થિક હાલત સાવ બદતર થઈ ગઈ હતી. ઝારનું અર્ધ-જંગલી રાજ્યતંત્રને પછાત અર્થ તંત્ર; એમાં વળી ૧૯૧૪ થી મહા-

યુદ્ધમાં રશિયાની શામેલગીરી; ૧૯૧૭ માં ક્રાંતિ; ૧૯૧૮ થી ૧૯૨૦ સુધી ' આંતરવિગ્રહ ' અને ' ઘેરો ' ! અંદરનું ઉત્પાદન ને ખેતી ખોળંભાઈ ગઈ હતી. ને પરદેશ સાથેના વેપારની તક નહિ !

આવી ગમખ્વાર હાલતમાંથી સોવિયેત રાજ્યે બહાર નીકળવાનું હતું. અને N E P એ તત્કાળ રસ્તો કાઢયો. અલબત, આ N E P ના દિવસોમાં સંપૂર્ણ આર્થિક યોજના શકય ન હતી. જ્યાં લગી વ્યક્તિગત ઉત્પાદન કરવાની અને નફા ખાતર વેપાર કરવાની પ્રથા હયાત હોય ત્યાં લગી વિશાળ સર્વવ્યાપી યોજના શકય ન બને. આમ છતાં આ વરસો દરમ્યાન પણ ટૂંકી યોજનાઓ શકય હતી. ૧૯૨૦ માં લેનિને દેશને ખૂણે ખૂણે ઇલેક્ટ્રીસીટી પહોંચાડવાની યોજના તૈયાર કરી હતી. ૧૯૨૧ માં 'રાજ્ય યોજના કમિશન' (Gosplan)-ની સ્થાપના પણ થઈ હતી. અને સરકાર હસ્તકના ઉદ્યોગોની યોજનાઓ અમલમાં મુકાઈ રહી હતી. ૧૯૨૩ માં એક અલગ વિભાગ તરીકે ' ગૉસપ્લાન'ની સ્થાપના થઈ.

બીજી બાજુ N E P નો અંત આવી રહ્યો હતો. ૧૯૨૭ માં એની સમૂળગી નાબુદી થતાં ' રાજ્ય યોજના ' માટે સંપૂર્ણ અનુકૂળતા ઊભી થઈ.

## પંચવર્ષીય યોજનાઓ

૧૯૨૮ માં ' પ્રથમ પંચવર્ષીય યોજના ' જાહેર કરવામાં આવી.

આ પ્રથમ યોજનાનો મુખ્ય ઉદ્દેશ શો હતો ? સોવિયેતની સામે શા શા સવાલો હતા ? અને એણે એની મૂલવણી શી રીતે કરી ?

પહેલી વાત એ છે કે સોવિયેત દેશની ૧૯ કરોડ જનતાને જીવનની જરૂરિયાતો પૂરી ન હતી મળી રહેતી. કપડાં, જોડા, ખાંડ, ટોઇલેટ, ફરનિચર, સંસ્કારનાં સાધનો વગેરેની ભારે અછત હતી. રહેવાનાં ઘર પણ તદ્દન રેઢિયાળ હતાં.

બીજી બાજુ—નવા ઉદ્યોગો ચલાવવા માટે જે યંત્રો હોવાં જોઈએ તે તેની પાસે ન હતાં. પરદેશથી ખરીદીને મંગાવવાનાં હતાં.

સંરક્ષણનાં સાધનોની ભારોભાર અછત હતી.

રસ્તાઓ અને વાહનવ્યવહાર સાવ રેઢિયાળ હતો.

ઉદ્યોગોને માટે ય પૂરતી સગવડવાળાં મકાનો ન હતાં.

નવા યંત્રોનો કુશળતાપૂર્વક ઉપયોગ કરે એવા કાબેલ—મજૂરોની અછત હતી.

નવાં યંત્રો બનાવવા અને સુધારવામાં કુશળ એવા ટેકનિશિયનો અને અંજિનિયરોની ખોટ હતી.

ખેડૂતોએ પેદા કરેલ ધાન અને માલના બદલામાં તેમને તેમના જીવનની જરૂરિયાતો પૂરતો તૈયાર માલ આપ્યા વિના છૂટકો ન હતો. અલબત્ત, આ કાર્ય N. E. P. ના દિવસો દરમિયાન જ કેટલેક અંશે પૂરું પડ્યું હતું. પણ આ પ્રમાણ ખૂબ જૂજ હતું. ઔદ્યોગિક પેદાશ અત્યંત ઝડપે અને મોટા પ્રમાણમાં પેદા કરવાની જરૂર ડોકાઈ રહી હતી.

આમ, બધી બાજુથી ' અછતની દુનિયા ' હતી.

સોવિયેતના રાજ્યકર્તાઓએ તમામ સવાલોના મૂળમાં રહેલો સવાલ પકડ્યો. ખેતીનું ઉત્પાદન વધે, ખાણોની પેદાશ વધે, ઉદ્યોગો નવા નવા ખીલે અને તૈયાર માલ પોતાને ત્યાં પેદા કરવામાં આવે તો જ દેશની સંપત્તિ અને સુખાકારી વધે; હમેશને માટે જીવન ધોરણ ઊંચું લઈ જઈ શકાય. કેવળ અનાજ અને કાચો માલ સસ્તે ભાવે વેચ્યા કરી બદલામાં મોંઘી કિંમતે પરદેશથી તૈયાર માલ મંગાવવાની નીતિ તો દેશને સદાને માટે આર્થિક ખીણમાં જ નાખી રાખે.

દેશ જો એ ખીણમાંથી નીકળવું હોય તો પોતાના ઉદ્યોગોને વધારવા જ જોઇએ.

બીજી વાત—ઉદ્યોગો પણ કયા વધારવા ? જીવનની જરૂરિયાતો પણ અનેક પ્રકારની હોય છે. અને જરૂરિયાતો હરહંમેશાં વધતી જાય છે. જો એ જરૂરિયાતો પૂરી પાડવા પાછળ જ બધી શક્તિ એકાગ્ર કરવામાં આવે તો યંત્રો બનાવવાના, તથા ટ્રેકટર બનાવવાના તથા લશ્કરી સરંજામ બનાવવાના, તથા રેલ્વે અને જહાજના વગેરે જંગી ઉદ્યોગોને મુલતવી રાખવા પડે.

રશિયા જો બ્રિટન કે અમેરિકા જેવી હાલતમાં હોત, જો ત્યાં જીવનનું ધોરણ ઉંચું હોત તો સવાલ જ ઉભો ન થાત. જંગી ઉદ્યોગો પાછળ જ લાગી જાત. પણ ઝારનું અર્ધ જંગલી રુસ ! એવો વારસો જેને મળ્યો છે એ સોવિયેત સરકાર શું કરે ?

અને એ સરકારે 'પ્રથમ પંચવર્ષીય યોજના'માં કુલ ૬૦ અબજ રૂબલનું રોકાણ કર્યું, જેમાં ૪૬ અબજ ઉદ્યોગોના વિકાસ પાછળ જ રોકયા હતા.

સોવિયેતની દૂરંદેશી નેતાગીરીને એક વાતની ખાત્રી હતી કે અનાજનો તોટો મુલકમાં કદી પડે એમ નથી. લોકો ભૂખે મરી જવાનો ભય નથી. કપડાં, ઘર, સાબુ, ખાંડ ને જીવનની હજારો જરૂરિયાતો એવી છે કે જેમાં અમુક નિયંત્રણ મૂકીને ય નવા ઉદ્યોગો વિકસાવવા પાછળ પડવું એ ડહાપણભર્યું છે. એમ કરવાથી જ જીવનની જરૂરિયાતોને થોડે અંશે પહોંચી વળાશે. પણ મુખ્ય ધ્યાન તો ભારે ઉદ્યોગો પાછળ જ આપવું રહ્યું. એક વાર જો જબરજસ્ત ઉદ્યોગો વિકસાવી શકાય, તો ગમે તેવી 'અછત'ને થોડાં વરસોમાં પહોંચી વળી શકાશે. એક વાર હજારો લાખો ટ્રેકટરો વગેરે પેદા કરી દેવામાં આવે તો ખેતીની પેદાશ પણ અનેક ગણી વધારી શકાય.

અને પ્રથમ પંચવર્ષીય યોજનાનો મુખ્ય પાયો બન્યો વિશાળ અને ભારે ઉદ્યોગો.

પછાત જીવનધોરણવાળા દેશ ઉપર ભારે ઉદ્યોગોના વિકાસની જવાબદારી! પરદેશી 'મૂડી' મળવાની તક નહિ. આવી હાલતમાં તાત્કાલિક જરૂરિયાતોમાં કાપકૂપ પણ મૂકવી પડી. ઘર, જોડા સાબુ ને ખાંડની 'અછત' ભોગવવી પડી. આનો લાભ લઈ આંતરિક ભંગાણખોરોએ વળી ઉહાપોહ મચાવ્યો. "સોવિયેત સરકારે સાવ ભિખારી બનાવી દીધા"— એવી બૂમો ઉઠાવી.

પરંતુ દલીલો કરતાંય વધુ સચોટ નીવડી હકીકતો. પ્રથમ યોજનાનું અદ્ભુત પરિણામ જનતાએ અનુભવ્યું અને જીવનની જરૂરિયાતો પણ ધીમે ધીમે વધવા માંડી. 'પ્રથમ પંચવર્ષીય યોજના' પાંચને બદલે ૪ા વરસમાં પૂરી થઇ ત્યારે ગણત્રીના ૯૩. ૭ ટકા સફળતા વરી ચૂકી હતી. ૧૯૨૮ ના ઉત્પાદનના આંકડા સાથે સરખાવતાં—૧ કરોડ ૫૭ લાખ રુબલની જગાએ ૨ કરોડ ૧૮ા લાખ રુબલની પેદાશ થઈ હતી.

આ યોજનાનો ઉદ્દેશ સમજાવતાં સ્તાલિને કહ્યું:

"આ પંચવર્ષીય યોજનાનો મૂળભૂત હેતુ એવા પ્રકારના ઉદ્યોગો

દેશમાં તૈયાર કરવાનો હતો કે જેને જોરે માત્ર અત્યારના ઉદ્યોગોને જ નહિ, પણ વાહન વ્યવહાર અને ખેતીને સુદ્ધાં નવા પાયા ઉપર મૂકી શકાય."

આ યોજનાએ મજૂરી વિષેની આખી ભાવનામાં પલટો આણ્યો. ને સ્તાલિનના શબ્દોમાં "મજૂરી એટલે 'વેઠ' નહિ, પણ માન, યશ અને વીરતાનું પ્રતીક"—એવી ભાવના સર્વવ્યાપી બની. જેને પ્રતાપે નીપરનો મહાબંધ અને એવાં અનેક ભવ્ય સર્જનો અસ્તિત્વમાં આવ્યાં. કુઝનેત્સ્કની કોલસાની ખાણો અને સ્તાલિનગ્રાદનાં ટ્રેકટરનાં કારખાનાંઓએ જગતની ઉત્પાદન શક્તિને પડકાર કર્યો.

આમાં કાંઇ કિસાનોય પાછળ પડે એમ ન હતા. "સમૂહ ખેતરમાં શામેલ થાવ"ની ઝુંબેશ રાષ્ટ્રવ્યાપી બની. "સમાજવાદી ઉદ્યોગો" જેટલી ઝડપે ખીલ્યા હતા તેનાથીય અધિક ઝડપે "સમાજવાદી ખેતરો" ખીલી ઊઠ્યાં. છૂટક છૂટક ખેતરો નહિ, પણ ગામનાં ગામ સમૂહખેતરમાં જોડાયાં! અને એને જોરે જ તો સ્તાલિને આ ૧૯૨૯ ની સાલને "મહાન પલટાઓની સાલ" તરીકે બિરદાવી છે.

૧૯૩૩ નો જાન્યુઆરી એટલે પ્રથમ પંચવર્ષીય યોજનાની ભવ્ય સફળતાનો મહિનો. સોવિયેતની તવારિખમાં એ મશહૂર બન્યો. સ્તાલિને એ દિવસોમાં આ યોજનાનાં પરિણામો જાહેર કરતાં કહ્યું હતું—

૧. ૧૮ કોટી માનવીનો વિશાળ ખેતી પ્રધાન દેશ આજે ઔદ્યોગિક દેશ બને છે. દેશની કુલ પેદાશમાં ઔદ્યોગિક ઉત્પાદનનો વધારો ૭૦ ટકા થવા પામ્યો છે.

૨. ઉદ્યોગ ક્ષેત્રમાં સંપૂર્ણ સમાજવાદી આર્થિક તંત્રની સ્થાપના થઈ છે; રહ્યા સહ્યા મૂડીવાદી અંશોને પૂરા સાફ કરવામાં આવ્યા છે.

૩. ખેતીના ક્ષેત્રમાં પણ 'કુલક' વર્ગ નાબુદ થયો છે. ને સમાજવાદી આર્થિક તંત્ર સર્વોપરી બન્યું છે.

૪. સમૂહ ખેતરે કિસાનની ગરીબાઇને સદાને માટે દેશવટો દીધો છે.

૫. ઉદ્યોગોમાંની સમાજવાદી પદ્ધતિએ બેકારીને છેલ્લી સલામ ભરી છે; મોટા ભાગના ઉદ્યોગોમાં ૭ કલાકનો અને જોખમકાર ઉદ્યોગોમાં ૬ કલાકનો કાર્ય–દિન શકય બન્યો છે.

૬. તમામ ક્ષેત્રે માનવી માનવીના શોષણને અદશ્ય બનાવ્યું છે. એટલે કે તમામ ક્ષેત્રે સમાજવાદનો વિજય થયો છે.

૭. વેપાર ક્ષેત્રે પણ મૂડીદારી તત્વોને સંપૂર્ણ રીતે નાબુદ કરવામાં આવ્યાં છે.

૮. સંસ્કાર ક્ષેત્રે વિચાર કરીએ તો, અશિક્ષિત, પછાત અને અજ્ઞાન દશામાંથી દેશ શિક્ષિત, સંસ્કારી અને ઉચ્ચ તાલિમવાન બની રહ્યો છે.

## બીજી પંચવર્ષીય યોજના

આ બીજી યોજના પણ પાંચને બદલે ૪ા વર્ષમાં–૧૯૩૭ ના એપ્રિલની ૧ લી તારીખે પૂરી થઈ. આ યોજના બે વાતે મહત્ત્વ ધરાવે છે. એક તો— ૫૦ લાખ " કુશળ કારીગરો " તૈયાર કરવા માટે; અને બીજું, સમૂહ ખેતી ઉપરના જ્વલંત વિજયો માટે. ૧૯૩૭ માં ૧ કરોડ ૮૫ લાખ ખેડૂ કુટુંબો— એટલે કે કુલ ખેડૂ કુટુંબોના ૯૩ ટકા સમૂહ ખેતીમાં શામેલ થઈ ગયા હતા. અને એકંદર ઉત્પાદનની દષ્ટિએ જોઈએ તો, કુલ અનાજ ઉત્પાદનમાં ૯૯ ટકા ઉત્પાદન આ સમૂહખેતરોનું જ હતું. ૧૯૧૩ માં ખેડૂતો પોતાની જરૂરિયાત કરતાં ૪૦ કરોડ Poods વધારે અનાજ પેદા કરતા; જ્યારે ૧૯૩૭ માં બજારમાં વેચવા માટેનો આ વધારાના અનાજનો જથ્થો ૧૭૦ કરોડનો હતો !

પગારની દષ્ટિએ જોઈએ તો, પગારો આ ૪ા વર્ષના ગાળામાં બમણા ચુકવાયા હતા—૧૯૩૪ માં ૩૦૦૦ કરોડ રુબલ; ૧૯૩૭ માં ૮૧૦૦ કરોડ રુબલ. તેવીજ રીતે જનતાની હિફાજત માટે સ્ટેટ સોશિયલ ઈન્સ્યુરન્સ રૂપે ૫૬૦ ને બદલે ૧૦૦૦ કરોડ રુબલ વપરાયા હતા.

અને છેલ્લે મૂડીના રોકાણની દષ્ટિએ જોઈએ તો, પ્રથમ પંચવર્ષીય યોજના પૂર્વે ૧૯૨૫–૨૮ માં ૧૧૦૦ અબજ રુબલનું રોકાણ કરવામાં આવ્યું હતું; જ્યારે બીજી પંચવર્ષીય યોજના ૧૯૨૯–૩૨ માં ૫૨૦૦ અબજ રુબલનું; અને ત્રીજી યોજનાનાં ૧૯૩૩ થી ૧૯૩૭ નાં વર્ષ દરમ્યાન ૧૫૫૦૦ અબજ રુબલનું રોકાણ કરવામાં આવ્યું હતું.

*

આ પછી ત્રીજી પંચવર્ષીય યોજના ૧૯૩૮ માં શરૂ થઈ. એમ વળી ૭૦ થી ૭૫ ટકાની ઉત્પાદન શક્તિ વધારવાની નેમ હતી. અને દર ૧ ટકાના આવા વધારાએ ૯૫ કરોડ રુબલના માલનું ઉત્પાદન વધવાની ગણત્રી હતી. એટલે કે કુલ ૭૦૦૦ કરોડ રુબલના માલનું વધારે ઉત્પાદન થયું!

પરંતુ, આ યોજના પૂરી થાય એ પહેલાં તો, ૧૯૩૯ થી દેશની સરહદો પર યુદ્ધની નોબતો ગગડી ઊઠી અને સોવિયેત દેશના શાંત, સંસ્કારી અને રચનાત્મક જીવનને યુદ્ધની છાવણીમાં ફેરવી નાખવું પડ્યું.

# ૧૫

# સંપત્તિ અને આદર્શ પ્રતિ પ્રયાણ

ઇંગ્લેન્ડ—અમેરિકાની સાથે સરખામણી કરીશું તો આ સિદ્ધિઓનો વધુ ખ્યાલ આવશે. બીજું કંઈ નહિ તો, છેલ્લાં ૨૦ વરસ દરમ્યાન વિવિધ દેશોની સંપત્તિમાં કેટલો વધારો થયો છે તે જ જોઈએ.

૧૯૧૨ થી ૧૯૩૨ નાં ૨૦ વરસોમાં અમેરિકાની રાષ્ટ્રીય સંપત્તિ ૨ ટકા વધી હતી. ઇંગ્લેન્ડની એથી પણ ઓછી. જ્યારે સોવિયેતની સંપત્તિ ૧૯૨૫ થી ૩૬ ના દસકામાં જ ૧૪·૫ ટકા વધી હતી.

૧૯૧૩ થી ૧૯૩૮ નાં ૨૫ વર્ષમાં સોવિયેતની રાષ્ટ્રીય આવક પાંચ ગણી થઈ હતી! કેવળ ઉદ્યોગક્ષેત્રે સરખામણી કરીએ તો—

| | ૧૯૧૩ | ૧૯૩૩ | ૧૯૩૪ | ૧૯૩૫ | ૧૯૩૬ | ૧૯૩૭ | ૧૯૩૮ |
|---|---|---|---|---|---|---|---|
| સોવિયેત | ૧૦૦ | ૩૮૦·૫ | ૪૫૭·૦ | ૫૬૨·૫ | ૭૩૨·૭ | ૮૧૬·૪ | ૯૦૮·૮ |
| અમેરિકા | ૧૦૦ | ૧૦૮·૭ | ૧૧૨·૯ | ૧૨૮·૬ | ૧૪૯·૮ | ૧૫૬·૯ | ૧૨૦·૦ |
| બ્રિટન | ૧૦૦ | ૮૭·૦ | ૯૭·૧ | ૧૦૪·૦ | ૧૧૪·૨ | ૧૨૧·૯ | ૧૧૩·૩ |
| જર્મની | ૧૦૦ | ૭૫·૪ | ૯૦·૪ | ૧૦૫·૯ | ૧૮૧·૧ | ૧૨૯·૩ | ૧૩૧·૬ |
| ફ્રાન્સ | ૧૦૦ | ૧૦૭·૦ | ૯૯·૦ | ૯૪·૦ | ૯૮·૦ | ૧૦૧·૦ | ૯૩·૨ |

આ આંકડા સાફ સાફ બતાવે છે કે, ૧૯૧૪ના પ્રથમ મહાયુદ્ધ પૂર્વે સોવિયેતની ઉદ્યોગ ક્ષેત્રે જે સ્થિતિ હતી તેનાથી ૯ ગણી પ્રગતિ તેણે ૨૫ વર્ષમાં કરી છે. જ્યારે જગતના બીજા ઉત્તમ પંક્તિના ગણાતા દેશોએ ભાગ્યે જ ૧૦ થી ૩૦ ટકાની પ્રગતિ સાધી છે.

બીજી રીતે વિચારતાં જણાય છે કે—

૧૯૨૭ થી ૧૯૩૬ માં ( ૧૯૨૯ નું ધોરણ ૧૦૦ ગણતાં )

| | માલનો વધારો | : યંત્રોનો વધારો કે ઘટાડો |
|---|---|---|
| અમેરિકા: | ૯૫ કાયમ | ૮૩ ઉપરથી ૮૨ |
| જર્મની: | ૧૦૫ ઉપરથી ૯૯ | ૧૦૪ ઉપરથી ૧૧૩ |
| સોવિયેત: | ૬૫ ઉપરથી ૨૮૬ | ૬૨ ઉપરથી ૪૫૬ |

આ આંકડા બતાવે છે કે, અમેરિકા અને જર્મનીએ માલમાં કશો વધારો નથી કર્યો; અમેરિકાએ તો યંત્રોની સંપત્તિમાં પણ વધારો નથી કર્યો; જ્યારે જર્મનીએ થોડોક કર્યો છે. સોવિયેતે માલમાં ૪ ગણો અને યંત્રોમાં ૭ાા ગણો વધારો કર્યો છે.

હવે ઉત્પાદન શક્તિનો અંદાજ જોઈએ તો—

અમેરિકાની અંદર ૧૯૧૯ થી ૩૭ સુધીમાં કામે રોકાયેલા કામદારોની ઉત્પાદન શક્તિ કુલ ૫૦ ટકા વધી હતી. જ્યારે સોવિયેતમાં ?

## મહત્ત્વનો રાષ્ટ્રીય વિકાસ

| | ૧૯૩૩ | ૧૯૪૦ | કેટલું વધારે? |
|---|---|---|---|
| ઔદ્યોગિક ઉત્પાદન | ૧૦૦ ટકા | ૯૦૮ (૧૯૩૮ માં) | ૯ ગણું |
| રાષ્ટ્રીય આવક | ૨૧૦૦ કરોડ રુબલ | ૧૨૫૦૦ કરોડ રુબલ | ૬ ગણી |
| ઇલેકટ્રીક શક્તિ | ૧૯૦૦ (K.W.Hrs) | ૩૯૬૦૦ (૧૯૩૮માં) | ૨૧ ગણી |
| કોલસા | ૨૯૦ લાખ ટન | ૧૬૪૬ લાખ ટન | ૭ાા ગણા |
| તેલ અને ગેસ | ૯૨ ,, | ૩૪૨ ,, | ૩ાા ગણું |
| લોખંડ | ૪૨ ,, | ૧૮૪ ,, | ૪ાા ગણું |
| મશીનનાં હથિયારો | ૧૫૦૦ | ૪૮૫૦૦ | ૩૨ા ગણાં |
| રેલ્વે એંજીનો | ૪૧૮ | ૧૬૨૦ | ૩ાા ગણાં |
| ટ્રેકટરો | — | ૫૨૫૦૦ | — |
| ઢોર | ૫૧૩ લાખ | ૬૩૨ લાખ | ૧ા ગણાં |

એકંદર, ૧૯૨૮ થી ૩૨ દરમિયાન ૪૧ ટકા; ૧૯૩૩–૩૭ દરમિયાન ૮૨–૮૩ ટકા; અને છેલ્લે છેલ્લે તો ૧૯૩૮ ના માત્ર છ જ માસમાં વળી બીજા ૧૫ાા ટકા વધ્યા! એટલે કે દર વરસે ઉત્પાદન શક્તિમાં ૩૧ ટકા વધારો થયો છે.

અંતમાં ૨૦–૨૫ વર્ષની આ જાહોજલાલીની સાથે હિંદનાં ૨૦ વરસની સરખામણી કર્યા વિના રહેવાતું નથી. ફરી પાછા આંકડાઓને જ બોલવા દઈએ—

| | ૪૦ કરોડની વસ્તીવાળું શાહીવાદી હિંદ | ૨૦ કરોડની વસ્તીવાળું સમાજવાદી રશિયા |
|---|---|---|
| રાષ્ટ્રીય આવક | ૨૦ કરોડ રૂપિયા (૧૯૩૧–૩૨) | ૨૯૦૦ કરોડ (૧૯૩૭) |

[ ૧૯૧૭–૧૮ ની સરખામણીમાં હિંદ 'સ્થિર' છે; રશિયાની આવક ૪ાા ગણી થઈ છે. ]

| | હિંદ | રશિયા |
|---|---|---|
| ઔદ્યોગિક ઉત્પાદન : (૧૯૧૩ માં ૧૦૦ ટકા ગણતાં) | ૧૬૦ ટકા | ૯૦૮.૮ |
| પાક પકવતી જમીનમાં વધારો (૧૯૧૪ થી ૧૯૩૮ વચ્ચે) | ૧૦ ટકા | ૩૦ ટકા |
| ધાનના પાકમાં વધારો | ૧૦ ટકા | ૫૦ ટકા |
| બાળકોને પ્રાથમિક શિક્ષણ | ૨૨ લાખ | ૨૧૩ લાખ |
| મૃત્યુ પ્રમાણ | મુંબઈમાં (૧૯૧૪ માં) ૩૨.૭ | મોસ્કોમાં (૧૯૧૩ માં) ૨૩.૧ |
| | ૧૯૨૬ માં ૨૭.૬ | ૧૯૨૬ માં ૧૩.૪ |

## વિરાટ યોજનાનું પ્રચંડખાતું

આવાં અદ્‌ભુત પરિણામ લાવનારી 'રાજ્ય યોજનાની સંસ્થા' (ગોસ્પ્લાન) ના જટિલ કાર્યની કલ્પના કરવી ઓછી રસદાયી નથી. ૨૦

કરોડની વસ્તીવાળા, દર વરસે જરૂરિયાતો ને ઉત્પાદનમાં જબરજસ્ત પલટાઓ લઈ રહેલા, દર વરસે નવી નવી શોધખોળો અને ટેકનિકલ તાલિમ દ્વારા અણુકલ્પ્યા ચમત્કારો સર્જનારા દેશની સમગ્ર જરૂરિયાતો અને તેના ઉત્પાદન તથા વહેંચણીની પૂર્વયોજના કરવી કોઈ સરળ વાત નથી.

બીજા દેશોમાં તો આપણે જાણીએ છીએ કે, માલિકો પોતાને ફાળે, નફાની દૃષ્ટિએ લાભદાયી નીવડે એ જ પ્રકારે "યોજનાઓ" કરે છે. સાચા અર્થમાં એ ઉત્પાદનની યોજના નથી હોતી. કેમકે જનતાની જરૂરિયાત સાથે એ ઉત્પાદનને કશોજ સંબંધ નથી હોતો. એટલે ત્યાં તો રમકડાંનો ઢગ થાય છે ને પહેરવાનાં કપડાંના સાંસા પડે છે. અગર તો માલ બહુ પેદા થઈ ગયો હોય તો ભાવ ટકાવી રાખવા ખાતર જ એનો નાશ સુદ્ધાં કરવામાં આવે છે!

સોવિયેતનું આર્થિક જીવન મૂડીવાદી દેશોની જેમ અંધાધૂંધી ભર્યું નથી; પણ યોજનાબધ્ધ છે.

દરેકે દરેક કારખાનું, ખેતર, સહકારી મંડળી—ઉત્પાદનનાં તમામ સાધનો દ્વારા પહેલાં તેઓ શું પેદા કરશે, કેટલું પેદા કરશે, તેને કયા કાચા માલની, સાધનો અને યંત્રોની જરૂર પડશે, વગેરે વિગતવાર માહિતી માગવામાં આવે છે. નવાં કારખાનાંઓ, રેલ્વે વગેરેની ગણત્રી થાય છે. તેવી જ રીતે કાચો માલ કેટલો પેદા થશે, જૂની નવી જમીન કેટલી ખેડાશે; એનો કસ કેટલો વપરાશે, નવી ખાણોના પેટમાં પડેલો કેટલો માલ બહાર કાઢી શકાશે; વિદ્યુત અને વરાળ કેટલી પેદા કરી શકાશે; કેટલી ક્યાં કામે લગાડી શકાશે; વરસાદ કેટલો પડશે અને વિજ્ઞાનનાં સાધનોને જોરે કેટલું વધુ પાણી વાદળોના પેટમાંથી તથા ખાઈ-નહેરો ને નદી નાળાં વાટે ખેંચી શકાશે; કેટલા મજુરો કયા ધંધા માટે મળશે; કેટલાને તાલિમ આપી તૈયાર કરી શકાશે; એકંદર જનસંખ્યા કેટલી વધશે; તે ઉપરાંત મૃત્યુ અને જન્મ, તથા બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો, માંદાઓ, અપંગો વગેરે તમામ બાબતોનો અંદાજ કાઢવો જરૂરી હોય છે.

તેવી જ રીતે શાળાઓ, સંસ્થાઓ, ઓફિસો, હોસ્પિટલો, ક્રિડાંગણો, ઉદ્યાનો વગેરે માટે કયો ને કેટલો માલ જોઇશે; નાગરિકોને કઈ કઈ ને કેટલી જરૂરિયાત રહેશે; તેઓની ખરીદશક્તિ એટલે કે આવક કેટલી હશે,...... આ તમામ બાબતોની ગણત્રી પણ કરવી પડે છે.

આવી હજારો વીગતોનો પહેલાંથી અંદાજ બાંધ્યા વિના, ૨૦ કરોડની પ્રજાની તમામ જરૂરિયાતોને તથા પરદેશ માલ મોકલી બદલામાં જરૂરી ચીજો ખરીદવાના હેતુને પહોંચી વળવું અને ઉત્પાદનમાં અંધાધૂંધી ન થવા દેવી એ શક્યજ નથી.

આવી પ્રચંડ અને અટપટી યોજનાના અમલ માટે સોવિયેતમાં એક વિશાળ ખાતું ચલાવવામાં આવે છે. એને ટૂંકામાં "ગોરપ્લાન" કહે છે; એમાં હિસાબ, સંશોધન, અર્થશાસ્ત્ર, આંકડાશાસ્ત્ર વગેરેની ખાસ તાલિમ આપવામાં આવે છે. આવા ૨૦૦૦ નિષ્ણાતો તથા બીજા ૨૦૦૦ કારકુનો મળી ૪ થી ૫ હજાર નાગરિકો રાજ્ય–યોજનાની ઓફિસમાંજ કામ કરે છે.

## લોક-માનસનું ઘડતર

પરંતુ, આંકડાની આ આખી સૃષ્ટિને પાકા પાયા ઉપર ઊભી કરવી હોય તો બીજી એક મુખ્ય ફરજ રાજ્યે બજાવવાની રહે છે; એ છે જનતાની વૃત્તિને સંસ્કારી બનાવવાની; એનું સુઘડતર કરવાની. જો હોઠે લગાડવાનો રંગ તંદુરસ્તી અથવા તો નૂતન સંસ્કારિતાની દૃષ્ટિએ ઉત્તેજન આપવા લાયક ન હોય તો રાજ્યે પ્રજામત એ રીતે ઘડવો જરૂરી રહે છે, કે જેથી એવી ફેશનથી લોકો પોતે જ વિમુખ બને. એવી જ રીતે, શરીરની તંદુરસ્તી માટે ફૂટબોલની રમત જરૂરી હોય તો તેને અનુકૂળ પ્રચાર કરી એ શોખ પેદા કરીને પછી ફૂટબોલનું ઉત્પાદન વધારાવવું પણ જરૂરી છે.

મૂડીદારી દેશોમાં આથી ઉલટું જ છે. જનતાનાં શરીર, મન, ચારિત્ર્ય, સંસ્કારને ભ્રષ્ટ કરનારા મોજશોખ, દવાઓ, પીણાં તથા ગંદી રીત-ભાતો અને ફેશનોની ભરપૂર જાહેરાતો રોજબરોજનાં છાપાંમાં આવે છે; મૂડીદારી વેપાર લોકોને યેન કેન પ્રકારે લોભાવે, લલચાવે ને ફસાવે છે. જનતાનું કલ્યાણ થાય એવી ચીજોને બદલે વધારે નફો મળે એવી ચીજોનો શોખ ઊભો કરવામાં આવે છે.

મૂડીદારી દેશોમાં સંસ્કારનું ખંડન ક્ષણે ક્ષણે આ રીતે થાય છે; સરકાર કે કોઈ પણ સામાજિક સત્તા એને રોકી શકતી નથી. મૂડીદારો યોજનાઓ તો પારાવાર કરે છે પણ એ બધી નાના ઉદ્યોગોને ભક્ષી જઈ મૉનોપોલી

ઉદ્યોગો—'ટ્રસ્ટ' અને 'કમ્બાઇન્સ' ઊભાં કરી જૂજ શરાફોના હિતને ટોચે લઈ જવા માટે જ! સૌનાં હિતો શરાફી હિતોની હોળીમાં હોમાઈ જાય છે.

આમ, વ્યવહાર અને વાસ્તવમાં સોવિયેતના નાગરિકની ઇચ્છાને બીજા કોઈ પણ મૂડીદારી દેશ કરતાં વધુ સ્વતંત્રતા છે.

સોવિયેતના આર્થિક જીવનનો, એટલે કે આર્થિક સ્વતંત્રતા, સમાનતા, લોકતંત્ર તથા યોજનાની સૂઝનો આ આછો પાતળો પરિચય.

આ અપૂર્વ ઉદ્યોગવિકાસ અને યોજનાઓનું જીવનસ્પર્શી રહસ્ય સમજવા માટે એક જ ખ્યાલ બસ છે.

સોવિયેતની ધરતી પર હિટલરી ધાડાંઓએ જે રાક્ષસી હુમલો કર્યો તેનાં પરિણામોની કલ્પના કરો. જો સોવિયેતે યોજનાઓને જીવન રક્ષાનો પ્રાણવાયુ માની તેની પાછળ શક્તિ ન લગાવી હોત તો ?

લેનિની આર્ષ દૃષ્ટિએ જોયું ન હોત, અને સ્તાલિને જમણી ડાબી પાંખના હજાર વિરોધો છતાં તેને અમલી બનાવ્યું ન હોત તો ?

સોવિયેતની જનતા પાસે જીવવાનું અને દુશ્મનોથી જીવનનું રક્ષણ કરવાનું કયું સાધન હોત ? લાલ લશ્કર અને એની પ્રચંડ તાકાત ક્યાંથી હોત ? અને એ કશું ન હોત તો પૃથ્વી પરનાં કચડાયેલાં ઇન્સાનોનો એકાકી આશાદુર્ગ ક્યારનોય ધૂળમાં રગદોળાઈ ગયો હોત

## સામ્યવાદી આદર્શ

આ બધું જોયા પછી સવાલ થાય છે કે—સોવિયેત રુસમાં પણ સૌની આર્થિક સમાનતા તો દેખાતી નથી. એકને ૧૦૦ તો બીજાને ૫૦૦ રૂબલ મળે છે. એક સંઘના સભ્યોની કમાણી કરતાં બીજા ધંધાના સંઘના સભ્યો વધારે કે ઓછું કમાય છે! આને આપણે ઉચ્ચ આદર્શ રૂપે શી રીતે માન્ય કરી શકીએ ?

સામ્યવાદી સમાજનો આદર્શ છે—'શક્તિ પ્રમાણે કામ કરો, જરૂરિયાત પ્રમાણે વાપરો.' ત્યારે રુસના આધુનિક જીવનમાં આપણે જુદું જ જોઈએ છીએ.

સૌથી પ્રથમ આપણે એ વાત સ્પષ્ટ સમજી લેવી જોઈએ કે સોવિયેત રશિયામાં આજે જે સમાન રચના અસ્તિત્વમાં છે તે માર્ક્સ—લેનિને જેને આદર્શ તરીકે રજૂ કરી છે તે સામ્યવાદી સમાજ રચના નહિ, પણ સમાજવાદી સમાન રચના છે. આ બંને કક્ષાનો ભેદ સમજવો જરૂરી છે.

સામ્યવાદી સમાજ કક્ષા કેવી હશે, તેનું વિવરણ કરતાં સ્તાલિન કહે છે—

સામ્યવાદી ( કમ્યુનિસ્ટ ) સમાજનાં મુખ્ય લક્ષણો આ રીતે ગણાવાય: ( ૧ ) ઉત્પાદનનાં સાધનો પર ખાનગી માલિકી જ નહિ હોય. સામાજિક અને સામુદાયિક માલિકી જ હશે. ( ૨ ) સમાજમાં જુદા જુદા વર્ગો નહિ હોય. ( ૩ ) કોઈ રાજ્યસત્તા નહિ હોય; કામદારો અને કિસાનો સ્વતંત્ર શ્રમજીવીઓ તરીકે એમની આર્થિક વ્યવસ્થા કરી લેતા હશે. ( ૪ ) સૌના સહકારી ધોરણે રાષ્ટ્રીય આર્થિક તંત્રની યોજના થઈ હશે. અને તે ઊંચામાં ઊંચી કક્ષાની હશે. ( ૫ ) શહેર અને ગામડું, ઉદ્યોગો અને ખેતી એની વચ્ચે વિરોધ કે અથડામણ નહિ હોય. ( ૬ ) પેદા થયેલ માલમાંથી દરેકને જરૂર જેટલું મળશે; દરેક પોતાની શક્તિ અનુસાર કામ કરતો હશે. ( ૭ ) વિજ્ઞાન અને કલાનો સર્વાંગી અને સર્વોચ્ચ વિકાસ થાય તેવી તક મળશે. ( ૮ ) ' રોટી ' માટે જિંદગી ઘસી નાખવાને બદલે એની ચિંતા ટળતાં વધારે ઉચ્ચ અને ઉમદા વ્યવસાયોમાં માણસ રસ લેતો થશે અને સાચેસાચી સ્વતંત્રતા માણી શકશે.

હવે સમાજવાદી કક્ષામાં, એટલે કે આજના સોવિયેત રશિયામાં શું છે?

આજે ' શક્તિ પ્રમાણે કામ કરો, જરૂરિયાત પ્રમાણે વાપરો ' એવી સ્થિતિ નથી. પણ કામના જથા અને ગુણ મુજબ કમાણી કરે છે ને તે અનુસાર ઉપભોગ કરે છે. બીજું ખાસ એ કે, રાજ્યસત્તા હજી કોઈ ને કોઈ સ્વરૂપે હયાત છે.

સામ્યવાદી કક્ષા અને સમાજવાદી કક્ષા વચ્ચે આ બે મુખ્ય પાયાના ભેદો છે. પરંતુ સામ્યવાદી કક્ષાનાં જે લક્ષણો આપણે ઉપર જોયાં તે ઉપરથી આપણને ખાત્રી થશે કે, સમાજવાદી સમાજ કક્ષા એ આ આદર્શરૂપ સામ્યવાદી કક્ષાની વિરોધી નથી; પણ આગલી કક્ષા છે. બંને વચ્ચે અત્યંત સામ્ય છે. ઊલટું

એ સમજવું જરૂરી છે કે સામ્યવાદી કક્ષાએ પહોંચવા માટે આ એક જ માર્ગ છે. કેમકે સમાજવાદી કક્ષા દરમિયાન જ વર્ગો વર્ગો વચ્ચેનું અથવા માણસ માણસ વચ્ચેનું શોષણુ સંપૂર્ણપણે નાબુદ થાય છે. ઉત્પાદનની શક્તિ વધે છે. જ્ઞાન અને સંસ્કારિતા અનેક ગણાં વ્યાપક બને છે. દરેક નાગરિક રાજ્યકારભારમાં હિસ્સો લેતો થાય છે. અને રાજ્યશાસન દમનની સત્તાખોરીનું સાધન મટી જઈ અત્યંત વ્યાપક પ્રજાકીય વ્યવસ્થા–તંત્ર બનવા લાગે છે. આ બધું આપણે સોવિયેત દેશમાં આજે થઈ રહેલું જોઈએ છીએ.

અહીં આપણે ખાસ સમજવાની વાત તો એ છે કે, આ બેમાંથી એકેય કક્ષામાં “ સૌને સરખું વહેંચી આપવાની ” જડ સમાનતાનો તો ખ્યાલ સુદ્ધાં ડોકાતો નથી. માર્ક્સ—લેનિનનો એવો જડ આદર્શ તો કદી હતો જ નહિ.

સ્તાલિન ૧૯૩૪ ના જાન્યુઆરીમાં મળેલી રશિયન કમ્યુનિસ્ટ પાર્ટીની ૧૭ મી કોન્ગ્રેસ સમક્ષ આ વાત સાફ કરે છે : “ આ લોકો ( જડ દિમાકના ઉદ્દામવાદીઓ ) એમ માનતા જણાય છે કે, સમાજવાદમાં સમાનતા એટલે કે, સમાજના સભ્યોની અંગત જિંદગી અને જરૂરિયાતોનું એક ધોરણ સ્થાપવામાં આવશે. કહેવાની જરૂર નથી કે માર્ક્સવાદ કે લેનિનવાદ સાથે આવી માન્યતાઓને કશોજ સંબંધ નથી. માર્ક્સવાદી દૃષ્ટિએ સમાનતા એટલે અંગત જરૂરિયાતો અને અંગત જિંદગીમાં સમાન ધોરણ નહિ, પણ અસમાન આર્થિક વર્ગોનું ઉચ્છેદનઃ એટલે કે (अ) મૂડીદારી વર્ગને ઉથલાવી પાડ્યા પછી અને તેમની મિલ્કત હાથ કર્યા પછી તમામ શ્રમજીવીઓની સમાન મુક્તિ; (आ) ઉત્પાદનનાં સાધનોનું સામાજિક મિલ્કત તરીકે પરિવર્તન. (इ) શક્તિ અનુસાર કામ કરવાની સૌની સમાન ફરજ અને કામ અનુસાર (સમાજવાદી તંત્રમાં) બદલો મેળવવાનો સૌ શ્રમજીવીઓનો સરખો હક્ક.

સામ્યવાદી કે સમાજવાદી એકે તંત્ર નીચે જડ અને યાંત્રિક સમાનતાની વાત છે જ નહિ.

આજે સોવિયેત દેશ સમાજવાદી આર્થિક તંત્રની કક્ષાએ પહોંચ્યો છે, સામ્યવાદી કક્ષાએ નહિ. જરૂરિયાત પ્રમાણે વાપરવાની તક હજી ત્યાં ઊભી થઈ નથી. આવી તક ઊભી કરવી હોય તો લખલૂટ પેદાશ થવી જોઈએ. જેને જે કોઈ વસ્તુની જરૂરિયાત હોય તેને તે વસ્તુ પૂરી પાડવા જેટલી અઢળક પેદાશ હોવી જોઈએ.

આપણે આગળ જોઈ ગયા તેમ, તત્કાળ જીવન ધોરણ ઉંચું આણવા માટે તથા દેશના સંરક્ષણ માટે વધારે ઉત્પાદનની જરૂર છે. અહીં આપણે જોઈએ છીએ કે સામ્યવાદમાં પહોંચવા માટે પણ ઉત્પાદનમાં વધારો કરવો એ જ એક માર્ગ છે. એને માટે આ તબક્કે કામની કક્ષા મુજબ બદલો આપવામાં આવે એ જ સ્વાભાવિક છે.

આ કક્ષામાં મૂડીદારી અસમાનતા દાખલ થઈ જવાનો જરાય ભય નથી. કેમકે સોવિયેત દેશની આર્થિક રચનાનો પાયો જ મૂડીવાદનો કટ્ટર વિરોધી છે.

આપણે આ પાયાના મુખ્ય બે સિદ્ધાન્તો ફરીવાર જોઈ જઈએ—

● કોઈ પણ ઉદ્યોગ સંત્રમાં કે 'સમૂહખેતર'માં કોઇપણ માણસને પગાર આપી તેની મહેનતનો લાભ લઈ શકાતો નથી.

કોઈ પણ માણસની મહેનત ખરીદી તેમાંથી નફો મેળવવાની પ્રથાને ભારે ગુનેગારી લેખવામાં આવે છે. સોવિયેત આર્થિક તંત્રનું રહસ્ય જ એ છે કે જમીનદાર અને ખેડૂત નહિ, માલિક અને મજુર એવા બે વર્ગો જ નહિ; જ્યારે બીજી બાજુ સહકારી ધોરણ ઉપર ઉદ્યોગો ચલાવો, ખેતી કરો અને કમાઓ. વધારે મહેનત કરી, વધારે પેદા કરો, વધારે ભાગીદારી મેળવો. બીજાની મહેનત ઉપર તાગડધિન્ના કરવાની મૂડીવાદી શોષણની પદ્ધતિ ત્યાં ગેરકાયદેસર છે.

● આ જ રીતે, ઉત્પાદકને માલ વેચવાની અને ઉપયોગ માટે માલ ખરીદવાની છૂટ છે. પણ ઓછા ભાવે ખરીદી વધારે ભાવે વેચવા સામે મનાઈ છે. સોવિયેતમાં આને "સ્પેક્યુલેશન" (દલાલી) કહેવામાં આવે છે અને નફાખોરીના એ ગુના માટે ત્યાં સખ્ત સજા થાય છે.

આ બે નિયંત્રણો કાયદાનાં છે. આ ઉપરાંતનાં કેટલાંક નિયંત્રણો સોવિયેતની રાજકીય-આર્થિક પદ્ધતિમાં જ રહેલાં છે. જનતાની સરકાર જ સમસ્ત પ્રવૃત્તિના મધ્યબિંદુ તરીકે હોઈ તેની પદ્ધતિમાંથી ઘણાં નિયંત્રણો આપોઆપ જ આવે છે. મજૂરીના દર સરકાર નક્કી કરે છે. જમીનનું ભાડું પણ એ નક્કી કરે છે. ઉપરાંત ભાવ-નિયમનની ચાવી પણ એની પાસે જ હોય છે. કયા ઉદ્યોગોને કેટલું ઉત્તેજન આપવું—જે ઉત્તેજન ઉપર વેપાર ખીલે

છે અગર કરમાય છે— તે ય તેની નીતિ પ્રમાણે જ ઠરે છે. આ બધાને કારણે પેદા થતી ચીજની કિંમત પણ અંકુશમાં આવે છે અને એનું આડકતરું અને આખરતું પરિણામ માલની માંગ ઉપર પણ પડે જ છે.

એ રીતે રાજ્યની સમસ્ત આર્થિક યોજના પણ એક પ્રકારનું નિયંત્રણ જ છે. સમસ્ત રાષ્ટ્રની જરૂરિયાતનો ખ્યાલ ન કરતાં કેવળ અંગત નફાખોરીની જ છૂટ સોવિયેત તંત્રમાં ન જ હોઈ શકે.

આ નિયંત્રણો—મૂડીદારી આર્થિક તંત્રની આખી શકલને બદલી નાખે છે. પારકી મહેનતે કેવળ મૂડી રોકીને તાગડધિન્ના કરવા અને એક ભાવે માલ ખરીદી બીજે ભાવે વેચવો, આ બે છૂટો ન હોય તો ખરીદી પ્રથાનું મૂડીદારીપણું રહેતું નથી. પછી જે કાંઈ રહે છે એ પોતપોતાની મહેનત ઉપર જીવવાનો અને ઉપભોગ કરવાનો અધિકાર. સોવિયેત સરકારનો હેતુ કોઈ કોઈને ચૂસે કે લૂંટે નહિ અને છતાં સૌની મહેનતને પ્રતાપે સૌની રહેણી કરણી ઊંચી જાય, પ્રજાનું જીવન ધોરણ ઊંચું ચઢે એવો છે. આ આદર્શને અનુરૂપ એવી એની આર્થિક પદ્ધતિ પણ છે. ખૂબ પેદા કરો, ખૂબ કમાઓ, જીવનનું ધોરણ ઊંચું લો, સંસ્કારિતા અને રક્ષણનાં સાધનો બઢાવો, અને સમાજવાદી રાજ્યતંત્રને સદ્ધર બનાવી, સામ્યવાદી સમાજની સ્થાપના કરો.

## કમાણી ક્યાં જાય છે?

સરકારી ઉદ્યોગમાં સોવિયેતનો મજૂર જે કાંઈ પેદા કરે છે, તેમાંથી તેને તેની શ્રેણી અનુસાર પગાર મળે છે, બાકીનું હડફાઈ જાય છે એમ પણ નથી. ટ્રેડ યુનિયન કે સરકાર પાસે થઈ વળી પાછું એને જ મળે છે—સીધા પગારને રૂપે નહિ, પણ કેળવણી, દવા, આરામનાં સાધનો, ઇન્સ્યુરન્સ, મકાન, ક્લબ, સંસ્કારિતાનાં સાધનો રૂપે; અથવા સંરક્ષણના મૂર્તિમંત અવતારસમા લાલ લશ્કરને રૂપે! મૂડીવાદી આર્થિક તંત્રમાં મોટો ભાગ માલિક જ ઓહિયાં કરી જાય છે; તથા પ્રજાને લાગતું વળગતું નથી એવાં સરકારી ખાતાંઓમાં ખરચાય છે. એટલું જ નહિ પણ મૂડીવાદ અમુક હદે વેપાર ઉદ્યોગનો વિકાસ થતો જ અટકાવે છે! કેમકે મૂડીવાદી તંત્ર નીચે એક એવો સમય આવે છે (ને બેચાર વરસે ફરી ફરી આવે છે) કે જ્યારે, જનતાની ખરીદશક્તિ

ઓછી હોવાને કારણે પેદા કરેલો માલ વેચાયો જ હોતો નથી. આવે વખતે ઉદ્યોગો અને ઉદ્યોગોને વિકસાવનાર જ્ઞાનવિજ્ઞાન, શોધખોળો વગેરે તમામને ઇરાદાપૂર્વક રૂંધવામાં આવે છે; યા તૈયાર થયેલ માલનો નાશ સુદ્ધાં કરવામાં આવે છે !

મૂડીદારી આર્થિક તંત્ર નીચે મજૂર તથા મૂડીદાર બંનેની સામે અતિ-ઉત્પાદન દુશ્મન બની ખડું થઈ જાય છે. જ્યારે સમાજવાદી રુસમાં જનતા કારખાનાંના માલિક કામદારો તથા સરકાર સૌને અતિઉત્પાદનથી ફાયદો જ છે. આથી ત્યાં તો ઉત્પાદન કેમ વધારવું તેને માટે શક્ય હોય તેટલા બધા માર્ગો અજમાવવા છતાં મૂડીદારી શોષણ થવાનો જરાય ભય નથી. એથી ઉલટું, જેમ જેમ વધુ ઉત્પાદન થાય છે તેમ તેમ સમાજવાદી દેશ વધુ ને વધુ ઝડપે સામ્યવાદી આદર્શ તરફ પ્રયાણ કરે છે.

ઉત્પાદનની અંદર રહેલું આ આર્થિક જીવનનું રહસ્ય સોવિયેતે પિછાન્યું છે. એના વિકાસ ઉપર જ મહાન સામ્યવાદી આદર્શની સિદ્ધિ રહેલી છે એ વાત તેમણે જાણી લીધી છે. આથી જ તો સોવિયેતે તેને માટે સતત સંગ્રામ ખેલ્યો છે.



"આ યોજના (સોવિયેતની આર્થિક રાજ્ય યોજના સં.) કેવળ રશિયામાં નહિ પણ સારા વિશ્વમાં નવો યુગ સર્જવા માટેના એક સાધન-રૂપ છે. મિ. પ્રાઈસના સુયોગ્ય શબ્દોમાં કહીએ તો, ક્રિશ્ચિયન ધર્મે જેની માગણી હરહંમેશ કરી છે તેવા નૈતિક પાયા ઉપર આ યોજનાનું ચણતર થયેલું છે. આ પાયો એટલે સમાન એક કુટુંબ છે; દરેક સભ્યને પોતાના જન્મથી માંડી અને યુવાવસ્થામાં તથા ત્યારબાદ પણ તેના ઉપર ખાસ અધિકાર છે. પણ સાથે સાથે બીજી બાજુથી દરેક સભ્ય ઉપર સમાજ પ્રત્યેની ફરજ પણ રહેલી છે. એથી કરીને દરેક વ્યક્તિ જેમ જેમ ઉંમરવાન થાય તેમ તેમ, તે જેટલે અંશે કુટુંબ પ્રત્યેની ફરજ બજાવે છે તેટલે જ અંશે તે સમાજ ઉપર પોતાનો હકકદાવો ભોગવી શકે છે. ટુંકમાં દરેકે કામ કરવું જોઈએ; અને કામનાં ફળ તમામને મળવાં જોઈએ."

—**હ્યુલેટ જોનસન**
(ડીન ઓફ કેન્ટરબરી)

# ૧૬

# સોવિયેત સંસ્કારિતાનો પાયો

માનવતાનું સંરક્ષણ, માનવતાનો મુલાયમ ઉછેર, અને માનવતાનો વૈજ્ઞાનિક વિકાસ એટલે માનવસંસ્કારિતા.

સોવિયેત સંસ્કારિતાનો આદર્શ સમસ્ત માનવજાતનું કલ્યાણ છે. અને એ આદર્શને વ્યવહારમાં ઉતારવાના ભગીરથ પ્રયત્નો સોવિયેત શરૂઆતથી કરી રહેલ છે.

લેનિન ૧૯૨૧ માં કહે છે: "આજલગી અમે અમારી તમામ શક્તિ રાજકીય લડતો, ક્રાંતિ અને સત્તા હાંસલ કરવા ઉપર જ એકાગ્ર કરી હતી. પણ હવે અમારું સઘળું ધ્યાન સંસ્કારિતાના શાંત સર્જન પાછળ પરોવાયું છે."

અને આપણે જોઈ ગયા તેમ રાજકીય–આર્થિક અને જીવનના વિશાળ ક્ષેત્રમાં તેમણે નવી સંસ્કારિતાનાં બીજ વાવ્યાં છે. પરંતુ એટલું જ પૂરતું નથી.

લુનાચારસ્કી કહે છે: "કેવળ આર્થિક જીવનના પાયા ઉપર જ અમે માનવ સમાજની નવી ઇમારત ઊભી કરીએ છીએ એમ નથી, પરંતુ વૈજ્ઞાનિક સિદ્ધાન્તો ઉપર અમે માનવજાતની સુધારણા કરીએ છીએ."

માણસ સ્વભાવે જન્મતઃ સ્વાર્થી છે અને સ્વાર્થી જ રહેવાનો—એવી કોઈ જડ માન્યતા સોવિયેતમાં સ્વીકારાતી નથી. માનવ સ્વભાવ તેની સમગ્ર પરિસ્થિતિ અને ઉછેરનું જ એક સ્વાભાવિક પરિણામ છે. અને એથી જ પરિસ્થિતિ પલટાતાં માનવ સ્વભાવ પણ પલટાય છે—આવા વૈજ્ઞાનિક સિદ્ધાંતના પાયા ઉપર સોવિયેતના નૂતન જીવનનું ઘડતર થઈ રહ્યું છે.

લુનાચારસ્કી ઉમેરે છે: "નવા માનસવાળો નવો ઇન્સાન પેદા કરવા આપણે આપણાથી શક્ય હોય એ બધું જ કરવું જોઈએ."

" ધીમે ધીમે નવા ઇન્સાનનું સર્જન થઈ રહ્યું છે. આપણે એના એ જન્મ સમસ્ત પ્રક્રિયા બરાબર સમજવી જોઇએ."

આવા જાગૃત જ્ઞાનપૂર્વક તેઓ માનવજાત, વ્યક્તિ અને સમાજનો યોજનાબદ્ધ વિકાસ કરવા લાગી ગયા છે. એને અનુરૂપ સિદ્ધાન્તો અને આદર્શો તથા વ્યવહારો અને વર્તનો સર્જાઈ રહ્યાં છે. સોવિયેત સંસ્કારિતા કળા, સંગીત અને સાહિત્યનાં સ્વરૂપો ઉપરાંત સમસ્ત જનતાના જીવનમરણના પ્રત્યેક સવાલને સ્પર્શે છે. સોવિયેત સંસ્કારિતાનાં લક્ષણો આજના સુધરેલા ગણાતા દેશોની સંસ્કારિતા કરતાં ન્યારાં છે, ઉચ્ચતર છે.

એલા વિંટર એક અત્યંત પ્રચલિત એવી રોશનદાર મિસાલ આપે છે:

એક પરીક્ષક એક શાળામાં વિદ્યાર્થીઓની મૌખિક પરીક્ષા લેતાં પૂછે છે: " જો હું ૨૫ રુબલમાં સફરજન ખરીદી ૫૦ રુબલ લઇ વેચું તો મને શું મળે ?"

અને આખો વર્ગ બોલી ઊઠે છે: " ૩ વરસની જેલ."

બાળક નાનપણથી શીખે છે કે આ રીતે નફો ખાવો, વ્યાજ અને ભાડું લેવું એ કોઈ સંસ્કારી વર્તન નથી, પણ સમાજવિરોધી ગુનેગારી છે, જેને માટે સજા જ સાચો બદલો છે. અર્થની ચૂડમાં જકડાયેલ માનવ-સમાજમાં અર્થને જ ચરણે સંસ્કારિતાએ જાત ન્યોછાવરી દીધી છે. સોવિયેતમાં પૈસાટકા એ સંસ્કાર, મોટાઈ, કે ગૌરવનું લક્ષણ નથી. 'પૈસાની ખાતર કરવું પડે છે ને કરું છું' એવી કોઈ કલ્પના સોવિયેતની ધરતી પર થઈ શકતી નથી. જાતે ધાન પકવનાર ખેડૂત સામાની ગરજ જોઈ વધારે દામ માગે છે તો તે સામાજિક નફરતને પાત્ર ઠરે છે. તમારી પાસે વધારે ધનસંપત્તિ હોવાને કારણે તમે એનો ભપકે અને દેખાવ કરતા ફરો તો એ 'છિછરાવેડા' ગણાશે. ઘરેણાં અને બેહદ ઉડાઉગીરી અસંસ્કારનાં લક્ષણ ગણાશે. અમુક કુટુંબમાં જન્મ અથવા સંપત્તિનો વારસો કોઈ મોટાઈનું કે 'કરીઅર'નું સાધન નથી; કોઈ લાયકાતનું ધોરણ નથી. વ્યક્તિગત કમાણી કીર્તિ કે 'મોભ્ભા' તરફ નહિ, પણ સામાજિક હિત તરફ સૌનું લક્ષ પરોવવામાં આવે છે.

દરિયામાંથી તેલ કાઢવાની નવી શોધ કરનાર સોવિયેત કારીગરને એક અમેરિકન એંજિનિયર પૂછે છે: "તને શું મળશે ?"–

એ જવાબ આપે છે: "દરિયામાંથી તેલ."

"પણ તને તેલની ખોટ છે!"

"હા અમને—મારા દેશને એની ખૂબ જરૂર છે."

સોવિયેત દેશને મળશે એ પોતાને જ મળ્યા બરાબર છે—કેટલી ઉચ્ચ સંસ્કારિતા!

સોવિયેતમાં વ્યક્તિના આદર્શો સામાજિક આદર્શોરૂપે ફેરવાઈ રહ્યા છે. વ્યક્તિની 'કરીઅર'નો કોઈ વિચાર કરતું નથી. સહકાર અને ભ્રાતૃત્વની ભાવના, દેશનું હિત અને સામાજિક ઉન્નતિમાં વ્યક્તિ પોતાની ઉન્નતિ અને કલ્યાણ જુવે છે.

પરધર્મ નિંદા અથવા કોઈ જાતિનું અપમાન સોવિયેતની ધરતી પર શક્ય નથી. પણ રંગ, કોમ, જાતિ કે ધર્મની ઊંચનીચતા જંગલીપણાની નિશાની લેખાય છે.

અને તેવું જ સ્ત્રીઓ વિષે. સ્ત્રીને કોઈ પણ ક્ષેત્રમાં ઓછી તક કે ઓછા હક્કો નથી.

સરકારી અમલદાર કે કારકુન, ફેકટરીનો મેનેજર કે મજૂર, સંસ્થાનો પ્રમુખ કે સભાસદ; ગૃહસ્થ કે ઘરમાંનો નોકર સૌ સમાન છે. એક બીજા તરફ સત્તાખોરી કે માલિકીનું વર્તન નહિ કરી શકે. બીજો પહેલાને શેઠ કે માલિક તરીકે નહિ જુવે; નહિ સ્વીકારે. સૌ સમાન 'નાગરિક' છે—'સીટીઝન' કહી એક બીજાને સરખે ધોરણે સંબોધે છે.

શાળા અને કોલેજોમાં ય વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો–અધ્યાપકો વચ્ચે સમાન અને માનપૂર્વકનો વ્યવહાર જણાશે. વિદ્યાર્થીઓને તેમના શિક્ષકો અને શાળાના સત્તાધિકારીઓની સખ્ત ટીકા કરવાનો હક્ક સ્વાભાવિક ગણાય છે, જેમ ફેકટરીના મજૂરનો તેના મેનેજરની ટીકા કરવાનો, અને એક નાગરિકનો સર્વોચ્ચ અધિકારીની ટીકા કરવાનો હક્ક છે.

સોવિયેતમાં શ્રમ–મજૂરીની તારીફ થાય છે. આળસ અને બેઠાખાઉ વૃત્તિ નફરતને પાત્ર છે. અને જાત મહેનત કરનાર મજૂર માન અને પ્રેમને લાયક છે.

સાદાઈ અને નિરાડંબરતા સોવિયેત જીવનની ખાસિયત છે. ખુદ પ્રધાનો અત્યંત સાદું અને મહેનતનું જીવન ગુજારે છે. સ્તાલિનને એકજ જાતના ડગલામાં, સામાન્ય ચાર કોટડીના સાદા બ્લોકમાં એક સામાન્ય કારીગરના જેટલા જ વૈભવમાં જીવતો આપણે જોઇએ છીએ. આ સર્વોચ્ચ નેતાઓની પત્નીઓ એક સામાન્ય મજૂરસ્ત્રી તરીકે ફેકટરીઓમાં કામ કરે, અને તેમનાં બાળકો શાળા કોલેજમાં તમામ વિદ્યાર્થીઓની જેમ જ કોઈનું ધ્યાન ખેંચ્યા વિના અભ્યાસ કરે, એ ત્યાં અત્યંત સહજ લેખાય છે. જો કે, બીજી દુનિયાને આવું વર્તન કેવળ અજાયબી રૂપે જ દેખાય છે. ચર્ચીલ ને રુઝવેલ્ટની કે લૉર્ડ વેવેલની પત્ની કયાંય કશી પ્રસિદ્ધિ વિના લાખોમાંની એક કામદાર કે ટાઇપિસ્ટ કે ટેકનિશિયન તરીકે જીવન ગુજારે? એવી અશકય વાત સોવિયેતમાં શકય છે. સ્તાલિન ને મોલોતોવની ઓરત શું કરે છે ને ક્યાં ને કેમ રહે છે એની કશી ઉહાપોહ ત્યાંની જનતાના રસનો વિષય નથી.

ત્યાંનાં અખબારો પણ 'બડેખાંઓના ખાનગી જીવનની બાતમીઓ' તથા અંગત મુલાકાતો અને ખાણાંપીણાં જેવાં ખાનગી વ્યવહારોની જાહેરાત કરતાં નથી.

સોવિયેતની સંસ્કારિતા માણુસાઈ માગે છે, ને શીખવે છે. ધણી તેની ઓરતને મારે એ તો કલ્પના બહારની ગુનેગારી છે. પરંતુ એક માતા તેનાં બાળકને મારે છે તો ય આખો સમાજ તેને વખોડી કાઢે છે;[૧] એક નાગરિક તેની નોકર બાઇને ટ્રેડ યુનિયનની સભા કે રાત્રીશાળા કે સંસ્કાર વર્તુળમાં જતી રોકશે તો તે જુલ્મી ગણાશે અને તેને ઉધડો લેવાશે; અને સમજો કે એક અમેરિકન ગૃહસ્થ સોવિયેતમાં રહે છે. ગૃહસ્થ હજામત કરીને અસ્તરો ગંદો ને ગંદો મૂકી ચાલ્યા જાય છે. નોકરબાઈ એ ગંદો અસ્તરો અને એક ચીડી ગૃહસ્થના ઓશીકા આગળ મૂકે છે. ચીડીમાં લખ્યું છેઃ "બિરાદર! અમે અમારાં કિસાન કામદારોને સંસ્કારિતા શીખવીએ છીએ—કેવી રીતે મશીન બનાવવાં ને નાક પણ સાફ કરવું. તમે તો અમેરિકન ગૃહસ્થ છો. એક સુધરેલા મુલકમાંથી આવો છો. તમારે તો અમને સ્વચ્છતા અને સંસ્કારિતાનો

---

૧. સુંદર દષ્ટાંતો—'કામરેડઝ એન્ડ સીટીઝન્સ' તથા 'ઍન અમેરીકન ટેસ્ટામેન્ટ'માં.

આદર્શ આપવો જોઈએ. આ તમારો ગંદો વણુધોયો અસ્તરો એવો આદર્શ છે?"

—માત્ર સોવિયેત ભૂમિ ઉપર જ આવી હકીકત બનવી શક્ય છે: નોકરબાઇ શેઠને અસ્તરો ગંદો મૂકી જવા બદલ પાઠ શીખવે છે!

અને બીજી એક મિસાલ :

"રસ્તાપર થૂંકવું એ તમારે ત્યાં અસભ્ય નથી ગણાતું?" એક સોવિયેત સ્ત્રી એક અમેરિકન ગૃહસ્થને પૂછે છે.

એટલું જ નહિ, પણ રસ્તે ચાલતાં બીડીનું ઠુંઠું નાખો. યા ટ્રામની નકામી ટીકીટ ફેંકો યા બારીમાંથી કંઈ પણ કચરો શેરીમાં કે રસ્તા પર નાખો તો એ ગંદી રીતભાત જ લેખાશે.

સોવિયેતની આ સંસ્કારિતા કેટલી જીવનવ્યાપી છે!

સ્ત્રીપુરુષ સંબંધની ચર્ચા આપણે વીગતે આગળ કરીશું. પણ એક સામાન્ય સંસ્કારિતાના ઉલ્લેખરૂપે અહીં એટલું નોંધી લઇએ. આપણી કોલેજોમાં રોજની બની ગયેલી એવી છોકરીઓની મશ્કરી અને છેડતી સોવિયેતની કોલેજોમાં કદી નજરે નહિ પડે; સહી લેવામાં જ નહિ આવે. પ્રોફેસરની સામે પગ ઘસવા યા પગ પછાડવાની અસભ્યતા પણ નજરે નહિ ચઢે.

અને રસ્તા ઉપર ઊભીને યા સીનેમા નાટકોની બેઠકોમાં બેસીને ગંદા હાવભાવ કરી પુરુષોને આકર્ષનારી ઓરતો—જે પશ્ચિમની સંસ્કારિતાનું એક સ્વાભાવિક અંગ બની ગયેલ છે—તે પણ સોવિયેતમાં નજરે નહિ ચઢે. જાહેર બાગબગીચા અને ફરવાને સ્થાને સ્ત્રીપુરુષના સંબંધોનું પ્રદર્શન જુગુપ્સાને પાત્ર લેખાશે.

આવી આ જીવનવ્યાપી સંસ્કારિતા ત્યાં શક્ય બની છે કેમકે સંસ્કારી જીવનની વિશાળ તકો ત્યાં સમસ્ત જનતાને લાધી છે.

**બાળકના જન્મથી જ તેના શરીર, દિમાક તથા ચારિત્ર્યના તંદુરસ્ત ઘડતરની જાગ્રત શરૂઆત થઈ જાય છે. સરકાર અને ટ્રેડ યુનિયનો મુખ્ય જવાબદારી પાર પાડે છે.**

સંસ્કારી જીવનનાં આ આવશ્યક અંગો આગળ પણ વિચારીશું—

૧ બાળકનો સંસ્કારી ઉછેર

૨ શિક્ષણની સુવિશાળ તાલિમ

૩ સાહિત્ય અને કલાનો વિકાસ

૪ વિજ્ઞાનનો વિકાસ

૫ નાગરિકના સ્વાસ્થ્યની સંભાળ

૬ નીતિ—સ્ત્રીપુરુષ સંબંધ, ગુનેગારી વૃત્તિ, ને ઇતર...

# ૧૭

# સંસ્કારી ઉછેર

સોવિયેતમાં બાળકના ઉછેરની જવાબદારી કેવળ માબાપો ઉપર નથી, પણ સમાજ અને સરકાર ઉપર યે છે. સરકાર અને ટ્રેડ યુનિયન અથવા સહકારી તંત્રોદ્વારા સેંકડો સેનેટોરિયમો ચલાવવામાં આવે છે, જ્યાં માતાને પ્રસૂતિ પહેલાં અને પછી થઈ કુલ ૪ માસ સંપૂર્ણ આરામ તથા ખાવાપીવાની અને સંસ્કારની સગવડો આપવામાં આવે છે. બાળકના જન્મ પછી માતા બે મહિના સેનેટોરિયમમાં રહે છે, તે દરમિયાન બાળકને માટે દૂધ કપડાં દવા દાકતરી તપાસ વગેરેની સગવડો વિના ખર્ચે આપવામાં આવે છે. બાદ, બાળકવાળી માતા ફરી પોતાના કામ ઉપર પહોંચી જાય, ત્યારે બાળકના ઉછેર માટે તમામ ઉદ્યોગગૃહો, સંસ્થાઓ અને સમૂહખેતરો ઉપર, સ્ટેશનો ઉપર અને ટ્રેનોમાં સુદ્ધાં પારણાંગૃહો હોય છે. અહીં બાળકને દૂધ વગેરે નિયમિત આપવામાં આવે છે. ૩–૩ કલાકે માતા પોતાનું કામ છોડી, બાળકને ધવરાવવા કરવાનું પતાવી પાછી કામે જાય છે. આ પારણાંગૃહોમાં સુશિક્ષિત સંસ્કારી નર્સો રાખવામાં આવી હોય છે, જેઓ બાળકના સંસ્કારી ઉછેર માટે જવાબદાર હોય છે. આવાં પારણાંગૃહોમાં બાળક ૩ વરસનું થાય ત્યાં સુધી ઉછરે છે.

ત્યાર બાદ તે સાત વરસનું થાય ત્યાં સુધી કિંડરગાર્ટનની તાલિમ લે છે. અને ૮ મે વરસથી રીતસર શાળામાં જવા માંડે છે. ત્યાં સાત વરસનો અભ્યાસક્રમ પૂરો કર્યા બાદ તે કોઈ પણ વિશિષ્ટ ઉદ્યોગ–વિજ્ઞાનની તાલિમ લે છે, અથવા કામ ધંધે ચઢી જઈ સાથે-સાથે ટેકનિકલ જ્ઞાન મેળવે છે.

સરકાર અને ટ્રેડ યુનિયનોએ બાળકોના ઉછેર અને તંદુરસ્તી અંગે જે પ્રચંડ જહેમત ઉઠાવી છે અને કરોડો રુબલ ખર્ચ્યા છે એની વીગતો આપણે 'નારીજીવન' વિભાગમાં જોઈશું.

અહીં આપણે સંસ્કાર–તાલિમ અને શિક્ષણ તરફ નજર કરશું.

રશિયન બાળક શરૂઆતથી જ સામાજિક પ્રાણી, ભાવિ નાગરિક તરીકેના સંસ્કાર પામે છે.

સિદોની ચુદનિત્ઝકાયા મૉસ્કોની 'ઇન્સ્ટીટયુટ ઑફ વોકેશનલ એન્ડ એકસપેરિમેન્ટલ સાઇકોલોજી'ની એક શિક્ષિકા અમેરિકામાં શિક્ષણશાસ્ત્રીઓ સમક્ષ કહે છે: "બાળકે એની નોંખી દુનિયામાં જ રહેવું જોઇએ એમ અમે નથી માનતાં. બાળક પણ વર્ગની વિચારશ્રેણીનો જ એક અંશ છે. આથી જ તો અમે બાળકની પ્રત્યેક પ્રવૃત્તિમાં—નર્સરી સ્કુલ (બાલગૃહ) થી માંડીને અમે તેને વાસ્તવતાની સાથે સંપર્કમાં રાખીએ છીએ. બાળકોએ એ જાણવું જોઇએ કે તેમના ગામમાં, નગરમાં, જીલ્લામાં અને દેશમાં શું બની રહેલ છે."

એલા વિંટર કહે છે કે, આનો અર્થ એમ નથી કે શિશુજીવન આનંદી અને સુખી ન હોવું જોઇએ. રશિયનો એમ નથી માનતા કે પોતાની આજુબાજુનું જ્ઞાન લેવામાં બાળકો અકાળે વૃદ્ધ બની જાય છે. ઊલટું તેઓ એમ માને છે કે દુનિયાને સમજવાથી બાળકો તેમના શૈશવને વધુ રસભર અને ભરચક બનાવી શકે છે.

અને દુનિયાનો પરિચય આ બાળકોને રમકડાં, રમતો, પ્રદર્શનો, મ્યુઝિયમો, વાંચનાલયો, પુસ્તકો, ગીતો, નાટ્યગૃહો, પર્યટનો તથા બાલગૃહો અને શાળાઓ દ્વારા આપવામાં આવે છે.

આ બધાં સ્વરૂપો હેતુપૂર્વકનાં હોય છે. બાળકના જીવનની શરૂઆતથી જ કુસંસ્કારોનું જોર ન જામે એની ચિંતા રાખવામાં આવે છે.

સોવિયેતની સંસ્કારિતાનો આદર્શ આપણે જોઈ ગયા છીએ. એના પાયા ઉપર બાળકનું ઘડતર શરૂ થાય છે.

કંઈ ઢંગધડા વિનાનાં, કશા હેતુ વિનાના મોટાં પેટ ને રૂપાળાં ગોળ મોઢાં વાળાં પૂતળાં અને રમકડાં બાળકોનાં પ્રથમ સાથીદાર તરીકે શા સંસ્કાર પાડવાનાં હતાં? દેવ દેવીઓની અને દૈત્યોની છબી અથવા રમકડાં બાળકને કશા ઉચ્ચ સંસ્કાર નહિ આપી શકે. અને જૂનાં રમકડાં સામે ઝુંબેશ ઊપડી. એક વરસ લગી કલાકારો, ચિત્રકારો, સુધારકો, શિક્ષકો, ચિત્તશાસ્ત્રીઓ, રમકડાં બનાવનારાઓના પ્રતિનિધિત્વાળા કમિશને સંસ્કારી રમકડાં ઉપર વિચાર ચલાવી, નવાં રમકડાં તૈયાર કરી, ૧૯૩૧ ના નવેમ્બરમાં મોસ્કો ખાતે બાળકોનાં રમકડાંનું પ્રથમ પ્રદર્શન ભર્યું. અને આ પ્રદર્શને સોવિયેત જીવનનો ખ્યાલ આપતાં રમકડાં રજૂ કર્યાં—મહાન વૈજ્ઞાનિકોનાં મોઢાં, ટ્રેક્ટર, ટેન્ક, એરોપ્લેન, લાકડાની લડાઈ, નીપર નદીનો ચમત્કારી બંધ, સમૂહખેતરો, લાલ લશ્કરના સેનાની, ખેડૂત, મજૂર, સુંદર પશુપક્ષી અને રંગીન પ્રાણીઓ; નવી બેઠી-રમતો, અને યંત્ર સંચાલિત રમતો.

આ નવાં રમકડાંની એક મિસાલ :

ટેબલ કે જમીન ઉપર એક લાકડાની ઘોડી વચ્ચે લાકડાનાં છ ચોકઠાં લાઈનબંધ વળગાડેલાં હોય. દરેક ચોકઠાંની બંને બાજુ બે જુદા ચહેરા ચીતરેલા હોય. એક બાજુ અમેરિકન મૂડીદાર, ડચ અને બ્રિટિશ શાહીવાદી; મેક્સિકોનો પાદરી, ફ્રેન્ચ યુદ્ધ સામંત, ચીની શાહૂકાર હોય. આવાં છ મોઢાં સામે દેખાય એમ ઘોડી મૂકેલી હોય. પછી એ દડો લઈ એક એક ચોકઠાં ઉપર ફેંકવાનો અને એ ચોકઠું ફેરવાઈ જઈ પાછળનો ચહેરો સામે આવી ઊભો રહે એમ કરવાનું. એમ કરતાં પેલા છ ચહેરાઓને બદલે બીજા છ ચહેરાઓ આવી ઊભા રહેશે—અમેરિકન મૂડીદારને બદલે અમેરિકાનો નીગ્રો; અને અનુક્રમે જાવાનો વતની, હિંદનો વતની, મેક્સિકોનો મજૂર, મોરોક્કોનો વતની અને ચીની કૂલી.

છએ શોષકોના ચહેરાને સ્થાને તેમની જ એડી નીચે કચડાયેલી જનતાનો ચહેરો!

કેટલાં સૂચક રમકડાં!

અને એવું જ રમતોનું.

યુદ્ધ સામંતો અને શાહીવાદીઓ સામેના સંગ્રામો, મેન્શેવિકો સામેની લડાઈ઼ઓ, મેન્શેવિકોના કાવતરાં કેસ, ઉપરાંત 'સાપ અને નીસરણી'ની ધાર્મિક વહેમો વાળી રમતો સામે ઝુંબેશ, દારૂડિયા સામેની જેહાદ, તથા સમૂહખેતરો અને જબરજસ્ત નવાં બાંધકામો અંગેની હરીફાઈની સૂચક રમતો!

કયાં રમકડાં સારાં ને કઈ રમત ખરાબ? લોકોને સમજાવવા માટે પણ અનેક પ્રકારનો પ્રયત્ન થાય છે. શિક્ષકોને તેમના અભ્યાસક્રમમાં, માતાઓને 'માતા અને બાળક' નામક સંસ્થામાં, મ્યુઝિયમો પ્રદર્શનો અને ભાષણો દ્વારા, તથા પોસ્ટરો પુસ્તિકાઓ અને લેખો દ્વારા આની સમજણ આપવામાં આવે છે.

યોગ્ય ઉંમરે યોગ્ય રમકડાં ને યોગ્ય રમત એ સંસ્કારની તાલિમનું એક ઉપયોગી અંગ છે.

સોવિયેતનાં બાળ–મ્યુઝિયમોની વિશેષતા વર્ણવતાં સોવિયેતનો પ્રખર મ્યુઝિયમવિદ્ જેકૉબ મેકસીન કહે છે: "પુરાણાં મ્યુઝિયમો જડ હતાં. 'કયાંય અડશો નહિ', 'પાસે જશો નહિ', વગેરે મનાઈઓ અને અમુક મૂર્તિઓ આગળ 'નમન કરો' જેવી સલાહોથી ભરેલાં હતાં. નકામી કંટાળા ભરેલી તારીખો અને હકીકતો તથા નામો પ્રેક્ષકને થકવી નાખે એવાં હતાં. આજે એમાં ક્રાંતિકારી પલટો થયો."

આજનાં નવાં મ્યુઝિમોમાં 'ફરતી દુનિયા' નામનો વિભાગ હોય છે જેમાં ચિત્રો–દૃશ્યો ફરે છે એટલું જ નહિ પણ એ પ્રદર્શનો સુદ્ધાં 'ફરતાં' હોય છે—ખેતર ઉપરથી કારખાના ઉપર ને કારખાનેથી રમતનાં મેદાનો ઉપર જાય છે. બાળકો પોતે હેન્ડલ ફેરવે છે ને એક પછી એક દૃશ્ય રજૂ થાય છે. પુરાણા સમાજના જીવનથી શરૂ કરી આજના સોવિયેત જીવનની છબી ત્યાં રજૂ થાય છે.

નવી શોધખોળો અને નવાં ભવ્ય સર્જનોનાં ચિત્રો અને વીગતો રજૂ કરતા વિભાગો દરેક પ્રદર્શનમાં હોય છે.

બાળક ભરપૂર વિવિધતામાંથી ક્યાં વધારે ખેંચાય છે, એ લક્ષમાં લેવામાં આવે છે અને એ રીતે તેનાં વિશિષ્ટ લક્ષણોને વિકસાવવામાં આવે છે.

આ ઉપરાંત 'મૅજિક કપબોર્ડ' (જાદુઈ કબાટ) હોય છે, જ્યાં જુદા જુદા સમયનાં વસ્ત્રો–આભુષણો રાખવામાં આવેલાં હોય છે. બાળક એમાંથી દરેક જમાનાનાં વસ્ત્રો આભુષણો જુદાં પાડે છે; ૧૨ મી સદીના મુગુટ સાથે ૧૬ મી સદીનો જામો ન ગોઠવી દઇ કાલાનુક્રમ સાચવવાની તાલિમ લે છે.

એવી જ રીતે 'ચિત્રપેટી'માંનાં જુદા જુદા કલાકારોનાં ચિત્રો તેણે જુદાં જુદાં ગોઠવવાનાં હોય છે. લેબેદેવનું ચિત્ર કેવું હોય છે અને કોનાશેવિચની ખાસિયત શી છે, એની સમજ નાનપણથી બાળકને મળે છે.

બાળકો માટેના સાહિત્ય પ્રત્યે ઘણી જ ધગશ અને કાળજી રાખવામાં આવે છે. બાલસાહિત્યમાં વિષયો ક્યા, કેવી રીતે લખાવા જોઇએ, બાળક અને સાહિત્ય લેખકનો સંબંધ શો, વગેરે પાયાના સિદ્ધાન્તો ત્યાં ચર્ચાય છે; ને તે અનુસાર સાહિત્ય તૈયાર કરવામાં આવે છે.

માત્ર આનંદ આપનારું સાહિત્ય એનો પૂરો ધર્મ બજાવતું નથી. બાળકને સર્જનની પ્રેરણા અને સંસ્કાર આપે એવું સાહિત્ય હોવું જોઇએ. બાળકની કલ્પના શક્તિને ઉત્તેજે અને નવી ધગશ પેદા કરે એવું બાલસાહિત્ય સર્જવાનો જાગ્રત પ્રયત્ન થાય છે.

દુનિયામાં બધે કહેવાય છે કે 'બાળકો તો ભાવિ જીવનનાં આશા કિરણો છે.' પણ સાચેસાચ એ આશા–કિરણોની સુયોગ્ય જાગ્રત રક્ષા સોવિયેતમાં જ થાય છે. બાલ–સાહિત્યને અત્યંત મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે. બાલ–સાહિત્યનો લેખક રેલવે અને ફેક્ટરીના પ્રધાનની તોલે લેખાય છે. દર પખવાડિયે બાલ–સાહિત્યના લેખકો, ચિત્રકારો, શિક્ષકો, ચિત્તશાસ્ત્રીઓ, લાયબ્રેરિયનો, કલાકારો અને સાહિત્ય વિવેચકો સાથે મળે છે અને નવા બાલ સાહિત્યની સમાલોચના કરવામાં આવે છે. બાળકો સાથે પણ આવી મુલાકાતો ગોઠવાય છે, અને કેટલાંક લખાણો છપાતાં પહેલાં બાળકોની કમિટી પાસે અભિપ્રાય માટે મોકલવામાં આવે છે.

બાળકો ઘણીવાર તીવ્ર બુદ્ધિશીલ ટીકાઓ લખી પણ મોકલે છે.

બાલ-સાહિત્યનાં પુસ્તકોની હજારો અને લાખો નકલો દર મહિને ખપી જાય છે! સોવિયેતનાં બાળકો ગજબનાક વાંચનારાં હોય છે.

ઉત્તમ કક્ષાના લેખકો ને ચિત્રકારો જ બાલ-સાહિત્યને હાથ ધરે છે. ક્રાંતિ પૂર્વેના અને ક્રાંતિ પછીના જીવનની સરખામણી કરતાં થોક બંધ બાલ-પુસ્તકો તથા ચિત્ર-આલ્બમો સોવિયેતમાં પ્રચાર પામ્યાં છે. 'તેલનો દીવો અને ઇલેક્ટ્રીકનો દીવો' 'ખડિયોકલમ અને ટાઈપરાઇટર' વચ્ચેના સંવાદોની સચિત્ર કવિતાઓ અત્યંત લોકપ્રિય છે. લાલસૈન્ય સમૂહખેતરો, નવાં મકાનો, સંસ્કારગૃહો ને બાગો, નીપરનો બંધ, મૉસ્કોની રેલવેનાં ગીતો ને પુરાણા સમાજ પરનાં કટાક્ષ કાવ્યો મશહૂર છે.

લેનિનના બાલ-જીવનની વાતો અનેક પુસ્તિકાઓ રૂપે મશહૂર બની છે. ગોર્કીનું જીવન પે આકર્ષક ચિત્રો સહિત ઘેર ઘેર ગવાય છે. આની એક લાખ નકલ થોડા મહિનામાં જ ખલાસ થઈ ગઈ હતી!

આંતરરાષ્ટ્રીય જીવને પણ બાલ સાહિત્યમાં સ્થાન લઈ લીધું છે. ગુલામી કરતો નિગ્રો, જીવન ઢસડતો હિંદી મજૂર, શરીર તાવતી ચીની છોકરીઓ વગેરે બાલ કાવ્યોમાં નજરે ચઢે છે; અને આખરે એ સૌને લાલ તારક માથે ધારણ કરી, પોતાનાં કારખાનાંમાં પોતે કામ કરતાં ચીતર્યાં હોય છે. એક હિંદી જીવનની કિતાબ: આદમી ઓરત ને બાળક મશીન ઉપર કાયા ઘસી નાખતાં શરૂઆતમાં દેખાય છે; અને અંતમાં હિંદી બાળકો 'અમે તૈયાર છીએ'નાં સૂત્રો પોકારતાં આગેકૂચ કરી રહ્યાં હોય છે; રશિયન 'પાયોનિયરો' (કુમારો) બ્યુગલ બજાવતા હાથ ઉછાળતા એમને આવકાર આપતા દેખાય છે.

કારખાનાના કામદારોને, ખાણિયા અને સુથારને તથા ટેકનિશિયનને બાળકો માટે તેમના અનુભવો લખવા ઉત્સાહિત કરવામાં આવે છે.

સોવિયેતનાં આ બાળકોને વિજ્ઞાનની ચમત્કારી શોધો અને સમસ્ત માનવ ઇતિહાસની રોમાંચક કથાઓ તથા નૂતન સર્જનોની ભવ્ય ગાથાઓ પારાવાર આકર્ષક લાગે છે. 'વોલ્ગાની નહેર' અને 'નીપરના બંધ'ની

વાતો સાંભળવા તેઓ ઝંખે છે. અરેબિયન નાઇટસનો રોમાંચ એમને આ નવાં સર્જનોમાંથી મળે છે.

દુનિયા આખી શી રીતે બની, આ રાત ને દિવસ, ઘડિયાળ ને ટ્રેક્ટર, ખુરસી ને ટેલિફોનની રહસ્ય કથાઓ જાણવાને તેઓ આતુર હોય છે. ભગવાને બનાવ્યું, ભગવાને સર્જ્યું—એવી વાતો ને કવિતાઓ તેમની જ્ઞાન વૃત્તિને નહિ સંતોષે.

સિદોનીના શબ્દો ફરી ટાંકીએ. અમેરિકન નાગરિકોને તે કહે છે:

"અમારાં બાળકો તમારાં બાળકો કરતાં વધારે વિચારશીલ હોય છે. હું બડાશ નથી હાંકતી; મેં જોયેલી હકીકત રજૂ કરું છું. તમારાં બાળકો અમારાં બાળકો કરતાં વધારે ચતુર હોય છે, કેમકે એમની પાસે સાધનો વિપુલ હોય છે. પણ મગજ વાપરવાની ટેવ એમને ઓછી હોય છે. જેમકે, તમારાં બાળકો પરદેશનાં બાળકો વિષે, મુસાફરીઓ વિષે વાંચે છે, પણ જલદી ભૂલી જાય છે. કેમકે એમને એની સાથે કશો જીવંત સંબંધ હોતો નથી. તમારાં બાળકોને બેકારી, ભૂખ, વર્ગવિગ્રહ, ક્રાંતિકારીના ઉઠાવો અને ધર્મ-સંસ્થા વિષે શી સમજ હોય છે? અમારાં બાળકો આ બધું શીખે છે. અને એમનું ઓછું કૌશલ્ય વિચારશીલતાને પ્રતાપે દૂર થાય છે."

બાળક મટી કિશોર બનેલા સોવિયેતના ભાવિ નાગરિકનું સંસ્કાર ઘડતર આગળ ચાલે છે. કિન્ડરગાર્ટન અને બાલગૃહોમાંથી તે શાળાઓમાં પ્રવેશે છે.

ગામડામાં શાળાઓ ખુદ સંસ્કારિતાનું મુખ્ય કેન્દ્ર હોય છે. ગ્રામ સોવિયેત, પાર્ટી, ખેતર, કુટુંબ, નર્સરી, લાયબ્રેરી, સહકારી ભંડાર, હૉસ્પિટલ, કિંડરગાર્ટન–સૌની પ્રવૃત્તિનું કેન્દ્ર શાળા હોય છે. શાળાનાં બાળકો આ દરેકની પ્રવૃત્તિમાં જુદે જુદે સ્વરૂપે ભાગ લેતાં હોય છે. ગામના રસ્તા સાફ કરવામાં, આગનો બંબો સાફ રાખવામાં, વૃક્ષો અને શાકભાજી ઉગાડવામાં તથા તેમનું રક્ષણ કરવામાં, ઉકરડા દૂર કરવામાં, તેમનાં વડીલોની નિરક્ષરતા તથા દારૂ અને વ્યસનની બદીઓ દૂર કરવામાં, બાળકના ઉછેર અંગેના તથા આરોગ્યના નિયમોનું પાલન કરાવવામાં, કુટુંબમાં સારા સંસ્કાર દાખલ કરવામાં ઑકટોબરિસ્ટો (કિશોરો) અને પાયોનિયર્સો (કુમારો) મહત્ત્વનો ભાગ ભજવે છે.

કિશોરો અને કુમારો તથા તેમનાં માબાપો અને વડીલો વચ્ચે દોસ્તી અને મૈત્રીનો સંબંધ બંધાય છે. ઉંમરે નાના પણ નવી સંસ્કારિતા અને જ્ઞાનથી પુખ્ત બનેલા કિશોર–કુમારો ઉપર તેમનાં કુટુંબમાં માબાપોની કુટેવો સુધારવાની જવાબદારી હોય છે. આ બાળકો તેમનાં માબાપની સમાન ધોરણે કેટલી સખ્ત ટીકા કરે છે એની એક બે મિસાલ :

એક કુમારે પોતાની જ ચાલીમાં પોતાનાં માતાપિતા સામે એક ફરિયાદ 'દિવાલપત્ર' પર લખી છે: 'મારુસિયા (માતા) સ્વચ્છતા અને વ્યવસ્થતા નથી જાળવતી. ગંદા ડુચા ધોઇને રસોડામાં જ સૂકવે છે. બાપા ઓરડીમાં જ્યાં ત્યાં બીડીનાં ઠૂંઠાં ને રાખ વેરી મૂકે છે. ક્રાંતિના આ તેરમા વરસે આવી રીતભાત ચલાવી શકાય એવી નથી. અને એથી હું સમાજવાદી હરીફાઇનો કરાર એમની સાથે કરતાં જણાવું છું કે: હવેથી આવું ન કરશો.'

આવી જ બીજી ફરિયાદ તોછડાઇ અને અપશબ્દો સામે છે.

અને માતા પણ સમજુ છે; તે કબૂલે છે: "છોકરાં સાચું કહે છે. મારે ગમે તેમ ન બોલવું જોઇએ ને કપડાં રસોડામાં ન સૂકવવાં જોઇએ."

સોવિયેતમાં બાળકોની આવી ટીકાને અપમાન કે ધમંડપૂર્વક માબાપો નથી લેતાં.

ઘણીવાર પિતા અને પુત્ર બંને સમાજવાદી હરીફાઇનો કરાર કરે છે :

પુત્ર કહે છે : 'હું બરાબર ભણીશ. રોજના પાઠ રોજ કરીશ. નિશાળે મોડો નહિ જઉં. રસ્તે જતી ગાડીઓની પાછળ નહિ ટીંગાઉં. બીડી નહિ પીઉં, વાંચવાનો શોખ વધારીશ.'

પિતા કહે છે : 'હું કામ નહિ બગાડું. કામે મોડો નહિ જાઉં. શૉક—બ્રિગેડમાં શામેલ થઇશ. ગેરહાજર નહિ રહું. દારૂ નહિ પીઉં. છોકરાંની પૂરતી કાળજી લઇશ.' વગેરે.

કેવું તંદુરસ્ત અને સંસ્કારી કુટુંબ જીવન !

શાળાઓના શિક્ષકો પણ બાળકોનાં માતપિતા સાથે ગાઢ સંબંધ રાખે છે. બાળકો સાથે ઘેર કેવી રીતે વર્તવું તેની સલાહ આપે છે. અને માબાપો

શિક્ષકોને માનપૂર્વક સાંભળે છે. કેમકે જ્ઞાન જ સાચી મોટાઈ છે, ઉંમર નહિ—એ વાત એમને ગળે બરાબર ઊતરી ગઈ છે.

શાળાઓની અંદર શિક્ષકના મદદનીશ પાયોનિયરો હોય છે. તેઓ સંસ્થાની જવાબદારીનું ઘણું કામ ઉપાડી લે છે. નાનેરાંઓની તેઓ પૂરી સંભાળ લે છે.

આ બાળકોમાં આ ઉંમરે ઘણી સમજ આવી ગઈ હોય છે. મેન્શેવિકોનાં કાવતરાં અંગેના કેસો, ક્રાંતિ અને કમ્યુનિસ્ટ, ગુલામ બનાવવા માટેનું યુદ્ધ અને સ્વાતંત્ર્યની લડાઈ, એ વચ્ચેના ભેદો વગેરે અનેક સવાલો વિષે તેઓ નાની ઉંમરે વિચારતા થાય છે.

એક છ વરસના બાળકને એલા વિંટર પૂછે છે :

"કમ્યુનિસ્ટ એટલે શું ?"

"કારખાનું બાંધે તે"

"તમારે કારખાનાંને શું કરવાં છે ?"

"સમાજવાદ લાવવા."

"સમાજવાદના દુશ્મનો કોણ છે ?"

"મને ખબર નથી."

અને તેની માતાએ સૂચક સવાલ પૂછ્યો :

"જર્મનીમાં સમાજવાદના દુશ્મનો કોણ છે ?"

"જર્મનીમાં ? બૂર્ઝ્વાઓ."

"અને બૂર્ઝ્વાઓ કોણ છે ?"

"તોડફોડ કરનારાઓ."

"એ લોકો શું કરે છે ?"

"એ લોકો ખાય છે ને ઊંઘે છે ને મજૂરો કમાય તે પડાવી લે છે."

"લડાઈ થાય એમ લાગે છે ?"

"મને ખબર નથી."

"લડાઈ થાય તો સારું ?"

"ના, ખરાબ. લોકો મરી જાય."

"પણ થાય તો તું લડે?"

"જરૂર."

"લડાઈ ખરાબ હોય તો તું શું કામ લડે?"

"કેમકે બૂર્ઝવા સામેની લડાઈ હશે."

એ જ લેખિકા એક ચૌદ વરસના કિશોર સાથેની વાતચીત રજૂ કરે છે:

"લડાઈ આવે એમ તું ઇચ્છે છે?"

"ના. અમારે લડાઈ નથી જોઇતી. પણ દુશ્મનો હલ્લો કરે તો અમે લડી લઈશું."

"લડાઈ કોની સાથે થાય એમ લાગે છે?"

"ગમે તે કોઈ બૂર્ઝવા વર્ગ સાથે—ઇન્ગ્લેન્ડ અથવા જર્મની સાથે... જેમ ચીનમાં વ્હાઇટ ગાર્ડોએ અમારી રેલવે પડાવી લેવા પ્રયત્ન કર્યો હતો ને અમારે રક્ષણ અર્થે લડવું પડ્યું હતું"......

અને આ બાળક ૧૯૧૭ની ક્રાંતિની ઝીણી ઝીણી વીગતો ને વાતો કહેવા લાગી ગયો. મેન્શેવિકો અને બોલ્શેવિકોના સિદ્ધાન્તભેદો પણ તેણે સરળ સ્વરૂપે કહ્યા.

જરાય પોપટિયું જ્ઞાન નહિ અને છતાં વિચારશીલ અને વિસ્તૃત સમજવાળાં બાળકો!

નવા નાગરિકોના આવા નૂતન ઘડતરની સંસ્થાઓ—બાલશિક્ષણથી માંડી ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓનો ટૂંકો ખ્યાલ લઇએ.

: ૨ :

હવે આપણે રીતસર શિક્ષણ ક્ષેત્રની સમસ્યાઓ તથા તેના પ્રયોગો તરફ વળીએ.

લેનિન કહે છે: "શિક્ષણ વિના રાજકારણ નથી. માત્ર અફવાઓ ગપ્પાં ને પૂર્વગ્રહો જ રહે છે."

પરંતુ આખી પ્રજાને શિક્ષણ આપવું એ તો કાંઈ સરળ નથી. એમાંય ઝારના નિરક્ષર રશિયાને સાક્ષર બનાવવું તો મહા મુશ્કેલ કાર્ય હતું. વળી, ૧૯૧૭ ની ક્રાંતિ બાદ ૩–૪ વરસ લગી જે આંતરવિગ્રહ અને અંધાધૂંધીના દિવસો વીત્યા, તેમાં લાખો બાળકો નિરાધાર રઝળતાં ભટકતાં બની ગયાં હતાં. ૧૯૨૧ માં આવાં બાળકોની સંખ્યા ૫ લાખની હતી !

વધુમાં, બાળકોને શિક્ષણ આપનારા શિક્ષકોની સંખ્યા મૂળે જ ખૂબ નાની હતી; એમાંય મોટા ભાગના અસંસ્કારી અને તાલિમ વિનાના હતા. વધુમાં, આંતરવિગ્રહના દિવસોમાં તો આ રહ્યાખહ્યા મધ્યમવર્ગી શિક્ષકોને ય ભડકાવી પ્રતિક્રાંતિને માર્ગે ઢસડવાના પ્રયત્નો થયા હતા. આમ, સોવિયેત જીવનનો, કમ્યુનિસ્ટ શિક્ષણનો પાયો જ કાચો હતો !

આવી દશામાં સોવિયેત રાજ્યે પ્રગતિ કરવાની હતી. એણે જુદા જુદા અખતરાઓ કરવાની હામ ભીડી. ડાલ્ટન યોજના તથા પ્રોજેક્ટ પદ્ધતિ આમાં મુખ્ય હતી. ખુદ બાળકો પોતે જ આખી શાળાનું સંચાલન કરે, બાળકોના અક્ષરજ્ઞાન પર ભાર મૂકવાને બદલે રમત ગમત, પ્રયોગો, શોધ કામ તથા અન્ય કામોમાંથી જ બાળક જે કાંઈ શીખી શકે તે શીખે—વગેરે પ્રયોગો શરૂ શરૂમાં થયા. એ પછી ૧૯૨૮ માં પ્રથમ પંચવર્ષીય યોજના શરૂ થઈ અને દેશને ઉદ્યોગ તરફ દોરવાની ઝુંબેશ ઊપડી. કુશળ કારીગરોની જરૂર દેશભરમાં જણાવા લાગી અને શિક્ષણની અંદર પણ 'પોલિટેક-નાઇઝેશન' નો એક નવો મશહૂર પ્રયોગ શરૂ કર્યો. આ નવો પ્રયોગ એટલે કે, ઉદ્યોગોમાં જે વિજ્ઞાનિક પ્રક્રિયાઓ સમાયેલી હોય છે તેની, તથા મજૂરી અર્થકારણ અને સામાજિક પરિસ્થિતિ વચ્ચેના સંબંધની, ઉપરાંત હથિયારો વાપરવામાં રહેલી કુશળતાની બાળકને સમજણ આપવી.

આ પોલિટેકનિક–પદ્ધતિ અનુસાર ચાલતી શાળાઓમાં વિદ્યાર્થીઓ ૭ વરસનો અભ્યાસક્રમ પૂરો કરતાં. ૧૯૩૩ સુધીમાં આવી શાળાઓ તમામ શહેરોમાં અને નગરોમાં સ્થપાઈ હતી. ગામડે ગામડે—સમસ્ત ગ્રામ પ્રદેશમાં ૧૯૩૭ સુધીમાં આ નવી પદ્ધતિ પહોંચી ગઈ હતી.

આ પદ્ધતિની વિશિષ્ટતા 'Learn by doing' સૂત્રમાં રહેલી છે. દરેક શાળા શહેરોમાં કારખાનાંના સંપર્કમાં અને ગામડાંમાં સમૂહખેતરના

નીકટના સંપર્કમાં રહે છે. અને ત્યાં કેવળ લખતાં વાંચતાં અને ભાષાજ્ઞાન આપવામાં નથી આવતું, પણ ઉત્પાદનની સાથે સંકળાયેલી વિવિધ કલાઓના પાયા ઉપર તમામ વિજ્ઞાનો શીખવવામાં આવે છે.

આ હેતુથી, વિદ્યાર્થીઓને અવારનવાર જુદી જુદી ફેકટરીઓમાં—એન્જિનિયરિંગ તથા ઇલેકટ્રીક અને કેમિકલ્સના ઉદ્યોગોમાં લઈ જવામાં આવે છે. મ્યુઝિયમ અને આર્ટ ગેલેરી સાથે વિદ્યાર્થીઓનો ગાઢ પરિચય બાંધવામાં આવે છે.

આ હેતુથી જ અભ્યાસક્રમમાં સુદ્ધાં ઉદ્યોગનું સ્થાન મહત્ત્વનું ગણવામાં આવે છે. અમુક દિવસો ખેતરો ઉપર જ ગાળવામાં આવે છે, જ્યાં વિદ્યાર્થીઓ શિક્ષકો સૌ ખેડૂતોને તેમનાં કામમાં મદદ કરે છે; અને તે દરમિયાન આજુબાજુના પ્રદેશનું નિરીક્ષણ પણ કરે છે.

આ નૂતન શિક્ષણ પદ્ધતિએ આ વરસો દરમિયાન કેળવણીના ક્ષેત્રમાં સારી પ્રગતિ હાંસલ કરી.

૧૯૩૨ માં પ્રથમ પંચવર્ષીય યોજના પૂરી થઈ. અને બીજી પંચવર્ષીય યોજનાની તૈયારીઓ શરૂ થઈ. આ દરમિયાન સૌથી વિશેષ જરૂર વધુ કુશળ ઉત્પાદન શક્તિનો વિકાસ કરવાની હતી. એને માટે વધુ ઉચ્ચ કક્ષાના જ્ઞાન અને ભણતરની જરૂર ગણાય. રાજ્યે ગંભીરપણે એના તરફ લક્ષ આપ્યું.

સદ્‌ભાગ્યે આટલાં વરસોમાં સોવિયેત આદર્શને સમજનારા શિક્ષકોની જમાત તૈયાર થઈ હતી. તથા બીજી બાજુ સોવિયેત તંત્રમાં જ જન્મી શ્વાસ લેતાં બાળકો પણ મોજુદ હતાં. પરિણામે હવે પ્રથમ વાર સાચે સાચ શિક્ષણના વિજ્ઞાનને જ વધુ લક્ષમાં લઈ, તે દિશામાં પ્રયોગો કરવાની તક પ્રાપ્ત થઈ. આ વખતે ડાલ્ટન યોજના તથા પ્રોજેક્ટ પદ્ધતિને દેશવટો દેવામાં આવ્યો. વર્ગનો અભ્યાસ ઉપરાંત સ્વતંત્ર કામ, સીનેમા દ્વારા શિક્ષણ, શિક્ષણ સંસ્થાઓની મુલાકાતો વગેરે પદ્ધતિઓ અપનાવાઈ. વળી સંસ્થાનું સંપૂર્ણ સંચાલન વિદ્યાર્થીઓને સુપ્રત કરવામાં આપ્યું હતું તેમાં પણ યોગ્ય પ્રમાણમાં સુધારા થયા.

૧૯૩૬ પછી તો શિક્ષણ ક્ષેત્રમાં મહત્ત્વના ફેરફારો થયા. સૌથી મોટો ફેરફાર તો એ હતો કે 'પોલિટેકનાઇઝેશન'ની પદ્ધતિ સુદ્ધાં છોડી દેવામાં

આવી. આ નવું પગલું દેશની પરિસ્થિતિને તદ્દન અનુરૂપ હતું. ૧૯૩૭ ના દિવસોમાં બીજી પંચવર્ષીય યોજના પૂરી થઈ. ત્રીજી શરૂ થઈ હતી. આ ત્રીજી યોજનાની સિદ્ધિ અત્યંત ઉચ્ચ કક્ષાના વિજ્ઞાનિક જ્ઞાન વિના શક્ય ન હતી. આની સાથે 'પોલિટેકનાઇ ઝેશન'ની તાલિમનો મેળ ખાય એમ ન હતો. આથી, આજ લગી અત્યંત મહત્ત્વની લેખવામાં આવેલી પદ્ધતિનો સુદ્ધાં ત્યાગ કરવામાં આવ્યો.

એ પછીના મહત્ત્વના ફેરફારો—

૧૯૩૯ માં ૧૨ વરસથી ઉપરનાં બાળકો માટે એક પરદેશી ભાષાનું જ્ઞાન ફરજીયાત ગણવામાં આવ્યું. તથા ૧૯૪૦ માં ૧૫ થી મોટી ઉંમરનાં બાળકોને માથે ભણતરની ફી નાખવામાં આવી. દેશ ભરમાં એકંદર જે આર્થિક ઉન્નતિ થઈ હતી તેને અનુરૂપ આ ફેરફાર હતો. ૧૯૪૦ માં એવાં થોડાંક જ કુટુંબ હશે, જેઓ બાળકોનાં ઉચ્ચ શિક્ષણની ફી ન ભરી શકે. આમ છતાં જેઓ ફી ન ભરી શકે, તેમને તથા નિરાશ્રિતોને 'વાલીઓની કમિટી' મદદ આપે છે. ઉપરાંત હોશિયાર વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી શિષ્યવૃત્તિ આપવામાં આવે છે.

આ પછીનો જો કોઈ સૌથી મોટો ફેરફાર હોય તો તે ૧૯૪૪ નો છે. સોવિયેતમાં છેક શરૂઆતથી સહશિક્ષણની પ્રથા દાખલ કરવામાં આવી હતી. એનાં અત્યંત મીઠાં ફળો જનતાએ અને શિક્ષણશાસ્ત્રીઓએ વારંવાર જાહેર કર્યાં છે. પરંતુ સોવિયેનના શિક્ષણશાસ્ત્રીઓ કહે છે કે, ૧૫ વર્ષ પછીની ઉંમરે છોકરા છોકરીઓની વિશિષ્ટ શક્તિઓ ખીલવા માંડે છે. તે વખતે તેમની એ શક્તિઓનો સત્વર અને યોગ્ય વિકાસ થાય તે પ્રકારનું ખાસ શિક્ષણ આપવું જરૂરી છે. સહશિક્ષણનું આ વિરોધી નથી. છોકરા છોકરીની સમાનતા જીવનમાં બધી રીતે સ્થપાયા પછી તેમની વિશિષ્ટ શક્તિઓનો વિકાસ કરવાના હેતુથી અમુક વરસો માટે ખાસ શિક્ષણની વ્યવસ્થા કરવી, તે સામાજિક જીવનના વિકાસ માટેય આવશ્યક છે.

આ પ્રકારે, આ વીસ વર્ષ દરમિયાન સોવિયેત દેશે શિક્ષણ–ક્ષેત્રમાં જબરજસ્ત પ્રયોગો કર્યા છે.

હવે આપણે ૮ વર્ષથી માંડી ૧૮ વર્ષ દરમિયાનના શિક્ષણની જુદી જુદી કક્ષાઓ પ્રત્યે એક નજર નાખી લઇએ.

# ૧૮

# શિક્ષણ

સોવિયેત શિક્ષણનો હેતુ કમ્યુનિઝમની સ્થાપના કરવા માટે ઉચ્ચ કક્ષાના કમ્યુનિસ્ટ નાગરિકનું ઘડતર કરવાનો છે. અને લેનિને વારંવાર કહ્યું હતું કે, કમ્યુનિઝમની સ્થાપના અત્યંત સુશિક્ષિત પ્રજાજનો જ કરી શકશે. એવા જીવનના ઘડતર માટે પોતાના દેશની અને જગત આખાની ઉચ્ચ સંસ્કારિતા હાંસલ કરવી જરૂરી છે; તમામ જ્ઞાનવિજ્ઞાનોનો સંપૂર્ણ વિકાસ આવશ્યક છે. અમર જ્ઞાન આવી કોઈ પણ તાલિમનો પાયો છે.

સ્વાભાવિક રીતેજ, ૧૯૧૮માં સરકારી આજ્ઞામાં 'ફરજિયાત સાર્વજનિક શિક્ષણ'ની જાહેરાત કરવામાં આવેલી આપણે જોઈએ છીએ. ઝારનું રશિયા તો જગતનો એક પછાતમાં પછાત મુલક હતો. યુરોપીય રશિયામાં ૨૦થી ૨૫ ટકા શિક્ષણ પ્રચાર થયો હતો, જ્યારે એશિયાઈ રશિયામાં પૂરો ૦।–૦॥ ટકો પણ નહિ! ફરજિયાત સાર્વત્રિક શિક્ષણને અમલમાં મૂકતાં, કાંઈ નહિ તો ૧૨૫ વરસ જોઈએ, એવી તે વખતના પ્રધાનોની ગણત્રી હતી!

હવે જો સોવિયેત સરકાર એના પ્રત્યેક બાળક અને નાગરિકને નૂતન સંસ્કારિતાથી ભરી દેવા ઇચ્છતી હોય તો એણે બાળકના જન્મથી માંડી તેના ઘડતરમાં વિશેષ લક્ષ આપવું જરૂરી છે. બાળક જન્મે ત્યારથી તેના ઉછેરને વિષે ચોકકસ દરકાર લેવી જરૂરી છે.

સરકારે એ કામ ઉપાડી પણ લીધું. ૩॥ વરસની ઉમર સુધીનાં બાળકોની સંભાળ તંદુરસ્તીખાતાના પ્રધાનને હસ્તક છે. બાળકો માટે પારણાંગૃહોની સુવિશાળ સગવડો છે. આની વધુ વીગતો આપણે 'માતા અને બાળક'ના ખંડમાં આગળ ઉપર જોઈશું.

એ પછીનાં, એટલે કે, ૩ થી ૭ વર્ષની ઉમર દરમિયાનનાં બાળકો 'નર્સરી હોમ'માં જાય છે. દરેક કારખાને તથા સમૂહ ખેતરે અને અન્ય

સંસ્થામાં પારણાં ગૃહોની જેમ 'બાલ–ગૃહ' પણ હોય છે. અથવા તો કેળવણી ખાતાના લોક પ્રધાન તરફથી એની વ્યવસ્થા કરવામાં આવી હોય છે.

## બાલ શિક્ષણ

૩ થી ૭ વરસનાં બાળકોના શિક્ષણ માટેનાં કિંડરગાર્ટનોમાં સ્થાયી તથા ગીષ્મ ઋતુ પૂરતાં—એવા બે પ્રકારો છે. દુનિયાના તમામ દેશોમાં બાળકોની કેળવણીનો બોજો કેવળ મા–બાપ ઉપર છોડી દેવામાં આવ્યો હોઈ, બહુ જ જુજ બાળકો ઉચ્ચ સંસ્કારવાળી સંસ્થાઓનો લાભ લઈ શકે છે. જ્યારે સોવિયેતમાં સમસ્ત નાગરિકોની અને તેમના સમગ્ર જીવનની હિફાજતમાં રાજ્યની જવાબદારી રહેલી છે. બાલશિક્ષણમાં રાજ્ય એ જવાબદારી અદા કરી રહેલ છે.

૧૯૨૭–૨૮ માં બાલશિક્ષણની ઝુંબેશ જોરપૂર્વક શરૂ થઈ અને પહેલે જ વરસે ૮૬૫૦૦ બાળકોને સ્થાને ૩,૦૮,૪૦૦—પહેલાં કરતાં ૩ા ગણાં બાળકોને કિંડરગાર્ટનનો લાભ આપી શકાયો.

પરંતુ પ્રથમ પંચવર્ષીય યોજનાને અંતે—

**૧૯૩૨ માં—**

શહેરોમાં ૧૧ લાખ ૨૮ હજાર ૫ સો બાળકો
ગામડાંમાં ૪૧ ,, ૬૨ ,, ૭ ,, ,,

**અને ૧૯૩૫ માં—**

શહેરોમાં ૧૨ લાખ ૫૬ હજાર ૨ સો બાળકો
ગામડાંમાં ૪૬ ,, ૦૨ ,, ૬ ,, ,,

આમ, ૧૯૨૮ થી ૧૯૩૫ નાં વરસોમાં ૧૯ ગણાં બાળકો કિંડરગાર્ટનનો લાભ લેતાં થયાં હતાં.

આખા સોવિયેત સંઘનાં ૩ થી ૭ વરસની ઉંમરનાં તમામ બાળકોની ગણત્રીએ ૧૯૨૮ માં માત્ર ૧·૭ ટકા બાળકોને બાલશિક્ષણનો લાભ મળતો હતો; ૧૯૩૫ માં લગભગ ૨૫ ટકા—સોએ ૨૫ બાળકોને લાભ મળતો થયો હતો.

ઝારના જૂના જમાનામાં ૩ થી ૭ વરસનાં બાળકો માટે ભાગ્યે જ કશી સગવડ હતી. ત્યારે સોવિયેત તંત્ર નીચે શહેરામાં પહેલાં કરતાં ૬ ગણાં બાળકોને શિક્ષણ મળતું થયું, અને ગામડાંમાં એ સંખ્યા ૫૫ ગણી વધી. અલબત્ત શહેરામાંનાં અરધાં બાળકોને કાયમી કિન્ડરગાર્ટનનો લાભ મળતો હતો, જ્યારે ગામડાંમાં ઋતુ અનુસારની બિનકાયમી સંસ્થાએ વધુ પ્રચલિત હતી.

ગામડાંમાં બાલશિક્ષણની સંસ્થાઓનો જબ્બર વધારો કરવામાં સ્ત્રીઓનો મુખ્ય ફાળો હતો. તેઓએ બાળકોના ખોરાક માટે તથા તેમની સંસ્થાઓ માટે ફંડ ભેગાં કર્યાં હતાં. તેઓ પોતે શિક્ષિકાઓ તરીકેની તાલિમ લઈ તૈયાર થઈ ગઈ હતી. ૭ જ મહિનાની આ તાલિમ હતી. અને ખેતરે ખેતરેથી સ્ત્રીઓનાં ઝુંડ એવી તાલીમ લઇ તૈયાર થઈ રહ્યાં હતાં.

## અન્ય સંસ્થાઓ

આ પ્રકારની બાલશિક્ષણની સંસ્થાઓ ઉપરાંત બીજી પણ બાલ-શિક્ષણની પદ્ધતિઓ ચાલુ છે. શાળાના સમયથી બહારના સમયમાં પણ બાળકોના સ્વાસ્થ્ય અને આનંદ માટે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી છે. ખેતરો તથા ઉદ્યોગ ગૃહો ઉપર બાળકને તેના શોખ અને શક્તિ અનુસાર નવું નવું શીખવાની તક આપવામાં આવે છે. આને માટે ખાસ ‘ મથકો ’ ઊભાં કરવામાં આવ્યાં છે. ૧૯૩૫ માં રશિયન રિપબ્લિક (R. S. F. S. R) માં આવાં ૬૨૫ ‘ મથકો ’ હતાં.

આ ઉપરાંત, બાળકો માટેની કલબો છે. ૧૯૩૫ માં R. S. F. S. R માં ૩૦૦ થી વધુ હતી. જ્યાં જ્ઞાન ગમ્મતનાં અનેક સાધનો હોય છે.

અને વધુમાં, પર્યટનો, બાલકો માટે સીનેમાગૃહો, બાલનાટ્યગૃહો તથા વિવિધ રમતો, તરવાની અને બરફ ઉપર સરકવાની રમત, કવાયતો વગેરેની સગવડો ને વ્યવસ્થા હોય છે.

ઉનાળાના દિવસોમાં બાળકો પર્યટને ઉપડે છે ને સેનેટોરિયમોમાં રહે છે. ગીષ્મછાવણીઓમાં ઊપડે છે ને નવાં નવાં સાહસો કરે છે.

વધુમાં, જાહેર ‘ પાર્ક’માં બાળકો માટે રમત મેદાનો તથા જ્ઞાન-

ગમ્મતનાં સાધનો હોય છે. જ્યાં કુશળ અને અનુભવી સલાહકારો બાળકોને મદદ કરે છે.

● એલા વિંટર શાળાપૂર્વેના બાલ–શિક્ષણના આંકડાઓ આપે છે :

| શિક્ષણ લેતાં કુલ બાળકો : | | ગામડાંમાં : |
|---|---|---|
| ૧૯૩૦ : | ૧૩ લાખ | ૬ લાખ ૩૬ હજાર |
| ૧૯૩૧ : | ૫૧ ,, | ૩૨ ,, |
| ૧૯૩૨ : | ૧ કરોડ | ૬૭ લાખ |

● અને બાળકો માટેનાં રમતનાં મેદાનોની સંખ્યા—

| | |
|---|---|
| ૧૯૧૭ : | ૩૫ હજાર |
| ૧૯૩૦ : | ૧૭ લાખ ૫૩ હજાર ૫ સો |
| ૧૯૩૧ : | ૪૨ લાખ ૨૨ હજાર ૮ સો |
| ૧૯૩૨ : | ૬૦ લાખ |

બાળકોની આ માવજત પાછળ સરકાર તરફથી જંગી રકમો ખર્ચાય છે, એટલું જ નહિ પણ ટ્રે. યુ. તરફથી ઘણી મોટી રકમો ખર્ચવામાં આવે છે.

## બાલશિક્ષણ પાછળનું ખર્ચ (રુબલમાં)

| | સરકાર તરફથી | | ટ્રેડ યુનિયન તરફથી | |
|---|---|---|---|---|
| | ૧૯૩૨ | ૧૯૩૬ | ૧૯૩૨ | ૧૯૩૬ |
| કિન્ડરગાર્ટન માટે | ૨૩ કરોડ ૯૦ લાખ | ૩૭ કરોડ | ૫ કરોડ ૨૫ લાખ | ૨૦ કરોડ ૬૬ લાખ |
| ગ્રીષ્મ કેમ્પ વગેરે માટે | | ૪૮ લાખ | ૩૧ લાખ | ૩ કરોડ ૧૮ લાખ |

આમાં, કામદારોના પગારમાંથી ૧૯૩૫ ના નવા કાયદા પછી આવકનો ૪૦૦ મો ભાગ લેવામાં આવે છે. તે ૧૯૩૫ માં ૧૦ કરોડ રુબલ જેટલો થયો હતો.

*

સોવિયેત દેશમાં ફરજિયાત શિક્ષણની શરૂઆત ૮ વર્ષની ઉંમરથી થાય છે. તમામ બાળકો પ્રાથમિક શાળામાં દાખલ થાય છે. અહીં એક વર્ગ-

શિક્ષક તેમને બધા વિષયો શીખવતો હોય છે. ૧૨ વર્ષની ઉંમરે બાળકો આપોઆપ બીજી શ્રેણીમાં પ્રવેશે છે. આ માધ્યમિક શ્રેણીમાં ૧૫ વરસની ઉંમર સુધીનાં બાળકો હોય છે. આ બધો સમય સહશિક્ષણ ચાલે છે; શિક્ષકો અને શિક્ષિકાઓ પણ સાથે જ કામ કરતાં હોય છે. સોવિયેતમાં તો પુરૂષ શિક્ષકો કરતાં સ્ત્રી શિક્ષકોનું પ્રમાણ મોટું હોય છે.

આ પંદર વર્ષની ઉંમર સુધીનું બધું શિક્ષણ ફરજિયાત અને વિના ખર્ચે આપવામાં આવે છે. તે પછી ખર્ચ વિષે જુદી જુદી પ્રથા છે.

● જે વિદ્યાર્થીઓ ઉદ્યોગ તાલિમમાં જવા ઇચ્છતા હોય તેમને ૨ વર્ષનો અભ્યાસક્રમ લેવો પડે છે. આ દરમિયાનનું તેનું બધું ખર્ચ રાજ્ય આપે છે. આ શિક્ષણમાં વિજ્ઞાન તથા ઉદ્યોગોની વ્યવહારુ, તાલિમ આપવામાં આવે છે. બીજી પ્રથા એવી છે કે, કેટલાક વિદ્યાર્થીઓ શાળાઓમાં ૧૫ ને બદલે ૧૬ વરસની ઉંમર સુધી રહે છે અને ૭ માસની જ ઔદ્યોગિક તાલિમ લઈ ઉદ્યોગોમાં દાખલ થઈ જાય છે.

● કેટલાક વિદ્યાર્થીઓ 'મધ્યમ દરજ્જાના સ્પેશિયાલિસ્ટો' થવા માગતા હોય છે. આમને ૩ થી ૫ વરસનું શિક્ષણ લેવું પડે છે, જેમાં શરૂઆતનાં ૧ થી ૨ વર્ષ સામાન્ય જ્ઞાન આપવામાં આવે છે. આ આખી તાલિમનું સંચાલન શિક્ષણ વિષયક લોકપ્રધાનને હસ્તક હોય છે. આ ક્ષેત્રમાં સંગીત, કલા, કાયદો, નાટ્ય, વેપાર તથા જુદા જુદા ઉદ્યોગોની તાલિમ માટે સગવડો હોય છે. વાર્ષિક ફી આશરે ૬૦-૭૦ રૂપિયા જેટલી હોય છે. જે વિદ્યાર્થીઓ કુશળતા પૂરવાર કરે તેમને વિના ફી શિક્ષણ આપવામાં આવે છે.

● આ ઉપરાંત કેટલાક વિદ્યાર્થીઓનો ઝોક 'પૂરા સ્પેશિયાલિસ્ટ' થવાનો હોય છે. આવા વિદ્યાર્થીઓ શાળામાં જ ૧૫ ને બદલે ૧૮ વરસ સુધી અભ્યાસ કરે છે. અને ત્યારબાદ જે વિષયના નિષ્ણાત થવા માગતા હોય તેની પરીક્ષા આપી વિદ્યાપીઠમાં દાખલ થાય છે. ત્યાં ૪ થી ૫ વરસનો અભ્યાસક્રમ હોય છે. છેલ્લાં બે વરસ દરમિયાન ૪૦ ટકા સમય 'પ્રેક્ટિકલ કામ'માં આપવો પડે છે. કોઈ પણ ઉદ્યોગની શ્રેણીમાં કામ કરવા માટે આ પ્રકારના નિષ્ણાત હોવું જરૂરી ગણાય છે.

● એક વધુ શિક્ષણ માર્ગ–'વર્કર્સ ફેકલ્ટીઝ' નો છે. કોઈ પણ કારખાનાનો કામદાર આમાં દાખલ થઈ ૩ વર્ષની તાલિમ લઈ સીધો વિદ્યાપીઠમાં દાખલ થઈ શકે છે.

● વધુમાં, જુદા જુદા ઉદ્યોગો પોતાના હોશિયાર કામદારો, કારીગરોને ઉચ્ચ હોદ્દાઓ સંભાળવા ખાસ પાંચ વર્ષની સિદ્ધાન્તિક તાલિમ માટે મોકલી આપે છે.

● અને વિના ખર્ચે પ્રૌઢ શિક્ષણ લેવા માટે તો આ દેશમાં પારાવાર સગવડો છે.

● માનસિક અને શારીરિક રીતે ખોડવાળાં બાળકો માટે ખાસ તાલિમ કેન્દ્રો હોય છે; તેવીજ રીતે, ખાસ શક્તિશાળી બાળકોને માટે જુદી વિશિષ્ટ તાલિમની વ્યવસ્થાવાળી સંસ્થાઓ હોય છે. ૭–૮ વરસનાં બાળકો-માંથી અત્યંત પ્રભાવશાળી બાળકોને વિના ખર્ચે છાત્રાલયોની વ્યવસ્થા સહિત આવા લાભ આપવામાં આવે છે.

આ તમામ શિક્ષણ દરમિયાન શાળા બહારના શિક્ષણ ઉપર ભાર મૂકવામાં આવે જ છે. ઉપરાંત શાળા, કારખાનાં, ખેતરો, લાલસેના, સંસ્કાર સંસ્થાઓ, મ્યુઝિયમ, વગેરે સાથેનો સંપર્ક ખૂબજ ગાઢ રહે તેવી વ્યવસ્થા કરવામાં આવે છે. વળી વાલીઓ સાથે પણ શાળાઓનો શક્ય હોય તેટલો નીકટનો સંબંધ સાચવવા વિશેષ પ્રકારના પ્રયત્નો થાય છે.

એ વાત ખાસ જોવામાં આવે છે કે માબાપ પોતે અભણ હોય તો પ્રૌઢ શિક્ષણના વર્ગોમાં શામેલ થઇ પોતાનાં બાળકોના શિક્ષણમાં સીધાં અને નિયમિત રીતે મદદ રૂપ થાય. ઘણાં એવાં ઉદાહરણો છે કે બાળક ગણિત શીખવા માંડે એની સાથોસાથ માતા પણ ગણિત શીખી લે અને ઘેર બાળકોને તેના અભ્યાસમાં મદદ કરવા લાગે. બાળક ભૂગોળનું જ્ઞાન આગળ વધારે તેની સાથોસાથ માતા પણ એ જ્ઞાન ઝડપથી મેળવી લઇ બાળકને સહાય આપે.

## સહાયક કમિટી

આ ઉપરાંત પણ બાલશિક્ષણના ક્ષેત્રમાં મદદ કરવા માટે 'સહાયક કમિટી' હોય છે, જેમાં વિદ્યાર્થીના વાલીઓના પ્રતિનિધિ, અને સ્થાનિક

જાહેર સંસ્થાઓના પ્રતિનિધિઓ હોય છે. આ કમિટીઓ બાળકના શિક્ષણ બહારના સમયમાં બાળકના જ્ઞાન સંસ્કારની ખીલવણી અંગે વિશેષ મદદ રૂપ બને છે. અભ્યાસ ગૃહો, કારખાનાં તથા પ્રયોગ ગૃહોમાં બાળકોને શાળા બહારનું શિક્ષણ આપવામાં આ કમિટી વિશેષ મદદરૂપ હોય છે. બાળકના આરામના સમયની તથા રમતો અને ઋતુ છાવણીઓની યોજના ઘડવાનું કાર્ય આ કમિટીઓ વાલીઓની મદદથી કરે છે. આ કમિટીઓ બાળકોનાં ભોજન-ગૃહોની વ્યવસ્થા કરે છે; અને શાળાનો પોતાનો નાનકડો બગીચો અને વાડી વગેરે મેળવી આપી તેની વ્યવસ્થામાં સહાય કરે છે.

આવી સહાયક સમિતિઓ ઉપરાંત દરેક વર્ગ દીઠ 'વાલીઓની મંડળી' પણ હોય છે. આ મંડળી શિક્ષણના સીધા કાર્યમાં પણ મદદ કરે છે. મોટા ભાગે સ્ત્રીઓ આ મંડળીમાં હોય છે અને બાલશિક્ષણ તથા શાળાની વ્યવ-સ્થામાં ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે.

અને કુટુંબના વડીલોની પરિષદ પણ થાય છે, જ્યાં શાળાના શિક્ષણની અને બાળકોની પ્રગતિની ચર્ચાઓ થાય છે અને સૂચનાઓ મોકલવામાં આવે છે. બાલશિક્ષણના સવાલની ચર્ચા અખબારો દ્વારા ને કારખાનાં તથા સમૂહ-ખેતરો પર વ્યવસ્થિત રીતે કરવામાં આવે છે.

## 'બાળકોનાં દોસ્તો'

આ ઉપરાંત, 'બાળકોનાં દોસ્તો' (ફ્રૅન્ડઝ ઑફ ચિલ્ડ્રન)ની સંસ્થા પણ હોય છે જે તેમના શિક્ષણ તથા ખાસ કરીને રમતો અને શરીરની તાલિમમાં વિશેષ મદદ કરે છે.

શિક્ષણ ક્ષેત્રમાં શારીરિક તાલિમ અને રમતો ઉપર વારંવાર ભાર મૂકવામાં આવે છે.

દરરોજની શારીરિક તાલિમને એક સામાજિક ગુણ તરીકે લેખવામાં આવે છે. અને રેડિયો ઉપરથી તથા હજારો લાઉડસ્પીકર દ્વારા સવારના પહોરમાં એને વિષે પ્રચાર થાય છે. રમતો, સમૂહ નૃત્ય, કવાયત, પ્રવાસ, પર્વતો ચઢવા, લશ્કરી તાલિમ વગેરે માટે સરકાર તરફથી ઉત્તેજન આપવામાં આવે છે.

આ શાળાઓમાં શીખવવામાં આવતી ભાષાઓ તથા વિષયોના માધ્યમ વિષે નોંધ લેવી જરૂરી છે. ઝારના જમાનામાં તમામ શાળાઓમાં રશિયન ભાષા દ્વારા જ શિક્ષણ આપવામાં આવતું અને રશિયન ભાષા ફરજિયાત હતી. જુદા જુદા પ્રદેશોને એમને માતૃભાષાનું જ્ઞાન સુદ્ધાં આપવામાં આવતું ન હતું, એ ભાષાઓનું કશું મહત્ત્વ ન હતું. આ 'રુસીકરણ'ની પ્રથાને કારણે એ પ્રદેશોની ભાષાનો કશો વિકાસ થતો નહિ; ઘણી ભાષાઓને પોતાની લિપિ જ ન હતી! વળી રશિયન ભાષા શીખી તેમાં તમામ શિક્ષણ લેવાનું મોટા ભાગના લોકો માટે ઘણું મુશ્કેલ બની ગયું હતું. પરિણામે જ્ઞાનનો પ્રચાર જ ઓછો થવા પામતો.

સોવિયેતમાં કોઇ પણ ભાષા પ્રત્યે આવું ઓરમાયું વર્તન નથી. ત્યાંની દરેક પ્રાંતની શાળાઓમાં ત્યાંની જ ભાષાઓમાં શિક્ષણ અપાય છે અને પાઠ્યપુસ્તકો પણ દરેક ભાષામાં તૈયાર થાય છે. એટલુંજ નહિ પણ ૪૬ જેટલી નવી લિપિઓનો વિકાસ કરવામાં આવ્યો છે. અલબત્ત, તમામ પ્રાંતીય ભાષાઓમાં રશિયન વધુ વિકસિત ભાષા છે, અને એનું મહત્ત્વ વધુ હોઇ શાળાઓમાં બીજી ભાષા તરીકે તેનું શિક્ષણ આપવામાં આવે છે. જ્યારે કોલેજોમાં મુખ્ય ભાષા તરીકે એનું સ્થાન છે.

## શિક્ષણ સંસ્થાઓમાં લોકતંત્રતા

શિક્ષણ સંસ્થાઓની અંદરનું લોકતંત્ર પણ ધ્યાન ખેંચે છે. જેમકે, ફેક્ટરીઓમાં સરકાર તરફથી મેનેજરની નીમણૂક થાય છે, પરંતુ ટ્રેડ યુનિયન સાથેના સહકારમાં જ તે કાંઈ પણ નવા જૂની કરી શકે છે. તેવી જ રીતે શાળા કોલેજના પ્રિન્સિપાલો પણ સંસ્થાને અંગેના નિયમો અને શિક્ષણને અંગેના ફેરફારો વિદ્યાર્થીઓની પ્રતિનિધિ સંસ્થાની મદદ લઇને જ કરે છે. વિદ્યાર્થીઓ કોઇ પણ શિક્ષક કે પ્રોફેસરની ટીકા તેમના (સંસ્થાના વિદ્યાર્થીઓના) મુખપત્રમાં કરી શકે છે અને તેમની માગણીથી બદલી પણ કરવામાં આવે છે—જેમ, ટ્રે. યુ. નું અખબાર મેનેજમેન્ટ તથા સરકારની ઝાટકણી કાઢી શકે છે, ને મેનેજરને બદલાવી પણ શકે છે.

## બીજી બે ખાસિયતો

**બીજી** પણ બે ખાસિયતો નોંધીએ.

સ્તાલિન કે મોલોતોવના દીકરા દીકરી શાળા કે કૉલેજોમાં ભણતાં હોય તો તેમની તરફ સંસ્થાના સંચાલકો જરા પણ જુદું, બીજાંઓની સરખામણીમાં ઊંચું વર્તન રાખતા નથી. એટલું જ નહિ, પણ બહારના મહેમાનો સંસ્થાની મુલાકાતે આવે ત્યારે અથવા વિદ્યાર્થીઓની મુલાકાતો વખતે પણ 'આ સ્તાલિનના પુત્ર' એવી વિશિષ્ટ ઓળખાણ આપવાની પ્રથા નથી. તમામ બાળકોનાં જેવાં જ એ બાળકો છે એવી છાપ બાળકો ઉપર પાડવાનો પ્રયત્ન હોય છે.

કોઈ પણ દેશમાં અમેરિકા, ઇંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સમાં આથી સાવ ઊલટીજ પરિસ્થિતિ છે.

મુખ્ય વાત જ એ છે કે, સોવિયેતમાં પૈસા કે બાપનો દરજ્જો બડાશની વસ્તુ નથી. સાથે ભણતાં સૌ બાળકો સમાન છે. અને કેળવણીનો હેતુ પણ 'નોકરીની લાયકાત' નથી, પરંતુ ઉચ્ચ સંસ્કારી અને દિમાકી નાગરિક તરીકેનું ઘડતર કરવાનો છે.

ડીન ઑફ કેન્ટરબરી આ બાબત ચર્ચા કરતાં લખે છે :

૧૯૩૭ ના એપ્રિલમાં કિવ શહેરમાં ૧૧૧૨ છોકરીઓએ ૧૮ વરસની ઉંમરે શાળાનો અભ્યાસ પૂરો કર્યો. આમાંથી ૯૦ છોકરીઓ કોઈ ને કોઈ પ્રકારની ઉચ્ચ તાલિમ માટે ગઈ. ઈંગ્લેન્ડ જેવા ઈંગ્લેન્ડમાં ૫ થી ૬ ટકા કરતાં વધુ છોકરીઓ નહિ નીકળે! આમ શાથી?

આનાં લાંબાં કારણોમાં ન ઉતરતાં ત્રણ મહત્ત્વનાં કારણો તો એ છે કે, સોવિયેતમાં આર્થિક તંગીને કારણે અભ્યાસ ન થઇ શકે એવું શક્ય નથી. દરેક વિદ્યાર્થીને પોષણ અને ફી મફત મળે છે. **બીજી વાત એ કે,** માબાપોને પોતાનાં બાળકોને નાની ઉંમરે નોકરીએ લગાડી દઈ કમાણી કરી લાવવાની લાલસા હોતી નથી, કેમકે એવી જરૂર નથી. એથી તેઓ જ ઇચ્છે છે કે તેમનાં બાળકો પૂરતું શિક્ષણ લે. **ત્રીજી વાત એ કે,** બાળકોને

પોતાને જ જ્ઞાનનો અપૂર્વ રસ જાગ્યો હોય છે. વિજ્ઞાન અને શોધખોળોના ક્ષેત્રમાં પણ તેમનો ઉત્સાહ ભારે હોય છે.

*

સોવિયેતમાં યુનિવાર્સિટી જીવન અવનવું જ છે. કોઈ પણ કોલેજમાં નજર કરતાં જણાય છે કે, ત્યાં કામદારો ખેડુતો અને ધંધાદારીઓ ૪–૫ વરસનો અભ્યાસ કરવા આવી પહોંચ્યા હોય છે. ટેકનિકલ જ્ઞાનને માટે આવશ્યક માધ્યમિક શિક્ષણ મેળવી લઇ વિશિષ્ટ જ્ઞાન માટે કોલેજોમાં દાખલ થયેલાઓની સંખ્યા કુલ વિદ્યાર્થીઓની અરધોઅરધ હોય છે. ગઈ કાલનો અભણ અને પછાત ખેડૂત, ખલાસી અને સૈનિક, નોકરબાઇ રસોયણ અને ફેકટરીની કામદાર સ્ત્રી થોડાંક વરસો બાદ કોઈ ને કોઇ યુનિવર્સીટીમાં અભ્યાસ કરતી નજરે ચઢે છે.

વધુમાં કેટલાય એવા વિદ્યાર્થીઓ હોય છે જેઓ વરસભર ભણે છે પણ ફસલને સમયે ગામડે પાછા જઈ ખેતરોમાં કામ કરતાં કુટુંબોની મદદે લાગી જાય છે. અને કામ પતી જતાં પાછા આવી કોલેજનું જ્ઞાન આગળ ચલાવે છે. અને એવી કેટલીક સ્ત્રી વિદ્યાર્થીઓ હોય છે જેઓ કયાંય નોકરી કરતી કરતી કોલેજમાં દાકતરી, કેળવણી, એંજિનિયરિંગ, કાયદો કે ડિપ્લોમેટનું શિક્ષણ લેતી હોય છે.

કેવળ થોડાંક વરસો કાઢી નાખવા ખાતર, અગર મોજિલું જીવન બેજવાબદારીપૂર્વક વીતાવવા ખાતર, અગર એક શોખ અને ધૂનની ખાતર સોવિયેત નાગરિકો કોલેજમાં નથી જતાં, પણ જીવનની એક સંસ્કારિતા પ્રાપ્ત કરવાની અને સામાજિક કર્તવ્ય બજાવવા માટે આવશ્યક યોગ્યતા પ્રાપ્ત કરવાની બુદ્ધિ અને વૃત્તિથી દાખલ થાય છે. સરકાર તરફથી હમેશાં આગ્રહ રાખવામાં આવે છે કે દરેક ઉદ્યોગમાં યુનિવાર્સિટીનું શિક્ષણ લીધેલા કામદારોનું પ્રમાણ વધવું જોઇએ.

દાકતરી, કાયદા, કેળવણી, એંજિનિયરિંગ, વાણિજ્ય ઉપરાંત સાહિત્ય, કલા, ફિલ્મ અને પત્રકારના ઉદ્યોગો માટે તથા પરદેશ ખાતાંમાં કામ કરી શકે તેવા જ્ઞાનધારી 'ડિપ્લોમેટ' માટે પણ ૪ થી ૫ સાલનું યુનિવાર્સિટીનું

જ્ઞાન આવશ્યક ગણાય છે. જેમ ફેક્ટરીમાં કામ કરતા કુશળ કારીગરોને ટ્રે. યુ. તરફથી કોલેજના અભ્યાસ માટે મોકલવામાં આવે છે તેવી જ રીતે કુશળ નટ અને કેમેરામૅનોને જેઓ ગામડાંમાં, ખાણોમાં અને કારખાનાંમાં અખબારના પ્રતિનિધિઓ તરીકેના કામમાં કુશળ જણાયા હોય છે, તેમને તે તે સંસ્થા તરફથી કોલેજના અભ્યાસ માટે મોકલવામાં આવે છે.

આ કોલેજોમાં કોઈ પણ ખાસ વિષય લીધો હોય, પણ તમામ વિદ્યાર્થીઓને પોલિટિકલ ઇકૉનૉમિ, હિસ્ટોરિકલ મટિરિયાલિઝમ, કમ્યુનિસ્ટ પાર્ટીનો ઇતિહાસ, વર્ગવિગ્રહના સિદ્ધાન્તો, ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમ, લેનિનવાદ વગેરે વિષયોનું જ્ઞાન આપવામાં આવે છે. નીતિ વિજ્ઞાનનો સમાવેશ ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમમાં કરવામાં આવે છે.

*

શિક્ષકોની તાલિમના ત્રણ પ્રકારો છે. એક છે—“ **કેળવણીની શાળાઓ** ” : અહીં ૧૫ વર્ષના છોકરા છોકરીઓ દાખલ થઈ ૩ થી ૪ વર્ષની તાલિમ લે છે. એ ઉપરાંત ‘ શિક્ષકસંસ્થા ’ઓ હોય છે. તેમાં ૧૮ વરસની ઉંમર પછી દાખલ થવાય છે અને ૩ વરસનો અભ્યાસક્રમ હોય છે.

આ ઉપરાંત **‘શિક્ષણ વિજ્ઞાનની સંસ્થા’** હોય છે; તેમજ વિદ્યાપાઠોમાં શિક્ષણ વિજ્ઞાનનો એક જુદો વિભાગ હોય છે.

વિશેષમાં, ‘ ઇન્સ્પેકટરોની શાળા ’ હોય છે. જેમને શિક્ષણનો અનુભવ હોય તેમને જ તેમાં દાખલ કરવામાં આવે છે.

મોટાં શહેરોમાં **‘ કેળવણી-સંશોધન પ્રયોગ શાળા ’** હોય છે. તેના તરફથી સામયિકો પણ નીકળે છે.

શિક્ષણ અંગેના સુધારા માટે પરિષદો, પ્રદર્શનો તથા જીલ્લા શિક્ષણ-સમિતિઓ દ્વારા સતત ઝુંબેશ ચલાવવામાં આવે છે.

*

**અંતમાં** આ વિશાળ સાક્ષર-વિસ્તારનો ખ્યાલ **આંકડાઓમાંથી** લઇ લઇએ—

## ૭ વરસની ઉપરના કુલ વિદ્યાર્થીઓ

| | પ્રાથમિક માધ્યમિક | ઉચ્ચ શિક્ષણ લેતાં |
|---|---|---|
| ૧૯૧૪ : | ૭૦ લાખ | ૧ લાખ ૧૨ હજાર |
| ૧૯૨૯ : | ૧ કરોડ ૧૦ લાખ | — |
| ૧૯૩૫ : | ૨ „ ૬૦ „ | ૪ લાખ |
| ૧૯૪૦ : | ૩ „ ૪૦ „ | ૬ લાખ ૫ હજાર ( ૭૦૦ સંસ્થાઓ ) |

## પ્રૌઢશિક્ષણ

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૦ : | ૧ાા કરોડ | ૧૯૩૧ : | ૨ાા કરોડ |
| ૧૯૩૨ : | ૨ „ | ૧૯૪૦ : | ૫ કરોડ : |

## એકંદર શિક્ષણ-વિસ્તાર

૧૯૧૪ : ૧૬ થી ૫૦ વરસની ઉંમરનાં નાગરિકોમાંથી ૦ા ટકાથી ૨૫ ટકા સુધીને લખતાં વાંચતાં આવડતું.

૧૯૩૯ : ૬૭ ટકાથી ૮૫ ટકા સુધીને આવડે છે.

## ૧૯૪૦ : ઔદ્યોગિક શાળાઓ

| | | |
|---|---|---|
| ૬૦૦ | ઔદ્યોગિક શાળાઓ | ૩,૧૫૦૦૦ વિદ્યાર્થીઓ |
| ૧૦૦ | રેલવે શાળાઓ | ૩૪૦૦૦ „ |
| ૮૦ | ફેક્ટરી ટ્રેનિંગ શાળાઓ | ૧૩,૬૫૦૦૦ „ |

## ખર્ચ

• યુદ્ધ દરમિયાન ( ૧૯૪૧ ) પણ સરકાર કુલ બજેટના ૧૨ાા ટકા ખર્ચે છે.

• એકંદર શિક્ષણ ખર્ચમાં ૯૬ાા ટકા સરકાર ખર્ચે છે; ૩ાા ટકા ફીમાંથી મળે છે.

# ૧૯

# સાહિત્ય અને પત્રકારિત્વ

સોવિયેત જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જેમ સમસ્ત જનતાને લક્ષમાં લઇને વિકાસ સાધવામાં આવ્યો છે તેવું સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં પણ છે.

મૂડીદારી સમાજમાં કલા અને કવિતાને જીવન સાથે ખાસ કશો સંબંધ હોતો નથી. મૂડીદારી સમાજમાં કલા અને કવિતા એક નાનકડા જ વર્તુળમાં જ ગોંધાઈ રહે છે. સમસ્ત જનતા અને પ્રજા સુધી એ પહોંચી શકતી નથી.

મૂડીદારી સમાજમાં જ્ઞાન અને સંસ્કારિતા પામવાની તક જેમને પ્રાપ્ત થઇ છે, એવી થોડીક મૂઠીભર વ્યક્તિઓમાં જ એનું સર્જન ગુંગળાઈ ગયું છે. મૂડીદારી કલા પણ વ્યક્તિવાદી જ રહે છે. કરોડોની વિરાટ જનતા તો સાહિત્ય ને કલા સરજી શક્તી નથી, માણી ભોગવી શક્તી નથી. અને પરિણામે ખુદ સર્જન પોતે જ ગુંગળાય છે.

સોવિયેત જીવનમાં એથી સાવ જુદી જ હાલત છે. પ્રજાના જીવનમાંથી કલા ઉદ્ભવે છે ને પ્રજાનાં જીવનને તે ઘડે ય છે.

લેનિન કહે છે : " કામ કર્યા વિના જીવવું એ લૂંટ છે; પણ કલા વિહિન કાર્ય જંગલીપણાની નિશાની છે."

અને એ ઉમેરે છે : " કલા ઉપર જનતાનો અધિકાર છે. વિશાળ શ્રમજીવી જનતામાં એનાં મૂળિયાં ઊંડાં ઊતરેલાં હોવાં જોઇએ; જનતા સમજે ને ભોગવે એવી એ હોવી જોઇએ. જનતાની લાગણીઓ, વિચારો અને ભાવનાઓમાંથી એ ઊગવી જોઇએ. કલાકારનો જન્મ અને વિકાસ

જનતામાંથી થવો જોઇએ. × × × શ્રમજીવીઓને મહાન અને સાચી કલાનો અધિકાર છે. ક્રાંતિના કરનારાઓ તો તેઓ જ છે. રાજ્ય એમને ટકાવતું નથી, પણ તેઓ રાજ્યને ટકાવે છે."

સોવિયેતમાં કલા જીવનના સંસ્કારનું એક જાગ્રત અને અત્યંત સચોટ સાધન બન્યું છે. વિજ્ઞાનની જેમ કલા પણ જાગ્રત રીતે સમસ્ત સમાજના ઉત્કર્ષમાં પોતાનો હિસ્સો આપી રહેલ છે. થોડીક વ્યક્તિઓ નહિ, મૂઠીભર સમાજ નહિ, પણ સમસ્ત પ્રજાના પુરુષાર્થ સાધનામાં કલા અને સાહિત્યે પોતાની જાતને ધરી દીધી છે. નૂતન જીવનની નૂતન ભાવનાઓ અને આશાઓથી તે ધબકી રહ્યું છે. ઝારના અર્ધ જંગલી અને પછાત રશિયાને તેજસ્વિતા અને સંસ્કારિતાથી ભરી દેવાની મહાન પ્રવૃત્તિમાં સાહિત્યે તેનો પ્રચંડ ફાળો આપ્યો છે. જ્યારે બીજી બાજુ આધુનિક યુગના આ સૌથી મહાન પરિવર્તને સાહિત્યકલાને ખૂબ સમૃદ્ધ બનાવ્યાં છે.

લાદિમિર લિદિન, સોવિયેતનો વિખ્યાત નવલકથાકાર તથા 'ક્રાંતિકારી લેખક મંડળના આંતરરાષ્ટ્રીય સંઘ'નો સભ્ય કહે છે:

" આંતરિક વિગ્રહ, નવું ગામડું, ફૅક્ટરી, ભૂખ અને રખડાટનાં વર્ષો, આ બધાં બનાવોએ અમારા નૂતન લેખકોની કલ્પનાને પેટાવી દીધી છે. તેઓ જિંદગીનો અભ્યાસ માત્ર કિતાબો દ્વારા નહિ પણ સીધા સ્પર્શ દ્વારા કરે છે; તેઓ પોતે આ ઘટનાઓના ભાગીદાર બને છે. અમારા આ યુગે લેખકોને અદ્ભુત અનુભવોથી ભરી દીધા છે. એ રીતે તો અમે તમામ યુગોમાં સૌથી વધુ નસીબવાન છીએ...અમે એક મહાન સામ્રાજ્યવાદી સત્તાનો નાશ આ સગી આંખોએ જોયો છે. જેની કલ્પનાય પાછલા લેખકો ભાગ્યે જ કરી શકયા હતા. ... અમારો યુગ સાહિત્યકોને કહે છે "તમને જિંદગીનું હુબહુ આલેખન કરવાની તક લાધી છે. જીવનની તમામ ઊર્મિઓ વડે એ જિંદગીને જાણો પિછાનો."

એક સિનેમા અભિનેત્રીના શબ્દો!

" કલા માત્ર સુંદર હોય એટલું બસ નથી. કોઇક વિશિષ્ટ હેતુ માટે એની સુંદરતા હોવી જોઇએ. એણે નવા માનસના સર્જનમાં સાથ આપવો જોઇએ;

ઉપરાંત જે સર્જન થઈ રહ્યું છે એનો પડઘો પાડવો જોઇએ. પશ્ચિમમાં કલા રૂંધાઈ ગઈ છે, વાંઝિયણ બની ગઈ છે. જનતાની જિંદગીને એ સ્પર્શતી સુદ્ધાં નથી. અમારે જોઇએ છે કલા અમારી જનતાની જિંદગીની એક જરૂરિયાતને ભરી દેવા માટે."

અને એ કહે છે : "જ્યારે જ્યારે મારે કોઈ પણ પાઠ ભજવવાનો આવે છે, ત્યારે ત્યારે હું સામાજિક જવાબદારીનો અનુભવ કરું છું. હું મારી જાતને પૂછું છું : 'શું હું મારા આ પાઠ દ્વારા પ્રેક્ષકોની સાચી જરૂરિયાત પૂરી પાડી શકીશ? શું હું એમના જીવનમાં કંઇક નવું પ્રકટાવી શકીશ?' અને થોડાજ વખત પહેલાં સૈનિક નારીનો પાઠ ભજવવાનો મેં ઇન્કાર કર્યો હતો, કેમકે એ જીવનનું હુબહુ ચિત્ર આપવા હું અસમર્થ છું એમ જાણું છું."

કેટલી જબરજસ્ત જાગ્રત જવાબદારીનું ભાન! અને જાગ્રત જવાબદારીનું ભાન એટલે 'પ્રચારવેડા' એવી ભ્રમણા સોવિયેતની ધરતી પર શક્ય નથી. તમામ સાહિત્ય અને કલા કોઈ ને કોઈ વિચાર કે આદર્શનો પ્રચાર છે જ છે. ફેર માત્ર એટલો છે કે, પ્રચલિત વિચારોનો પ્રચાર એ કલાને નામે ખપે છે; નવા વિચારોનો પ્રચાર પ્રચારવેડાને નામે હડધુતાય છે. પણ કોઈ કમ્યુનિસ્ટ વિવેચક એમ નથી કહેતો કે તમામ પ્રચાર કલા છે. એથી ઊલટું એ માને છે કે તાત્કાલિક પ્રચારથી વધુ ચિરંજીવી કલાસર્જનો જનતાના સંપર્કમાંથી જ જન્મે છે.

કમ્યુનિસ્ટ વિવેચક સાહિત્યની ચિરંજીવિતાનો પક્ષકાર છે. પરંતુ એ ચિરંજીવિતા શામાં રહેલી છે એ તે શોધી કાઢવા મથે છે.

સોવિયેત વિવેચક લિયોનિદ તિમોફેયેવ કહે છે—

"માર્કસના રસશાસ્ત્રને સમજવાની ચાવીરૂપ વ્યાખ્યા આપવી હોય તો એમ કહી શકાય કે તેની નજર માનવતાવાદી હતી."

આનો અર્થ એ કે તેની નજર માનવીના વિકાસ પર ઠરેલી હતી. માનવીનો વિકાસ અનેક શૃંખલાઓને કારણે રૂંધાતો રહ્યો છે. એ રૂંધામણને દૂર કરવી હોય તો સૌથી પ્રથમ તો માનવીના જીવનની વાસ્તવિક સમજ અનિવાર્ય છે.

પરંતુ સામાજિક વિકાસને સમજ્યા વિના માનવ જીવનનું મર્મભેદી આલેખન શક્ય નથી.

આ આખો વિકાસ એટલે કે ' non–human માનવી'ની 'human –man ' તરફની કૂચ. યુગો થયાં માનવી સામાજિક આડઅડચણો ઉથામી એવી કક્ષાએ જવા મથે છે જ્યાં સામાજિક બાહ્ય સૃષ્ટિ તેના વ્યક્તિ જીવનને અવરોધનારી ન હોય પણ પોષણ પ્રેરક અને ઉત્તેજક હોય.

આવા સંગ્રામશીલ માનવીના જીવનની, આવા જટિલ સમાજ-જીવનની કલામય આલેખના કરનારા સાહિત્યકારો માર્કસ લેનિનને મન મહાન અને ગૌરવભર્યા સર્જકો છે. માનવજીવનનું આંતર દર્શન કરાવે તેવું ' સમાજવાદી વાસ્તવ સાહિત્ય ' ચિરંજીવિતાનું હક્કદાર છે.

સોવિયેતના સર્જકો માને છે કે આજે માનવજાત એટલી કક્ષાએ વિકસી છે કે જો કલા અને સાહિત્ય જનતા સુધી નહિ પહોંચી જાય તો એણે એનું સ્થાન સદાને માટે ગુમાવી દેવું પડશે; કલા કલા તરીકે મરી જશે; ઉદ્દેશવિહિન કેવળ છીછરા આનંદની ચીજ તરીકે તે આજના નવા જાગ્રત સમાજમાં હરગિઝ નહિ ટકી શકે.

અને સોવિયેત લેખક પોતાની જાતને શ્રમજીવી જનતાથી દૂર કે 'પર' નથી રાખતો. એ જીવનમાં ઓતપ્રોત બની જાય છે. ' જનતા—શ્રમજીવીઓ કલાની તે વળી શી કદર કરવાના હતા ? એમને પરીક્ષણની તો સમજ જ શી હોય ? '—એવા ઘમંડી વલણને બદલે સોવિયેતનો લેખક કામદારોની મંડળીઓમાં અવારનવાર બેસે છે; ને પોતાની નવી યોજના, યા નવું સર્જન રજૂ કરે છે. કામદારો છૂટથી એની ચર્ચા કરે છે, સૂચન અને સલાહો આપે છે. કામદારોમાંથી ઊગતા નવા લેખકો સાથે તે શૈલી અને કલાનાં સ્વરૂપનીય ચર્ચાઓ કરે છે. અને પોતાની કૃતિને કેવળ ' વ્યક્તિના તરંગની છબી ' મિટાવી દઈ સામાજિક પ્રાણની જીવંત મૂર્તિ બનાવી દે છે. સોવિયેત યુગના મહાન કવિ માયકોવ્સ્કીએ મોટો ભાગ આવી સફરોમાં જ ગાળ્યો હતો. એની સર્વોચ્ચ કવિતાઓ એણે કામદાર પ્રેક્ષકો આગળ ગાઇ હતી ને કામદારોએ એની મહાનતાય અપનાવી હતી.

આવી જાગ્રત કક્ષાએ પહોંચેલા સોવિયેત સમાજમાં સાહિત્યકારનું સ્થાન માન અને પ્રેમને લાયક છે. સરકાર તરફથી શક્ય એટલી રીતે સોવિયેત તરફથી કલાકારને ઉત્તેજન અને અનુકૂળતાઓ આપવામાં આવે છે.

મૂડીદારી સમાજમાં કલાકાર જાણે કે અજાણે પણ તે બજારની જરૂરિયાત પર જીવે છે. કલાકાર ગમે તેટલો તરંગી ને ઉડ્ડયનશીલ રહેવા ઇચ્છે પણ પ્રકાશકો અને પુસ્તકવિક્રેતાઓની વેપારી દુનિયા એનાં તમામ સ્વપ્નાંને ક્ષણમાં રોળી નાખે છે. ખાનગી નફાખોરી એજ જ્યાં જીવનનો મુખ્ય હેતુ બની ગયો હોય, એ સમાજમાં શાળાઓ ને યુનિવર્સિટીઓ, સાહિત્યપ્રકાશનો અને વિજ્ઞાનની શોધખોળો અર્થની ગુલામીમાંથી અને પરવશતામાંથી છટકી શકતી નથી.

લેનિન કહે છે : કમ્યુનિસ્ટ તંત્રમાં એવું શક્ય નથી. "અમારી ક્રાંતિએ કલાકારના જીવનમાંથી અત્યંત રૂક્ષ એવી લેણદેણની દશાનો બોજો દૂર કર્યો છે. ક્રાંતિએ સોવિયેત રાજ્યતંત્રને કલાકારોનું રક્ષક અને પોષક બનાવ્યું છે. દરેક કલાકાર, દરેક ઇન્સાન, તેના આદર્શને અનુસરી મુક્ત રીતે સર્જન કરવાને અધિકારી છે, ભલે એ સર્જન સારું હોય કે નરસું."

અને આવો આઝાદ સાહિત્યકાર–કલાકાર તેની સામાજિક જાગ્રત જવાબદારીના પૂરા ભાન સહિત એની કલમ અને પીંછીને, વાદ્ય અને ઝાંઝરીને વિલસવા દે છે. સોવિયેતનો કલાકાર તેના પેટની ચિંતામાં વૈતરૂં કરી નથી મરતો. સાલ ભરમાં એ એનું અમુક કામ કરી દે છે. અમુક પોસ્ટરો કે ચિત્રો, ડિઝાઇન કે પુસ્તિકાઓ વગેરે કરી નાખી રોટીનો હક્કદાર બની જાય છે—લેખક સંઘ તરફથી તેને સંસ્કારી જીવનનું ભાથું મળી રહે છે. અને બાકીના સમયમાં તે ફેક્ટરી અને ખેતરોમાં કામદારો અને કિસાનો સાથે દોસ્તી બાંધે છે, અનુભવો લે છે, ચર્ચાઓ કરે છે; ને ટુકડી જમાવી હાથમાં કેમેરા, કલમ કે પીંછી લઇને મુસાફરીએ ઊપડે છે. કોઈ રખે એમ માને કે લશ્કરી ટુકડીની જેમ આ લેખકોને હુકમ મુજબ સર્જનો તૈયાર કરી આપવાં પડે છે.

લાદિમિર લિદિન કહે છે: "આવો ખ્યાલ સાવ બેવકૂફી ભરેલો છે. અમારે ત્યાં લેખકોને ઉત્તમ સૂવાની જગાઓ ટ્રેનોમાં આપવામાં આવે છે. ને સર્વોત્તમ રહેવાનાં મકાનો. દુનિયા ભરમાં ક્યાંય અમારે ત્યાં છે એટલી અભ્યાસ અને મુસાફરીની, દેશના કોઈ પણ ભાગમાં જહાજ, ટ્રેન કે એરોપ્લેન દ્વારા સગવડ અપાતી નથી. યુરોપ ભરની મારી મુસાફરી દરમિયાન મેં ક્યાંય એવું નથી સાંભળ્યું કે જ્યાં સરકાર તરફથી લેખકો માટે મકાનો, ક્લબ અને આરામગાહો બાંધવામાં આવ્યાં હોય."

અને કલાકારની આઝાદી?

સોવિયેતમાં સરકારી પ્રકાશન સંસ્થા તથા સાહિત્યકારોનો સામુદાયિક સહકારી સંઘ: બંને સંસ્થાઓ પરસ્પર સહકારમાં કાર્ય કરે છે. વ્યક્તિ, સમાજ અને સરકારનાં હિતોની અથડામણ જ્યાં નિરંતર ચાલી રહી છે એવા મૂડીદારી સમાજમાં લેખક ગમે તેટલો આઝાદ ગણાય પણ એ આઝાદ હોતો નથી. જ્યારે અહીં હિતોની અથડામણ નથી. અને એથી વિવિધતાથી ભરેલા સર્જનને પૂરતો અવકાશ મળે છે. સોવિયેતના નૂતન સાહિત્યનો જેને થોડોક પરિચય છે, એ તો આવી ટીકા નહિ જ કરી શકે. કેવળ કમ્યુનિસ્ટ વિચારસરણીથી વિશેષ ને જૂદુંય એવું વિવિધ ને અભિનવ સર્જન ત્યાં નજરે ચઢે છે. કમ્યુનિસ્ટ જીવનની અને સોવિયેત રાજ્યતંત્રની મશ્કરી ને કટાક્ષો છાનાં નથી. જીવન મરણના આ ખુનખાર નાઝી વિરોધી જંગ દરમિયાન પણ અનેક નાટકો વાર્તાઓ સોવિયેત સેનાધિપતિઓની સુદ્ધાં ઠેકડી કરી જાય છે. દા. ત: એલેકઝાન્ડર કોર્નેચુકનું 'ધ ફ્રંટ'.

પણ સોવિયેત યુગની કદાચ સર્વોચ્ચ સિદ્ધિ તો પછાત પ્રજાઓના સાહિત્યના પુનર્જન્મની છે. ઝારના શાહીવાદ નીચે કચડાતી મધ્ય એશિયાની ઉઝબેક, તાઝિક, કિરગિઝ, કઝાક વગેરે પ્રજાઓનું સાહિત્ય મરી રહ્યું હતું. એક વખત ઇસ્લામી સંસ્કારિતાની મશાલ આ જ દેશોમાં જલતી હતી ને જેની રોશની લગભગ સારી દુનિયામાં ફેલાતી. ફરીને પાછો એ યશસ્વી યુગ આવી રહ્યો હોય તેવી પ્રગતિ સોવિયેત રાજ્યઅમલ તળે થઈ રહી છે.

મધ્ય એશિયાની આ પ્રજાઓની સ્થિતિ આપણે ત્યાંના ભીલ, વણઝારા અને છારાઓના જેવી હતી. એ વસ્તુ જો ખ્યાલમાં લઈએ તો જ આપણને

તેમની પ્રગતિનો ખરો ખ્યાલ આવે. કઝાક કવિ જાંબુલનો જ દાખલો. વિશાળ કઝાક મુલ્કની અંદર ક્રાંતિ પહેલાં જાંબુલનું નામ પણ કોણે સાંભળ્યું હતું?

સોવિયેત રાજ્યે જાંબુલની કિંમત પારખી! જાંબુલે નવી રાજ્ય વ્યવસ્થાનું મૂલ્ય જાણ્યું. ને તેમાંથી કઝાક સાહિત્યના પુનર્જન્મનો પ્રારંભ થયો. આજે કઝાક સાહિત્યના ફૂલીફાલી રહેલ ઉપવન પર ગૌરવશીલ વડલા જેવું જાંબુલનું સ્થાન છે. કેટલાય નવજવાન કવિ કલાકારો જાંબુલની પાસે તાલિમ લઇ રહ્યા છે.

દાગેસ્તાનનો મહાકવિ સુલેમાન ને ઉઝબેકિસ્તાનની કવિ ઝુલ્ફિયા સમાં વતનની મહોબ્બત અને દર્દનાં ગીતો ગાનારાંઓ એ જ રીતે જગતને આંજી દેતાં આગળ આવ્યાં છે.

આપણે આ મહાન સિદ્ધિની થોડીક ઝાંખી કરીએ. સોવિયેતના સાહિત્યની પ્રચંડ વણઝારને નિરખી લઇએ.

*

રશિયન સાહિત્યની તારીફ આખી આલમે આજ લગી કરી છે. મહાન કવિ પુશ્કિનથી માંડી લરમોન્તોવ, ગોગોલ, બેલિન્સ્કી, ચર્નીશેવ્સ્કી, દોસ્તોવ્સ્કી, તુર્ગેનેવ, ચેખોવ અને તોલ્સ્તોય વગેરેએ રશિયન જીવનનું જે આલેખન કર્યું છે, એમાં જગતની માનવતાના સર્વોચ્ચ આદર્શ માટેની મથામણોનું પ્રતિબિંબ નજરે ચઢે છે. માનવતાનો પ્રેમ, અજ્ઞાન, દમન અને શોષણ સામેનો પોકાર, વાસ્તવતા સત્ય અને ઉમદા વ્યક્તિત્વ માટેનો આગ્રહ આ બધું એમાં અચૂક નજરે પડે છે.

આવા મહાન સાહિત્યનો વારસો લઇને, તેને વફાદારીપૂર્વક આગળ વધારીને સોવિયેત રશિયાનું સાહિત્ય છેલ્લા બે દાયકા થયાં જગત સાહિત્યમાં મોખરે આવ્યું છે.

આ નૂતન સાહિત્યનો પિતા મેક્સિમ ગૌર્કી જગવિખ્યાત છે. હજી ક્રાંતિને એકાદ પચ્ચીસીની વાર હતી ત્યારથી તેણે કલમ ઉઠાવી હતી. અને એ કલમને જીવનનાં કડવાં સત્યોથી તાતી બનાવી નિર્ભયપણે વહાવી હતી.

એની દ્વારા તો તેણે ક્રાંતિની જલતી મશાલમાં તેજ રેડ્યાં હતાં. ક્રાંતિ પૂર્વેની તેની વાર્તાઓ ને નવલકથાઓમાં, પોતાની આત્મકથારૂપ કિતાબોમાં તેણે નવતર યુગની તાકાતને પિછાની આવકારી હતી. 'સમાજવાદી સત્ય'ને તેણે અપનાવ્યું હતું. 'મધર' એનું એક જ્વલંત ઉદાહરણ છે.[૧] એથી જ તો, ક્રાંતિબાદ એ નૂતન સમાજવાદી સાહિત્યનો પ્રતિભાવાન પિતા બની શકયો. સેંકડો નવલોહિયાઓને માર્ગ દાખવી ગયો. હાથ પકડી દોરી શકયો.

એ જમાનાનો જ નહિ, પણ સારાય સોવિયેત યુગનો એક બીજો તેજસ્વી સાહિત્યકાર માયકોવ્સ્કી છે. એ સર્વોચ્ચ કવિ હતો; સચોટ કટાક્ષ લેખક હતો; હથોટીબદ્ધો બાલસાહિત્યકાર હતો. ને વધુમાં ચિત્રકાર હતો. કાવ્યક્ષેત્રે તો એણે જે પંથ પાડ્યો છે, એની પ્રેરણા પી પી થોકબંધ કવિઓની કતાર આગળ ચાલી છે.

એ જ યુગનો, એટલે કે ક્રાંતિ પૂર્વે વરસોથી કલમ પકડી, ક્રાંતિ દરમિયાન અને બાદ, આજ લગી એક ધારી કલમ ચલાવનાર એલેકસી તોલ્સ્તોય પણ જગમશહૂર છે.[૨] મહાન તોલ્સ્તોયનો એ વંશજ એના વડવાની ખ્યાતિને અમર કરી ગયો છે. અને એજ રીતે ૧૯૧૮ થી ૨૦ ના આંતર-વિગ્રહના દિવસોમાં બાલ-સોવિયેત રાજ્યની પડખે કલમ પકડી ઊભા રહેનાર એલેકઝાન્ડર સેરાફિમોવિચ તથા એલેકઝાન્ડર બ્લોક પ્રતિષ્ઠિત કવિ લેખકો હતા. ફર્માનોવ, ફેદેયેવ, લિયોનોવ વગેરે આંતરવિગ્રહના દિવસોને અંતે પોતપોતાની આંતરવિગ્રહના જીવનની—ગેરિલા જંગ અને જનતાની વીરતાની કથાઓવાળી મશહુર નવલકથાઓ લગી આગલી હરોળમાં આવ્યા.

એ પછી તો સેંકડો કવિઓ, વાર્તાકારો, નવલકથા લેખકોની વણઝાર ઊતરી. નવા જીવનનું ઘડતર કરી, કુરબાનીઓ કરી આગળ વધતી જનતામાંથી જ આ લેખક જમાત જન્મી હતી. આંતરિક અને બાહ્ય, માનસિક અને શારીરિક, બૌદ્ધિક અને લાગણીના અનેકવિધ સંગ્રામો ખેલીને નવ-જીવનનું ઘડતર કરવાનું હજી બાકી હતું. એ દિવસોમાં લેખકોએ એ અનુભવોને,

૧. ગુજરાતીમાં આજ લેખક કૃત 'અમ્મા' (નવી દુનિયા કાર્યાલયનું પ્રકાશન)

૨. જેમના અવસાનના ખબર આ લખાણ છપાઈ રહ્યું છે ત્યારે જ છાપાઓમાં પ્રસિદ્ધ થઈ રહ્યા છે. (૧૯ માર્ચ ૧૯૪૫).

એ સંગ્રામોને, નૂતન જીવનને પોતાનું પ્રેરણાસ્થાન બનાવ્યું. અને એમાંથી જ તો, ગ્લેદકોવની 'સીમેંટ' અને 'એનર્જી' (શક્તિ) જેવી નવલકથાઓ જન્મ પામી. અનેક લેખકોને માટે પ્રેરણારૂપ બની ગઇ. શાંગિયા લેખિકાએ 'હાઇડ્રોસેન્ટ્રલ' તો કેતેયેવે 'ટાઇમ, ફોરવર્ડ' વગેરે નૂતન ઉદ્યોગ જીવનની, યંત્ર યુગની, શહેરી મજદૂર જીવનની રોમાંચક નવલકથાઓ આપી.

બીજી બાજુ પલટાતા ગ્રામ જીવનને, નદી તથા ગામ પ્રત્યેના માનવીના પ્રેમને વ્યક્ત કરનાર અનેક લેખકો નવલકથાકારો ને કવિઓમાં શોલોખોવ તથા પાનફેરોવ અગ્રણી બન્યા. શોલોખોવે તો 'એન્ડ કવાયટ ફ્લોઝ ધ દોન' વર્જીન સોઇલિ અપટર્ન્ડ,' 'ડોન ફ્લોઝ ટુ ધ સી' વગેરે આંતર વિગ્રહ અને કઝાક જીવનના મહાગ્રંથો રચી તોલ્સ્તોયના 'વોર એન્ડ પીસ'ની અદ્દભુત શક્તિ જગત ભરને યાદ કરાવી છે.

ઉદ્યોગ, ગ્રામજીવન અને આંતરવિગ્રહ ઉપરાંત, સ્ત્રી પુરૂષ સંબંધ, કુટુંબ–જીવન અને નૂતન નીતિ તથા સંસ્કારિતાનું આલેખન કરનારા લેખકોમાં યે રોમાનોવ, નિકોલાઇ ઓસ્ત્રોવ્સ્કી, વિકટર ગુસેવ વગેરે જાણીતા છે.

અને નાઝી હલ્લા બાદ આ ૩–૪ વરસના ટૂંકા ગાળા દરમિયાન પણ રશિયાના જે સાહિત્યિકોએ પોતાની જનતાની અપૂર્વ વીરતાને ચોટ પૂર્વક રજૂ કરી છે, પોતાની જાતને જનતાના જીવન મરણના જંગમાં ઓતપ્રોત બનાવી દીધી છે એની સંખ્યા આજ લગીના દાયકાઓના સાહિત્યકારોની સંખ્યા કરતાં તો અનેકગણી વધુ છે જ. સંગ્રામનો સૂર ગુંજતી આ નવલકથાઓ, વાર્તાઓ ને કવિતાઓ કલા દૃષ્ટિએ પણ ઉચ્ચ કોટીની સાબિત થઈ છે.

મશહૂર શોલોખોવ અને એલેકસી તોલ્સ્તોય તો યુદ્ધ સાહિત્ય માટે ય સર્વોચ્ચ એવું 'સ્તાલિન પારિતોષિક' પામ્યા જ છે. પરંતુ દરમિયાન અનેક નવા તેજસ્વી તારકો ક્ષિતિજ ઉપર આવી ચૂકયા છે. ઇલિયા એહરનબર્ગ 'ફોલ ઓફ પારિસ' લખી મશહૂર બન્યો. એ પછી તો એણે નાઝી ધિક્કારની આગ ઝરતી સર્વોચ્ચ કક્ષાની અનેક વાર્તાઓ આપી છે. ઉમદા 'રિપોર્તાજ' અને કવિત્વમય ક્રાંતિ ચિત્રો માટે તે જગતભરમાં મશહૂર બન્યો છે.

તેવી જ રીતે, નવલકથાકાર લિદ્દિન, ઓસમાન, કવિ વાર્તાકાર તિખોનોવ, કવિ નાટ્યલેખક સિમોનોવ, તથા ટૂંકી વાર્તાના લેખકોની સારી એવી લાંબી કતાર 'સ્તાલિન પારિતોષિક'ના વિજેતા રૂપે ગર્વપૂર્વક આગળ તરી આવે છે.

અને આ તો રશિયન ભાષાના જ ભારકરોની મુખ્યતઃ વાત થઈ. પરંતુ આજ લગી કરમાઈ ગયેલી ભાષાઓમાંય ધુરંધરો જાગ્યા છે. દાગિસ્તાનનો બેટો સુલેમાન, અથવા કઝાકનો બુઝર્ગ—સો વર્ષની વયનો કવિ જાંબુલ, યા યુક્રેનનો નાટ્યકાર કોર્નિચુક અને કવિ તિચિના, બ્યેલોરશિયાનો કુપાલા, અજરબૈજાનનો સામેદ વુર્ગુન, જ્યોર્જિયાનો ચિકોવાની અને લિયોનિદઝ, આર્મેનિયાનો શિરાઝ અને ઇસાકિયાન વગેરે વગેરે......અને છેલ્લે છેલ્લે પણ, પ્રખર રોમાંચક નવલકથા ' રેઇનબો '*ની કર્તા પોલેન્ડની વાન્દા વાસિલેવ્સ્કા આગલી હરોળનાં હક્કદાર છે.

*

૧૯૪૧ ના જૂનની ૨૨ મીએ રાષ્ટ્રના સમસ્ત પ્રાણને નવી ચાનક આપી છે. જગતની સંસ્કારિતાના અધમ દુશ્મનો નાઝીઓ સામેના જંગનો વિજય એજ એમનું સર્વસ્વ બની ચૂક્યું છે. એ વિજય ન પ્રાપ્ત થાય તો કેવળ સોવિયેતની સમાજવાદી નૂતન સંસ્કારિતા જ નહિ, પણ હજારો વર્ષની માનવીની તમામ સંકારિતાનો ઉચ્છેદ થયા વિના નહિ રહે, એની તેમને ખાત્રી છે. આજે માતૃભૂમિની રક્ષા, સોવિયેતની નૂતન સંસ્કારિતાની રક્ષા અને જગતની માનવતાની રક્ષા તેમને મન એક બની ગયાં છે. એવા એ પરમ પવિત્ર ધ્યેય સારુ તમામ કુરબાની તેમને મન ગૌણ છે. એથી જ તો, યુદ્ધની જાહેરાત થતાં જ તાજિકિસ્તાનમાં મળેલી રુસી સાહિત્યકારોની પરિષદે જાહેર કર્યું :

"અમે સાહિત્યકારો સૈનિક થયાનું જાહેર કરીએ છીએ..."

અને આ શબ્દોની સચ્ચાઈ પૂરવાર કરતા હજારો લેખકો રણમોરચે જઈ પહોંચ્યા. એકલા મોસ્કોના નાના મોટા ૫૦૦ લેખકોમાંથી તરતમાં

* ગુજરાતીમાં 'મેઘધનુષ' : અનુવાદક : શ્રી. રમણલાલ સોની. તાજેતરમાં પ્રસિદ્ધ થયું છે.

રણમોરચે જનાર અરધા હતા. સારાય દેશના તમામ લેખકોમાંથી મોરચે ઉપડનાર ચોથા ભાગના હતા.

રણમોરચે ગયેલા આ લેખકોનું કર્તવ્ય શું હતું? એમણે કાંઈ કલમને ફેંકી ન હતી દીધી, પણ ઊલટી એને વધુ તેજસ્વી તલવાર રૂપે ઘડી હતી. આ લેખકો આજે રણમોરચે રહ્યા રહ્યા અખબારો પ્રસિદ્ધ કરે છે, લેખો, કાવ્યો, હેવાલો ને રેખાચિત્રો દોરે છે. નાટયકારો અભિનેતાઓ અને સંગીતજ્ઞોના જલસાઓ ગોઠવે છે.

એકંદર, યુદ્ધના પહેલા જ વરસે ૧૦૦૦ ગ્રંથો યુદ્ધસાહિત્ય ઉપર જ પ્રસિદ્ધ થયા હતા. આજે ચાર વરસને અંતે કેટલાય હજાર હશે!

યુદ્ધકાળની આ વિપુલ સાહિત્યકૃતિઓનું હાર્દ 'યુદ્ધનું સત્ય' છે— દેશનો પ્રેમ : દુશ્મનનો ધિક્કાર. સોવિયેત જનતાની ભવ્ય ભાવનામયતા, કુરબાની, વીર્યશ્રી, અડગ નિષ્ઠા, વજ્ર સમી દૃઢતા, જીવન સમગ્રની ઉદાત્ત સમજ અને સંસ્કારી સર્જનશીલતા તેના સાહિત્યમાં ભારોભાર પડઘો પાડી ઊઠી છે. ખંડિયેરસમું સ્તાલિનગ્રાદ, ઘેરાયેલું લેનિનગ્રાદ, જંગલોથી ઘેરાયેલ ખ્યાલો રશિયા કે પહાડી યુક્રેન—જ્યાં જ્યાં દુશ્મન સામે સોવિયેત નાગરિકનો ભેટો થયો છે, ત્યાં ત્યાં તેનું ખમીર ઊછળી આવ્યા વિના રહ્યું નથી. અને એને પગલે પગલે સાહિત્ય પાંગર્યા વિના રહ્યું નથી.

આજે તમે એના જુવાન સિમોનોવને ઓદેસામાં, તો કાલે મોસ્કોમાં જુવો છો; કવચિત્ આર્કટિકના હિમાચ્છાદિત પ્રદેશમાં અને ત્યાંથી વળી સ્તાલિનગ્રાદન ક્ષેત્ર પર; કદિક નીપરની ખીણોમાં ફોજની સંગાથે વાતો કરતો, યા પોલેસીનાં જંગલોમાં ગેરિલાઓ સાથે ભટકતો; યા ગોમેલમાંથી અખબારો પર પોતાના જાતઅનુભવની કહાણીઓ પાઠવતો જોઇએ છીએ! કયાંક એ વાર્તાઓ કહેતો, કયાંક કવિતા વાંચતો, કયાંક જીવન પ્રસંગો ઝડપતો અને આલેખતો હોય છે; તો કયાંક દુશ્મનના રાહની તપાસ કરતો, હાથમાં દુર્બીન લઇને ઊભેલો, તો કદિક દુશ્મનની ઝડીઓ વચ્ચે વોલ્ગાની પેલે પાર પહોંચવા મથતો અથવા તો દુશ્મન ઉપરના આક્રમણમાં સાથી બની બંદુક લઈ લડતો નજરે પડે છે. ગઈ કાલ સુધી જેમ તે જનતાના સુખી અને શાંત જીવનમાં ઓતપ્રોત

થવા મથતો હતો, તેવી જ રીતે આજે તેના યુદ્ધજીવનમાં પૂરેપૂરો રત બનવા મથે છે. અને તેમાં જ તો સોવિયેતના આ અને આવા અસંખ્ય કલમબાજોની કૃતિઓમાં યુદ્ધનું સત્ય ઝબકારા લેતું નજરે પડે છે.

સિમોનોવનું ' રશિયન જનતા ' ( રશિયન પીપલ ) નાટક, યા પ્રિયતમાને ઉદ્દેશી લખેલ ' મારી રાહ જોજે—' (વેઈટ ફોર મી) નું કાવ્ય, યા દુશ્મન પ્રત્યેના ધિક્કારની આગ વર્ષાવતું "એને ખતમ કરો" (કિલ કિલ) નું ગીત આજે સોવિયેત જનતાનાં હૈયાં વીંધી રહ્યું છે. જેમ લિયોનિદ સોબોલેવની ' મેરી જાન ' ( હિસ સ્વીટ હાર્ટ ) તથા બીજી વાર્તાઓ, તથા ગ્રોસમાનની ' જનતા અમર છે' ( ધ પીપલ ઈમ્મોર્ટલ ), ગોર્બાતોવની 'અપરાજીત' ( unvanquished ), શોલોખોવની "દેશની રક્ષા" ( ધે ડીફેન્ડ ધેર કન્ટ્રી), વાન્દા વાસિલેવ્સ્કાની 'મેઘધનુષ' ( રેઈન બો ) નવલકથાઓ, યા ' રશિયા ' ' ઝોયા ' ' પુત્ર ' વગેરે કાવ્યો આવાં જ ઉમદા ઉદાહરણો છે.

આ ઉપરાંત યુદ્ધસમયમાં મશહૂર બનેલ ' ફ્રંટ ' ( કોર્નિચુકનું નાટક ), ' ઈન્વેઝન ' ( લિયોનોવનું નાટક ), યા વાર્તાનવલકથાના સેંકડો ગ્રંથો અને કટાક્ષ લેખો—આ બધી સભર સામગ્રી ફરી ફરી, ને એક જ શ્વાસથી ધબકી રહી છે—યુદ્ધનું સત્ય: દેશનો પ્રેમ, દુશ્મનનો ધિક્કાર.

અને માત્ર રશિયન ધરતીની જ આ વાત નથી. છેક પછાત ગણાતા એવા મુલકમાંથી આ યુદ્ધે નવનવા કવિ લેખકોને જન્માવ્યા છે. અઝરબેજાનનો કવિ અબ્દુલ ગાસાન સેવાસ્તોપોલના રક્ષણે ઉપડે છે, ને લોહીમાં કલમ બોળી કથા–કાવ્યો નીતારે છે; તાતારનો કવિ ફૂઝી લેનિનગ્રાદને મોરચે ઘા ઝીલતો ઝૂઝે છે; અને કઝાક કવિ અબ્દુલ્લા ઝુમાગાલિવ મોસ્કોના મોરચે પોતાનો પ્રાણ પાથરી દે છે; મલિક ગાબ્દુલિન તો સોવિયેત ભરમાં મશહૂર છે: એ મોરચા પરના એના સાથીદારોનાં શબ્દચિત્રો આલેખે છે. જગમશહૂર જાંબુલ છે. ૯૦ વરસે ય લેનિનગ્રાદવતનીઓને ઉદ્દેશી ' મરો, મરી ફીટો,' ગાય છે; ને લેનિનગ્રાદ વતનીઓને જોમનો નવો જામ ભરીને પાય છે. કઝાક અને યુક્રેનના ગેરિલા કવિઓનો જોટો નથી, પાર નથી. એમનાં કાવ્ય નાટકો બેનમૂન છે.

વળી, ઇતિહાસને વાંચવાની નૂતન દૃષ્ટિનો પરિપાક આપણને એલેક્સી તોલ્સ્તોયના 'ધ રોડ ટુ કાલવેરી'ના ત્રણ મહાન ગ્રંથો (પ્રથમ ગ્રંથ ૧૯૧૯; બીજો ૧૯૨૮; ત્રીજો ૧૯૪૦) તથા અન્ય લેખકોના ઐતિહાસિક નવલકથા-નાટકોરૂપે પ્રાપ્ત થાય છે.

ગઈ કાલ સુધી જે ભાવનાઓ, જે કલ્પનાઓ અને જે શબ્દોની રમઝટ દૂરના ભવિષ્યની લાગતી હતી એ શબ્દશક્તિ આજે વાસ્તવ બની અત્યંત સહજસ્વરૂપે સોવિયેતના કલમબાજોની કલમમાંથી નીતરી અવતાર ધારણ કરી રહી છે.

*

માયકોવ્સ્કીએ કહ્યું હતું : "કવિએ જીવનના નિષ્ણાત હોવું ઘટે છે." અને ગોર્કીએ ઉમેર્યું હતું : "નૂતન બુદ્ધિજીવીઓ માટે ઉગ્ર સામાજિક ભાવના સમાજ પ્રત્યેની પોતાની 'જવાબદારી' છે."

આજે સોવિયેતનો બુદ્ધિજીવી એ જવાબદારી ખૂનના અક્ષરો દ્વારા અદા કરી રહ્યો છે. આ લાગણી સોવિયેતના સંખ્યાબંધ લેખકોની કલમે વિવિધ સ્વરૂપે, છતાં એક જ શબ્દ—"ધિક્કાર" દ્વારા વ્યક્ત થઈ રહી છે.

સોવિયેતના મહાન લેખક શોલોખોવ 'ધ સાયન્સ ઓફ હેટ્રેડ' નામનો તો એલેક્સી તોલ્સ્તોય "આઇ કોલ ટુ હેટ્રેડ' વાર્તાસંગ્રહ બહાર પાડે છે; કવિ સુરકોવ "આઇ સિંગ ઓફ હેટ્રેડ" લખે છે. બીજા સેંકડો લેખકો માનવતાના દુશ્મન પ્રત્યેના ધિક્કારને નામ આપ્યા વિના રજૂ કરે છે.

ઇલિયા એહરનબર્ગ ધિક્કારનું શાસ્ત્ર સમજાવતાં લખે છે—

"અમે નાઝીઓને ધિક્કારીએ છીએ, કેમકે તેઓ અમારે માથે તેમનાં ખૂન કરવાની ફરજ પાડે છે; અમે તેમને ધિક્કારીએ છીએ કેમકે જગતમાં માનવી પાસે જે અખૂટ શબ્દ ભંડાર છે એમાંથી આ નાઝીઓએ એક જ રહેવા દીધો છે–અને તે 'ખૂન'! આ જર્મનોને અમે ધિક્કારીએ છીએ કેમકે એમણે અમારી જિંદગીની બધી ખુશબો છીનવી લીધી છે અને યુદ્ધની દુર્ગંધ જ

અમને બક્ષી છે; રંગોની બધી બહાર છીનવી લીધી છે ને એક ખાખી ફોજી ગણવેશ અમારે માટે રહેવા દીધો છે.

"અમે માનવજાત ઉપરના આ કલંકનો અંત આણવા માગીએ છીએ......"

આ જ મશહૂર લેખક ઇલિયા એહરનબર્ગ આ વેદના વધુ ચોટપૂર્વક રજૂ કરે છે—

"પ્રેમ વિના શરીર સંભોગ કરવો એ જેમ પાપ છે. તેવી જ રીતે ધિક્કારની આગ વિના દુશ્મનને મારવો એ પાપ છે."

*

બાળસાહિત્યમાં સોવિયેતનો સિક્કો કેટલો કલદાર છે તેની માહિતી આપણી પાસે પૂરતી નથી. પરંતુ એમ ઇલિનની—'મેન એન્ડ માઉન્ટન' (માનવીની સંસ્કારિતાનો ઇતિહાસ) 'વૉટ ટાઇમ ઇઝ ઇટ', 'બ્લેક એન્ડ વ્હાઇટ' તથા 'તમારા ૧૦ લાખ સવાલોનો જવાબ' વગેરે કિતાબો અનેક પરદેશી ભાષાઓમાં ઊતરી છે; ને હિંદમાંય મશહૂર બની છે. સોવિયેતના બાળસાહિત્યમાં જે નૂતન વૈજ્ઞાનિક દૃષ્ટિએ બાલસૃષ્ટિ અને બાલ માનસનો સચોટ પડઘો પાડે છે, તેમાં ઇલિનનું સ્થાન મોખરે છે.

પરંતુ યુદ્ધે દુનિયા ભરનાં બાળકો પાસેથી તેમના પ્યારા સાહિત્યને છીનવી લીધું છે. ત્યારે, સોવિયેતના રાજ્યે જેમ દરેક ક્ષેત્રે બાળકોની માવજત કરી છે, તેવી જ રીતે સાહિત્ય ક્ષેત્રેય કરી છે. જો કે, યુદ્ધ પૂર્વેના જમાના કરતાં તો જરૂર ત્યાં પણ ઓછું બાલસાહિત્ય પ્રકટ થયું છે. મોટા ભાગના લેખકો, તંત્રીઓ, કલાકારો યુદ્ધ મોરચે અને યુદ્ધતંત્રને અંગે રોકાઈ ગયા છે. પરંતુ તેમ છતાં, બાલ સાહિત્ય પ્રકાશન સંસ્થાને જીવાડવા સોવિયેત સરકારે ઓછી જહેમત નથી ઉઠાવી.

યુદ્ધ શરૂ થતાં જ બાલસાહિત્ય પ્રકાશનના જંગી ઉદ્યોગને—તેનાં યંત્રો, દુકાનો, છાપખાનાં સહિત પિછાડીના પ્રદેશમાં ખસેડી દેવામાં આવ્યો હતો. તથા અમુક લેખકો, કલાકારો, કેળવણીકારોને તેની સાથે તેની જવાબદારીમાં મૂકી દેવામાં આવ્યા હતા.

પરિણામે આપણે જોઇએ છીએ કે, યુદ્ધના પહેલાં અઢી વરસમાં આ પ્રકાશન સંસ્થાએ ૪૦૦ થી વધુ બાલસાહિત્યનાં પુસ્તકો પ્રગટ કર્યાં હતાં. એ દરેકની નકલ ૨૫ હજારથી માંડી ૧ લાખની હતી.

આ પ્રકાશનોમાં "તિમુરની ટોળી" (તિમુર એન્ડ હીઝ ટીમ) અંગ્રેજી વગેરે પરદેશી ભાષાઓમાં પણ અત્યંત લોકપ્રિય બની છે. રશિયામાં તો એની લોકપ્રિયતાનો પાર નથી. એનો લેખક આર્કેડી ગેઇડર આ યુદ્ધમાં જ મૃત્યુ પામ્યો છે.

બાળકોની આ અત્યંત પ્રિય કિતાબમાં યુદ્ધ મોરચે ગયેલા પુરૂષોનાં કુટુંબોને રશિયાનાં બાળકો કેટલી કેટલી રીતે ને કેવી અદ્દ્ભુત રીતે મદદ કરે છે, યુદ્ધમાં મદદ રૂપ થવા માટે પિછાડીમાં રહ્યા રહ્યા કેવી કેવી કામગીરી કરે છે, વગેરે વાર્તાઓ આપેલી છે. આજ રીતે લુબોવ વોરોન્કોવા લેખિકાની "જંગલની ઝુંપડી" (ધ ફોરેસ્ટ હટ), તથા "શહેરની છોકરી" (ધ સીટી ગર્લ) બાળકોમાં અત્યંત પ્રિય છે. આ ઉપરાંત દુશ્મનની ચઢાઈ, ઘાતકી અત્યાચારો, બાળકોનો વીરતા ભર્યો સામનો, તથા ગેરિલા જીવનની કુરબાનીઓની કથાઓ આલેખતી 'તમારા સંરક્ષકો' (યોર ડિફેન્ડર્સ), "અચંબાની વાતો" (ધ ટેઇલ્સ ઓફ ધ ઇમ્પોસિબલ), 'બાર મહિના' (ટવલ્વ મંથ્સ); "મારી શેરી" (ધ સ્ટ્રીટ આઇ લિવ ઇન), 'વીરોની વાતો' (ટેઇલ્સ ઓફ હીરોઝ બોલ્ડ), 'સોવિયેત સંઘની વાતો', "ડિસેમ્બરની ૮ મી" (મોસ્કોના સંરક્ષણની વાર્તા) વગેરે અનેક પુસ્તિકાઓ બાળકોની પુરાણી પ્રિય વાતોને અત્યંત સુંદર રંગભર્યાં ચિત્રો સાથે રજૂ કરતી કિતાબો— 'બતકો ને હંસલા' (ગીઝ એન્ડ સ્વાન), "ગરૂડની પાંખે" (ધ ઇગલ્સ ફ્લાઈટ) આ સમય દરમ્યાન મશહૂર બની છે.

આ ઉપરાંત, થોડીક મોટી ઉંમરના કિશોરો માટે પુરાણા અને પરદેશી મશહૂર લેખકોની સરળ કિતાબોનું પ્રકાશન ચાલુ જ છે. તેમાં પુસ્કીન, ઉસ્પેન્સ્કી, તોલ્સ્તોય, શેકસપિયર વગેરેનાં સરળ ભાષાંતરો મુખ્ય છે. વળી, માર્ક ટવેઈન, જુલે વર્ન, એડગર એલન પો, હોથોર્ન, જેક લંડન તથા કોનન ડોયલ ને શેરલોક હોમ્સની સાહસકથાઓ વગેરે વાર્તાઓ પણ ફરી ફરી છપાય છે, ને ભારોભાર વંચાય છે.

નવા અમેરિકન લેખકોમાંથી હેમિંગવે, સ્ટાઇનબેક, અને એર્સ્કીન કોડવેલ વગેરે કિશોરોમાં ખૂબ પ્રિય છે.

સાથેસાથ કિશોરોને યુદ્ધ અને વિજ્ઞાનના વિષયોનો પરિચય આપતી સરળ પુસ્તકાઓ પણ તૈયાર કરવામાં આવે છે, જેમાં 'મિલિટરી લાયબ્રેરી ફોર સ્કૂલ ચિલ્ડ્રન', 'ઇન્વિઝિબલ ફાઇટર્સ,' 'કેમિકલ વેપન્સ' તથા 'ઇન્ફ્ન્ટ્રી વેપન્સ' વગેરે છે.

કટાક્ષ વાર્તાઓમાં કવિ માર્શાકની 'બ્લિટસ એન્ડ ક્રિટ્ઝ' અતિ પ્રિય છે.

*

અંતે આપણે આ નવી સંસ્કૃતિવાળા દેશનો સાહિત્ય પ્રેમ અને સાહિત્ય-પ્રચાર આંકડાઓ દ્વારા જ જોઈ લઇએ—

| | નવાં પુસ્તકો | કુલ નકલો |
|---|---|---|
| ૧૯૧૩ | ૨૬,૨૦૦ | ૮૬૭ લાખ |
| ૧૯૩૮ | ૪૦,૦૦૦ | ૬૯૨૭ ,, |

૧૯૩૨ માં સોવિયેતમાં પ્રગટ થયેલ ગ્રંથોની સંખ્યા બ્રિટન, ફ્રાન્સ તથા જર્મનીમાં પ્રગટ થયેલ ગ્રંથોની સંખ્યા કરતાં ય વધારે હતી.

● પ્રથમ આપણે કેવળ માર્કસવાદી ગ્રંથોનું પ્રકાશન જોઇએ.

૧૯૧૭ થી ૧૯૪૧ દરમિયાન—

| | |
|---|---|
| માર્ક્સ-એન્ગલ્સ | ૩૬૧ લાખ નકલ |
| લેનિન | ૧૭૧૧ ,, |
| સ્તાલિન | ૫૦૯૨ ,, |
| લેનિન-સ્તાલિન | ૧૨૨ ,, |
| | ૭૨૮૬ લાખ નકલ |

આમાંથી ૧૨૭૮ લાખ નકલો રશિયન સિવાયની ત્યાંની બીજી ભાષાઓમાં પ્રગટ થઈ હતી.

સોવિયેત રશિયાની કમ્યુનિસ્ટ પાર્ટીના ઇતિહાસ (C. P. S. U.) ની ૧૮૮ લાખ નકલો વેચાઈ હતી. જેમાં ૨૦ લાખ યુક્રેન ભાષાની હતી. કુલ ૫૯ ભાષાઓમાં એનું પ્રકાશન થયું હતું.

હવે આપણે 'લલિત સાહિત્ય' જોઇએ—

| લેખક | કેટલી ભાષામાં | ૧૮૯૪થી ૧૯૧૬ દરમિયાન | | કેટલી ભાષામાં | ૧૯૧૭થી ૧૯૪૦ દરમિયાન | |
|---|---|---|---|---|---|---|
| | | લાખ | હજાર | | લાખ | હજાર |
| હર્ઝેન | ૧ | ૧ | ૬૭ | ૨ | ૧૩ | ૧૨ |
| ગોગોલ | ૫ | ૫૫ | ૬૫ | ૩૩ | ૭૭ | ૩૧ |
| ગોર્કી | ૮ | ૧૦ | ૮૩ | ૬૫ | ૩૯૮ | ૭૬ |
| લર્મોન્તોવ | ૫ | ૨૮ | ૫૪ | ૪૨ | ૫૩ | ૮૩ |
| માયકોવ્સ્કી | ૧ | | ૪ | ૩૧ | ૭૧ | ૫૦ |
| નેક્રાસોવ | ૧ | ૨ | ૨૪ | ૨૭ | ૮૨ | ૫૦ |
| ઓસ્ત્રોવ્સ્કી | ૨ | ૨ | ૫ | ૧૭ | ૨૯ | ૧૦ |
| પુશ્કિન | ૧૧ | ૯૯ | ૫૨ | ૭૨ | ૨૯૮ | ૪૦ |
| તોલ્સ્તોય | ૧૦ | ૯૮ | ૬૫ | ૫૭ | ૨૦૯ | ૧૬ |
| તુર્ગેનેવ | ... | ... | ... | ૩૯ | ૯૯ | ૬ |
| ચેખોવ | ૫ | ૫ | ૯૬ | ૫૬ | ૧૫૩ | ૨૬ |
| શેવચેન્કો | ૩ | ૭ | ૮૬ | ૩૩ | ૪૮ | ૧૭ |

## બાળકોનું સાહિત્ય

૧૯૧૩: ૬૫ લાખ ૫૦ હજાર નકલો
૧૯૩૭: ૬૬૩ ,, ૯૬ ,,

● અને સોવિયેતની સંસ્કારી પ્રજાનો દુનિયાના સાહિત્ય પ્રત્યેનો અનુરાગ જોઈએ—

| લેખક | ૧૮૯૪થી ૧૯૧૬ દરમિયાન | | કેટલી ભાષામાં | ૧૯૧૭થી ૧૯૪૦ દરમિયાન | | કેટલી ભાષામાં |
|---|---|---|---|---|---|---|
| | લાખ | હજાર | | લાખ | હજાર | |
| બાયરન | ૧ | ૭૮ | ૨ | ૪ | ૮૮ | ૬ |
| બાલ્ઝાક | ૧ | ૬ | ૧ | ૧૭ | ૪૩ | ૧૦ |
| હેઈન | ૧ | ૨૪ | ૬ | ૧૦ | ૭૦ | ૧૨ |
| ગેટે | ૨ | ૪૬ | ૧ | ૪ | ૮૨ | ૭ |
| વિક્ટર હ્યુગો | ૪ | ૬૬ | ... | ૨૮ | ૮૬ | ૪૦ |
| ડિકન્સ | ૮ | ૫૦ | ... | ૨૦ | ૮૬ | ૧૪ |
| ઝોલા | ૯ | ૩૯ | ... | ૨૧ | ૯ | ૧૧ |
| મોપાસાં | ૧૫ | ૧૭ | ... | ૩૨ | ૩૪ | ૧૫ |
| રોમા રોલાં | ... | ૨૪ | ૧ | ૨૦ | ૩૬ | ૧૭ |
| સર્વેન્ટિસ | ૧ | ૨૬ | ૩ | ૫ | ૬૭ | ૧૧ |
| આનાતોલ ફ્રાન્સ | ૫ | ૨૩ | ... | ૧૭ | ૮૮ | ૮ |
| શેક્સપિયર | ૬ | ૧૧ | ૩ | ૧૨ | ૯ | ૧૭ |
| શીલર | ૪ | ૫૫ | ૬ | ૫ | ૨૫ | ૧૩ |

સોવિયેત સંઘની મુખ્ય મુખ્ય ભાષાઓમાં એકંદર પુસ્તકોની નકલો ૧૯૪૧ માં પ્રસિદ્ધ થયાની માહિતી—

| | લાખ | હજાર |
|---|---|---|
| રશિયન લોકતંત્ર | ૪ | ૬૯ |
| યુક્રેઈન | ૧ | ૧૯ |
| બ્યેલો રશિયા | ... | ૧૬ |
| અઝર બેજાન | ... | ૩૧ |
| જ્યોર્જિયા | ... | ૪૮ |
| આર્મેનિયા | ... | ૨૭ |
| તુર્કમાન | ... | ૧૪ |
| ઉઝબેક | ... | ૪૫ |
| તાજિક | ... | ૨૩ |
| કઝાક | ... | ૪૦ |
| કિરગિઝ | ... | ૧૮ |

બીજી ભાષાઓનાં ઉમેરતાં કુલ ૮ લાખ ૫૦ હજાર નકલો એક જ વરસે!

*

એકંદર જોતાં, ઝારના જમાનામાં એક આખી સદીમાં માત્ર ૨॥ લાખ પુસ્તકો; ત્યારે સોવિયેત તંત્રના ૧૯૧૭ થી ૩૨ સુધીનાં ૧૫ વર્ષમાં ૩॥ લાખ પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં.

આવી આ મહાન સિદ્ધિ સહેજે નથી લાધી. જીવનના દરેક ક્ષેત્રમાં આપણે જોઈ ગયા તેમ અહીં ય, ઇતિહાસને અનુરૂપ કલા અને સાહિત્યનો ય વિકાસ થયો છે.

૧૯૧૭ થી ૨૧ ના 'વૉર કમ્યુનિઝમ'ના જમાનામાં જીવન આખું યુદ્ધ ધોરણ ઉપર મુકાઈ ગયું હતું. અને જેમ કોઇ પણ દેશમાં તેમ અહીં પણ મુલ્કી આઝાદીના વિરોધી તોફાનો અને કાવતરાં સામે સખ્તાઇનો હાથ ફર્યો હતો. પરંતુ એ અંધાધૂંધીના દિવસો પૂરા થયા ને ૧૯૨૧ થી

N. E. P.નો જમાનો શરૂ થયો. એ દરમિયાન તમામ ધંધા ઉદ્યોગોની જેમ કલાકારોને પણ પોતપોતાનાં ખાનગી ધંધાની અને હરીફાઇની તક મળી. પણ આ દિવસોમાં સરકાર તરફથી શ્રમજીવી સાહિત્યકારો, સંગીતકો, કલાકારોના સંઘને ઉત્તેજન અને સહાય આપવામાં આવતાં ૧૯૨૯ માં N. E. P. નાબુદ થઈ પંચ વર્ષીય યોજના શરૂ થતાં બુદ્ધિજીવીઓ—કલાકારો, ને સાહિત્યકારોનો કેટલોક ભાગ નારાજ થયો. ખુદ કાવતરાંમાં શામેલ થયો, અજાણતાં કાવતરાંનો વાહક બન્યો. અને સરકારી દમનનીતિ શરૂ થઇ. પરંતુ પ્રથમ પંચ વર્ષીય યોજનાની અદ્દ્ભુત કામયાબીએ બુદ્ધિજીવીઓના મોટા ભાગને આંજી દીધા ને આકર્ષી લીધા. સ્તાલિને ૧૯૩૧ ની જુનની ૨૩ મી તારીખે બુદ્ધિજીવીઓ પ્રત્યેની પાછલી નીતિ બદલવા એલાન કર્યો. અને કલા તથા સાહિત્યના ક્ષેત્રમાં તેનું મૂર્ત સ્વરૂપ આપવામાં આવ્યું: માત્ર શ્રમજીવી અને કમ્યુનિસ્ટ લેખક તથા કલાકારોના સંઘોને જ ઉત્તેજન આપવાને બદલે તમામ પ્રકારના સર્જકોના સંઘોને ઉત્તેજન આપવાની નીતિ અપનાવવામાં આવી. ૧૯૩૨ ના એપ્રિલની ૨૩ મી તારીખે ક. પા. ની સેંટ્રલ કમિટીએ જાહેર કરી શિક્ષણ અને સંસ્કાર ક્ષેત્રમાંના ખાસ શ્રમજીવી લેખક સંઘોને નાબુદ કર્યા. કેમકે આટલાં વર્ષો દરમિયાન લેખકો ને કલાકારો સર્વ સાધારણ ધોરણે સોવિયેતના નૂતન ધ્યેય અને સર્જનને અપનાવી ચૂકયા હતા.

# પત્રકારિત્વ

પ્રજાજીવનના ઘડતરનું એક મુખ્ય અને અગત્યનું અંગ પત્રકારિત્વ છે. આપણા પોતાના જ દેશનો અનુભવ આ વાત સાફ કરે છે. આર્થિક અને સામાજિક જિંદગીની જ લડતોમાં નહિ, પણ આપણા ગુલામ દેશને રાષ્ટ્રીય રીતે જાગ્રત કરવામાં આપણાં પત્રકારિત્વનો હિસ્સો નાનો સૂનો નથી. આપણા વતન ઉપર મનસ્વી રીતે હકુમત ચલાવતી શાહીવાદી નોકરશાહીના દમન અને વટહુકમો સામે સતત જેહાદ ચલાવી જનતાનો પક્ષ મજબૂત કરવામાં આપણાં દેશાભિમાની અખબારોનો ફાળો ખૂબ જ મોટો છે.

બીજા દેશોમાં, યુરોપ અમેરિકા જેવા સ્વતંત્ર દેશોમાં પણ પત્રકારિત્વનું સ્થાન મહત્ત્વનું છે.

પરંતુ આપણા ગુલામ દેશમાં, તેવી જ રીતે મૂડીદારી દેશોમાં પણ હમેશાં પત્રકારિત્વ તેનો સાચો ભાગ ભજવી શક્યું નથી, એય હકીકત છે. ઘણીવાર પત્રકારિત્વે મૂડીદારી હિતોની આગળ નમતું જોખ્યું છે. મોટા ભાગનાં અખબારો અમુક આર્થિક હિતોનાં જ વાજીંત્રો જેવાં હોય છે. ઘણાંને તો તેમની પોતાની એવી કોઈ ચોક્કસ દૃષ્ટિ કે નીતિ પણ હોતી નથી. લોકોની ચાલુ રુચીને પસંદ પડે તેવું પીરસી માત્ર પૈસા કમાવાની જ દાનત રહેલી હોય છે.

આની કોઈ મર્યાદા પણ હોતી નથી. ખૂન, પોલિસ કોર્ટના રોમાંચક કિસ્સાઓ, છૂટાછેડા ને લગ્નની જાહેરાતો, ફેશન અને સેકસજીવનની બિભત્સ કથાઓ ને જાહેર ખબરો; સટોડિયાઓની જીવન નોંધો તથા રજનું ગજ અને ગજનું રજ કરનારા તુકકાઓ, રાજકીય 'સ્ટંટ' ખબરો—આ બધું મૂડીવાદી પત્રકારિત્વનું જાણે અનિવાર્ય અંગ બની ગયેલ છે.

સોવિયેત પત્રકારિત્વમાં આ કશાને સ્થાન નથી. ઉદ્દેશવિહોણા છીછરા બિભત્સ મનોરંજનનું તે સાધન નથી; યા કોઈ ટોળકીનાં આર્થિક હિતોનું એ વાજીંત્ર નથી. કોઈની અંગત વાર્તાની જાહેરાતનું ય તે સાધન નથી.

સોવિયેત અખબાર કોઈ વ્યક્તિગત હિતો અને રસો ખાતર નથી, પણ સામાજિક જીવનના ઘડતરનું એક તેજસ્વી સાધન છે.

લેનિન કહે છે: "અખબાર માત્ર સામુહિક પ્રચારક અને સામુહિક ચળવળખોર નથી. એ તો સામુદાયિક દોરવણી આપનાર વ્યવસ્થાપક છે."

આ આદર્શ લક્ષમાં રાખી સોવિયેતના રાજ્ય બંધારણે કલમ ૧૨૫ અનુસાર અખબાર સ્વાતંત્ર્યની જાહેરાત કરતાં જણાવ્યું છે કે, સોવિયેત સંઘના નાગરિકને કાયદાથી પ્રેસ–અખબારોનો હકક આપવામાં આવે છે. અને આ હકકનો અમલ તમામ જાહેર સંસ્થાઓદ્વારા થઈ શકશે. છાપખાનાં, કાગળો, મકાનો વગેરેની તમામ સગવડો જનતાનાં મંડળોને કાયદાથી આપવામાં આવે છે.

આ રીતે વ્યક્તિ નહિ, પણ સમૂહના હાથમાં પ્રજાકીય ઉત્કર્ષનું એક મોટામાં મોટું હથિયાર મૂકવામાં આવ્યું છે. આને કારણે તો સોવિયેત અખબારની આખી સુરત જુદી જ માલમ પડે છે. આગળ ઉપર વર્ણવ્યા તેવા કિસ્સાઓ, તુકકાઓને તો તેમાં સ્થાન જ નથી. આખા અખબારમાં કોઈ ઇન્સ્યુરન્સ કંપનીની કે દવાની કે જાદુઈ ચમત્કારોની જાહેરાતો કે ઈનામી વ્યૂહોની લોભામણીઓ નજરે નહિ પડે. સોવિયેત નાગરિકને એવી કશી જરૂર નથી. એથી ઊલટું, સોવિયેત અખબાર શાંતિના દિવસોમાં ઉદ્યોગો અને ખેતરો ઉપર, જમીન અને પાણી ઉપર, લેબોરેટરી ને સ્ટુડિયોની અંદર સર્જાતા ભવ્ય નવા જીવનની ખબરો ફેલાવે છે, એની ખૂબીઓ સમજાવે છે; નવા સિદ્ધાન્તોની ચર્ચાઓ છાપે છે અને તેને માટે આમંત્રણો આપે છે. લોકો ય શૌકબ્રિગેડના ખબરો જાણવા કાગને ડોળે રાહ જુવે છે. તેઓ ઊંચે શ્વાસે રાહ જુવે છે કે સમાજવાદી ઉત્પાદનની હરીફાઈમાં કોણ જીત્યું, કોણે કેટલો રેકર્ડ નોંધાવ્યો ને પરિણામ શું આવ્યું. કેમ જાણે જબરજસ્ત ક્રિકેટ કે ફૂટબોલની મેચના યા ઉથલપાથલના સમાચાર જાણવાની આતુરતા અહીં ઉદ્યોગ જીવનની હરીફાઈમાં નજરે પડે છે!

દેશ ભરમાંથી ઊંચામાં ઊંચી કક્ષાના લેખકો અને રાજ્ય અધિકારીઓથી માંડી ફેક્ટરીના મજૂરો અને ખેતરો પરના ખેડૂતો આ અખબારોનાં લખાણોમાં ભાગ લે છે. પોતાને ત્યાંના અનુભવો લખી મોકલે છે અને ચર્ચાઓ ય ઉપાડે છે.

વર્ષો પૂર્વેનું ય અખબાર જોતાં જણાશે કે કેળવણી ખાતાંના પ્રધાને ફરજિયાત કેળવણી ઉપર લેખ લખ્યો છે, તો કમ્યુનિસ્ટ એકેડેમીવાળા સર્જી દિનેમોવે બાળકોની કિતાબો બાબત નવી જ દૃષ્ટિ રજૂ કરી ચર્ચા ઉપાડી છે; તો વળી લુનાચારર્કીએ બર્નાર્ડ શૉની મુલાકાતનું બયાન આપ્યું છે, અને ગોર્કી જેલોના જીવન ઉપર પ્રકાશ પાડે છે! પરદેશી રાજકારણના અભ્યાસીઓ નવી નવી માહિતિઓ આપે છે અને જનતા સ્તાલિનના છેલ્લા ભાષણ ઉપર કે સોવિયેતના નવા નવા કાયદા ઉપર પોતાની ટીકા લખી મોકલે છે.

સંસ્કારનાં વિશિષ્ટ અખબારો સંસ્કારી જીવનના આદર્શ ઉપર, સંસ્કૃતિની ક્રાંતિ ઉપર અને અજ્ઞાન–નિવારણ, ઉદ્યોગની શાળા, શિક્ષણની

પ્રથા, રમકડાં અને પુસ્તકો તથા લાયબ્રેરીઓ અને કલબો અને સંસ્કાર જીવનને લગતી હજાર ચીજો ઉપર ભરપૂર જ્ઞાન અને માહિતી આપે છે.

ઉપરાંત, હિંદ ચીન અને બીજા પછાત દેશોની સંસ્કૃતિ વિષયક તથા અન્ય પ્રવૃત્તિઓ પ્રત્યે આ અખબારો વિશેષ પક્ષપાત વ્યક્ત કરે છે. ગાંધીજી અને ઝિણા સાહેબની છેલ્લી મુલાકાતના અઢારે દિવસ સોવિયેતના પત્રોએ સમાચારો આપ્યા હતા.

અખબાર એ તો પ્રજાના જીવનવિકાસનું એક અત્યંત મહત્ત્વનું અંગ બની ગયેલ છે. એમાં આવેલી માહિતી અને સૂચનાઓ ઉપર તો જનતા પોતાના જીવનને ઘડવા મથે છે. અને એથી જ તો સોવિયેત રાજ્યે તેના અખબારોને દુનિયાના કોઈ પણ રાજ્ય કરતાં વધુ સ્વાતંત્ર્ય ને સગવડ આપ્યાં છે.

ટ્રેડ યુનિયનો, સહકારી સંઘો, સમૂહ ખેતરો, કારખાનાંઓ, ઇસ્પિતાલો, ઉદ્યોગ મથકો, તથા મોટા ઉદ્યોગો અને કેળવણી, વિજ્ઞાન, મહિલા, બાળકો વગેરે સંસ્થાઓને પોતાનાં અખબારો હોય છે. અને તેમાં તેઓ પોતાના કામને અંગેના સવાલોની છણાવટો તો કરે જ છે; પરંતુ સારા દેશના સવાલોનીય છણાવટ કરે છે. એટલું જ નહિ, રાજ્યના ઉચ્ચ અમલદારોની ભૂલોની તથા નોકરશાહી નીતિની સખ્તમાં સખ્ત ટીકા પણ તેઓ બેધડક રીતે અને છૂટથી કરી શકે છે. નવા નવા સવાલો અંગે અખત્યાર કરવામાં આવતી નીતિની છૂટથી ચર્ચાઓ થાય છે. ઘણીવાર તો મહિનાઓ લગી જુદાં જુદાં અખબારોમાં એક જ વિષય જુદી જુદી નજરે ચર્ચાતો રહે છે. એક બીજાથી નિરાળાં અને વિરોધી દૃષ્ટિબિંદુઓ પણ રજુ થાય છે. જે કાંઈ મર્યાદા છે તે એક જ કે, કોઈ પણ પ્રયત્ન સમાજવાદી આદર્શના જ પાયાને તોડી પાડવા માટેનો ન હોઈ શકે. શાહીવાદની પુનર્સ્થાપના માટે ન હોઈ શકે.

કોઇ પણ પ્રયત્ન આવો છે કે નહિ, કોઈ લેખ લેવો કે નહિ, એનો નિર્ણય દરેક સંસ્થાએ પોતે પોતાના અખબાર માટે લોકશાહી પદ્ધતિએ ચૂંટેલા તંત્રી મંડળને હસ્તક હોય એ સ્વાભાવિક છે. બીજા દેશોમા તો માલિક, અધિપતિ યા તંત્રી પોતાની જ ઇચ્છા અને ધૂનને જોરે

ગમે તેટલું પ્રજાદ્રોહી કાર્ય તેના અખબારદ્વારા કરી શકે છે, તેવી કોઈ તક અહીં નથી. પ્રજાના હિતનો જ પ્રચાર કરવાનો અને પ્રજાદ્રોહી પ્રચારને અટકાવવાનો હક્ક ઉચ્ચ લોકશાહીમાં પ્રજાને જ' હોવો જોઇએ; સ્વતંત્રતાની એ જ સાચી ચાવી છે; અને સોવિયેતમાં તે પ્રજાને હસ્તક છે.

સોવિયેત બંધારણે એ હક્ક પ્રજાને આપ્યો છે.

પરિણામે, આપણે જોઇએ છીએ કે સમસ્ત પ્રજાએ અખબારને કેટલી અદ્‌ભુત હદે અપનાવી લીધેલ છે.

સોવિયેતનાં અખબારો જનતા સાથે નીકટમાં નીકટ સંપર્ક ધરાવે છે; દરેકને 'માસ ડિપાર્ટમેન્ટ' હોય છે. એથી સોવિયેત પરિકારિત્વમાં જનતાના જીવનનો અનન્ય પડઘો ઊઠે છે. જનતાના બેટાઓ—કામદાર કિસાન ખાતમીદારો તો આ પત્રોની ધોરી નસ સમાન છે. ૧૯૩૯ ના આંકડાઓ કહે છે કે, સોવિયેત દેશમાં કુલ ૮૫૫૦ અખબારોને ૩૦ લાખ જેટલા તો સંવાદદાતાઓ છે. જેમાં ૨૦ લાખથી વધુ કામદાર કિસાનો જ છે! કમ્યુનિસ્ટ પાર્ટીના મુખપત્ર 'પ્રવદા' ઉપર રોજ ૮૦૦ પત્રો આવે છે! આ ઉપરાંત ખાસ મુલાકાત માટે દર વરસે ૧૭ થી ૧૮ હજાર પ્રતિનિધિઓ આવે છે. રાજ્યના મુખપત્ર 'ઇઝવેસ્ટિયા'ની મુલાકાતે ૧૨ હજાર બીજા! તેવી જ રીતે, શિક્ષણના અખબાર ઉપર પણ દર મહિને ૪ાા થી ૫ હજાર પત્રો આવે છે. વળી, તંત્રી મંડળના સભ્યો વારંવાર વાંચકોની પરિષદો સમક્ષ જાય છે; અને મહત્ત્વના સવાલોની ચર્ચા કરે છે. ઉપરાંત પોતાના કામનો હેવાલ અને અનુભવ રજૂ કરે છે. આ જ રીતે કામદારો, શિક્ષકો, વિજ્ઞાનિકો વગેરેના ગાઢ સંપર્કમાં તેઓ રહે છે.

એટલું જ નહિ પણ દેશની કોઈ પણ મહત્ત્વની ઝુંબેશ વખતે—જેમકે નીપરનો બંધ બંધાતો હોય કે સમૂહ ખેતરની ઝુંબેશ હોય, યા લણણીનો સમય આવી લાગ્યો હોય ત્યારે ત્યારે તે તે સ્થળે, અને ખેતરો ઉપર ખાસ અખબારો પ્રસિદ્ધ કરવામાં આવે છે. ખીણોમાં, દરિયા ઉપર ને જંગલોમાં, લશ્કરોની સાથે ને યુદ્ધ મોરચે જંગ ખેલનારાઓને પ્રોત્સાહિત કરવા, તેમને

જગતની બાતમીથી વાકેફગાર કરવા અને જનતા સમક્ષ આ જંગના 'વીરલા'ઓને રજુ કરવા એ તો આ અખબારોની વિશેષતા છે.

આમ જનતાના જીવનમાં ઓતપ્રોત બની ગયેલા પત્રકારિત્વને જનતાએ અપૂર્વ હોંશથી આવકાર પણ આપ્યો છે. આજે સોવિયેત દેશમાં સામયિકો–અખબારોનો જે ધોધ વહી રહ્યો છે તેવો જગતભરમાં ક્યાંય નજરે નહિ પડે.

'પ્રવદા' અને 'ઈઝવેસ્ટિયા' મુખ્ય દૈનિક પત્રો છે. પ્રવદાની ૨૨ લાખ અને ઈઝવેસ્ટિયાની ૨૦ લાખ નકલો રોજ ખપે છે. અને એક જ સ્થળેથી નહિ પણ અનેક શહેરોમાંથી એકી સાથે એમનું પ્રકાશન થાય છે.

'રેડ સ્ટાર'—લાલ સેનાનું પોતાનું પત્ર છે: તો ટ્રે. યુ. નું TRUD છે, જેની ૪ લાખ ૮૦ હજાર નકલ ખપે છે. કમ્યુનિસ્ટ સંસ્કારિતાનો પ્રચાર કરતું "Towards Communist enlightenment" મોસ્કોથી નીકળતું એક દૈનિક પત્ર છે, જેની તંત્રી શ્રીમતી એલ. જી. પોલોન્સ્કાયા છે. (૧૯૩૧ માં આ દૈનિકની ૨॥ લાખ નકલો ખપતી હતી.)

'કામદાર–સ્ત્રી' વળી એક અદ્ભુત માસિક છે. એની તંત્રી ય એક સ્ત્રી છે. ૧૯૨૪ માં ૩૪૦૦૦ નકલ ખપતી હતી, તેની ૧૯૩૦ માં ૫ લાખ ખપવા માંડી હતી!

અને 'પેઝન્ટ ગેઝેટ' (ખેડૂત સમાચાર) નામના અઠવાડિયામાં બેવાર પ્રસિદ્ધ થતા પત્રની ૩૦ લાખ નકલો નીકળે છે. આ અખબારની તરેહ તરેહની આવૃત્તિઓ પ્રસિદ્ધ થાય છે. મોટા અક્ષરોમાં ને ચિત્રોવાળી એક, તો સાદી બીજી...વગેરે. અને એનું વાર્ષિક લવાજમ માત્ર ૧ રુબલ ૪ કોપેક છે.

એકંદર અઠવાડિક–માસિક–પત્રોનો પ્રચાર સોવિયેતમાં ૧૯૩૨ ના આંકડા મુજબ પ્રતિવર્ષ ૩૯ કરોડ ૧૦ લાખ નકલોનો થાય છે.

દૈનિક અખબારોનો ફેલાવો ય અજબ છે—

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૧૩: | કુલ અખબાર: | ૮૫૯ | કુલ નકલ: | ૨૭ લાખ |
| ૧૯૩૯: | ,, | ૮૫૫૦ | ,, | ૪ કરોડ ૭૫ લાખ |

એકંદર, પ્રચાર વાર્ષિક ૭૦૦ કરોડ નકલોનો થાય છે. વળી ઝારના જમાનામાં માત્ર રશિયન ભાષામાં જ મોટા ભાગનાં અખબારો પ્રગટ થતાં તેને બદલે સોવિયેત તંત્રમાં ૮૮ ભાષાઓમાં પ્રગટ થાય છે.

પણ સોવિયેતમાં કેવળ વિશાળ પ્રચાર જ મુખ્ય વાત નથી. "કામદાર-સ્ત્રી"ની તંત્રી કહે છે:

"અમારો મુખ્ય હેતુ પ્રચાર વધારવાનો નથી; પણ રાજકીય અને સામાજિક શિક્ષણ વધારવાનો છે. અમે પ્રત્યક્ષ કાર્યક્ષેત્રોમાં જે કામ કરીએ છીએ એને જોરે અમારા અખબારોનો પ્રચાર સ્વાભાવિક રીતે જ વધે છે. અમારાં અખબારો જ્યાં કામદારો તૈયાર હોય ત્યાં 'ટુકડી'ની ટુકડી મોકલી આપે છે. અભ્યાસ વર્તુળો અને વર્ગો દ્વારા સ્ત્રીઓ સુદ્ધાંને ઉત્પાદન કેમ વધારવું અને જ્ઞાન સંસ્કારનું ધોરણ ઊંચું કેમ લઈ જવું તે સમજાવવામાં આવે છે. ઘણી સ્ત્રીઓ લખતાં વાંચતાં શીખી લઈ સંસ્કારી કાર્યકર્તા બની જાય છે અને સહજ રીતે તેઓ અમારા અખબારોની પ્રચારક બની ઊઠે છે."

અંતમાં, સોવિયેતના પત્રકારિત્વે આ યુદ્ધ દરમિયાન જે ભાગ ભજવ્યો છે એની તારીફ તો બેનમૂન છે.

*

આપણે અહીં સોવિયેતનાં બીજાં અખબારોની વાત જવા દઈ માત્ર લાલ સેનાની સાથે, તેના એક અંગરૂપે કામ કરતાં અખબારો પર જ નજર કરીએ.

એમ તો લાલ સેનાને પોતાનાં ચાર મુખ્ય પત્રો છે. 'ધ રેડ સ્ટાર' 'ધ રેડ નેવી' 'ધ સ્તાલિન હૉક' અને 'ધ યુનિવર્સલ મિલિટરી ટ્રેનિંગ પેપર'. આ દરેકનો અત્યંત વિશાળ પ્રચાર થયો છે. ઉપરાંત દરેક ફોજ, દરેક મોરચો, અને દરેક ડિવિઝનને પોતાનું છાપેલું અખબાર હોય છે. આ ઉપરાંત નાનાં યુનિટસને પોતાનાં 'ફાઇટિંગ લીફલેટસ' હોય છે.

આ અખબારોમાં "દુશ્મનને ખતમ કરીએ" નામનું એક અખબાર અત્યંત મશહૂર છે. એવાં બીજાં 'બ્લેક સી કમ્યુન' તથા 'બોલ્શેવિક બેનર' વગેરે છે.

ઉપરનાં મુખ્ય ચાર સિવાયનાં બધાં પત્રોની વિશેષતા એ છે કે તેઓ દુશ્મન સામેના ચાલુ જંગ દરમિયાન મોરચા ઉપર જ લખાય છે, કંપોઝ થાય છે ને છપાઇને પ્રસિદ્ધ થાય છે. તંત્રી મંડળ એના તમામ અસબાબ સહિત ફોજના સાથસંગાથમાં રહે છે.

આ અખબારોની બીજી વિશેષતા એ છે કે નિયમ તરીકે તેમાં સૈનિકો અને નાના અમલદારો પોતે જ બધું લખે છે. તંત્રી મંડળનું કામ એ લખાણોને મઠારીને છાપવાનું છે. આ રીતે વાંચકો–સૈનિકો પોતે પોતાનાં અખબાર ચલાવતા હોઈ સ્વાભાવિક રીતે જ તેમાં પ્રાણ ધબકી ઊઠે છે.

લાલ સેનાનું કર્તવ્ય તથા તેની સમસ્યાઓથી માંડી દુશ્મન સામે કેવી રીતે લડવું, દુશ્મનને શા માટે ધિક્કારવો, હથિયારોની કેવી રીતે માવજત કરવી, વગેરે સલાહ સૂચનાઓ ને ચર્ચાઓ પણ તેમાં હોય છે. વળી, દરેક ટુકડીની પ્રેરણાત્મક શૌર્ય કથાઓ, વીરોના ટૂંકા પરિચય સહિત રજૂ કરવામાં આવે છે. તથા સૈનિકોનાં કુટુંબ જીવનની કથાઓ, તેમના પત્રો, તેમના અંગત અનુભવો વગેરે પણ આપવામાં આવે છે. એટલું જ નહિ પણ દુશ્મનોની અત્યાચાર કહાણીઓ તથા તેમની ઠેકડી કરતા કટાક્ષ લેખો પણ ભરપૂર હોય છે.

વળી, આ અખબારોમાં પોતાના સાથીદારોની તથા અમલદારોની ટીકા સુદ્ધાં નજરે પડે છે.

આ રીતે આ પત્રો લાલ સેનાનું રાજકીય, ફોજી તથા નૈતિક જીવન ઘડવામાં ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે.

જે પ્રદેશો દુશ્મનોએ તત્કાલ છીનવી લીધા હોય ત્યાં ય, ગેરિલા પ્રવૃત્તિને મદદરૂપ થાય તે રીતે, અને પ્રજાનું મનોબળ ટકાવવા માટે ગુપ્તપત્રો પણ શરૂ કરવામાં આવે છે. આ પત્રોની અંદર અવારનવાર જુદી જુદી ટુકડીઓના સરદારો તરફથી સૂચનાઓ થાય છે, તેને જનતા આજ્ઞારૂપે વધાવી લઈ તેનો સત્વર અમલ કરે છે.

આ યુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રીય રાજકારણની નીડર આલોચના કરતું સોવિયેતના કામદાર વર્ગનું "વૉર એન્ડ વર્કિંગ કલાસ" એક નવું જ

સાહસ છે. તાજેતરમાં તેની અંગ્રેજી આવૃત્તિ પણ શરૂ થવા પામી છે. અંગ્રજીમાં બીજાં અખબારો—મોસ્કો ન્યુઝ (અઠવાડિયે બે વખત), 'ઇન્ટર નેશનલ લિટરેચર' (માસિક) તથા 'વોકસ'—સોવિયેતની સંસ્કાર પ્રવૃતિનું મુખપત્ર (માસિક) છે.

આ તમામ પત્રોમાં આપણને સોવિયેતના ઉજ્જવળ દેશાભિમાનની શાનદાર ઝલકની પ્રતીતિ થયા વિના નહિ રહે.

# ૨૦

# રંગભૂમિ : સંગીત: ચિત્રપટ :

તમામ સોવિયેત કલાની જેમ સોવિયેત રંગભૂમિ પણ સામાજિક હિતની ભાવનાથી ઓતપ્રોત છે.

૮૨૦ નાટયઘરો! સોવિયેતની વિશાળ ધરતી પર પથરાયેલાં આ નાટયઘરો સોવિયેત–સંસ્કારની ધજાઓ છે. એ વિશાળ ધરતી પર એક બાજુ સૂરજ આથમે છે ને સેંકડો હજારો પ્રજાજનોની લંગાર રંગભૂમિભણી જતી જતી દેખાય છે. એ રંગભૂમિનું દશ્ય પૂરું થાય ન થાય ત્યાં તો બીજે છેડે રાત પડવા આવી છે ને ત્યાંય રંગભૂમિની રસિયણ જનતા ઉભરાવા લાગે છે. રશિયાની વિરાટ ધરતી પરથી જેમ સૂર્ય કદી આથમતો જ નથી, તેવી જ રીતે કદી ત્યાં રંગભૂમિના પડદા પડતા નથી, તેજદીવીઓ હોલવાતી નથી.

૧૯૩૮ ની સાલમાં ૬ કરોડથી વધુ પ્રજાજનોએ રંગભૂમિનો લાભ લીધો હતો. એ પછી તો તેમાં કેટલોય વધારો થયો.

૧૯૩૮ ની એજ સાલ: ૧૯૧૩ માં જ્યોર્જિયા પ્રદેશમાં કુલ ત્રણ નાટયગૃહો હતાં, ત્યાં ૧૯૩૮ માં ૩૯ છે; અને બ્યેલોરશિયામાં ૨ જ હતાં

તેમાં ૧૫ છે; અઝરબેજાનમાં ય ૨ ને બદલે ૧૮, ને કઝાક પ્રજાતંત્રમાં ય ૨ ને બદલે ૩૪; તથા યુક્રેનમાં ૩૫ ને સ્થાને ૧૦૦ જેટલાં નાટ્યગૃહો અસ્તિત્વમાં આવ્યાં છે.

ઉજ્જડમાં ઉજ્જડ અને વેરાનમાં વેરાન દૂર દૂરના પછાત પ્રદેશ સુધી રંગભૂમિની દીવીઓ પહોંચી ગઈ છે.

૧૯૩૩ થી ૧૯૩૮ નાં પાંચ જ વર્ષ દરમિયાન આ સંસ્કારપ્રવૃત્તિ કેટલી ફૂલી ફાલી હતી તેનો ખ્યાલ તેની 'પ્રવાસી રંગભૂમિ' આપે છે. આવા પ્રવાસી નાટ્યગૃહોની સંખ્યા ૧૯૩૮ માં ૩૦૦ જેટલી થઈ છે. અને કાંઈ નહિ તો ૧૦ હજાર જેટલા નટોએ આ નાનકડી રંગભૂમિને અપનાવી લીધી છે. શિયાળો હોય કે ઉનાળો, વર્ષા કે વસંત આ મંડળીઓ ભયંકર પહાડો ખીણો અને ઘોર જંગલો વટાવતી પગપાળી, ટ્રેન અને જહાજો દ્વારા દેશભરમાં ફરે છે. ગામડે ગામડે, એક સમૂહખેતરથી બીજે એમ પ્રવાસે ઊપડે છે.

સોવિયેતનાં ગામડાંઓમાં શિક્ષક, દાકતર કે ટેકનિશિયનનું જે સ્થાન છે, તેવું જ અભિનેતાઓનું છે.

આવી આ પ્રવાસી રંગભૂમિએ ૧૯૩૮ ની સાલમાં ૫૪ હજાર દશ્યો વિના ટિકિટ બતાવ્યાં હતાં, જેમાં ૧ કરોડ ૭૦ લાખ પ્રજાજનોએ, ૬૫૦૦ અભિનેતા તથા સંગીતકારોએ ભાગ લીધો હતો.

આ ઉપરાંત દરેક ફેક્ટરીને તથા સમૂહખેતરને પોતાની બિનધંધાદારી સંસ્કાર-નાટક મંડળી હોય છે જ. અને તેમાં ગામના શિક્ષકોથી માંડી કારીગરો સૌ ભાગ લે છે. આવી બિનધંધાદારી અને શિખાઉ મંડળીઓને તાલિમ આપવા માટે સુવિખ્યાત ઉસ્તાદ નટોને મોકલવામાં આવે છે.

વળી, કોઇ પણ મોટા જનવ્યાપી આંદોલનની સાથે સંસ્કાર ટુકડીઓ હોય જ છે.

અને આ મંડળીઓ પોતાના તળપદા નાટકો તથા કાર્યક્રમો કરવા ઉપરાંત પુશ્કિન, ગોગોલ, તુર્ગેનેવથી માંડી તોલ્સ્તોય, ગોર્કી, માયકોવ્સ્કી અને

અદ્યતન રશિયન લેખકોનાં નાટકો ઉપરાંત શેક્સપિયર, શીલર, શૉ, ગાલ્સવર્ધી, ઇબ્સેન, મોલિયર, ફ્લોબર્ટ, ટોલર વગેરેનાં નાટકો પૂર બહારમાં ભજવે છે. શેક્સપિયર તો સોવિયેતના એકેએક પ્રદેશમાં અત્યંત પ્રિય બની ચૂકયો છે.

બીજી બાજુ, પોલેન્ડના વતનીઓને તથા જ્યુ લોકોને પોતાની સંસ્કારિતાને અનુરૂપ એવાં નાટ્યગૃહો છે.

૧૯૩૧ માં જીપ્સી થિયેટરની મોસ્કો ખાતે શરૂઆત થઈ હતી, જેમાં મોટા ભાગના નટો 'જીપ્સી' હતા. આ મંડળીઓએ જીપ્સીઓના જીવન-વિકાસમાં ઘણોજ મહત્ત્વનો ફાળો આપ્યો છે.

જ્યુ-રંગભૂમિની વાત નિરાળી જ છે. ઝારના જમાનામાં કેટલાક જ્યુ-નટો ભટકતા ફરતા હતા અને એક-પાત્રી નાટકો ભજવતા હતા. ક્વચિત જ્યુ-નાટકમંડળી પણ નજરે પડતી. પોલિસોને હાથે તેમની સતામણીનો પાર ન હતો. પરંતુ સોવિયેત રાજ્યતંત્રની સ્થાપના થતાંવેંત પેત્રોગ્રાદ તથા તથા મોસ્કોમાં ૧૯૧૯ માં બે સ્થાયી જ્યુ-નાટ્યગૃહોની સ્થાપના થઈ. એમાંથીજ તો સોવિયેત સંઘને એસ. એમ. મિખોએલ્સ સરખો ઉસ્તાદ લાધ્યો. શરૂઆતનાં ૧૦ વરસો લગી આ મંડળીઓએ રશિયન-જ્યુઇશ ક્લાસિકલ નાટકો, યા પોતાની આજ લગીની જીંદગીના અને ભૂતકાળના વીર પાત્રોનાં નાટકો ભજવ્યાં. પરંતુ ૧૯૨૯ બાદ તેમની દૃષ્ટિમાંય ભારે પલટો આવ્યો. તેમણે આંતરવિગ્રહ, સમૂહખેતી, નવી સંસ્કારિતા અને નવાં ધ્યેયોનાં નાટકો ભજવવા માંડયાં. જ્યુ પ્રજા પોતે કેવી રીતે નવી જીંદગી સરજી રહી હતી તેનાં નાટકોએ તેમને ખૂબ જ પ્રોત્સાહન આપ્યું. આમ, પોતાનું સારું બધું સાચવીને તેણે વિશાળ રાષ્ટ્ર જીવન સાથે પોતાની જાતને વણી લીધી. આજે મોસ્કોની જ્યુ રંગભૂમિ રબિનોવિચ, નાથાન આલ્તમાન, રોબર્ટ ફ્રોક, તિશ્લેર જેવા નાટ્ય ઉસ્તાદો અને પુલ્વેર, ક્રેઇન, મિલ્નર સરખા સંગીત ઉસ્તાદો માટે મશહૂર છે.

આ મોસ્કોની જ્યુ મંડળીની અસર આખા સંઘમાં—દૂર દૂર પૂર્વમાં પણ ખૂબ જ થઈ છે. કિવ, મિન્સ્ક, ઓડેસા વગેરે સ્થળે જ્યાં જ્યુ વસ્તી

વિશેષ છે ત્યાં તો અચૂક સ્થાયી જ્યુ રંગભૂમિઓ હયાતીમાં આવી જ છે; પણ જ્યાં એમની લઘુમતી સારા પ્રમાણમાં છે ત્યાં—બ્યેલો રશિયા, યુક્રેન, કોકેશસ અને ક્રિમિયામાં પણ રંગભૂમિઓ સ્થપાઈ ગઈ છે.

સોવિયેતમાં નવા ઉમેરાયેલા બ્યેલોરશિયા, તથા લેતવિયા, લિથુઆનિયા' અને ઇસ્તોનિયાની જનતામાંય સોવિયેત રાજ્યે સૌથી પહેલી તકે રંગભૂમિના વિકાસ તરફ લક્ષ આપ્યું છે, એ વાત વિશેષ લક્ષ ખેંચે છે.

અને સોવિયેતની ધંધાદારી રંગભૂમિની વિશેષતાઓ અને સિદ્ધિઓ માટે તો 'મોસ્કો આર્ટ થિયેટર,' 'સેન્ટ્રલ થિયેટર ઓફ રેડ આર્મી' 'મોસ્કો થિયેટર ઓફ પીપલ્સ આર્ટ,' 'મોસ્કો બોલ્શોઈ થિયેટર,' 'મોસ્કો સોવિયેત થિયેટર,' 'મોસ્કો સ્ટેટ જ્યુઇશ થિયેટર' તથા 'લેનિનગ્રાદ કોમેડી થિયેટર,' 'લેનિનગ્રાદ ગોર્કી થિયેટર,' 'લેનિનગ્રાદ ગ્રાન્ડ થિયેટર,' 'લેનિનગ્રાદ રેડ થિયેટર,' 'લેનિનગ્રાદ પ્રિન્ટીંગ હાઉસ થિયેટર,' 'લેનિનગ્રાદ થિયેટર ઓફ પિપલ્સ કોમેડી' તથા ગોર્કી અને પુશ્કિનનાં નામે ચાલતાં નાટ્યગૃહો વગેરે સોવિયેતનાં અતિ મશહુર નાટ્યગૃહો વરસો થયાં ગૌરવ લેતાં ઊભાં છે.

સોવિયેતે આ ક્ષેત્રે જે વિવિધતા, વિશેષતા અને નવીનતા દાખવી છે તે અપૂર્વ છે. આજે જગતભરના નાટ્યનિષ્ણાતોની આંખો એથી જ તો, એની રંગભૂમિ ભણી મંડાઈ છે.

*

રંગભૂમિની આવી અતિ મશહૂર તવારિખોમાં સૌથી મોખરે મેયર-હોલ્ડની રંગભૂમિ આવે છે.

હજી તો ઓગણીસમી સદી પૂરી થઈ ન હતી. રશિયાની મૂક જનતાને જીવનની વાચા મળી ન હતી. ત્યારે એક જુવાનિયો રંગભૂમિની ધૂન ધખાવી બેઠો હતો. અને પોતાના તરંગોને રંગો આપી રહ્યો હતો. પણ એ રંગોને ઉઠાવ મળતો ન હતો. એ ખિન્ન હતો, પરેશાન હતો. રશિયા આખું ભટકતો હતો. ને ઇટલી સુધી જઈ ધૂંધવાટનો ભર્યો પાછો ફર્યો હતો.

અને ૧૯૦૫ ની ક્રાંતિએ રશિયન કામદારોની રૂદ્રશક્તિનું દર્શન કરાવ્યું. મોસ્કો અને સેંટ પિતર્સબર્ગની ગલીઓ પગથીઓ ને રાજમાર્ગો ક્રાંતિકારી

એરીકેડો ને ટોળાંઓથી ધમધમી ઉઠ્યા; ને તેણે જ્યોર્જિયાની પાટનગરી તિફ્લિસથી હાલ્યા આવનાર એક જુવાન કલાકાર વેસ્વેલોદ મેયરહોલ્ડને સર્જનના ખૂટતા રંગો, પાકા રંગો આપી દીધા. એના દિલની આછી ભાવનાઓને આકાર મળી ગયો. રંગભૂમિ ઉપર નર્યી તરંગિતા નહિ, તેમજ ફોટોગ્રાફીની વાસ્તવતા પણ નહિ...એને જોઇતું હતું પ્રેક્ષકો અને રંગભૂમિનું ઊર્મિલ તાદાત્મ્ય.

૧૯૦૫ ની ક્રાંતિ તો શમી ગઈ. પણ દિલને ભરી બેઠેલી ભાવના અમર બની ગઈ. ગ્રીક રંગભૂમિ પરની સામુહિક લાગણી વધુ જીવંત અને ભરાવદાર સ્વરૂપે તેણે મોરકો અને પિતર્સબર્ગની શેરીઓ પર જોઇ હતી, ને તે રંગભૂમિ પર ઉતારવી હતી! અને તેણે સાધનાનો પંથ પકડ્યો. ગામડે ગામડે, જનતામાં જઈ તેણે તરેહ તરેહના પ્રયોગો કરી જોયા. પણ એ રાહ તો કાંઇ સરળ ન હતો. બીજી અપાર મુશ્કેલીઓ ઉપરાંત, ઝારની પોલિસ 'ડ્રેસિંગરૂમ' ઉપર પણ ધાડ લાવતી હતી, ને માત્ર શંકા પડતાં અભિનેતાઓને ગમે ત્યારે ઉઠાવી જતી હતી! જરાક માથું ઉંચકતાં 'રાજદ્રોહ માટે સાઇબેરિયા' નો માર્ગ ખુલ્લો હતો. એટલે કે, મેટરલિંક ને મોલિયરના રૂઢિગત નાટકો જ ભજવવાં સહેલાં ને સલામત હતાં!

આ બધી મુશ્કેલીઓ સહેતા મેયરહોલ્ડે રંગભૂમિ અને સીનેમા ક્ષેત્રે પ્રયોગો ચાલુ રાખ્યા. ત્યાં ૧૯૧૭ ની ક્રાંતિનો પરોઢ ફાટયો. ગઈ કાલ સુધી અવ્યવસ્થિત અબુધ જેવાં જણાતાં 'ટોળાં' વ્યવસ્થિત જાગ્રત તાકાતરૂપે રાજ્યસત્તા હાંસલ કરવા હુંકાર કરી ઊઠ્યાં. સદીઓની ગુલામીની શૃંખલાઓ ફેંકી દઈ મુક્તિનો લાલ ઝંડો ફરકાવી ગયાં.

નૂતન સૃષ્ટિનું સર્જન થયું હતું. મેયરહોલ્ડના જીવનમાં ય નૂતન સૃષ્ટિ ઝબૂકી ઊઠી હતી. ૧૯૧૮ થી શરૂ થયેલી આંધીમાં તેણે નૂતન સર્જનને પક્ષે ઝુકાવ્યું. બોલ્શેવિકોની લાલ સેનામાં કાવતરાંખોરોની સામેના જંગમાં તે શામેલ થયો.

૧૯૨૦ માં ફરી એણે રંગભૂમિનો દોર હાથમાં લીધો, ત્યારે તો તે સંપૂર્ણ નૂતન માનવી બની ચૂકયો હતો. કલાકાર અને પ્રેક્ષકો, નાટક અને

જીવન વચ્ચેની ખાઇને સાંધવાની દૃષ્ટિ અને શક્તિ તેનામાં જાગી ઊઠી હતી. એણે જનતાનું જીવન તરબોળ બની અનુભવ્યું હતું. માનવતાના સંસ્કારી વિકાસ માટે, સામ્યવાદની સ્થાપના અર્થે રંગભૂમિસમા કાતિલ આયુધનો ઉપયોગ કરવાની સૂઝ ને હિંમત તેને લાધી ચૂકી હતી.

અને તેણે આંતરવિગ્રહનાં દૃશ્યોને—જનતાની સર્વોચ્ચ લાગણીઓની ક્ષણોને રંગભૂમિ પર ઉતારવા બીડું ઝડપ્યું. આંતરવિગ્રહના અંધારમાં સોવિયેતની રંગભૂમિની દીવીઓ નવી જ આશા લઈ ઝબૂકી ઊઠી. સીનરી નથી, તો કાગળની બનાવો; વેશપહેરવેશો નથી તો ડૂચાઓમાંથી ઊભા કરો. અને રશિયનોએ એક ટંકનું અન્ન છોડીને પણ રંગભૂમિને અપનાવી!

મેયરહોલ્ડે પ્રેક્ષકોની, અભિનેતાઓની અને નિર્માતાઓની દૃષ્ટિ પરના પાટા ઉખાડી નાખ્યા. ભૂતકાળની રાખમાંથી નવી મૂર્તિ ખડી કરી લોકોનું નટઘર સર્જ્યું. સોવિયેતની રંગભૂમિના જ નહિ, પણ વિશ્વની રંગભૂમિના ઇતિહાસમાં મેયરહોલ્ડ અને તેની રંગભૂમિ મહાન બન્યાં.

બીજા એવા એક નિર્માતા કોન્સ્ટેન્ટીન સ્તાનિસ્લાવ્સ્કી છે. બીજી એવી એક પ્રેરક રંગભૂમિ "મોસ્કો આર્ટ થિયેટર" છે.

લગભગ અર્ધી સદી જૂના મોસ્કોના આર્ટ થિયેટરના વિકાસની ટૂંકી વાત ઘણું ઘણું કહી જાય છે. વાસિલી સાખાનોવ્સ્કી, રશિયન પ્રદેશનો 'લોક કલાકાર' છે. તે આ સિદ્ધિઓનું વર્ણન કરતાં કેટલીક અત્યંત મહત્ત્વની વાતો કહે છે:

૧૮૯૮ માં આ રંગભૂમિની ઉદ્‌ઘાટન ક્રિયા એલેકસી તોલ્સ્તોયના 'ઝાર ફેડર ઇવાનોવિચ' નાટકથી થઈ હતી. એ દિવસોમાં રશિયામાં સાહિત્ય અને કલાક્ષેત્રે અનેક નવા વિચારો, નવી અસરો આવી રહી હતી. આ આર્ટ થિયેટર એ નવી અસરોનું વાહક બન્યું. પરંતુ તેના એ ઉદ્દેશની સિદ્ધિનો દિવસ તો સોવિયેત સરકારની સ્થાપના પછી જ ઊગ્યો. 'વાસ્તવ જીવનનો વિજય'—એ સિદ્ધિ માટે સુવર્ણમાર્ગ હતો.

૧૯૧૭ ની ક્રાંતિનો ઉલ્લેખ કરી સ્તાનિસ્લાવ્સ્કી પોતે જ લખે છે: "મહાન ઓકટોબર ક્રાંતિ આવી પહોંચી. નાટ્ય-ખેલો તમામને માટે

વિનામૂલ્ય જાહેર થયા. ૧॥ વરસ લગી ટીકીટો વેચવાને બદલે કારખાનાં અને ઓફિસોમાં વહેંચવામાં આવતી. આ નવા હુકમનામાએ પ્રેક્ષકોની રુખ બદલી નાખી. એશઆરામી વર્ગને સ્થાને આજ લગી જેમણે રંગભૂમિનું મોઢું ય જોયું ન હતું એવા શ્રમની સજીવ જીંદગી જીવતા કામદારો—નાગરિકો આગળ આવ્યા."

આનું પરિણામ એ આવ્યું કે, એક બાજુ જનતાને નવા સંસ્કાર મળ્યા; બીજી બાજુ કલાકારો જનતાના સંસર્ગમાં આવ્યા.

જોતજોતામાં તો આ પુરાણી રંગભૂમિ નવીન ક્રાંતિકારી રંગભૂમિ બની ઊઠી—જેમાં રાષ્ટ્રનો જાગ્રત પ્રાણ ધબકી ઊઠ્યો.

આ પ્રથમ કક્ષા વટાવ્યા બાદ નાટ્યકલાની શાસ્ત્રીય તથા ઉસ્તાદી સિદ્ધિઓ તરફ વધુ ને વધુ લક્ષ પરોવવા માંડયું. એ કાંઈ સુલભ સિદ્ધિ ન હતી. પરંતુ એક વાર નવીન પ્રેરણા અને પ્રાણ પ્રકટતાં ટેકનિક—આયોજનની સિદ્ધિ અલભ્ય ન રહી.

૧૯૪૦–૪૧ ના દિવસો દરમિયાન તો આ રંગભૂમિએ સ્થાયી કીર્તિ હાંસલ કરી લીધી હતી. અને આખા દેશમાં પર્યટનો કરી નૂતન સંસ્કારિતાનો ધ્વજ ઊંચો ને ઊંચો ફરકાવવા માંડ્યો હતો.

૧૯૪૧ ના જૂનની ૨૨ મીએ દગાખોર નાઝી ધાડાં એકાએક તૂટી પડ્યાં ત્યારે આ 'આર્ટ થિએટર' બ્યેલોરશિયાની સફરે ઊપડયું હતું—જંગી કાફલા અને સરંજામ સહિત. પણ એમના એ કાર્યક્રમો ઉપર જર્મન બોંબમારાના ધુમાડા ઘેરાઈ વળ્યા. અને આ રીતે મોસ્કોમાં કલાકારોને યુદ્ધની પ્રથમ દિક્ષા મળી.

એ પછી તો સૌ યુદ્ધમોરચે કે ઘાયલ ફોજની અસ્પતાલોમાં પહોંચી ગયા. સાથોસાથ કેટલાક ઉસ્તાદો વિખ્યાત કલાસિકલ નાટકો તથા સંગીતને આગળ ધપાવી રહ્યા છે.

૪૫ વરસની આ ઉજ્જ્વળ કારકીર્દિ : કુલ ૧૮૦૦૦ વખત નાટકો બતાવાયા; જેમાં મેકિસમ ગોર્કીનું "ધ લોઅર ડેપ્થ" ૧૦૦૦ વાર;

ચેખોવનું "ધ ચેરી ઓરચાર્ડ" ૯૦૦ વખત; તથા એલેકસી તોલ્સ્તોયનું "ઝાર ફેડર ઇવાનોવિચ" ૭૮૯ વખત. રશિયા તથા યુરોપભરના થઈ ૪૦ લેખકોનાં નાટકો રજૂ કર્યાં હતાં; જેમાં પુસ્કીન, ગોગોલ, તોલ્સ્તોય, ચેખોવ, ગોર્કી, એલેકસી તોલ્સ્તોય, તુર્ગેનેવ, ઓસ્ત્રોવ્સ્કી, શેકસપિયર, મોલિયેર, ઇબ્સેન, હોપ્ટમેન, મેટરલિંક વગેરે મુખ્ય છે.

*

મેયરહોલ્ડ અને સ્તાનિસ્લાવ્સ્કીના સિદ્ધાન્તો વચ્ચે ગમે તેટલો ભેદ હોવા છતાં બંનેએ પ્રજાના જીવનને અપનાવીને કલાનો મોરચો રચ્યો છે.

સોવિયેતની બીજી મશહૂર રંગભૂમિમાં માલિ થિયેટર, કેમેર્ની થિયેટર તથા વકતાનગોવ થિયેટર છે; જ્યારે 'ક્રાંતિનું થિયેટર' 'વાસ્તવ થિયેટર' તથા ટ્રેડ યુનિયનોના થિયેટરોની વિશેષતાઓ ઓરજ છે. આપણે એ વીગતોમાં નહિ ઊતરીએ.

*

પરંતુ સોવિયેતની **બાલ-રંગભૂમિની** વાત જાણ્યા વિના ચાલે એમ નથી. સોવિયેતની એ અનોખી સિદ્ધિ છે. કેળવણીના ક્ષેત્રે આ રંગભૂમિએ શાનદાર ભાગ ભજવ્યો છે.

આ બાલ-રંગભૂમિનો અર્થ એવો નથી કે એમાં છેક નાનાં બાળકોને અભિનયમાં ઉતારવામાં આવે છે. બાળકો પોતે કેટલાંક બાળ નાટકો કરે, એ જુદી વાત છે. પણ સામાન્યત: બાળકો મોટાંઓનું કઢંગું અનુકરણ કરે છે એવું નથી. મોટે ભાગે આ રંગભૂમિ પર જુવાન અભિનેતાઓ કામ કરે છે. આમાં કેટલાક અભિનેતાઓ બિનધંધાદારી પણ હોય છે. પણ એકંદરે સારી એવી તાલિમ પામેલા ઉચ્ચકક્ષાના અભિનેતાઓ કામ કરતા હોય છે.

આ રંગભૂમિની દેખભાળ કેળવણી ખાતાના લોકપ્રધાનને હસ્તક છે. તેની તમામ વ્યવસ્થા મોસ્કોમાંનું "સેંટ્રલ હાઉસ ઓફ ચિલ્ડ્રન્સ આર્ટ એન્ડ એજ્યુકેશન" સંભાળે છે. આ સંસ્થા રંગભૂમિ, સંગીત, કલા, રેડિયો, સાહિત્ય નૃત્ય વગેરે તમામ પ્રવૃત્તિ અંગેની બાળશિક્ષણની સમસ્યાઓની છણાવટ કરે છે. આખા સંઘમાં તેની શાખાઓ છે.

આ શાખાઓ પોતાની રંગભૂમિઓ ચલાવે છે. ૧૯૩૧ માં સ્થપાયેલ 'ધી સેન્ટ્રલ પપેટ (ઢીંગલા) થીયેટર'ની નામના નોંધપાત્ર છે. આ રંગભૂમિ ખેતરો ઉપર અને ગામડે જાય છે ત્યારે એ પ્રસંગ એક મોટા ઉત્સવસમો બની જાય છે. એ રંગભૂમિનો નિર્માતા ઓબ્રાઝત્સોવ છે. ઘણીવાર એ પોતે પણ રંગભૂમિ પર ઊતરે છે. હજી તો એની ઉંમર પચ્ચીસથી વધુ નથી. અને જ્યારે ઢીંગલાંઓને નચાવતી એની આંગળીઓ વીજળીની જેમ દોરીપર ફરે છે ત્યારે જાણે તેને જાદુઈ હાથ ઉગ્યા હોય એમ લાગ્યા વિના રહેતું નથી. ઢીંગલાંઓને જીવતા કરવાની એ આંગળીઓમાં એટલી તો તાકાત છે કે, સૂક્ષ્મ સચોટ માનવભાવો—આનંદ અને વેદનાની લાગણીઓ તે જડ ઢીંગલાંઓ દ્વારા આબાદ રીતે વ્યક્ત કરે છે, ને સંગીતની ભૂમિકામાં ધાર્યું વાતાવરણ જમાવી દે છે. આ દશ્યોમાં વિવિધતાનો પાર નથી. પુશ્કીન, હંસ એન્ડરસન, કિપલિંગ, માર્ક ટ્વેઇન વગેરેની બાલકથાઓ યા પરીકથાઓથી માંડી, જબ્બર 'રોમાંસ' કથા તે જીવતી કરી જાય છે. સોવિયેતના અગ્રણી મેધાવાનોમાં ઓબ્રાઝત્સોવનું નામ અમર છે.

ઝારના જમાનામાં એક પણ બાળ રંગભૂમિ ન હતી ત્યાં આજે શહેરે શહેરે સ્થપાઈ ગઈ છે. બાળકો માટેની ધંધાદારી રંગભૂમિની સંખ્યા ૬૫ ની છે. આ મંડળીઓ નગરો અને ગામડાંઓમાં જાય, તથા નવી મંડળીઓ ઊભી થાય એની જવાબદારી કેળવણી ખાતાના લોકપ્રધાનને શિરે છે.

બાળકોના વિકાસનું ધ્યેય આ આખી પ્રવૃત્તિ પાછળ હોઈને દરેક પ્રયોગ ભજવાય છે ત્યારે બાળકોના નિષ્ણાતો પ્રેક્ષકો તરીકે જાય છે; અને પ્રેક્ષકો ઉપર કેવા પ્રકારની અસર થાય છે તેનો તેઓ અભ્યાસ કરે છે. બાળકોની સભાઓમાં એની ચર્ચા કરીને, તથા તેમના પત્રોનો થોક ઉથામીને શાળામાંના તેમના કામ (ખાસ કરીને ચિત્ર અને સંગીત) ઉપર શી અસર પડી છે તે જોઈને, તે રિપોર્ટ તૈયાર કરે છે. તેવી જ રીતે દરેક પ્રેક્ષક—બાળક પણ પ્રશ્નોત્તરીનું પત્રક ભરે છે. આ બધાના ધોરણે રંગભૂમિના નિર્માતાઓ, સંગીતજ્ઞો, અભિનેતાઓ તેમના પ્રયોગોમાં ઘટતા ફેરફારો કરે છે.

૧૯૩૦ માં 'ધ થિયેટર ઓફ ચિલ્ડ્રન્સ બુક્સ'ની સ્થાપના કરવામાં આવી હતી. બાળકોએ ક્યાં પુસ્તકો વાંચવાં, પુસ્તકો માટેનો તેમનો પ્રેમ

જગાડવો, પુસ્તકોની સંભાળ લેવી, તથા બાળકો માટે પુસ્તકો કેવી રીતે તૈયાર થાય છે તેનો તેમને ખ્યાલ આપવો, ઇતિહાસનો સાચો પરિચય કરાવવો, બાળકો અને વાલીઓના સંબંધો પર પ્રકાશ પાડવો વગેરે આ રંગભૂમિનું કાર્ય છે. આ રંગભૂમિ પણ 'ઢીંગલા–રંગભૂમિ' છે. આ રંગભૂમિઓ છેક સાઇબીરિયા સુધી ફરી બાળકોના કાનમાં નવા સંસ્કારો ફૂંકવા મથે છે.

આ 'બુક થિયેટર' બાળકોની પ્રકાશન સંસ્થાના સહકારમાં રહી કામ કરે છે.

આવી આ રંગભૂમિનું ખર્ચ (ખોટ) કેળવણી ખાતું જ વેઠે છે.

*

અહીં, સોવિયેતની રંગભૂમિનું તંત્રસંચાલન જોઇ લઇએ. મોસ્કો આર્ટ, મેયરહોલ્ડ, વખ્તાનગોવ, લેનિનગ્રાદનું ઓપેરા–બેલે વગેરે થિયેટરો સીધાં સરકાર હસ્તક છે. બીજાં કેળવણી ખાતાના લોક પ્રધાનની દેખરેખ નીચે ચાલે છે.

દરેક રંગભૂમિને તેનો દિગ્દર્શક હોય છે. તે આખી રંગભૂમિના સર્જન પાછળનો આત્માસમો હોય છે. મોટે ભાગે તો તે પોતે રંગભૂમિનો સ્થાપક હોય છે; જેમકે મેયરહોલ્ડ અથવા સ્તાનિસ્લાવ્સ્કી (મોસ્કો થિયેટર), તૈરોવ (કેમેર્ની થિયેટર) યા ઓખ્લોપ્કોવ (રિયાલિસ્ટિક થિયેટર). પણ રંગભૂમિના તંત્રની વ્યવસ્થા કરવા માટે, જો તે ઇચ્છે તો, તે એક વ્યવસ્થાપકની નીમણુંક કરે છે; તેનું ખાસ કામ રંગભૂમિની આર્થિક દિશા તરફ ધ્યાન આપવાનું તથા રાજ્ય અને રંગભૂમિ વચ્ચે કડી રૂપ બનવાનું છે. આ વ્યવસ્થાપકને બે મદદનીશો હોય છે, જેમાંનો એક કમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય હોય છે. મુખ્ય દિગ્દર્શક યા વ્યવસ્થાપક પાર્ટી સભ્ય હોવો જોઇએ એવો કોઇ આગ્રહ નથી. ખરી રીતે મોસ્કોની રંગભૂમિઓમાં મેયરહોલ્ડ સિવાય કોઇ દિગ્દર્શક પાર્ટી સભ્ય નથી. સોવિયેત રાજ્યને તેના આ બિનકમ્યુનિસ્ટ દિગ્દર્શકોમાં અપાર વિશ્વાસ હોય છે, કેમકે એમાંના મોટા ભાગના તો ક્રાંતિની આગમાંથી તવાઇને આગળ આવેલા છે. ૧૯૩૪ માં વેનિસ ખાતે મળેલી

રંગભૂમિની આંતરરાષ્ટ્રીય પરિષદમાં પ્રતિનિધિ તરીકે બિનકમ્યુનિસ્ટ તેરોવને જ મોકલવામાં આવ્યો હતો.

દરેક રંગભૂમિ પોતાના એક વરસના સર્જનનો અને ખર્ચનો ખરડો તૈયાર કરે છે. એક સાહિત્ય સમિતિ હોય છે, તે બધાં નાટકો વાંચી જઈ નિર્ણય કરે છે; આ કમિટીના દરેકે દરેક સભ્ય સાહિત્ય તથા રંગભૂમિ બંનેના નિષ્ણાત હોય છે. તેમાં કમ્યુનિસ્ટ પાર્ટીનો એક સભ્ય હોય છે; તે રાજદ્વારી સલાહકાર તરીકે કામ કરે છે. દરેક રંગભૂમિ એનું અંદાજપત્ર તૈયાર કરે છે ને તે મુજબ વળગી રહે છે. વ્યવસ્થાપક સાવ મુરખ ન હોય તો ખોટ જવી ત્યાં શક્ય નથી. એમ છતાં અકસ્માતો યા ખાસ કારણસર ખોટ આવે તો રાજ્ય કશા ઉહાપોહ વિના તે વેઠી લે છે. અને જો રંગભૂમિ નફો કરે છે તો તે તેના જ વિકાસ પાછળ ખરચવામાં આવે છે.

ટિકિટો વેચવાની વ્યવસ્થા નમૂનેદાર છે. મોસ્કોમાં 'સેંટ્રલ ટિકિટ ઑફિસ' નામની એક મધ્યસ્થ સંસ્થા છે. તેની શાખાઓ શહેરભરમાં કારખાનાંઓમાં તથા સંસ્થાઓમાં ફેલાયેલી છે. આ સંસ્થા મોસ્કોની તમામ રંગભૂમિની છ માસની ટીકીટો પહેલેથી ખરીદી લે છે; અને કામદાર સંઘો સંસ્થાઓમાં સામટી વેચી નાખે છે. રંગભૂમિ ઉપર કાર્યક્રમને દિવસે ટિકિટ મળવી મોટે ભાગે અશક્ય હોય છે; સિવાય કે મહેમાનો યા પરદેશી પ્રેક્ષકો માટે ખાસ ટિકિટો રાખી હોય.

આ મધ્યસ્થ ટિકિટ સંસ્થાને માથે પોતે ખરીદેલી ટીકીટોમાંથી ૯૩ ટકા ટિકિટો વેચવાની જવાબદારી હોય છે. પણ મોટે ભાગે તે ૯૮ ટકા વેચી નાખે છે. આ રીતે તેને સારી એવી કમાણી થાય છે. બીજી બાજુ રંગભૂમિને પણ ઘણી નિરાંત થઈ જાય છે.

આ ટિકિટ સંસ્થા પણ કમાણી કરીને પછાત રંગભૂમિના વિકાસ પાછળ જ ખર્ચે છે.

બીજી એક વિશેષતા :

રંગભૂમિના શિક્ષણ માટે કોલેજોમાં ખાસ અભ્યાસક્રમ હોવા ઉપરાંત મોટી રંગભૂમિઓ સાથે કેટલીક શાળાઓ ચલાવવામાં આવે છે; જેમકે

મોસ્કોમાં કેમેર્ની થિયેટર સ્કૂલ. આમાં ૧૮ થી ૨૫ વરસની ઉમરના ૫૦ વિદ્યાર્થીઓ છે. તેઓ ૪ વરસની તાલિમ લે છે. આમાં કામદાર વર્ગના સંતાનોને પ્રથમ પસંદગી આપવામાં આવે છે. ચાર વરસના અભ્યાસને અંતે આ વિદ્યાર્થીઓ આપોઆપ તે રંગભૂમિના સભ્યો બને છે, સિવાય કે તેઓ પોતે બીજી જ રંગભૂમિ પસંદ કરે.

રશિયન પ્રજા સત્તાકમાં આવી ૪૪ શાળાઓ છે, જેમાંની ૧૭ તો મોસ્કોમાં છે.

આ તમામ સંસ્થાઓ કામદાર તથા કિસાનોનાં સંતાનોને, પછાત પ્રદેશોની પ્રજાને તાલિમ આપી નૂતન સંસ્કારિતાના હક્કદાર બનાવવા પ્રત્યે વિશેષ ધ્યાન રાખે છે.

: ૨ :

# સંગીત

પશ્ચિમના દેશોમાં સંગીત: ઓર્કેસ્ટ્રા, ઓપેરા–બેલે–નૃત્ય વગેરે પ્રયોગો ગીતનાટયના સંયુક્ત કાર્યક્રમો સમા છે. રંગભૂમિના એક વિશેષ અંગ સમાં છે. રશિયા જેમ સાહિત્ય ક્ષેત્રે પ્રાચીન કાળથી પ્રતિષ્ઠા સંપન્ન છે, તેવી જ રીતે સંગીત ક્ષેત્રે પણ ગ્લિન્કા, દાર્ગોમિઝસ્કી, બોરોદિન, ચૈકોવ્સ્કી, રિમ્સ્કી–કોર્સાકોવ વગેરે ૧૯ મી સદીના મહાન સંગીતવેત્તાઓ ઝારના જમાનાના રશિયાની કીર્તિ દુનિયામાં ફેલાવી ગયા છે.

પરંતુ આ ઉસ્તાદોની ઉચ્ચતમ કલાનો ઉપભોગ તો એ જમાનાના મૂઠીભરોને જ માટે શકય હતો. સંગીત–નૃત્ય એ તો રજવાડી મોજશોખની ચીજ હતી. આથી આ ઉસ્તાદોની કલા ગમે તેટલી ઉચ્ચ કોટિની હોવા છતાં તે રૂંધાઈ રહેલી હતી.

૧૯૧૭ ની ક્રાંતિએ તમામ ગુલામી અને રૂંધામણને દેશવટો દીધો. કલાને ય ગુલામીમાંથી મુક્ત કરી, જનતાની સગી બનાવી દીધી. જીવન

પ્રત્યેનું દૃષ્ટિબિંદુ નખશિખ બદલાઈ ગયું અને સાહિત્ય તથા કલા નવો અવતાર પામ્યાં. ગઈ કાલ સુધી કલાને પોતાની બાંદી રૂપે રૂંધી રાખનાર રાજ્યસત્તા જ હવે કલાની પાલકપોષક બની. ૧૯૧૮ માં ખુદ લેનિને અને ત્યારબાદ સ્તાલિને એના વિકાસ માટે સતત કાળજી રાખી.

કોઈ પણ સામાજિક અંગના વિકાસનો આધાર તો સામાજિક પરિસ્થિતિ ઉપર છે. જે પ્રકારની સગવડો, શક્યતાઓ આપવામાં આવે તે મુજબ સામાજિક અંગોનો વિકાસ શક્ય બને. સંગીત કે કલાના સર્વાંગી શ્રેષ્ઠ વિકાસ માટે તમામ સુપ્ત અને રૂંધાયેલી શક્તિઓને જાગ્રત કરવી જોઈએ. વીસ કોટિ જનતાને નૂતન સંસ્કારિતાની કક્ષાએ લઈ જવી જોઈએ. અને ધીમે ધીમે જાગ્રત શક્તિની યોગ્ય માવજત થવી જોઈએ. સોવિયેતની સરકારે શિક્ષણ પ્રચાર, આર્થિક સહાય અને વિશિષ્ટ સંસ્થાઓ દ્વારા આ સિદ્ધિ હાંસલ કરી. આજે એને પ્રતાપે આપણે સોવિયેતના પછાતમાં પછાત પૂર્વપ્રદેશોમાં ય પ્રચંડ સાહિત્ય કલા સંગીતનો વિકાસ જોવા પામીએ છીએ. થિયેટરો, ઓર્કેસ્ટ્રા, કોન્ઝરવેટરિઝ અને પ્રકાશન ગૃહો, ક્લબો અને કલાગૃહો !

સોવિયેતના નૂતન સંગીતમાં પ્રાચીન મશહૂર સંગીતની જેમ લોકગીતો ને લોકસંગીત અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સમૂહ જીવનનો ધબકારો, અને લોકભોગ્યતા આ સંગીતનો પુરાણો વારસો છે. એટલું જ નહિ પણ દરેક પ્રદેશની પોતાની વિશેષતા સોવિયેત તંત્ર નીચે વધુ ખીલી ઊઠી છે. સાથોસાથ નૂતન પશ્ચિમી સંગીતની સુયોગ્ય મિલાવટમાંથી સોવિયેતના સંગીતે નવો જ દેહ ધારણ કર્યો છે. વધુમાં, વિવિધતા અને પ્રયોગશીલતા તો એના હાડમાં છે.

પરંતુ, સોવિયેતના સંગીતની મહાનતા તો પ્રજાના જીવન સાથેની તેની ઓતપ્રોતતામાં રહેલી છે. કારખાનું કે ખેતર, બાગ કે નહેર, ફોજી કૂચ કે રણમોરચો, શહેરો ગામડાં ને કુટુંબો, કોલેજો ને પ્રયોગશાળાઓ—સોવિયેતના સમસ્ત જીવનમાં સંગીત ને નૃત્ય એટલાં તો વણાઈ ગયાં છે, તે તેમના જીવનનાં સુખદુઃખથી એટલાં ધ્વનિત બનેલ હોય છે કે તેમને કદી સોવિયેતના જીવનથી જુદાં પાડી જ ન શકાય.

કાંઈ નહિ તોય સોવિયેતના સંગીતજ્ઞોના સંઘમાં ૪૦૦ થી વધુ ઉસ્તાદો છે. જેમાંના શોસ્ટાકોવિચ, દરઝિન્સ્કી, મ્યાસ્કોવ્સ્કી, પ્રોકોફિવ, શેબાલિન, શાપોરિન, ગ્લિએર, સ્ટેઇનબર્ગ, કાચાતુર્યાન, ઇવાનોવ, તથા શ્રીમતી માકારોવા વગેરે રશિયન ઉસ્તાદો તથા તે ઉપરાંત યુક્રેનનો લ્યાતોશિન્સ્કી, બ્યેલો રશિયન બોગાતિરોવ, ઉઝબેકનો અશરફી અને સાદિકોવ, તાતારનો ઝિગાનોવ વગેરે જગમશહુર છે.

દિમિત્રી શોસ્ટાકોવિચે તો જગતને ચકિત કરી દીધું છે. ૧૯૧૬ માં પિતર્સબર્ગમાં જન્મેલા આ જુવાને ૩ વરસની ઉંમરથી ઉસ્તાદ પિયાનોવાદક માતા પાસેથી સંગીતના પાઠો શીખવા માંડયા. ને ૭ મે વરસે તો તેણે સારું એવું સંગીતનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. ૧૯૨૬—દસમે વરસે એણે 'પ્રથમ સિંફની' લખી ડિપ્લોમા લીધી. એ 'પ્રથમ સિંફની'નો લેનિનગ્રાદમાં જાહેર પ્રયોગ થયો ને ૧૯૨૬ ના મેની ૧૨ મીએ દુનિયાને એક પ્રતિભાવાન કિશોર સંગીત ઉસ્તાદની આશ્ચર્યભરી જાણ થઈ. એ પછી તો, દર વરસે બે વરસે તે એક પછી એક સિંફની આપતો ગયો—બીજી સિંફનીનો વિષય 'ઑકટોબર ક્રાંતિ'–ત્રીજીનો '૧ લી મે' હતો. પરંતુ ૧૯૪૨ ના લેનિનગ્રાદના ઘેરાના ઘનઘોર દિવસોમાં તેણે લેનિનગ્રાદ પર લખેલી ૭ મી સિંફનીએ તો તેને જગતના સર્વોત્કૃષ્ટ પ્રતિભાવાન સંગીત ઉસ્તાદરૂપે આગળ આણ્યો છે. આ સિંફનીમાં બે કલ્પનાઓને સજીવ કરવામાં આવી છે—એક, પવિત્ર માનવતા ભરી પ્રેમ, શ્રમ અને આનંદની ઉમદા જિંદગી; બીજી, હૃદયહીન યંત્રસમી જંગાલિયત અને મૃત્યુની વિનાશક સૃષ્ટિ.

શોસ્ટાકોવિચે આ ૭ સિંફની ઉપરાંત 'ઑપેરા' 'સોનાટા' વગેરે અનેક સર્જનો કર્યાં છે.

આ ઉસ્તાદને ૧૯૪૦ માં જ સ્તાલિન ઇનામનો અધિકારી લેખવામાં આવ્યો હતો. પરંતુ ૧૯૪૨ માં બીજી વાર તેને એ ઇનામ નવાજવામાં આવ્યું છે.

આટલી અપૂર્વ શ્રેષ્ઠ સિદ્ધિનું રહસ્ય તે જાતે જ સમજાવતાં લખે છે કે, જનતાના જીવન પ્રત્યેની વફાદારીમાંથી કલાની સર્જનશીલતા, સચ્ચાઈ અને વિવિધતા જન્મે છે.

૧૯૪૩ માં સોવિયેત સંઘના સંગીત ઉસ્તાદોની પરિષદ સમક્ષ તેણે રજૂ કરેલા હેવાલમાં મ્યાસ્કોવ્સ્કી, પ્રોકોફિવ, તથા શેયાલિન વગેરેને તેણે આપેલી અંજલિ દ્વારા સોવિયેત સંગીતજ્ઞોએ યુદ્ધના દિવસોમાં બજાવેલી સેવાઓનો ખ્યાલ આવે છે.

કલાકારો (આર્ટ વર્કર્સ) ના સંઘના પ્રમુખ એલેકઝાન્ડર પોક્રોવ્સ્કીએ ૧૯૪૩ ના એપ્રિલમાં 'મોસ્કો ન્યુઝ'ના પ્રતિનિધિને આપેલ મુલાકાતમાંથી આપણને ખૂબ જ ઉત્સાહદાયક માહિતીઓ મળે છે—

"યુદ્ધના પ્રથમ ૨૦ માસ દરમિયાન મોરચાઓ ઉપર ફોજી હોસ્પિટલોમાં તથા પિછાડીની છાવણીઓમાં થઈ ૨ લાખ ૭૦ હજારથી વધુ સંગીત–નાટયના કાર્યક્રમો સોવિયેતના સંગીત નાટ્ય ઉસ્તાદોએ આપ્યા હતા. આમાંના કેટલાક તો દુશ્મનથી ૧૦૦ યા ૨૦૦ વાર જ દૂર ઉજવાયા હતા. આ પ્રત્યેક પ્રયોગ ને કાર્યક્રમે સૈનિકોમાં અદ્દભુત શક્તિ પ્રેરી હતી."

આ પ્રયોગોમાં ભાગ લેનારા કુલ ૩૦ હજાર હતાં, જેમાં પ્રથમ પંક્તિના ઉસ્તાદો પણ હતા.

૬૫ વરસના સંગીત પ્રધાન હાસ્ય નાટકના ઉસ્તાદ લેસકોવે રેલવેમાં, સ્ટેશનો ઉપર, હોસ્પિટલો ને ફોજી છાવણીઓમાં થઈ ૩૪૦૦ વાર વાયોલિનના સૂરો સંભળાવ્યા હતા.

૧૯૪૪ ના નવેમ્બરે સોવિયેત રાજ્યની ૨૭ મી જન્મતિથિ ઉજવાઈ તે વેળા મોરચા ઉપર થયેલા નાટક સંગીતના સમારંભોની વીગતો આપતાં ઓલેગ લિયોનિદોવ લખે છે કે, બેલોરશિયા, યુક્રેઈન, મોલદાવિયા, જ્યોર્જિયા લેતવિયા, લિથુઆનિયા, ઇસ્તોનિયા, ઉઝબેકિસ્તાન, તુર્કમાનિસ્તાન વગેરે વગેરે સ્થળોએથી થઈ ૧૪૦ ટુકડીઓ મોરચા પર અને યુદ્ધ–હોસ્પિટલોમાં ઘૂમી વળી હતી.

સોવિયેત સંઘની "વેરાઈટી કોન્સર્ટ સોસાયટી"એ આ દિવસોમાં ૧૨૦૦ જેટલા કાર્યક્રમો આપ્યા હતા. તેના ૪૦૦ જેટલા અભિનેતાઓ મોરચા પર ઘૂમી વળ્યા હતા. યાકોવ સિનોસ્કીની સરદારી નીચેની મંડળી એકંદર ૧૫

મોરચા પર અને યુદ્ધ જહાજો પર તથા ઉત્તર બાલ્ટિક અને કાળા સમુદ્રમાં લાલ સેના સાથે ઘૂમી હતી અને તેણે ૧૫૦૦ વાર કાર્યક્રમો આપ્યા હતા.

સોવિયેતના આ કલાકારો સોવિયેત સેનાની સાથોસાથ પોલાન્ડ, યુગોસ્લાવિયા, અને રુમાનિયા વગેરેના મુક્ત થયેલા પ્રદેશોમાં પણ જાય છે અને એ જનતા સામે પણ પોતાના કાર્યક્રમો રજૂ કરે છે.

: ૩ :

# ચિત્રપટ

સોવિયેતનાં ચિત્રપટો સોવિયેતના સાંસ્કારિક આર્થિક અને રાજકીય જીવનનો સચોટ પડઘો પાડે છે એટલુંજ નહિ, પણ ત્યાંની ૨૦ કોટિ પ્રજાનું જીવન ઘડતર કરવામાં તેણે અનહદ ફાળો આપ્યો છે. સાહિત્ય, કલા, સંગીત કે નૃત્યો કરતાં ય વધુ વિસ્તૃત અને વધુ ઉપભોગ્ય આયુધ ચિત્રપટનું છે. એથી જ તો એના વિકાસ પાછળ સોવિયેત સમાજે અપૂર્વ શક્તિ લગાવી છે. અને તમામ સંસ્કાર ક્ષેત્રે સોવિયેતે દુનિયાભરમાં જે નામના હાંસલ કરી છે તેનાથી ય અદકી કીર્તિ તેને આ ક્ષેત્રે વરી છે.

ક્રાંતિ બાદ ક્રાંતિનાં દશ્યોને અમર કરતી, લેનિનના જીવનને ગૂંથી લેતી ફિલ્મોમાં 'વિન્ટર પેલેસ'ના દશ્યવાળી 'લેનિન ઇન ઓકટોબર' 'લેનિન ઇન ૧૯૧૭'; એ પછીના આંતરવિગ્રહની તસ્વીર રજૂ કરતી 'વોલ્ચાયેવ્સ્કા ડેઝ' તથા સોવિયેતની વિવિધ પ્રજાઓની લોખંડી મૈત્રી તાદશ કરતી ફિલ્મ 'ફ્રેન્ડઝ' અને અમેરિકામાં પ્રથમ મશહૂર બનેલી મહાન કલાકાર ઇસેનસ્તીનની 'પોતેમકીન' વગેરે ચિત્રપટોની કીર્તિ દેશપરદેશ પહોંચી છે.

ક્રાંતિ બાદ આંતરવિગ્રહના દિવસોમાં ફિલ્મ ઉદ્યોગને વિકસાવવા પાછળ સોવિયેત રાજ્યે વિશેષ ધ્યાન પરોવ્યું હતું. ખુદ લેનિને એ દિવસોમાં જાહેર કર્યું હતું કે ચલતચિત્ર સોવિયેત રાજ્યને મન એક અત્યંત મહત્ત્વની કલા છે.

આજે તો સોવિયેતના પ્રજાના જીવનમાં ચિત્રપટ એક અભિન્ન સંસ્કાર લક્ષણ બની ગયેલ છે. ભવ્ય આલેશાન નટઘરો, માત્ર 'રશિયન પ્રદેશ'માં જ નહિ, પણ આખા સંઘને ખૂણે ખૂણે—પછાતમાં પછાત પ્રદેશમાં—સાઈબીરિયાનાં જંગલો અને કોકેશસની ઝાડીઓ, તુર્કમાન, તાજિકિતાન અને કઝાકિસ્તાનના અતિ પછાત પ્રદેશો સુધી પથરાઇને ઊભાં છે. પોતપોતાની ભાષામાં, પોતાના ખુદના ફિલ્મ ઉદ્યોગોએ તૈયાર કરેલ ચિત્રપટોનો આજે આ પ્રદેશો ઉપભોગ કરી રહ્યા છે. ઝારના જમાનાની સાથે આની કોઈ રીતે સરખામણી શક્ય નથી.

*

ફિલ્મ ઉસ્તાદો—પ્રોડયુસર્સ, ઓપરેટર્સ, સીનીરીઓ લેખકો, સ્ટુડિયો કલાકારો વગેરેની તાલિમ માટે આ દેશમાં વિદ્યાપીઠો છે. એમાં મોસ્કોની 'સ્ટેટ ઇન્સ્ટીટયુટ ઓફ સિનેમેટોગ્રાફી' મશહુર છે. તેની પાસે વિશેષ પ્રકારની તમામ સાધન સામગ્રીઓ છે; ઉપરાંત અત્યાર સુધી રજૂ થયેલી તમામ ફિલ્મોનો સંગ્રહ મોજુદ છે.

બીજા તમામ ઉદ્યોગોમાં જેમ ઉચ્ચ કાર્ય કરવા માટે વિદ્યાપીઠની રીતસર તાલિમની જરૂર પડે છે, તેવી રીતે અહીં ફિલ્મ ઉદ્યોગમાં પણ ચાર વર્ષની તાલિમ આવશ્યક છે. એને માટે વિદ્યાપીઠોમાં ખાસ તાલિમ-વિભાગો હોય છે.

આ ઉપરાંત, લેનિનગ્રાદમાં તથા મોસ્કોમાં આ ક્ષેત્રને અંગે પુરાતત્ત્વી કામ કરનારી અલગ સંસ્થાઓ પણ છે.

પરંતુ સોવિયેતના પ્રત્યેક ક્ષેત્રમાં છે તે અતિ મહત્વનું લક્ષણ અહીં વિશેષ રીતે નજરે ચઢે છે. ફિલ્મ ઉદ્યોગ એ તો પ્રજાજીવનના ઘડતરનું એક ભવ્ય અને કાતિલ શસ્ત્ર છે. એથી કરીને તો, એમાં શક્ય હોય તેટલા વધુ પ્રમાણમાં જનતાનો સાથ, સહકાર આવશ્યક છે. સૌથી પ્રથમ ધ્યાન તો એ વાત ખેંચે છે કે આ નૂતન ફિલ્મોમાં વ્યક્તિઓ કરતાં આખો સમાજ નાટકરૂપે કામ કરતો જણાય છે. સોવિયેતના ફિલ્મ નિર્માતાઓ સમગ્ર રીતે જનતાને કેન્દ્ર સ્થાને રાખવાનો આગ્રહ અમલમાં મૂકી રહ્યા છે.

કોઈ પણ એક ફિલ્મ ઉતરવાની જાહેર થાય, તે દિવસથી માંડી ફિલ્મ રજૂ થાય ત્યાં લગી હજારો નાગરિકો તરફથી હજાર જાતની સૂચનાઓ આવે છે —મેનેજર ઉપર, દિગ્દર્શક ઉપર ને નટનટીઓ ઉપર પણ. જો અમુક કામદાર તરીકે કોઈ નટનટીએ કામ કરવાનું હોય તો તે ક્ષેત્રનાં સેંકડો કામદારો અનુભવો, સૂચનો અને શિખામણો મોકલી આપે છે. તેવી જ રીતે દરેક પ્રકારના પાત્ર અંગે.

અને ફિલ્મ ઊતરવા માંડે છે પછી અનેક પ્રજાજનો ખુદ સ્ટુડિયો પર આવી આવી પોતાની વાત કહેતા જાય છે. નટનટીઓ અને પ્રેક્ષકો એ ઊતરી રહેલી ફિલ્મમાં અપૂર્વ એવી એકતાનતા અનુભવે છે. આ એકતાનતાની એક અનોખી મિસાલ:

'ઓક્ટોબરમાં લેનિન' નામની ફિલ્મ ઊતરી રહી છે. ઝારના 'શીત મહેલ'નો કબ્જો ક્રાંતિકારી સૈન્ય લે છે તે વખતનું દૃશ્ય કેમેરાની આંખે ધમધમાટ ઝડપાઈ રહ્યું છે. ત્યાં તો, ત્યાં ઊભેલા દરવાનથી રહેવાતું નથી. ક્રાંતિકારી ટોળાની ભેળો એ ય એનું કામ છોડી દોડે છે! દૃશ્ય બગડી જાય છે. દરવાન ભાનમાં આવી કહે છે: "મારાથી ન રહેવાયું. શીતલ મહેલનો કબજો લેવાયો ત્યારે હું એમાંનો એક હતો...મારાથી ન રહેવાયું."

આવાં ઉદાહરણોનો પાર નથી.

ઐતિહાસિક ફિલ્મો માટે તરેહતરેહના ફોટાઓ, દસ્તાવેજો, ડાયરીઓ લઈ લઈ એ ઇતિહાસના ઘડવૈયાઓ ફિલ્મ ઉદ્યોગને મથકે ટોળાંબંધ ઊતરી આવે છે. તથા લાલ સેનાનાં દૃશ્યો વખતે રીતસર એના પ્રથમ પંક્તિના સરદારો સુદ્ધાં ફિલ્મ ઉદ્યોગની માગણી અનુસાર સેવાઓ આપી જાય છે. બીજી બાજુ, જનતાનાં ટોળાંનાં દૃશ્ય વખતે સાચોસાચ જનતા એમાં ભાગ લે છે.

વાસ્તવ જીવનની શક્ય તેટલી વફાદારી, છતાં કલ્પના અને રંગોની તેજસ્વી પૂરવણી—સોવિયેત કલાનું ગૌરવ છે.

આંતરવિગ્રહના દિવસોની એક ફિલ્મ—'વોલ્ચાયેવ્સ્કના દિવસો' તૈયાર કરતી વખતે જપાની ફોજે સામે ઝીંકેલી કસોટીઓમાંથી જપાની ગણવેશમાં

કામ કરતા લાલ સૈનિકોને ય પસાર થવું પડયું હતું. અને ભારે ગમ્મતની વાત તો એ છે કે કમાન્ડરે તેમને પહેલાંથી જણાવ્યું ન હતું કે શાને માટે આવી બધી કસોટીઓ અજમાવાઈ રહી છે.

પણ સામાન્યત: 'જપાની દુશ્મન સેના' યા 'વ્હાઈટ ગાર્ડ' (દુશ્મનોની સફેદ ટુકડી)નો પાઠ લેવા કોઇને ઉત્સાહ થતો નથી. એ ધિક્કારપાત્ર પાત્રોનો પાઠ ભજવવા કોઇને મન થતું નથી.

*

યુદ્ધ દિવસોનાં ચિત્રપટોની વિશેષતા શી છે? એમ તો સોવિયેત ચિત્રપટોએ હમેશાં દેશપ્રેમ, કુરબાની, તથા દુશ્મન સામેની આગને જ્વલંત રાખવામાં મોટો ફાળો આપ્યો જ છે. પરંતુ શાંતિ અને ભવ્ય રચનાનાં વરસો દરમિયાન તેણે તેનું લક્ષ ભવ્ય નૂતન સંસ્કૃતિ અર્થે મજૂરીનું મૂલ્ય જાહેર કરવામાં અને તેના પ્રચારમાં પરોવ્યું હતું. પરંતુ યુદ્ધના દિવસોમાં તેણે બે મોરચા સંભાળવાના છે. શાંતિના દિવસો કરતાં ય વધુ ભવ્ય મજૂરીનો મોરચો દેશની રક્ષા અર્થે ચાલુ રાખવો જ રહ્યો; બીજી બાજી રણક્ષેત્રનો મોરચો પણ બઢાવવો રહ્યો.

સોવિયેત ફિલ્મ આ બંને ફરજો અદ્દ્ભુત રીતે પાર પાડે છે. યુદ્ધની પિછાડીમાં યુદ્ધની તૈયારીઓ, સૈનિકોની માવજત, બાળકોનો ઉછેર, મોરચે ગયેલા સૈનિકોનું રોજબરોજનું જીવન, યુદ્ધ તાલિમ; તથા દુશ્મનને હસ્તક પડેલા પ્રદેશોની જનતાની છૂપી પ્રવૃત્તિ, તેનું મનોબળ, યાતના વગેરે 'ન્યુઝ રીલ' દ્વારા દર્શાવવામાં આવે છે; સાથોસાથ ગેરિલાઓ અને રીતસર લાલ સેનાનો દુશ્મનો સામેનો જીવન મરણનો જંગ, તસુ તસુ જમીન માટેનો ભીષણ સંગ્રામ, દુશ્મનોના પાશવી અત્યાચારોની સામે માનવી દિલનો અડંગ નિર્ધાર રજૂ કરવામાં આવે છે.

"Battle of Leningrad" "Battle of Stalingrad" અને Battle of Crel" તથા "Black sea-flit" યા "One day of war" (૧૩ મી જૂન) આવી દસ્તાવેજી ફિલ્મો છે.

યુદ્ધની આવી દસ્તાવેજી ફિલ્મો સોવિયેતના ગૌરવરૂપ છે. આ તમામ ફિલ્મો યુદ્ધની ભીષણ આગમાં ઝંપલાવીને ઝડપી લેનાર કેમેરામેનોના ગૌરવની સાક્ષીરૂપ છે. "લોકોના દુશ્મનોના વેરી" ઉતારવા માટે ૧૭ ફોટોગ્રાફરો કેમેરા ને ફિલ્મ ઉપરાંત પોતાની સાથે હેન્ડ ગ્રેનેડ ને ટોમીગન લઈ દુશ્મને જીતી લીધેલા મુલકમાં દાખલ થઈ જઈ, ત્યાંના ઝિંદાદિલ રુસી ગેરિલાઓની સાથે સાથે ભટકી ૪ માસમાં ૨૦ હજાર વારની ફિલ્મ ઉતારી પાછા ફર્યા ત્યારે જગત દિંગ બની ગયું હતું.

ઓરેલ, સ્તાલિનગ્રાદ યા લેનિગ્રાદના યુદ્ધની તસ્વીરો પણ આ રીતે ખેંચાઈ છે. આજના વર્તમાન યુદ્ધની તસ્વીર જ મૂળે તો અત્યંત મુશ્કેલ છે. એક સાથે પાણી, પહાડ, ધરતી ને આકાશમાં ચાલતા સંગ્રામને—ઝાડી અને પહાડીમાં છુપાઇને સૈનિકોને ઝડપી લેવા અત્યંત મુશ્કેલ છે, એથી ય વધુ જોખમકારક છે. પણ સોવિયેતના કેમેરામેનને માટે એ શક્ય બન્યું છે. એથી જ તો આ દસ્તાવેજી ફિલ્મોનો જોટો દુનિયાભરમાં નથી.

"સોવિયેતનો એક દિવસ" તો એક સાથે અસંખ્ય કેમેરામેનોની સિદ્ધિ છે. ૧૩ મી જૂન ૧૯૪૩ ના એક જ દિવસે ૨૪ કલાક દરમિયાન સોવિયેતને ખૂણે ખૂણે દેશરક્ષાનો જંગ કેવી રીતે ખેલાઈ રહ્યો છે, તેનું અત્યંત કલામય, ઉત્તમ ફોટોગ્રાફીવાળું એ ચિત્ર પણ દેશપ્રેમની એક ભાવના ખડી કરી જાય છે. સૂર્યનું પ્રથમ મૂંગું શાંત કિરણ ક્રેમલિનના ટાવર પાછળથી ડોકાય છે ને પડદો ઊપડે છે. પણ તરતજ એ કિરણને કચડતાં એરોપ્લેનો ને અવાજથી આકાશ ભરાઈ ઊઠે છે. મોસ્કો ગાજી ઊઠે છે.

તરતજ સૈનિકોને મોઢેથી ગાજતું મોસ્કો અને સ્તાલિનનું ગીત આબોહવાને પલટી નાખે છે. પછી તો, છેક ઉત્તરે આર્કટિકમાં દુશ્મનોએ જીતેલી એક ટેકરી પાછી લેવા ઝૂઝતી, બરફ પર સરકનારી ટુકડીઓથી માંડી સેવાસ્તોપોલના જામેલા જંગનાં દૃશ્યો આવે છે. ઝડપી ઝડપી ગતિએ દેશ આખો એક કાય બની ઝૂઝતો નજરે પડે છે, તે ક્ષણે વતનની મહોબ્બત તથા કુરબાનીની તમન્નાથી દિલ ભરાઈ ઊઠે છે.

આ સેંકડો દૃશ્યોમાં સોવિયેતની જનતા જ નાયકરૂપે આગળ તરી

આવે છે. ને પ્રત્યેક ક્ષણે દુશ્મન પ્રત્યેનો ધિક્કાર આગરૂપે ભભૂકતો અનુભવીએ છીએ.

આ મહાન સર્જનની પાછળ ૧૬૦ કેમેરામેનોનો હાથ છે. નિશાની ચતાં સૌ તા૦ ૧૩ ની પરોઢે કેમેરા લઈ ઘૂમી વળ્યા છે, અને સર્વોત્તમ ચિત્રો ઝડપી લાવ્યા છે. યુદ્ધ તો ખરું જ, પણ વરસાદ, ધુમ્મસ, બરફ, પહાડ, તોફાન, યુદ્ધ બધું તેઓ ઝડપી લાવ્યા છે.

આ ફિલ્મના ઉતારનારાઓ નાગરિક પોશાક ને સગવડો યા સલામતીની લાગણી કેમ જાણે સાવ વિસરી ગયા છે. એમાંના કેટલાય તો સામસામી ટૅંકોના ખૂનખાર જંગનાં ચિત્ર ઝડપવા જતાં દુશ્મનની ગોળીએ વીંધાઈ ગયા છે. ઘાયલ થયા છે; તો કેટલાય જાન પાથરી ચૂકયા છે. તેમ છતાં દુશ્મનનાં વિમાન–મથકો, અમલદારોની છાવણીઓને ઝડપી લેવાનું ચૂકયા નથી. એક દિવસની આ ફિલ્મ આવા મહાન ત્યાગોનું સર્જન છે. આખો મુલક યુદ્ધની છાવણી બની ગઈ છે તેનું સચોટ ભાન આ ચિત્ર કરાવવા સમર્થ બન્યું છે.

હજારો જુદા જુદા ટુકડાઓને એક તાંતણે પરોવનાર ડાયરેકટર (માઇકેલ સ્લુત્સ્કી) ની શક્તિ તથા ફોટોગ્રાફીની ઉચ્ચતમ કલા બેનમૂન જાહેર થઈ છે.

"મેડિસીન એન્ડ વૉર"—ફિલ્મ તેના શિર્ષક કરતાં ઘણું વિશેષ મહત્ત્વ ધરાવે છે. આ ફિલ્મમાં અનેક વિખ્યાત અભિનેતા–કલાકારોએ ભાગ લીધો છે. માનવજીવન માટેનો જે પ્રેમ સોવિયેતની જનતાને બર્બર નાઝીઓ સામેના જંગમાં ખેંચી જાય છે, એજ માનવપ્રેમ તેના દાકતરો ને નર્સોને યુદ્ધ મોરચે ઘાયલની માવજત અર્થે લઈ જાય છે. યુદ્ધની કોઈ પણ નીતિ કે નિયમ વિનાના દગાખોર દુશ્મનના ઘોર હલ્લા નીચે ક્ષણોક્ષણ જીવન ગુમાવવાની તૈયારી સાથે સેવા બજાવતાં નરનારીઓની પરાક્રમ ગાથા આ ચિત્રપટ સચોટ રીતે રજૂ કરે છે. સાથો સાથ ઘાયલ દેશબાંધવો માટે પોતાનું લોહી આપતાં આપતાં પિછાડીમાં વસતાં નરનારીઓ અને સતત રીતે શસ્ત્રક્રિયા તથા દવાઓ અને ઉપચારોની નવી નવી શોધમાં લાગી રહેલા વિજ્ઞાનિક–બુદ્ધિજીવીઓની પિછાન આપણને આ ચિત્રપટ પરથી થાય છે.

અને આજ લાગણી હજી વધુ વિવિધ રીતે અન્ય ચિત્રપટો દ્વારા રજુ થઈ છે. ભરપૂર વિવિધતા હોવા છતાં, તેમાંથી એક સળંગ સૂર ગુંજ્યા જ કરે છે. દુશ્મનનો નવોસવો હલ્લો થાય છે ત્યારનું અત્યંત શાંત, સુખી સંસ્કારી જીવન; ત્યાર બાદ દુશ્મનની ઇરાદા પૂર્વકની, ધરતીને 'અ-રુસી' બનાવવાની પ્રતિજ્ઞા પૂર્વકની સ્ત્રીબાળકોની જાથુકી કતલની, અસંખ્ય નારી-દેહોની કત્લની પાશવી કરપીણુ કહાણી; મુલાયમ માતાઓ–વહુઓની કઠોર કસોટી અને એ અગ્નિમાંથી તવાઇને બહાર આવતી ચંડિકાસમી રૂસી નારી! પછી તો એ નારી ગેરિલા બને છે, ગેરિલાની સરદાર બને છે; માતૃત્વ યા પત્નીત્વનો સાદ એને ગોઝારા દુશ્મનો સામેના આખરી જંગમાં સર્વસ્વની કુરબાની કરવાની હિંમત પાય છે; ઇંચિ ઇંચિ ધરતી માટેની તેની જાનફેસાની અસંખ્ય ઇન્સાનોને કઠોર બનાવી મોરચે ખેંચે છે.

"No Greater Love" (She defends her country) અને "Rainbow" (મેઘધનુષ) આનાં ઉત્તમ ઉદાહરણો છે.

*

આ ઉપરાંત, સોવિયેતના પુરાણા ઇતિહાસના વીર્યશ્રીના પ્રસંગોને, ભૂતકાળમાં દેશને માથે ઉતરેલી આફતને સમયે મંડાયેલા દેશરક્ષાના સંગ્રામને તથા તેના સેનાનીઓને ચિત્રપટ પર ઉતારી આજે જંગે ઝૂઝતી જનતાને પ્રેરણા પાવાનું કામ ચિત્રપટો કરે છે. "જનરલ સુવોરોવ" તથા "એનું નામ છે 'સુખે-બેટાર'" (જેમાં ૧૯૨૦–૨૧ ના સમયમાં માંગોલિયાના જુલ્મી સત્તાખોરો સામેના લોકનેતાની કથા છે) ઉત્તમ કક્ષાની આવી ફિલ્મો છે.

અને હળવા આનંદની ફિલ્મોમાંથી પણ ફરી ફરી દેશપ્રેમનો ધ્વનિ ગુંજી ઊઠે છે. "નાઝિરુદ્દિન ઇન બોખારા" (ધ ડિસ્ટર્બર ઓફ ધ પીસ) એક પુરાણી લોક કથા છે. એનો નાયક જુના જમનામાં કેવી રીતે લોકોને જમીનદારો–રજવાડાના ત્રાસમાંથી ઉગારે છે એની હળવી દિલચસ્પ કહાણીને કચકડા પર મઢી લેવામાં આવી છે.

*

એક નવી જ દિશા ખોલતી ફિલ્મ "જીવન સંગ્રામ" છે. મધ્ય એશિયાના રેગિસ્તાનના રણોમાંથી પશુ જીંદગીનાં સંગ્રામનો હુબહુ ચિતાર એમાં રજૂ

કર્યો છે. સાપ અને નોળિયાનો બિહામણો સંગ્રામ, સાવજ અને જંગલી ભેંસનો ભીષણ સંગ્રામ, અને નાના નાના જંતુઓની દિનચર્યા સુદ્ધાંનાં સાચાં ચિત્રો અદ્‌ભુત ઉસ્તાદીથી ઝડપી લીધાં છે. અને આખરે આ ભીષણ દશ્યો ગુલાબી દશ્યોમાં પલટાવા માંડે છે. એ વેરાન રેગિસ્તાનને સોવિયેતનાં માનવીઓએ નૂતન જીવન આપ્યું છે. વેરાનને ખેતી, વનસ્પતિ, બાગબગીચાથી મધમધાવી દીધું છે. માનવ શ્રમ અને સંસ્કારનો વિજય લહરી ઊઠે છે.

*

સોવિયેતના ફિલ્મ નિર્માતાઓએ ઝેકોસ્લોવાકિયાની હિટલરી દુશ્મનો સામેની પોતાની આઝાદીની લડતને 'જોન ધ ઇલ્યુઝિવ' ફિલ્મ દ્વારા રજૂ કરી છે. 'એના દેશની રક્ષક' ફિલ્મને મળતી છતાં ઝેકોસ્લોવાકની ધરતીની વિશેષતાઓ રજૂ કરતી, સમાન દુશ્મન સામેના સંગ્રામની આ ફિલ્મ માટે તેનો દિગ્દર્શક વ્લાદિમિર પેત્રોવ સ્તાલિન ઇનામનો ભાગ્યશાળી બન્યો છે.

બીજી, પડોશી પ્રદેશની ફિલ્મ 'ઇરાન' છે.

અને સોવિયેત ચિત્રપટ કલાની ધન્યતા પુકારતો એક નૂતન પ્રયોગ: "ઢીંગલા ચિત્ર"—'પપેટુન.'

અમેરિકાના વોલ્ટ ડિઝનીના મશહૂર રંગીન ઢીંગલા ચિત્રોમાં નૂતન દૃષ્ટિ અને જાગ્રત માવજત જોવાં હોય તો તે "રમકડાંનું સ્વર્ગ" જોવું રહ્યું. બાળકોને જ લક્ષમાં રાખી એના તંદુરસ્ત ઘડતરની વિશિષ્ટ દૃષ્ટિ અહીં નજરે ચઢે છે. આ ચિત્રમાં બાળકની સૃષ્ટિ ખડી કરવામાં આવી છે. પણ એની એ રમકડાંની સૃષ્ટિ વાસ્તવજીવનનાં કિરણોથી પ્રકાશમાન બનેલી છે. એના ભાવિજીવનની એ સૃષ્ટિ છે—જેમાં નાવિક, હબશી, લંગડા ને મૂંગાં માનવીઓનો સમાવેશ થયો છે.

ઇસેનસ્તિન, દોવઝેન્કો પુદોવકિન વગેરે નામો સોવિયેતની સરહદો ઓળંગી જગતની ફિલ્મ સૃષ્ટિમાં ફિલ્મ સર્જકો તરીકે પહોંચી ગયાં છે; તો લુબા ઓરલોવા, ચેર્કાસોવનાં નામો ઉત્તમ નટ તરીકે. જ્યારે 'પોતેમકિન' 'વોલ્ગા–વોલ્ગા', 'ચેપેયેવ', 'ઓક્ટોબરમાં લેનિન', 'ભવ્ય પરોઢ', 'ગોર્કીનું શૈશવ' 'જનરલ સુવોરોવ', 'સંગીત કથા' અને તાજેતરમાં

'તેના દેશની રક્ષક' 'મેઘધનુષ' વગેરે વગેરે ઉત્તમ ચિત્રપટો તરીકે દુનિયા ભરમાં મશહૂર બન્યાં છે.

પરંતુ સાથોસાથ, સોવિયેત નાગરિકોમાં પ્રથમ પંક્તિની પરદેશી ફિલ્મ પ્રત્યેનો પ્રેમ પણ પારાવાર છે. ચાર્લી ચેપ્લીનની ફિલ્મો એમાં અગ્રણી છે. એટલું જ નહિ પણ સોવિયેતે એના ૫૦ વરસ પૂરાં થયાં ત્યારે મહોત્સવ પણ ઉજવ્યો હતો.

સોવિયેતમાં ફિલ્મ ઉદ્યોગની પ્રગતિ તાજુબ કરે એવી છે! અહીં પણ પહેલી બે પંચવર્ષીય યોજનાઓને જ યાદ કરવી રહે છે. ૧૯૨૯ પહેલાં સોવિયેતની ફિલ્મનો ટુકડે ટુકડો અને પ્રત્યેક કેમેરો પરદેશથી ખરીદાઇને આવતો હતો. પરંતુ ૧૯૩૧–૩૩ માં ૧૮ કરોડ ૩૮ લાખ ફીટ અને ૧૯૩૭–૩૯ માં ૧ અબજ ૫૩ કરોડ ૮૧ લાખ ફીટ સોવિયેતમાં જ પેદા કરવામાં આવી હતી! ૧૯૪૨ માં ૧ અબજ ૫૪ કરોડ ફીટની ગણત્રી રાખવામાં આવી હતી.

૧૯૨૯ માં જેની પાસે આ ઉદ્યોગમાં નોંધવા જેવું કશું ન હતું એની પાસે આજે પોતાનું બધું છે—સાઉન્ડ સીસ્ટીમ, કલર સીસ્ટીમ, કારટુન સીસ્ટીમ, પપેટ સીસ્ટીમ, થ્રી ડાયમેન્શનલ સીસ્ટીમ વગેરે.

આજે તો ચિત્રપટો (સાઇલેન્ટ ફિલ્મ) માંથી બોલપટો (સાઉન્ડ–ફિલ્મ) ઉપર સોવિયેતની ફિલ્મ કળા પહોંચી ગઇ છે, સાથે એનો પ્રચંડ પ્રચાર પણ થયો છે.

૧૯૩૭માં ૯૦૦૦ સીનેમાઓ હતા; ૧૯૪૧ માં ૬૦,૦૦૦ થયા હતા! આમાં શાળાઓની અંદરના સીનેમાઓની ગણત્રી તો કરી નથી.

વાર્ષિક બેઠકોની ગણત્રી પણ આ વિકાસનો ખ્યાલ આપે છે. ૧૯૨૮ માં ૩૧ કરોડ બેઠકોની સગવડ હતી, ૧૯૩૯ માં ૯૫ કરોડની થઇ હતી. અને ૧૯૪૨ માં યુદ્ધ વચ્ચે ન નડયું હોત તો ૨ અબજ ૭૦ કરોડ બેઠકોની ગણત્રી કરવામાં આવી હતી.

અને એ વિકાસનો ખ્યાલ આપનારી એક ત્રીજી હકીકત એ છે કે હરેક ફિલ્મની નકલોમાં પણ જબરો વધારો થયો છે. છે. ૧૯૩૭ માં સરેરાશ

૨૧૦ નકલો દરેક ફિલ્મની ઉતારવામાં આવતી; ૧૯૩૯ માં ૪૬૭ અને ૧૯૪૧–૪૨ માં ૧૦૦૦!

આજે મૉસ્કોમાં મૉસ્ફિલ્મ તથા લેનિનગ્રાદમાં લેનફિલ્મ જેવાં ફિલ્મ–નગરો છે. ઉપરાંત બાળકોની ફિલ્મ, કારટુનોની ફિલ્મ, સાયંટિફિક ફિલ્મ, સમાચાર ફિલ્મ વગેરેના ખાસિયતોવાળાં મથકો પણ અનેક છે. યુક્રેઈન, બ્યેલો રશિયા, જ્યોર્જિયા, આર્મેનિયા, અઝરબેઈજાન, તાજિકિસ્તાન, કઝાકસ્તાન, કિરગિસ્તાન વગેરે પ્રદેશોમાંય પોતપોતાની ભાષાઓમાં ફિલ્મો તૈયાર કરવાનાં ઉદ્યોગગૃહો છે.

યુદ્ધની પારાવાર મુશ્કેલીઓ છતાં સોવિયેત ચિત્રપટે જે પ્રગતિ સાધી છે તેનો એક વર્ષનો—૧૯૪૨ નો અંદાજ ઇવાન બોલ્શાકોવ (સોવિયેત સંઘના લોકપ્રધાન મંડળની સીનેમેટોગ્રાફી કમિટીના પ્રમુખ) આપતાં ૧૯૪૩ ની શરૂઆતમાં કહે છે કે—

યુદ્ધ શરૂ થયું ત્યારથી સીનેમા ઉદ્યોગોને ભયગ્રસ્ત પ્રદેશોમાંથી ખસેડીને મધ્ય એશિયાના પ્રજાતંત્રમાં મોટા પાયા પર શરૂ કરી દેવામાં આવ્યા હતા. અને એક બાજુ જ્યારે દેશના નબીરાઓ દુશ્મન સામે સંગ્રામ ખેલી રહ્યા હતા ત્યારે સીનેમાના ક્ષેત્રમાં ડૂબેલાઓ જંગમાં પોતાનો સાથ 'કચકડાની તલવાર' (ફિલ્મ) દ્વારા આપી રહ્યા હતા. કઝાકિસ્તાનના ડુંગરોની વચ્ચે આલ્માઆતામાં, અને તાશ્કંદ, આશ્ખાબાદ, સ્તાલિનાબાદમાં જબરજસ્ત યાંત્રિક ફિલ્મ ઉદ્યોગના પાયા નાખી રહ્યા હતા. એવી બીજી ઇમારતની તૈયારી યુરલના ઔદ્યોગિક મથક સ્વર્દલોવ્સ્કમાં થઈ રહી હતી. આ ઉભી થઈ રહેલી એકે એક ઇમારત ફાસિસ્ટો સામેના જંગની ટેકો સમી હતી.

*

પરંતુ આ સૌની પદ્ધતિઓ નિરનિરાળી હતી. છતાં સૌએ વીર્ય–શૌર્યના ઐતિહાસિક બનાવોને જીવંત બનાવ્યા હતા.

એક માત્ર ૧૯૪૨ ની સાલમાં ૧૬૦ કેમેરામેને ૪ લાખ મીટરની રણમોરચાની ફિલ્મ ઉતારી હતી. અને બીજી ૯૦ મોટી ફિલ્મો તૈયાર કરી હતી. ૧૯૪૩ ના નવા વરસ દરમિયાન એમની યોજના 'રશિયન પીપલ'

પુદોવકિનને હાથે, અને ઇસેન્સ્તીન જેવા પ્રખર નિષ્ણાતને હાથે 'જોન ધ ગ્રેટ', 'ઈવાન ધ ટેરિબલ'; 'ચેપેયેવ'ના સર્જક વાસિલેવ બંધુઓ કોર્નિચુકના નાટક 'ધી ફ્રંટ'ને કચકડામાં મઢનાર છે; અને યુજેન પેત્રોવ તથા આઈ. ઈલ્ફની નવલકથા "લિટલ ગોલ્ડન કાફ" અને નેપોલિયન સામે લડીને વિજયી બનનાર 'કુતુઝોવ' વગેરે ચિત્રપટો તૈયાર થઇ રહ્યાં છે.

ત્યારે યુક્રેનમાં દોવઝેન્કો "યુક્રેન ઈન ફ્લેઈમ્સ" તૈયાર કરી રહ્યો છે; અને પ્યારેવ "ધ ગર્લ ફ્રોમ મોરકો". "મોરકો સ્કાઇઝ" પણ એજ પ્રકારની દેશરક્ષાની કથા છે.

એકંદર ૧૯૪૩ ની સાલ ચિત્રપટની બાબતમાંય ૧૯૪૨ ને હરાવવા કમર કસી રહી હોય એવી ખાત્રી થાય છે.

# ૨૧

# ચિત્રકલા:

# મ્યુઝિયમ:

સોવિયેત રશિયાના આત્માની છબિ એની ચિત્રકલામાં અત્યંત સુરેખ ઉઠાવ લે છે.

ક્રાંતિ-પછીના પલટાતા સમાજ જીવનમાં ચિત્રકલાએ એક કાતિલ હથિયારનું કામ આપ્યું છે. છેક નજીવી દેખાતી વાતો—"ગમે ત્યાં થૂંકો નહિ", "અજ્ઞાન ઊંડી ખાઈ છે" "દારૂના દૈત્યથી દૂર રહો" વગેરેથી માંડી ઉચ્ચ સંસ્કારી જીવનના આદર્શો રજૂ કરવામાં ચિત્રકલાએ અપૂર્વ ભાગ ભજવ્યો છે. વર્ષો સુધી ઝારશાહી નીચે અબૂધ રહેલી ૧૮ કોટી પ્રજાને પુશ્કિનથી માંડી ગોર્કી સુધીના પ્રચંડ સંસ્કારસ્રોત દ્વારા પુનિત કરવામાં સોવિયેત રાજ્યે ચિત્રકલાને મહત્ત્વની લેખી છે. અને આ સંસ્કારિતા મજૂરીના ગૌરવને જીવનમાં ઉતાર્યા વિના, પ્રચંડ ઔદ્યોગીકરણ વિના, ઉચ્ચ શિક્ષણ અને તાલિમ

વિના શક્ય નથી—એ વાત ગળે ઉતારવામાં ચિત્રની વાણીએ જે ફાળો આપ્યો છે તે મૂક છતાં મહત્ત્વનો છે.

પરંતુ નાઝી હલ્લા બાદ, ભીષણ આફતના દિવસોમાં પોતાના દેશની અને પોતાની સંસ્કારિતાની રક્ષા અર્થે સોવિયેતે આદરેલા સંગ્રામમાં તો ચિત્રકલાએ કદાચ બીજાં અનેક કલા આયુધો કરતાં વધુ તાકાત સિદ્ધ કરી છે. સોવિયેતની સુષુપ્ત શક્તિને તેણે જાગ્રત કરી છે. એટલું જ નહિ પણ દુશ્મનનો પરિચય આપવામાં તેણે સફળતા હાંસલ કરી છે. નાઝી હુમલા પાછળનો હેતુ, નાઝીવાદનું સ્વરૂપ, નાઝી જંગાલિયતની અકલ્પ્ય ભીષણતા, નાઝી શિક્ષણ અને તાલિમની અમાનુષિતા, નાઝી જુઠ્ઠાણાં ને રાજકીય દંભની પોકળતા અને નાઝી મનોબળની કંગાલિયત વગેરે તે રજૂ કરે છે. આજે બોરિસ એફિમોવ સોવિયેતના સીમાડા ઓળંગી જગતભરમાં મશહૂર બન્યો છે કેમકે એની પાસે આ બધું રજૂ કરવાની અદ્દ્ભુત કટાક્ષશક્તિ છે. 'ક્રોકોડાઇલ' (સોવિયેતનું કટાક્ષ–પત્ર) તથા 'ઇઝવેસ્તિયા'માં પ્રસિદ્ધ થયેલાં એનાં કટાક્ષચિત્રો બેનમૂન છે.

"મારે કાને 'સંસ્કાર' એવો શબ્દ માત્ર પડે છે ને હું મારી પિસ્તોલની ચાંપ દબાવું છું—" નાઝીવાદના આ સૂત્ર (નાઝી મશહૂર લેખક જોસ્તે) ને રજૂ કરતું એફિમોવનું ચિત્ર ૧૯૩૬ જેટલું જૂનું, છતાં આજેય એટલું જ વેધક છે. અને એનું એવું બીજું કટાક્ષચિત્ર "આધ્યાત્મિક સંતાન" દ્વારા તે જર્મની અને ઇટલિના "ઉચ્ચ જાતિના સિદ્ધાન્ત" પર ફટકો લગાવે છે. તથા જર્મનીના "જ્ઞાન–અધ્યયન" નો પરિચય 'ખૂની તાલિમ'નું ચિત્ર દોરી તેણે આપ્યો છે. અને એક બીજા પોસ્ટર દ્વારા તે સૂચવે છે—જર્મનીમાં સરકારી સિવાયનાં પોસ્ટરો પર પ્રતિબંધ છે: પણ એ સરકારી પોસ્ટરો શું શીખવે છે? 'અમુક જાતિઓ નીચી છે, માટે આ ધરતી પરથી એમને ઉખાડી નાખવાની તાલિમ લો' વગેરે. બોરિસ એફિમોવનાં આ બધાં ૧૯૩૬ જેટલાં જૂનાં ચિત્રો છે. ૧૯૪૧ નું એનું એક કટાક્ષચિત્ર હિટલરની વાણીને નક્કર સ્વરૂપે રજૂ કરે છે: "મારા વફાદાર સૈનિકો! જીવવા માટે તમને પૂર્વના પ્રદેશમાં પૂરતી જગા મળી રહેશે; તમે નચિંત રહો..." અને સાચેજ ચિત્ર બતાવે છે કે એના લાખો

વફાદાર સૈનિકો સોવિયેતની ધરતી પર ૭ ૭ ફૂટની જગાઓ લઈ નચિંત થઈ સદાને માટે પોઢી ગયા છે!

આજ ક્ષેત્રે એક ચિત્ર ઉસ્તાદોની ત્રિપૂટી—કુપલોવ, ક્રાયલોવ, અને સોકોલોવ "કુકિનિકસી"ને નામે મશહૂર છે. એમની પીંછી હિટલરી પાશવતાનું જેટલું ધિક્કાર અને ધૃણાયુક્ત સ્વરૂપ રજૂ કરે છે એટલી તાકાત બીજે ભાગ્યે જ નજરે પડે છે. "માણસખાઉ" "નાઝી કુત્તાઓ" "માનવભક્ષી શાકાહારી" તથા "છૂપો લૂંટેરો" વગેરે ચિત્રો આ શીર્ષકો કરતાં અનેક ગણો વધુ ધિક્કાર પેટાવે છે. તો બીજી બાજુ કોરેત્ઝકી, ઇવરાના, એ. બેઝેનોવ વગેરેનાં કટાક્ષચિત્રો અને ભીંત ચિત્રો દેશરક્ષાની ભવ્ય વીરતાના પ્રતીકો ખડાં કરી જાય છે. જૂની દંતકથાઓ, બાળકથાઓ, દેશ કથાઓ તથા પશુ–પક્ષી કથાઓનો ઉપયોગ કરી આ કલાકારો એજ વાર્તાઓને નવા લેબાસમાં રજૂ કરે છે ને આખા દેશની આંખોને જીતી લે છે. વિ. ઇવાનોવનું "વિજય અને પુનર્મિલન" (વિજયને અંતે સૈનિક પતિનું પત્ની સાથેનું મિલન) માત્ર સૈનિકોનાં જ દિલને નહિ, પણ સારી પ્રજાનાં હૈયાંને હર્ષનાં આંસુથી ભરી દે છે.

સોવિયેતનાં ચિત્રો–ભીંતચિત્રોને કટાક્ષચિત્રોમાં આપણને સોવિયેતનાં આ સંગ્રામનો આખો ઇતિહાસ મળી રહે છે. ૧૯૪૧ના ઓક્ટોબરમાં મોસ્કો ભયમાં હતું ત્યારે ગોબેલ્સે ગર્જના કરી હતી: "મોસ્કો હાથવેંતમાં છે." આજ શીર્ષકવાળું ચિત્ર બતાવે છે કે, "પણ ગોબેલ્સે સોવિયેતની વજ્ર મુઠ્ઠીની ગણત્રી કરી જ ન હતી!" તેવી જ રીતે "દુશ્મનની જડ ઉખેડો"નું ચિત્ર બતાવે છે કે વાત સાચી–નાઝીઓની જડ ઊખડી જ રહી છે!

સૈનિકોને ઉદ્દેશીને દોરેલાં ચિત્રોદ્વારા દુશ્મન ઉપર કેવી રીતે હલ્લો કરવો વગેરે પાઠ આપવામાં આવ્યા હોય છે. તો વળી જૂના સરદારો સુવોરોવ તથા કુતુઝોવની યાદ આપી, તેમના જેવું મનોબળ કેળવવાનું શિક્ષણ બીજાં ચિત્રો આપી જાય છે. ઉપરાંત, નેપોલિયને રશિયા પર હલ્લો કરી પોતાની જે વલે વહોરી લીધી હતી, એ તો ૧૯૪૨ ના આ યુદ્ધ વખતે કોઈ ભૂલી જ શકતું નથી. ખુદ હિટલરે પોતેજ પોતાની જાતને નેપોલિયન બોનાપાર્ટ સાથે સરખાવ્યો હતો! અલબત્ત, સ્તાલિને તરતજ તેના ભાષણમાં

(૧૯૪૧ ના નવેમ્બરમાં) કહ્યું હતું કે, બંને વચ્ચે એટલી જ સમાનતા છે, જેટલી બિલાડી ને સિંહ વચ્ચે હોઈ શકે. અને આનો પડઘો સેંકડો ચિત્રોમાં પડયો છે. વળી નેપોલિયન સરખા સિંહને પણ મોસ્કો આગળથી જ ભાગવું પડયું હતું—૧૯૧૨ ના ઇતિહાસની એ યાદ સોવિયેત કલાકારો ફરી ફરી રજૂ કરે છે અને ૧૩૦ વર્ષ પૂર્વેના ઇવાન તેરેબેનેવ તથા જી. કુઇકિશાંક વગેરે કલાકારોએ નેપોલિયન સામેના એ જંગનાં અનેક સુંદર ચિત્રો સર્જ્યાં હતાં, તેમાંથી આજે હિટલર સામેના યુદ્ધમાં સેંકડો કલાકારો અને લાખો યોદ્ધાઓ પ્રેરણા લઈ રહ્યા છે. આ કલાકારો વિવિધ ચિત્ર-આલ્બમો દ્વારા યુરોપ ભરમાં મશહૂર બન્યા છે. પણ સોવિયેતના સેંકડો કલાકારોમાંના તો આ થોડાક જ છે.

*

જૂની પેઢીના ફેવોર્સ્કીની નામના તો દુનિયાભરમાં એક ઉત્તમ લક્કડ-કલાકાર તરીકે પ્રસરી ચૂકી છે. દેનેકા, ગોન્ચારોવ, પિમેનોવ વગેરે તરુણ કલાકારો આને ચરણે બેસી શીખ્યા છે. એવો જ પાવેલ નેવિન્સ્કી વોટર કલરનો ઉસ્તાદ છે. તો આંતરવિગ્રહના દિવસોથી જાણીતો થયેલો કટાક્ષ કલાકાર મૂર તો મોસ્કોના રસ્તાઓ ઉપરની સર્વોચ્ચ અને ખુશનુમા શણગાર-કલા માટે નામના પામી ગયો છે. અને લેનિનગ્રાદનો લેબેદેવ મહાકવિ માયકોવ્સ્કીનો ૧૯૧૭-૨૨ નો સાથીદાર. ત્યારે બંને જણાએ પોસ્ટર-કલામાં નવા અખતરાઓ શરૂ કર્યા હતા. લેબેદેવ તો શહેરી મિજાજના અખતરાશીલ કલાકાર તરીકે હજી ય જાણીતો છે. અને ઇસાક બ્રોદસ્કી—નેચરાલિસ્ટ કલાકાર રશિયન કલાકારોમાં અગ્રણી હતો. ક્રાંતિની શરૂઆતથી જ તેણે પોતાની જાતને ક્રાંતિના સાથમાં વણી દીધી હતી. ૧૯૩૨ માં 'સોવિયેત આર્ટ એકેડેમી'ના વડા તરીકે તેને નીમવામાં આવ્યો હતો.

લેનિનગ્રાદના કલાકારોનું સુવિશાળ જૂથ આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. એ ઉત્તમ કલાકારોએ લેનિનગ્રાદના જીવનમરણના જંગમાં કલમ પેનસીલ ને પીંછી ઉપરાંત બંદૂક ને તોપનાં આયુદ્ધો પણ સર્જ્યાં હતાં. આખરે તો જનતાના અસ્તિત્વને ટકાવવાનો, ખૂની દુશ્મનને મારી હટાવવાનો સવાલ

હતો. અને આ યોદ્ધાઓ પેનસીલ પીંછી અને તોપ તમંચા—તમામ આયુદ્ધોમાં પ્રવીણ પૂરવાર થયા હતા. યારોસ્લાવ નિકોલેવ તેનાં રંગચિત્રો માટે મશહૂર થયો. "શાને કાજે?" (what for?) તેનું અત્યંત કરુણ રંગ ચિત્ર છે. જુવાન નમણા નારી દેહો ચુંથાઈ છુંદાઇને બરફના ઢગ પર સૂતા છે! શાને કાજે?—કલાકાર પૂછે છે. આ જ કલાકારનું બીજું એવું જ કરુણ રંગ ચિત્ર છે "ઘર આંગણે" (Return). એક સૈનિક ઘેર પાછો આવે છે ત્યારે જાણે છે કે એની પત્ની ઉપર શા શા પાશવી અત્યાચારો નાઝી નરપશુઓએ વીતાવ્યા હતા, અને એની સામે ઝૂઝતાં તે ખતમ થઈ ગઈ હતી. માતા ગુમાવેલો એનો નાનો પુત્ર પિતાને જોતાં જ ગળે વળગી પડે છે. અને પૂંઠે ઊભેલા એક સાથી સૈનિકની આંખો દ્રવી રહી છે.

નિકોલેવનાં રંગ ચિત્રો ચિત્તને પકડી બેસે એવાં સચોટ છે. જ્યારે, નિસર્ગ ચિત્રોમાં કુસુમોવ, પાકુલિન અને જી. ગાઉગોત વગેરે મોખરે છે. પણ ૭૦ વરસના વૃદ્ધ વ્લાદિમિરોવની પીંછીય હજી એટલી જ તેજદાર છે. અને સ્ત્રી ચિત્રકાર વી. એ. રાયેવ્સ્કાયા સચ્ચાઇ ને સાદાઇની કલા માટે બેનમૂન છે. મોટાં ચિત્રો માટે નામના પામેલાઓમાં સેરોવ મહાન છે. સિત્તારો, દવોરાકોવ્સ્કી એના સાથીદારો છે; અને લાકડામાંની ચિત્ર કલા માટે નામાંકિત ડીન. પાપલોવ વગેરે છે. લેનિનગ્રાદના કલાકારોમાં સેરેબ્યાની, રુત્કોવ્સ્કી, પાખોમોવ વગેરે જાણીતા છે. જ્યારે સ્થાપત્ય કલાકારોમાં વી. લિશેર અને સ્ત્રી કલાકાર વી. ઇસ્સાયેવા આગળ પડતાં છે.

વિશેષ તો એ છે કે લેનિનગ્રાદના કલાકારો પોતાનું એક "ધ ફાઇટીંગ પેનસીલ" નામનું સામયિક પણ ચલાવે છે.

સોવિયેતભરમાં તો હજારો કલાકારો છે. એ સૌનાં નામોલ્લેખ શક્ય નથી. આવશ્યક નથી. પણ ૧૨ વર્ષ પૂર્વે લાલ સેનાના રાજદ્વારી વિભાગે શરૂ કરેલ ગ્રેકોવ સ્ટુડિયોની નોંધ કરી લઇએ. સોવિયેતના યુદ્ધને તસ્વીરોમાં મૂર્ત કરનારા આ કલાકારોમાં પોર્ટ્રેઇટ માટે દેનિસ્સોવ, પ્રાવદિન, ગોલોવાનોવ વગેરે તથા વિશાળ ફલકના ઉસ્તાદોમાં ગોરપેન્કો, ક્રિવોનોગોવ, સાયકો વગેરે કુદીબંધ છે. રંગચિત્રોનાં ઉસ્તાદોમાં કોન્ચાલોવ્સ્કી, એફ્રાનોવ, માશ્કોવ, કોરિન વગેરે છે. મોસ્કોની આર્ટ સ્કુલના સંચાલક બક્ષેયેવ સ્તાલિન ઇનામના

વિજેતા છે અને રશિયાના જૂનામાં જૂના એક કલાકાર છે. જ્યારે ૧૯ વરસનો કલાકાર વિકટર શેવ્સ્તોવ સ્તાલિનગ્રાદને મોરચે પગ ગુમાવી પાછો આજે મોસ્કો સ્ટુડિયોમાં આવી પીંછી લઈ બેસી ગયો છે. એના જેવોજ બીજો ૨૦ વરસનો નિકોલાઈ પારામોનોવ, સાર્જંટ માકેયેવ અને લિતવાક વગેરે અપંગ બન્યા બાદ પાછા કલા ખંડમાં બેસી ગયા છે. યુદ્ધમાં સાથીદાર હોવાની એમની નેમ તેઓ વળી પાછા બરછીને બદલે પીંછી દ્વારા સિદ્ધ કરી રહ્યા છે.

સ્થાપત્ય કલામાં સોવિયેત ભરમાં નામના પ્રાપ્ત કરનાર સ્ત્રી કલાકારો—વેરા મુખિના અને સારા લેબેદેવાએ સોવિયેતના વિવિધ ક્ષેત્રનાં મહાન નરનારીનાં બાવલાં સર્જ્યાં છે. એના પ્રેક્ષકો બોલી ઊઠે છે : "આ તો જાણે જીવતી વ્યક્તિઓ જ છે; હમણાં બોલી ઊઠશે !" સ્તાલિન ઇનામ વિજેતા એન. ઝુકોવનાં ચિત્રો—'લેનિનની સ્મૃતિ' 'માર્ક્સની યાદ' વગેરે પણ એવાંજ જીવતાં બોલી ઊઠે તેવાં જીવન-ચિત્રો છે. જ્યારે સુરકોવ 'ઓર્ડર ઓફ લેનિન'નો વિજેતા-વિખ્યાત કલાકાર છે.

સોવિયેતના બીજા મહાન કલાકારોમાં વૃદ્ધ અને વિખ્યાત પી. કોન્ચાલોવ્સ્કી રંગચિત્રો, જીવનચિત્રો અને કુદરતચિત્રોમાં પાવરધો છે. જ્યારે સર્જી જેરાસિમોવ વિશાળ ફલક ઉપરનાં જીવંત ચિત્રો આલેખવામાં ઉસ્તાદ છે. મહાન કલાકારો સાવ્રાસ્સોવ, લેવિતાન અને સેરોવના એક સાથીદાર તરીકેનું સ્થાન તેણે પ્રાપ્ત કર્યું છે. જ્યારે એલેકઝાન્ડર દૈનિકો, માસિકો, કિતાબો અને વાર્તાચિત્રોમાં આગળ તરી આવે છે. એનો પોતાનો ખાસ શોખ અખાડાનો, જુવાન શરીરોની તાલિમનો છે. સુઘડ સશક્ત દેહો પ્રત્યેની તેની લાગણી તેની કલામાં પણ પ્રતિબિંબિત થઈ છે. જુવાન ડી. શ્મારિનોવ પ્રખ્યાત પુસ્તકોના પ્રખ્યાત ચિત્રકાર તરીકે જાણીતો થયો છે. દોસ્તોવ્સ્કીની 'ક્રાઇમ એન્ડ પનિશમેન્ટ,' લર્મોન્તોવની 'હીરો ઓફ અવર ટાઇમ્સ' એલેક્સી તોલ્સ્તોયની 'પીટર ધ ગ્રેટ' વગેરે વિખ્યાત કિતાબોમાંનાં ચિત્રોનો તે સર્જક છે. અને નાઝીઓના હત્યાકાંડનાં દશ્યો તેની કલમે ચઢે છે ત્યારે દુશ્મન પ્રત્યે ધિક્કાર પેદા કરવામાં તે અચૂક સફળ થાય છે.

*

આ અને આવા સેંકડો કલાકારોનાં રંગચિત્રો–તૈલચિત્રો–રેખાચિત્રો–નિસર્ગચિત્રો, જીવનચિત્રો, યા કટાક્ષચિત્રોના વિશાળ ઢગમાંથી ગમે તે ચિત્ર ઉઠાવો—એમાં યુદ્ધ તો છે જ છે. ભલે તોપો ને બંદૂકો ન હો, ભલે ધુમાડા ને આગના ગોટા ન હો, ભલે સેનાપતિઓ અને ફોજો ન હો, ભલે દુશ્મનના દેહો ન હો, પણ બધે જ—પાણી, પથ્થર અને જંગલોનાં જ ચિત્રો કેમ ન હો, પણ બધેજ યુદ્ધનો પડઘો ગુંજી ઊઠ્યા વિના રહેતો નથી. સર્જી જેરાસિમોવનાં ધરતી અને કુદરતનાં રૂપાળાં ચિત્રો આજે કારમા દુશ્મનની વધુ કાતિલ યાદ આપ્યા વિના રહેતાં નથી. રશિયન ધરતી પર આવરતી કાળી રાત્રીના ચિત્રદ્વારા કલાકાર કુલિકોવ દુશ્મનના કાળ ઓછાયાની સ્મૃતિ તાજી કર્યા વિના રહેતો નથી. અને 'સંત્રી'—એક માત્ર જર્મન-સંત્રી! ગામ આખું સૂમસામ છે. એક માત્ર નાઝી સંત્રી ઊભો છે. તદ્દન સાદું ચિત્ર ભય, ભીષણતા અને ધિક્કારનું પ્રતીક બની ગયું છે.

પ્લાસ્તોવનું કટાક્ષચિત્ર "બહાદૂરી" (exploit): ખેતર—રશિયન ખેતર જ! નથી બંદૂકો તોપો કે ટેન્કો. પણ ભરવાડનો એક દીકરો લોહીનું ખાબોચિયું ભરીને પડ્યો છે. પાસે એનો વફાદાર કૂતરો ઉના શ્વાસ લેતો છેલ્લી ઘડીઓ ગણી રહ્યો છે. દૂર દૂર એક નાઝી હત્યારો એની આ બહાદૂરીની બડાશમાં ભાગતો દેખાય છે.

"ઝોયાની (તાન્યા) ફાંસી" તો કદાચ સોવિયેત ચિત્રકલામાં એક અમર સર્જન છે. એના સહસર્જકો પેલી વિખ્યાત કુક્રિનિક્સી–ત્રિપૂટી છે.

લાલસેનાની ચમત્કારિક સિદ્ધિઓ અને નાઝીઓના પરાજયની કહાણીઓ ચિતરનારા કલાકારોના જૂથોનો પાર નથી. મોસ્કો, લેનિનગ્રાદ, સ્તાલિનગ્રાદ, કે સેબાસ્તોપોલ હો—દરેકે દરેક જંગનાં વાસ્તવ ચિત્રોનો કોઇ અંદાજ નથી. પુરાણા યુદ્ધ સામંતોથી માંડી આજના વીર સુભટો તથા નેતાઓ અને શહીદોનાં ચિત્રો—પોર્ટ્રેટોએ તો એક વિશિષ્ટ કલારૂપ વિકસાવ્યું છે. રણ-વિદાય, લાલસેનાની કૂચથી માંડી ખાઇઓમાં લડતા, અને છાવણીઓમાં આરામ લેતા સૈનિકો, તથા વિજયને અંતે પાછા ફરતાં ગામડાં—ગામ જનતા, ધણ વગેરેનાં હુબહુ દશ્યો (દા. ત. ચિત્રકાર લેપતેવનું ધ કેટલ હર્ડ રિટર્ન્સ); અને એક બાજુ અત્યાચારો (દા. ત. શ્મારિનોવનું

"ફાંસી" તથા બીજી બાજુ, "ઘાતકીઓને નશ્ચિયતં"નાં ચિત્રો કોઈ પણ ચિત્ર પ્રદર્શનને ભરી દે, ને કોઈ પણ કલાકારને ગૌરવ આપે એવાં હોય છે.

૧૯૧૭ ની ક્રાંતિનાં (વાનેત્સિયાનનાં વિશાળ ફલક ઉપરનાં ચિત્રો) અને ૧૯૧૮ થી ૨૦ ના આંતરવિગ્રહનાં ચિત્રો પણ આજે પ્રેરણારૂપ બની ગયાં છે.

*

સોવિયેતના જનયુદ્ધે કલાકારોની પીંછી છીનવી નથી લીધી પણ તેને નવી દૃષ્ટિ, નવી શક્તિ, નવી તાજગી અને અપાર અખૂટ વાસ્તવિકતા અને કલ્પના માટેની સામગ્રી આપી છે.

*

આ ટૂંકા પરિચયને અંતે આપણે ઇન્ગ્લેન્ડના અત્યંત મશહૂર "કાર્ટુનિસ્ટ" ડેવિડ લોને યાદ કરીશું. સોવિતના કટાક્ષપત્ર "ક્રોકોડાઇલ" ઉપરના પત્રમાં તે લખે છેઃ

"મેં મારાં વ્યાખ્યાનો તથા પત્રોમાં અનેક વાર તમારા કાર્ટુનિસ્ટોની કલ્પના શક્તિ તથા કલાપૂર્ણ રજૂઆતમાં રહેલી જીવનમયતા અને તેજસ્વિતાની પ્રશંસા કરી છે. 'ક્રોકોડાઇલ' કટાક્ષપૂર્ણ કલાની એક નોંધપાત્ર દિશા ઉઘાડી રહેલ છે એમ મને લાગે છે. સો વર્ષ પૂર્વે પારિસમાં મહા મેધાવાન કલાકાર દોમિયરના નેતૃત્વ નીચે ફિલિપને જેનો પાયો નાખ્યો હતો તેને તમે વિકસાવી રહ્યા છો."

●

કલાકારોની માવજત આ દેશમાં જેટલી થાય છે. એટલી બીજે ક્યાંય થતી નથી. કલાકારોનાં પોતાનાં ટ્રેડ યુનિયનો હોય છે (વર્કર્સ ઓફ આર્ટ ટ્રેડ યુનિયન) વિદ્યાર્થી દશામાં પણ આના સભ્ય બની શકાય છે. આ દરમિયાન તેને સ્કોલરશીપ મળે છે; અને ખાસ પ્રસંગોએ તેણે તૈયાર કરેલાં ચિત્રો માટે તેને દામ પણ મળે છે. ટ્રે. યુ. તેનાં આ હિતો, ઉપરાંત તેની માંદગી વખતે દવા, તથા એલાવન્સનું ધ્યાન રાખે છે. અને ભણી રહ્યા બાદ બેકાર ન રહે એ માટે તજવીજ કરે છે. જો કે, સોવિયેતમાં શરીર હલાવવા તૈયાર

કોઇને પણુ બેકાર રહેવાની વારી આવવી શક્ય નથી. કલાકારોની ય માંગ ત્યાં બેશુમાર છે. આમ છતાં, જરૂર પડયે લોન વગેરે આપવામાં ય ટ્રે યું. મદદ કરે છે.

સામાન્યત: ચાર યા પાંચ વર્ષની કૉલેજની તાલિમ લીધા પછી કલાકાર તેના "આર્ટિસ્ટ કોઑપરેટિવ"માં શામેલ થાય છે. કોઈ પણુ બે સભ્યોની સૂચનાથી તેને સભ્ય બનાવવામાં આવે છે. દાખલ ફી માત્ર ૧૦ રૂબલ છે. આ સહકારી મંડળી તેના સભ્યોની વતી અનેક જવાબદારીઓ ઉપાડી લે છે. કલાકારનો જરૂરી સામાન તે ખરીદી આપે છે. સુંદર મકાન ભાડે મેળવી આપે છે. તથા કલાકારની કૃત્તિઓને મ્યુઝિયમો તથા પ્રદર્શનો દ્વારા ખ્યાતિ આપે છે, અને વેચી પણ આપે છે, જેમાંથી સહકારી સંસ્થા ૮ ટકા લેખે છે.

જો કલાકાર ઇચ્છે તો આ સંસ્થા કલાકાર સાથે કરાર કરી લે છે. કલાકાર વરસમાં અમુક પ્રકારનાં અમુક ચિત્રો તૈયાર કરવાની યોજના તથા તેનાં તૈયાર ચિત્રો 'ઉસ્તાદોની કમિટી' આગળ રજૂ કરે છે. (આ કમિટીની ચૂંટણી પણુ સંસ્થાના તમામ સભ્યોએ જ કરેલી હોય છે.) અને તેના અંદાજ મુજબ સંસ્થા કલાકારને દર મહિને પહેલાંથી નાણાં આપે છે. કલાકારની કમાણી વધુ હોય તો તે વર્ષ આખરે તેને ચૂકવવામાં આવે છે; અને ઓછી હોય તો બીજા વરસના હિસાબમાં ખેંચવામાં આવે છે. રશિયન પ્રજાતંત્રમાં જ ૪૦૦ કલાકારો આ રીતે સહકારી સંસ્થા સાથે કરાર કરી નચિંત બની જીવે છે.

આ ઉપરાંત ઘણી વાર જુદી જુદી સંસ્થાઓ તથા સરકારને જુદા જુદા પ્રસંગોએ કલાકારોનું કામ હોય છે, ત્યારે આ સંસ્થાની કમિટી તરફથી યોગ્ય કલાકારોની પસંદગી કરવામાં આવે છે. આજ રીતે, પામિર અને આર્કટિકની મુસાફરીએ ઊપડતી ટુકડીઓ પણુ કલાકારોને સાથે લઈ જાય છે. અને અમુક ચિત્રો તૈયાર કરી દેવાનો કરાર થાય છે, જેના બદલામાં સામાન્યત: પ્રવાસ ખર્ચ ઉપરાંત માસિક ૬૦૦ રુબલ આપવામાં આવે છે. આ પ્રવાસ દરમિયાન કરાર ઉપરાંતનાં ચિતરેલાં તમામ ચિત્રો કલાકારની જ મિલ્કત ગણાય છે. સામાન્યત: દર વરસે ૫૦૦ જેટલા કલાકારોને આવો લાભ મળે છે. આ બધામાંથી સહકારી સંસ્થાને ૮ ટકા કમિશન મળે છે.

આ સહકારી સંસ્થાઓ ઉપરાંત ‘ આર્ટિસ્ટ ક્લબ ’ હોય છે. આ સંસ્થા જુદા જુદા ક્ષેત્રોના કલાકારો વચ્ચે નીકટનો સંબંધ બાંધવા અને વધારવા તરફ વિશેષ લક્ષ આપે છે. એને માટે સામયિકો, સભાઓ, સમારંભો, પ્રદર્શનો વગેરે ભરે છે, તથા લાયબ્રેરી રમતો વગેરેની પણ સગવડો રાખે છે. પરંતુ આ ટ્રેડ યુનિયનો સહકારી મંડળીઓ અને ક્લબો કલાકારનાં આર્થિક અને બાહ્ય હિતો પ્રત્યે વધુ લક્ષ આપે છે; તો ‘આર્ટિસ્ટ ક્રિએટિવ યુનિયન’ કલાકારની કલા અને તેના વિકાસ તરફ વધુ ધ્યાન આપે છે. આવાં યુનિયનોમાં ‘ મોસ્કો યુનિયન ઓફ સોવિયેત આર્ટિસ્ટ ’ સૌથી મોટું છે. આ સંસ્થા કલાના પ્રદર્શનો, સામાયિકો, સભાઓ અને પર્યટનો વગેરે ગોઠવવા ઉપરાંત કલાની ખાસ સમસ્યાઓનાં અભ્યાસ વર્તુળો અને પ્રયોગ-ગૃહો ચલાવે છે. અને દેશપરદેશની વર્તમાન અને પ્રાચીન વિવિધ કલા ઉપર ઊંડો અભ્યાસ થાય છે.

: ૨ :

# મ્યુઝિયમો

સોવિયેતના સંસ્કારી જીવન ઉપરના નાઝી હુમલાનું સ્વરૂપ રજૂ કરતો ટુચકો નાઝી અખબાર ‘ ફ્રેન્કફર્ટર ઝુટાંગ’માંથી મળે છે.

દુશ્મનનો હલ્લો થતાં એક સોવિયેત ગામના નાગરિકો પોતાની તમામ મિલ્કત તથા ઇમારતોને ધીખતી ધરામાં ફેરવી નાખી રક્ષણ મોરચે ચાલ્યા જાય છે, ત્યારે એક માત્ર ઊંચી ઇમારત એવી ને એવી શાંત સ્વસ્થ ઊભેલી છે. એ છે ગામનું નાનું શું કિતાબઘર.

નાઝી સૈનિકો ગામનો ‘ કબજો ’ લે છે. અને સ્વસ્થ ઊભેલી ઇમારતમાં વિજયીના હુંકાર સહિત પ્રવેશે છે. પણ હજારો કિતાબો ઉપર નજર ફેરવી ફેરવી તેઓ નિરાશ થતા જાય છે. ‘ દિલને ગમે ’ એવી કોઈ કિતાબ એમને ત્યાં જડતી નથી ! એમાં તો પેલા નાચીઝ પુશ્કિન, ગેટે, બાયરન, શેક્સપિયર,

**અને એવો જ બીજો પેલો જ્યુ જર્મન કવિ હેન્રી હેઇનની કિતાબોથી ભરેલાં ક્યાંટો છે! આ તે કેવી લાયબ્રેરી?**

ગુસ્સામાં આવી કિતાબોને લાતે ઉડાવી આગ પેટાવી તેઓ ચાલતા થાય છે!

અને આ કાંઈ રડ્યોખડ્યો બનાવ નથી. સોવિયેતની ધરતી પર જ્યાં જ્યાં તેમણે પગ મૂક્યો છે. ત્યાં ત્યાં તેમણે સંસ્કારિતાના પ્રત્યેક પ્રતીકને ઇરાદાપૂર્વક ઉજાડી નાખ્યાં છે. પુશ્કિનની જન્મ ભોમ મિખાલોવ્સ્કોય અને તોલ્સ્તોયની નગરી યાસ્નાયા પોલ્યાના સોવિયેત નાગરિકોને મન મહાન સંસ્કારનાં પ્રતીક હતાં. તેમણે એ ગામોને, પુશ્કિન અને તોલ્સ્તોયનાં તમામ સ્મારકોને મ્યુઝિયમની જેમ રક્ષ્યાં હતાં. ૧૯૧૮–૨૦ ના આંતરવિગ્રહ દરમિયાન પ્રત્યાઘાતી શ્વેતફોજને લાલ સેનાએ વિનંતી કરી હતી કે તોલ્સ્તોયના આ અમર ધામને "તટસ્થ પ્રદેશ" તરીકે આપણે ગણીએ. પણ શ્વેત ફોજને આવા સંસ્કારોની કશી કિંમત ન હતી.

આ પ્રસંગને બે દાયકા ઉપર વીતી ગયા હતા ત્યારે નાઝી બર્બરોએ એ જ પુણ્યભૂમિને ગંદામાં ગંદી રીતે ઉજાડી હતી.

આ મહાન તોલ્સ્તોયના નામને અમર કરતું મ્યુઝિયમ સોવિયેત સમાજમાં એક અમૂલું ધન હતું. ૧૯૩૭ માં આ તોલ્સ્તોય–મ્યુઝિયમમાં ૧૪૦૩૦ તો પ્રદર્શનીય વસ્તુઓ હતી. અને એની લાયબ્રેરીમાં ૪૫૦૦૦ કિતાબો તથા ૭૦ હજાર અખબારોની કાપલીઓ હતી—જે સહસ્ર મુખે મહાન વિભૂતિની પ્રશસ્તિ ગાઈ રહી હતી. બાજુમાં એ વિભૂતિના જ હસ્તાક્ષરોમાં લખાયેલ ૯૧૦૦૦ કાગળોનો ભંડાર સંરક્ષાયેલો હતો!

આજે દેશ ભરમાં તોલ્સ્તોયના શુભ નામને અમર કરતાં ત્રણ મ્યુઝિયમો છે. વળી મહાન સંસ્કાર આત્મા ગોર્કીના નિવાસ સ્થાન નિઝની–નોવગોરોદ (હવે 'ગોર્કી'નગર)માં એક અને બીજું મોસ્કોમાં ગોર્કી–મ્યુઝિયમ છે. તેવી જ રીતે સોવિયેત યુગના મહાન કવિ માયકોવ્સ્કીના નિવાસ સ્થાનની સ્મૃતિ 'સાહિત્ય–મ્યુઝિયમ' રૂપે અમર બની રહી છે. અને ક્લિનના

નિવાસી મહાન રશિયન સંગીતજ્ઞની સ્મૃતિ પણ એજ રીતે સંગીત-મ્યુઝિયમ રૂપે ઝળહળી રહી છે.

*

સોવિયેત સરકારે ૧૯૧૮ થી ૩૮ ના ૨૦ વર્ષના ગાળામાં શાળા અને સંસ્થાઓનાં મ્યુઝિયમો ઉપરાંત ૭૦૦ થી વધુ મ્યુઝિયમોને અસ્તિત્વમાં આણ્યાં છે. જેમાંના સર્વોત્તમ—મોસ્કોમાંનાં ત્રણ—'સેન્ટ્રલ લેનિન મ્યુઝિયમ,' 'રેડ આર્મી મ્યુઝિયમ' તથા 'મ્યુઝિયમ ઓફ રેવોલ્યુશન' છે.

લેનિન-મ્યુઝિયમની ૩ વરસની કારકીર્દિમાં ૩૫ લાખ નાગરિકોએ લાભ લીધો હતો. એની અતિ લોકપ્રિયતાને કારણે એની શાખાઓ જુદે જુદે સ્થળે શરૂ કરવામાં આવી છે. આ મ્યુઝિયમો સંસ્કારનાં અપૂર્વ ધામ છે. જ્ઞાન અને કલાના અલભ્ય ભંડારો અહીં ભરેલા છે. દરેક મ્યુઝિયમને પોતાની વિશિષ્ટતા છે. આ મ્યુઝિયમો સોવિયેતની ભવ્ય ક્રાંતિ, તેના સંગ્રામો, તેના નેતાઓ અને તેમની સ્મૃતિઓ તથા સોવિયેતની સર્વાંગી સિદ્ધિઓના અરિસા સમાં છે. જનતા પોતાના પુરાણા જીવનની અને નવા જીવનની સરખામણી પણ અહીં કરી શકે છે. અને આ મ્યુઝિયમોની વિવિધ વસ્તુઓ જનતાનો પ્રેમ જાહેર કરી જાય છે. સંગ્રહયોગ્ય ઐતિહાસિક અને સાંસ્કારિક વસ્તુઓના આ ઢગ તો જનતા પાસેથી જ આવેલા હોય છે!

"મોસ્કોના ઐતિહાસિક મ્યુઝિયમ"નો ઉલ્લેખ વિશેષ રીતે આવશ્યક છે. રશિયાનું એક પુરાણું મ્યુઝિયમ આજે નવે સ્વરૂપે ઊભું છે. એમાં ૧૨૦૦૦ તો કીમતી પ્રદર્શનીય વસ્તુઓ છે. વોલ્ખોવ નદીને કિનારે એક આખું ગામ મ્યુઝિયમ રૂપે પલટી દેવામાં આવ્યું છે. તમામ ઐતિહાસિક અવશેષોનું આ સંગ્રહ સ્થાન છે.

જીલ્લે જીલ્લે પથરાયેલાં સંગ્રહસ્થાનો સોવિયેતની નૂતન સંસ્કારિતાના મૂક સંદેશ વાહકો બની ચૂક્યાં છે.

●

સોવિયેતનાં અન્ય સંસ્કાર સ્થાનો અને આરામગાહોનો ટૂંકો પરિચય અહીં જ લઈ લઈએ.

કામદાર જીવનની ભવ્ય હિફાજતના પ્રકરણમાં આપણે એની ઝાંખી તો કરી લીધી છે. અને સોવિયેતમાં તો 'શરીર અને મનનો શ્રમ' એવા કોઈ ભેદો નથી; એવી કોઈ ઉચ્ચ નીચતા નથી. સોવિયેતનો કાયદો જ (કલમ ૧૧૯) સોવિયેત નાગરિકને આરામ અને આનંદનો હક્ક આપે છે. અને એ હકકને અમલી બનાવવા શક્ય હોય તેટલી વધુ તક તથા સગવડ આપે છે.

પુરાણા રાજમહેલો અને જમીનદારોના બંગલાઓ આજે કલબ, સેનેટોરિયમ, મ્યુઝિયમ, લાયબ્રેરી વગેરેમાં ફેરવાઈ ગયા છે. ૧૯૩૯ માં સોવિયેત દેશમાં આવી ૯૫૬૦૦ કલબ, તથા ૭૦,૦૦૦ લાયબ્રેરીઓ હતી. ૧૯૨૯ થી ૩૯ નાં ૧૦ વર્ષમાં સોવિયેત સરકારે આ સંસ્કાર ક્ષેત્રમાં પહેલાં કરતાં ૨૦ ગણાં નાણાં ખર્ચ્યાં છે. ટ્રેડ યુનિયનો, સહકારી મંડળીઓ તથા અન્ય જાહેર સંસ્થાઓએ કરેલું ખર્ચ તો જુદું જ. ૧૯૩૮ માં કુલ્લે ૪૨૦૦ કરોડ રૂબલ આ ક્ષેત્રે ખર્ચાયા હતા.

સોવિયેતના કાયદા અનુસાર તમામ ઉદ્યોગો તથા સંસ્થાઓ તેમના કુલ પગારનો ૧ ટકો સંસ્કારક્ષેત્રમાં વાપરવા માટે ટ્રેડયુનિયનોને આપે છે. આ રકમ કાંઈ કામદારોના પગારમાંથી કાપી લેવામાં નથી આવતી; પણ સંસ્થા પોતે ખર્ચે છે. આ ઉપરાંત ટ્રેડ-યુનિયન તેના સભ્યોની ફીમાંથી આ ક્ષેત્રે ખર્ચે તે જુદું. જેમકે, મોસ્કોમાંનું એક 'રેલવેમેન્સ સેન્ટ્રલ હાઉસ ઓફ કલ્ચર' આ ક્ષેત્રે દર વરસે ૧ કરોડ ૭૦ લાખ રૂબલ ખર્ચ કરે છે!

આ કલબો અત્યંત વિશાળ ધોરણ પર ચાલે છે. સંગીતના જલસા, નાટ્ય પ્રયોગો, રાજકીય ચર્ચાઓ, ભાષણો, માન અને સ્વાગત સમારંભો, સાહિત્ય અને કવિતાના મુશાયરાઓ, ચિત્રપટો, રમત હરીફાઇઓ, કલા–પ્રદર્શનો, અખાડા અને શિકારની શરતો સુદ્ધાં અહીં થાય છે. માત્ર ટ્રેડ યુનિયનોને હસ્તક ૫૯૭૨ આવાં સંસ્કાર સ્થાનો છે. જ્યાં, કાંઈ નહિ તો, ૬૦ લાખ નાગરિકો રોજ લાભ લે છે. ઉપરાંત, કલાના આ વર્ગોમાં ૭૦૦૦૦ જુવાનો શિક્ષણ લે છે. આજે મશહૂર બનેલા કેટલાય કલાકારોએ આવી કલબોમાં એમનો કલાનો કકકો ઘૂંટ્યો હોય છે!

લેનિનગ્રાદમાંના ગોર્કી–સંસ્કાર–ગૃહમાં ૨૪ કલા–વર્તુળો ચાલે છે, જેમાં ૧૩૧૭ વિદ્યાર્થીઓ છે. આ ગૃહોમાં ઉદ્યોગો અને વિજ્ઞાનની તાલિમ પણ આપવામાં આવે છે.

દરેક કલબને તેની લાયબ્રેરી હોય છે. જેમાં સામાન્યતઃ ૨–૩ હજાર પુસ્તકો હોય છે. જ્યારે મોટી કલબોમાં ૫૦ થી ૮૦ હજાર પુસ્તકો સામાન્યતઃ હોય છે. અને વિશાળ ધોરણે નિષ્ણાતો દ્વારા વ્યાખ્યાનો ગોઠવવામાં આવે છે. લેનિનગ્રાદની એક 'બેકર્સ કલબ'માં ૧૯૩૮ ના માસમાં ૨૫૭ વ્યાખ્યાનો ગોઠવવામાં હતાં—લગભગ રોજનું એક!

*

હજી આનો વધુ સચોટ ચિતાર પાટનગર મોસ્કોનો "ગોર્કી સેંટ્રલ પાર્ક ઓફ કલ્ચર" આપે છે. પ્રથમ પંચવર્ષીય યોજનાની ગૌરવ પ્રતિમા સમો આ પાર્ક મોસ્કો નદીને કિનારે ૪॥ માઇલના પટ ઉપર પથરાયેલો છે. રોજ રોજ ૬૦ થી ૭૦ હજાર નાગરિકોને તે આરામ આનંદ ને સંસ્કાર આપે છે. છૂટી યા તહેવારોના દિવસે તો ૨॥ થી ૩ લાખની મેદની જામે છે.

દરેક વરસે આ બાગ ૨૦ લાખ ચમનોને મ્હેકાવે છે. ઉમદાં પૂતળાં, ફુવારા અને લતાકુંજો પથરાઇને પડ્યાં છે. વચ્ચે વચ્ચે આરામ સ્થાનો ને બેન્ડ સ્થાનો છે.

આ પાર્ક આરામ આપે છે, આનંદ આપે છે, સાથે સાથે સંસ્કાર આપે છે. સંગીત, કલા, સાહિત્ય, રમતો, નાટ્ય, વિજ્ઞાન વગેરે વગેરે ક્ષેત્રોના રસિયાઓ માટે ભરપૂર સગવડો ને તકો છે. દરેકના ઉસ્તાદો મદદ માટે તૈયાર છે. રમત ગમતો ને શૂટીંગ માટે વિશાળ મેદાનો છે. સ્કેટિંગ કરનારા માટે ય સગવડ છે. અને ૨૦ હજાર નાગરિકો રોજ એનો લાભ લે છે. અને અહીં હરીફાઇઓ જામે છે ત્યારે ઉસ્તાદોને જોવા લાખો નાગરિકોનો મેળો મળે છે.

આ ૪॥ માઇલના પાર્કમાં ૭ તો રંગભૂમિઓ છે. સરકસો અને સીનેમાગૃહો છે. એકાદ કુડી જેટલાં સંગીત મથકો છે. અહીંનું 'ગ્રીન થિયેટર' સોવિયેતની ખુલ્લી રંગભૂમિઓમાં અગ્રણી છે. ૨૦–૨૦ હજારની મેદની, એક સાથે લાભ લઈ શકે એવી તો એની રચના છે. 'ઓર્ડર ઓફ લેનિન'

આમ કરનાર ઓલ્શોઈ થિયેટર અહીં વારંવાર તેના પ્રયોગો રજૂ કરે છે. પણ આ ઉપરાંત ઉસ્તાદોની પાસે સેંકડો જુવાનો રોજ અહીં તાલિમ લેતા ને પ્રયોગો રજૂ કરતા હોય છે. વિવિધ વિષયો ઉપરના નિષ્ણાતો વ્યાખ્યાનો આપે છે. અને પુસ્તકો તથા સામયિકોની વિવિધતાનો તો પાર નથી. અહીંની લાયબ્રેરીમાં ૪૦ હજાર ગ્રંથો છે. રોજ ૩ હજાર કિતાબો વંચાવા બહાર જાય છે.

ખાસ 'કવિદિન'—મુશાયરા ગોઠવાય છે, જ્યાં ૫૦ થી ૬૦ કવિઓ તેમની પ્રસાદી આપે છે. અને પ્રેક્ષકો ચર્ચા પણ કરે છે. તહેવારો અને ઐતિહાસિક દિવસોએ પ્રદર્શનો તથા ખાસ સમારંભો ગોઠવાય છે. વળી, જ્ઞાન સંસ્કારની પરિષદો માટે ય આ પાર્ક મશહૂર છે.

આ પાર્ક જોયા પછી મહાન ફ્રેન્ચ સંસ્કારસ્વામી રોમાંરોલાંએ કહ્યું હતું: "સૌથી ઉમદા વાત તો એ છે કે આરામની સાથો સાથ અહીંના આનંદમય વાતાવરણમાં જ્ઞાન–શિક્ષણ પણ મળી રહે છે."

અહીં શારીરિક તાલિમ અને આનંદ માટે ય પૂરતી સગવડો છે. પેરેશુટના કૂદકા માટે ય ઉંચો ટાવર ખડો કરવામાં આવ્યો છે.

પણ સૌથી વધુ તાજુબી આપે એવું તો "બાળકોનું ગામ" છે. અહીં બાળકોને તેમના રસ અને ઉછેરની તમામ સામગ્રી મળી રહે છે. "બાળ ટેકનિશિયનોનો ખંડ" "રમતોનો ખંડ", રમતો અને રમકડાંઓ, તળાવ અને હોડીની સગવડ, હોજ અને તરવાની સગવડોનો લાભ હજારો બાળકો રોજ લે છે. બાળકો પોતાનાં નાટકો પણ ભજવે છે, અને કંપની તાલિમ પણ અહીં જ લે છે.

આજ પાર્કમાં છેક નાનાં ૩ થી ૭ વરસનાંઓ બાળકો માટે પણ 'નાજુકડું ગામ' ઊભું કરવામાં આવ્યું છે; ત્યાં બાળ નિષ્ણાતો તેમની સંભાળ લે છે.

આ પાર્ક માત્ર થોડાક કલાક નહિ, પણ આખો દિવસ ખુલ્લો રહે છે. એટલું જ નહિ, પણ "એક દિવસનાં આરામગાહો" પણ છે. ત્યાં જૂજ કિંમતે તમામ સગવડો પામી ૧ દિવસ રહી શકાય છે.

પાર્કની આ સંસ્થાની વ્યવસ્થા માટે ૫૦૦ સ્થાયી પગારદારો ઉપરાંત વિશાળ સ્વયંસેવકોનું દળ તેની પાસે છે.

આટલા વિશાળ પાયા ઉપર નહિ, પણ આજ ધોરણે નાના પાયા ઉપરના બાગો એક મોસ્કોમાં જ દસ છે. અને બાળકો માટે ખાસ બીજા ૨૮ છે. જ્યારે, લેનિનગ્રાદ, કિવ, ખારકોવ, બાકુ, યુરલ્સ, કુઝબાસ વગેરેમાં મોટા પાયા પર ચાલે છે. એટલું જ નહિ પણ દૂર પૂર્વમાં, અને પામીરમાં સુદ્ધાં આવા પાર્ક સોવિયેતની જનતાના સંસ્કાર સંત્રીઓ સમા ખડા છે.



સાહિત્ય, નાટ્ય–નૃત્ય, સંગીત અને ચિત્રની વિવિધ કલાઓનો આટલો સુવિશાળ અને સભર વિકાસ સોવિયેતની સંસ્કારી પ્રજાનો, અને પ્રજાના પોતાના રાજ્યની સંસ્કારિતાનો અચૂક પરિચય આપે છે.

આ સુવિશાળ વિકાસ પાછળની એક પ્રાથમિક સમજ લેનિનના શબ્દોમાં આપણે યાદ કરીએ—

"શ્રમજીવી સંસ્કારિતા ક્યાંથી કેવી રીતે આવી તેની કોઇને ખબર ન પડે એવી કોઈ ચીજ નથી. જેઓ પોતાની જાતને શ્રમજીવી સંસ્કારિતાના ઉસ્તાદો કહેવડાવે છે એમની કંઈ આ શોધ પણ નથી. એવી બધી વાર્તામાં કાંઈ માલ નથી. આજ પૂર્વેના મૂડીદારી સમાજ, સામંતશાહી સમાજ અને નોકરશાહી સમાજની ધૂંસરી નીચે કચડાતી માનવતાએ તે દરમિયાન જે કાંઈ જ્ઞાનભંડારનો વિકાસ કર્યો છે તેમાંથી જ શ્રમજીવી સંસ્કારનો વિકાસ શક્ય બન્યો છે." અને આપણે સોવિયેતમાં તમામ પ્રાચીન સંસ્કાર વારસા પ્રત્યે માન અને પ્રેમની તથા ગૌરવની સ્વાભાવિક લાગણી જોઈએ છીએ. એમાંથી જ તેમણે પોતાની પ્રેરણા લઈ આગળ પગરણ માંડ્યાં છે. પરંતુ, આ પગરણ તેમણે "**સમાજવાદી વાસ્તવતા**"ના પાયા પર આરંભ્યાં છે, એ એના **તમામ રહસ્યની ચાવી છે.**

આ "સમાજવાદી વાસ્તવતા" એ તો કલા અને જનતાની એકતા સાધી છે.

સોવિયેતમાં કલાને જનતાના સંસ્કારી જીવનની એક અનિવાર્ય આવશ્યકતા લેખવામાં આવી છે. ત્યાં ઉચ્ચતર સિદ્ધિઓ માટે મથતા માનવ જીવનમાં કલાનું સ્થાન અનન્ય લેખાયું છે. લેનિનના કથન મુજબ કલા વિના માણસ જંગલી રહી જાય છે. જ્યારે સ્તાલિન ગોર્કીના શબ્દો યાદ કરાવી કહે છે કે, "કલાકારો માનવ આત્માના એંજીનિયરો છે." લેનિનગ્રાદનો મશહૂર નેતા ઝદાનોવ આનો અર્થ સમજાવે છે—"કલાકારોએ માનવ-જીવનનું પ્રતિનિધિત્વ કરતાં પહેલાં તેને જાણવું જરૂરી છે. અલબત્ત, કોઈ પંડિતની અદાથી નહિ, 'જડ જીવન'ના અભ્યાસી તરીકે નહિ, માત્ર ફોટોગ્રાફરની જેમ નહિ, પણ સાચા જીવનને, તેના ક્રાંતિકારી વિકાસને તેણે સમજવો જરૂરી છે."

અને આ જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે તેના મનમાંથી 'શાશ્વત' અને 'ક્ષણિક' વિષયોનો કૃત્રિમ ખ્યાલ દૂર થાય છે. ઇલિયા એહરનબર્ગે સાચું કહે છે—

"લેખકને સદીઓ માટેનાં ('શાશ્વત') લખાણો લખતાં આવડવાં જોઇએ એટલું જ બસ નથી; પણ તેને એક ટૂંકી ક્ષણ માટેનું ય લખાણ લખતાં આવડવું જોઇએ—જો એ 'ક્ષણ' ઉપર એની પ્રજાનું જીવન નિર્ભર હોય તો."

સોવિયેતના કલાકારોએ આ બંને સિદ્ધિઓ સાધી છે. માટે જ તો જનતાના જીવનમાં તરબોળ બનીને સર્વોચ્ચ કલાનું ભવ્ય અને વિશાળમાં વિશાળ સર્જન કરવા તેઓ સમર્થ બન્યા છે.

# ૨૨

# વિજ્ઞાન

વિજ્ઞાન ક્ષેત્રે રશિયાનું નામ દુનિયા ભરમાં ઉજાળનારા લોમોનોસોવ (રશિયન વિજ્ઞાનનો પિતાઃ ૧૭૧૧–૧૭૬૩) તથા મેન્ડેલેયેવ (કેમિસ્ટ ૧૮૩૪ થી ૧૯૦૭) ઝારના જમાનાના મહાન વિજ્ઞાનિકો હતા. એવા જ બીજા મેક્સિમોવ અને વિનોગ્રાદસ્કી વનસ્પતિ અને ખેતીવિજ્ઞાનમાં, તથા લેબેદેવ બાયોલોજી અને મેથેમેટિક્સને ક્ષેત્રે મશહૂર હતા. આમ, ઝારના

જમાનામાં કેટલીક પ્રતિભાવાન વ્યક્તિઓએ રશિયાનું નામ વિજ્ઞાન ક્ષેત્રે ઉજાળ્યું હોવા છતાં, ઝારના રશિયાની વિરાટ ૧૮ ક્રોટી પ્રજા અઘોર અજ્ઞાન વહેમ અને અંધકારમાં જીવતી હતી. ઉદ્યોગ યંત્રો કે ખેતીનો પણ કશો વિકાસ થયો ન હતો. વિજ્ઞાનની વિરલ શોધખોળોએ એમના જીવનમાં એક કિરણ જેટલો પણ પ્રકાશ પાથર્યો ન હતો.

*

આવા ઘનઘોર અંધકારમાં લેનિન ક્રાંતિબાદ તરતજ ૧૯૧૭ ના ડિસેમ્બરમાં "રશિયા ભરમાં ઇલેક્ટ્રિસિટી"ની યોજના વિચારી રહ્યો હતો. અને તેને માટે એક કમિશન નીમવામાં પણ આવ્યું. એ યોજના "ગોએલ્રો"ને નામે ઓળખાઈ. લેનિનની આર્ષદૃષ્ટિને નહિ સમજનારા રુસી તથા પરદેશીઓએ લેનિનને તરંગી કહ્યો. એચ. જી. વેલ્સ સમા પુસ્તક પંડિતે, ૧૯૨૦ માં રશિયાની મુલાકાત લીધા પછી પોતાનાં સ્મરણની નોંધ લેતાં લખ્યું: લેનિનને મેં ક્રેમલિનમાં રશિયાને ઇલેક્ટ્રિસિટીથી નવાજી દેવાની સાવ બાલિશ યોજના સાથે માથાં પછાડતો જોયો ને મને લાગી આવ્યું. એની એ યોજના મારા જેવા સહજ કલ્પનાપ્રચુર દિમાકને ભયંકર અવ્યવહારુ લાગ્યા વિના ન રહી."

પણ આ ઘમંડી પુસ્તક પંડિતને જે આર્ષદૃષ્ટિ બાલિશ લાગી હતી એને સમજનારો એ વખતે સ્તાલિન હતો. લેનિન ઉપરના પત્રમાં (૧૯૨૧ માર્ચ) તેણે લખ્યું હતું: "તમારો રિપોર્ટ આપણા જેવા આર્થિક રીતે અત્યંત પછાત રશિયાને નૂતન સોવિયેત ઇમારત રૂપે ઊભી કરવા માટે સાચો પાયો તૈયાર કરવામાં (ઉત્પાદનનો સાચો પાયો ઊભો કરવામાં) પ્રથમ પ્રયાસ રૂપ છે."

આજે તો સોવિયેતના તમામ મોટા ઉદ્યોગો, વિશાળ ખેતી, અને અસંખ્ય સંસ્થાઓ ઇલેક્ટ્રિકના તેજમાં ઝબૂકી રહી છે. સાઇબેરિયાના રણમાં ને યુરલના પર્વતોમાં ય વીજળિક શક્તિનાં મથકો ઊભાં થયાં છે. નીપર નદીનો બંધ અને 'બાલ્ટિક વ્હાઇટ સી કેનાલ' જેવી રચનાઓ શક્ય બની છે. એને પ્રતાપે આર્કટિક સમુદ્રને ભૂમધ્ય સમુદ્ર સાથે સાંકળી શકવાને કારણે

એક મહાન જલ માર્ગ ઉપલબ્ધ થયો છે. એટલું જ નહિ પણ, એ કેનાલને કિનારે કિનારે જંગી હાઇડ્રો-ઇલેક્ટ્રિક મથકો ઊભાં થયાં છે, જેની વીજળિક શક્તિ મહાન નીપરના બંધથી ય વધી જાય એટલી છે ! આથી જબરજસ્ત ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા છે. એટલું જ નહિ, પણ એણે તો, દોન નદીના નીચલા પ્રદેશની ૧,૬૦,૦૦૦ એકર જમીનને પૂરની ખરાબીમાંથી સદાને માટે બચાવી લઈ ધાન્યને માટે હરિયાળી માતાની ગોદ રૂપે સર્જાવી છે. ઉપરાંત, કાલ્મુકના મેદાનોની બીજી ૨૦ લાખ એકરની જમીનને ફળદ્રુપ બનાવી છે.

સોવિયેત વિજ્ઞાનની અમાપ સિદ્ધિઓમાંથી આ તો એક જ છે.

આર્કટિકની સાહસ કથા તો ભલભલી સાહસકથાઓને પાછળ નાખી દે છે. ઉત્તર સાઇબિરિયા અને આર્કટિકના બેટો થઈ સોવિયેત રશિયાની વિશાળ ધરતીનો ૪ થો ભાગ થાય છે. આ ઉજ્જડ પ્રદેશને ત્યાંના સાહસિક વિજ્ઞાનીઓએ ફળદ્રૂપ બનાવ્યો છે, તથા વાહન માર્ગ તરીકે તેનો ઉપયોગ કરવા માંડ્યો છે. એટલું જ નહિ પણ હવે તો આખા આર્કટિક સમુદ્રને કિનારે કિનારે સેંકડો વિજ્ઞાનમથકો ખડાં કરવામાં આવ્યાં છે. ત્યાં સેંકડો જુવાન વિજ્ઞાનિકો ઉનાળા અને શિયાળા દરમિયાન વાયુમાન, જલપ્રવાહ તથા બરફના અભ્યાસ અર્થે રહે છે. આ માહિતીઓ વિમાનોના ઉડ્ડયન તથા સંદેશાઓને અંગે ઘણીજ અગત્યની સાબિત થઈ છે. ઉપરાંત એ પ્રદેશના ગર્ભમાં રહેલ ટિંબર, ધાતુ, રૂંવાંટી, કોલસા અને તેલ સુદ્ધાંનો ઉપયોગ હવે શક્ય બન્યો છે. આજે તો ત્યાં સુશોભિત નગરો સુદ્ધાં રચાયાં છે.

આ બધી શોધખોળો માટે એક ખાસ કમિશનની નીમણૂક થઈ હતી. પ્રોફેસર ઓત્તો શ્મિત્ત એના પ્રમુખ હતા. લેનિનગ્રાદમાં ખાસ આર્કટિકના અભ્યાસ માટે જ પ્રોફેસર સામોઇલોવિચના અધ્યક્ષ નીચે એક વિજ્ઞાન સંસ્થા ચાલે છે. અને વિવિધ વિજ્ઞાનોના સેંકડો અભ્યાસીઓ અહીં એમની શોધખોળ જારી રાખે છે. વળી, આર્કટિકના આદિવાસીઓની ટોળીઓના જીવનના સવાલો અને તેની સમસ્યાઓનો અભ્યાસ કરવા માટે લેનિનગ્રાદમાં એક બીજી ખાસ "ઇન્સ્ટીટ્યુટ ઓફ ધ પિપલ્સ ઓફ નોર્થ" નામની સંસ્થા ચલાવવામાં આવે છે.

પણ આર્કટિક પ્રદેશની સૌથી ભવ્ય અને વિખ્યાત સાહસ કથા તો ૧૯૩૭ ની છે, જ્યારે પ્રોફેસર શ્મિત્ત પોતાની ટુકડી લઈ 'ઉત્તર ધ્રુવ'ના પર્યટને ઊપડ્યા હતા. એમની પૂર્વે બીજા કેટલાક ત્યાં જઈ શક્યા તો હતા; પણ અમુક કલાકોથી વધુ રહી શક્યા ન હતા. ૧૯૩૭ માં આ પ્રોફેસરની સરદારી નીચે ૫૦ વિજ્ઞાનિકો સોવિયેતના ચાર વિમાનોમાં ચઢી ઉત્તર ધ્રુવને મથકે જઈ ઉભા. ૧૦ દિવસ સુધી ત્યાં ઘૂમ્યા. અને પોતાના ૪ સાથીદારોને તરતા બરફ ઉપર વસવાટ કરતા રાખી બાકીના પાછા ફર્યા. આ પાપાનિન, ક્રેનકેલ, શિર્સોવ, અને ફેદોરોવ ખારસા બરફ ઉપર ૨૭૪ દિવસ રહ્યા. સતત વિજ્ઞાનિક શોધખોળમાં લાગ્યા રહ્યા. અને રેડિયોદ્વારા પોતાનો સતત સંદેશ પાઠવતા રહ્યા. આ જુવાનોએ અવનવી શોધો કરી—બરફના હાલતા બેટોની ગતિ, ગતિનું રહસ્ય, બરફના એ બેટોની નીચે વહેતો ગરમ પ્રવાહ, વગેરે. તથા જ્યાં વનસ્પતિ યા પ્રાણીનું જીવન કલ્પનામાં પણ આવી ન શકે ત્યાં ય તેમણે શોધી કાઢ્યું!

*

જમીન, ધાતુઓ, કોલસા, સિંથેટિક રબર, રબર ઉછેરતા પ્લાન્ટ અને વનસ્પતિ, ખેતી તથા અન્ય સામાજિક ઉપયોગીતાના પ્રત્યેક ક્ષેત્રમાં સોવિયેત વિજ્ઞાને અપૂર્વ શોધખોળો કરી છે.

ખેતી વિષયક શોધખોળોમાં ઘઉં, અન્ય ધાન્ય અને બટાટા, શેલડી કપાસ વગેરેમાં તો જબ્બર પ્રગતિ સાધી શકાઈ છે. પ્રોફેસર એન. આઈ. વાવિલોવનું નામ આ ક્ષેત્રે દુનિયા ભરમાં પહોંચી ગયું છે. એણે ઘઉંને અંગે જ ૧૦ લાખથી વધુ વિવિધ છોડ ઉપર અપૂર્વ વિશાળ પ્રમાણમાં અખતરા કર્યા છે. તેણે છેલ્લા ૧૦ વરસમાં દુનિયાના જુદા જુદા ૬૦ ભાગોમાં પડાવ નાખી શોધ-સફરો કરી છે. એમાંય બટાટા માટેની તેની દક્ષિણ અમેરિકાની શોધ-સફર તો સૌથી વધુ જાણીતી બની છે. પાવલોવે આ ક્ષેત્રની શોધખોળો દરમિયાન 'રિફ્લેક્સ એકશન', 'નિદ્રા અને શક્તિવ્યય' તથા રાજકારણમાં તેના ઉપયોગ વિષેની સુદ્ધાં અનેક નવી શોધો કરી છે.

રશિયન ક્રાંતિ પૂર્વે તે તેના વિજ્ઞાનમાં લાગેલો હતો. ક્રાંતિ થયા બાદ થોડોક સમય તો તે તેનાથી અલિપ્ત જેવો જ રહ્યો હતો. પરંતુ સોવિયેત

સરકારની વિજ્ઞાન પ્રત્યેની મમતા અને માવજત જોઇ તે વધુ ને વધુ આકર્ષાતો ગયો. છેલ્લે છેલ્લે ૧૯૩૬ માં તે અવસાન પામ્યો તે પહેલાં કમ્યુનિસ્ટ વિજ્ઞાનનો એક મહત્ત્વનો સ્તંભ બની ગયો હતો.

આ ક્ષેત્રે બીજો મશહુર વિજ્ઞાની ટી. ડી. લાયસેન્કો છે. 'લેનિન એકેડેમી ઓફ એગ્રિકલ્ચર સાયન્સિસ' નામની સંસ્થાનો તે પ્રમુખ છે. લેનિન એકેડેમી સંસ્થામાં વિવિધ વિજ્ઞાન ક્ષેત્રના ૧૪૦ પ્રતિનિધિઓ મુખ્ય કાર્યકરો તરીકે કામ કરે છે. વળી આ જ સંસ્થાની દેખરેખ નીચે ૩૦૦ બીજી સંસ્થાઓ ચાલે છે. તેમાં કુલ ૧૦ હજાર થી વધુ વિજ્ઞાનિકો કામ કરી રહ્યા છે. આ સંસ્થાઓ પાછળ લેનિન એકેડેમી ૩૫ કરોડ રુબલનું ખર્ચ કરે છે. કપાસ તથા ઘઉંને અંગેની લાયસેન્કોની શોધખોળોનો લાભ આજે સોવિયેતની લાખો એકર જમીન ઉપર લેવાઈ રહ્યો છે. આજ પૂર્વે તે 'ઓર્ડર ઓફ લેનિન' તથા 'સ્તાલિન પારિતોષિક'નો બે વાર હક્કદાર બની ચૂકયો છે.

શાંતિના સમયની આ સિદ્ધિઓની જેમ યુદ્ધના વર્તમાન દિવસોમાં સોવિયેતના વિજ્ઞાનિકો ભવ્ય સર્જન કરી રહ્યા છે. યુરલ પર્વતોની પાછળના પ્રદેશમાં—કેસ્પીઅન સમુદ્રની ઉત્તરના કઝાકસ્તાન જેવા સાવ પછાત મુલકમાં તેમણે નવી સૃષ્ટિ સરજી છે. કલાકે ૪૦૦ માઇલ દોડતાં ગંજાવર બોમ્બરો, ગાંડી હવાઈ ટોરપીડો, બરફ તોડનારાં જંગી જહાજો, બરફની નીચે ૨૦ માઇલ મુસાફરી કરનારી સબમરીનો, ૧૦૦ ટનની ટેંકો, વગેરે અજાયબીઓ ઉપરાંત જે મહાન જલમાર્ગો યોજ્યા છે—લેનિનગ્રાદથી લાદોગા અને ઓનેગા દ્વારા વ્હાઇટ સી (શ્વેત સમુદ્ર) ને જોડીને ઉત્તરના આર્કટિક સમુદ્ર સુધી પહોંચતા તથા મર્માન્સ્કથી વ્લાદિવોસ્તોક સુધીના—આટલાંટિકથી ૩ ગણી પહોળાઈવાળા માર્ગો!—સોવિયેત સાયન્સની તરક્કીની અદ્ભુત કામગીરીના આ નમૂના છે.

અને સોવિયેતના વિજ્ઞાનિકો બેવડી ફરજ બજાવે છે. હાથમાં બંદૂક લઈ લડવા પણ જાય છે.

**સોવિયેતમાં પ્રત્યેક માનવી સૈનિક છે ને કારીગર છે.**

યુરલ પર્વતોની પાછળ વિજ્ઞાનનું સામ્રાજ્ય પથરાયું છે. ત્યાં અથાગ નવા ઉદ્યોગો જાગી ઊઠ્યા છે. અને લોખંડ તથા તેલનો પ્રચંડ પ્રવાહ, ટૅંકો અને બંદૂકોનો ગંજ, લાલ સૈન્ય લાલ વિમાની અને લાલ નૌકા ભણી વહી રહ્યો છે. કેટલાક ઉંડાણના પ્રદેશોમાં—જ્યાં હજાર માઈલના ઘેરાવામાં કોલસો પ્રાપ્ત થવો મુશ્કેલ છે ત્યાં કાચ અને ટયુબના અદ્‌ભુત જટિલ યંત્રો–વાળી ભઠ્ઠીઓ સૂર્યનાં કિરણોને કામે લગાડે છે અને કારખાનાં ચાલે છે; પાણી ગરમ થાય છે, કળણોથી ભરેલી અનેક એકરોની જમીનને સુકાવે છે.

આ ચમત્કારિક વિજ્ઞાન પ્રદેશ છે એશિયાઈ રશિયા : ગઈ કાલ સુધી ‘ ઝારના નર્ક ’ તરીકે ઓળખાતો સાઇબેરિયા.

*

આ વિજ્ઞાનનાં ક્ષેત્રો ઉપરાંત સોવિયેતની આજે ચારે ખંડમાં જેને માટે બોલબાલા થઈ રહી છે તે તો શરીરવિજ્ઞાન—ખાસ કરીને જીવનવિજ્ઞાન છે.

ડૉ. સર્જી બ્રાયુઓનેન્કો ૨૦ વરસથી મૃતદેહને સજીવ કરવાના પ્રયોગો પાછળ પડેલા છે. ૧૯૩૪ માં તેમણે આપઘાત કરી મરી ગયેલા એક માનવીને ૩ કલાક માટે પુનર્જીવન બક્ષ્યું હતું. એ પછી તેમણે કૂતરાંઓ ઉપર એ પ્રયોગ ખૂબ જ સફળતાપૂર્વક કર્યો છે. બનાવટી હૃદય અને ફેફસાંદ્વારા મરેલાં કૂતરાંને જીવતાં કરવાનું તેમણે શક્ય કરી બતાવ્યું છે ! પણ એ પછી દાક્તર લાદિમિર નેગ્રોવ્સ્કીએ હાંસલ કરેલી સિદ્ધિ તો અનન્ય જ છે. ૧૯૪૪ના માર્ચની ૩ જીએ વેલેન્તિન ચેરેપાનોવ નામનો એક લાલ સૈનિક ઘાયલ થઈ લોહીના વહી જવાને કારણે હોસ્પિટલમાં મૃત્યુ પામ્યો હતો. ૩૫ વર્ષના આ જુવાન દાક્તર ચેરેપાનોવે તેનામાં પ્રાણ આણ્યો છે. અને એવા જ બીજા ૧૧ લાલ સૈનિકોને જીવન આપવામાં તે સફળ થયો છે. એણે પણ ૮ વર્ષ પૂર્વે શરૂઆત કૂતરાંઓથી કરી હતી. સેંકડો અખતરાઓને અંતે તેને તેમાં સફળતા લાધી હતી. અને એ પછી યુદ્ધ દરમિયાન રણમોરચે તેણે તેની કામગીરી બજાવવા માંડી. આ દરમિયાન તેણે ઓછામાં ઓછા અને સાદામાં સાદા હથિયારો વડે કામ કેવી રીતે થાય તેના અખતરા કર્યા છે. તેના અખતરાની પાકી સિદ્ધિનો એક મુખ્ય આધાર, ડૉક્ટર પોતે જણાવે છે તે

મુજબ, મૃત્યુના છેલ્લા હલ્લા પૂર્વે ૫-૬ મિનિટની અંદર જ ઉપાયો લેવામાં રહેલો છે. કેમકે તેમની શોધ મુજબ અમુક જીવન તંતુઓ વહેલા મરી જાય છે, જ્યારે કેટલાકને વાર લાગે છે. હજી આ જીવન તંતુઓની વધુ માહિતી મેળવવા ઉપર આ અખતરાઓની સિદ્ધિનો આધાર છે.

શરીરના અંગોને ફરી જીવતાં કરવાં, અથવા ભાંગેલા પગો હાથો અને પાંસળીઓવાળા ઘાયલ નાગરિકોને સપંગ બનાવવાના દાક્તરી વિજ્ઞાનમાં દોન નદી ઉપરના રોસ્તોવ ગામના દાક્તર નિકોલાઈ એ. બોગોરાઝ એકકો છે. દેશભરમાં એમની ખ્યાતિ ચમત્કારી પુરુષ તરીકે જામી છે. વરસો પૂર્વે એમણે પોતાના બંને પગ ગુમાવ્યા હતા, પણ એ પછી તો એમને અપંગોની માવજતની વધુ તમન્ના જાગી છે. આ અંગોની માવજત ઉપરાંત અલ્સર જેવા રોગની નાબુદીની શોધ પણ તેમને આભારી છે.

*

આ યુદ્ધે જે ભીષણ સંહાર-શક્તિ ઊભી કરી છે તેની સામે માનવીના જીવનને ઉભાડવા માટે સોવિયેતે દાક્તરીવિજ્ઞાનને શક્ય એટલી રીતે વિકસાવ્યું છે. ટૅંક અને રાક્ષસી લોરીઓ નીચે કચડાઈ છુંદાઈ જતાં પેટ, માથાં અને અંગોને ફરી સજીવ કરવા પાછળ સોવિયેતના વિજ્ઞાનિકોએ અપૂર્વ જહેમત ઉઠાવી છે. ને સારી એવી સિદ્ધિ હાંસલ પણ કરી છે. એને પ્રતાપે તો ૧૦૦ ઘાયલ સૈનિકોમાંથી ૭૮ ને સાજા કરવામાં સફળતા મળે છે. આશ્ચર્યની વાત તો એ છે કે આ તમામ ફરી પાછા રણમોરચે ઊપડે એટલી હદે સાજા થાય છે.

આને માટે 'ઓસોઆવિયાખિમ' એટલે કે 'સોસાયટી ફોર પ્રોટેકશન અગેન્સ્ટ એર એન્ડ કેમિકલ વોરફેર' નામની સંસ્થા શરૂ કરવામાં આવી છે. અને નિકોલાઈ બુર્દેન્કો નામનો સોવિયેતનો મશહૂર તબીબીનિષ્ણાત લાલ સેનાના મેડિકલ ડાયરેક્ટર તરીકે કામ કરે છે.

આ યુદ્ધ-કાળમાં મગજ, પેટ અને આંતરડાંનાં જોખમકારક ઓપરેશનમાં ઉસ્તાદી પ્રાપ્ત કરવા માટે (સ્ત્રી દાક્તર), લેના સ્ટર્ન મશહૂર બની છે. સ્ત્રી દાક્તર એલેકઝાન્ડ્રા ઝેન્કોવિચ અને સ્મિર્નોવ તથા પ્રોફેસર ઝિલ્બિન

વગેરે મગજના સૂક્ષ્મમાં સૂક્ષ્મ તંતુઓનું ઓપરેશન કરવા માટે, તથા મગજની વિકૃતિસુદ્ધાં દૂર કરવા માટે નામાંકિત થયા છે.

આ સૌની વાઢકાપ અંગે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ ચોંકાવનારી જ છે. તેઓ મરેલા શરીરમાંથી કાઢીને સાચવી રાખેલા જ્ઞાનતંતુઓ વગેરેનો ઉપયોગ કરે છે. તથા ગંભીર પ્રકારના ઘાનું ઓપરેશન કરવું લોહીના અભાવને કારણે મુશ્કેલ હોય ત્યારે એ ભાગોને માત્ર બહારનું લોહી જ આપીને નહિ, પણ દૂધ વગેરે પ્રવાહી ખોરાક ઘાના મોઢા દ્વારા જ આપીને દરદીઓને બચાવવાનો પ્રયોગ દેશ આખામાં સામાન્ય બની ગયો છે. અને આંખોના ઓપરેશનને ક્ષેત્રે તો ચમત્કારી પરિણામો આવ્યાં છે. એના અગ્રણી વિજ્ઞાની ફિલાતોવ તરફ તો આજે દુનિયાની આંખો મંડાઈ રહી છે. મરેલા માણસોની આંખોના ભાગોનો ઉપયોગ કરીને આંખોના અસાધ્ય ગણાતા રોગોને નાબુદ કરવામાં ઓદેસાનો વતની ફિલાતોવ એક્કો છે.

યુદ્ધ મોરચાના દાક્તર–વિજ્ઞાનીઓની વાત પૂરી કરતાં પહેલાં મેક્સિમ પાવલોવિચ મ્યુરોવની સ્મૃતિ તાજી કર્યા વિના ચાલે એમ નથી. નાઝીઓ વચ્ચે ઘેરાઈ જતાં, જીવનનો અંત નજદીક આવ્યો છે તેની ખાત્રી થતાં તેણે તેના નાનપણના સાથી જ્યોર્જ બોરોદિનને મોકલી આપેલી તેની ડાયરી અનેક ફોજી દાક્તરોની ભવ્ય કુરબાનીની કથાઓથી ભરપૂર છે.

સાઇબિરિયામાં મેડિકલ ઓફિસર તરીકેની સેવા બજાવી, ખારકોવમાં સર્જન તરીકે કામ કરી ગોર્કી ઇન્સ્ટિટયુટ ઓફ એકસપેરિમેન્ટલ મેડિસિન તથા મોસ્કોની સ્કિલવા સોવ્સ્કી ઇન્સ્ટિટયુટમાં કામ કરી યુદ્ધ મોરચે જાનને જોખમે લાલ સૈનિકોની માવજત કરનાર આ દાક્તર મેક્સિમ પાવલોવિચ મ્યુરોવ—'લાલ દાક્તર' (પુસ્તક: "રેડ સર્જન" લેખક જ્યોર્જ બોરોદિન)ને નામે વિખ્યાતિ પામ્યા છે.

પણ આ બધાં ક્ષેત્રો ઉપરાંત ગણિતવિજ્ઞાનને ક્ષેત્રે ય સોવિયતે સારી નામના કમાઈ લીધી છે. ઈવાન વિનોગ્રાદોવ આંકડા અંગેની તેની નવી શોધ માટે, તથા ગોલ્ડબાશ પ્રોબ્લેમના ઉકલેનારા તરીકે જાણીતો છે. તેને માટે તેને સ્તાલિન પારિતોષિક પણ મળેલું છે. વળી તે લંડનની રોયલ સોસાયટીની તથા દુનિયાની અનેક ગણિતવિજ્ઞાનની સંસ્થાઓનો માનદ સભ્ય છે.

વિનોગ્રાદોવની જેમ બીજા ગણિતજ્ઞો પણ ઝળકી ઊઠ્યા છે. એલેક્ઝાન્દ્રોવ "ટોપોલોજી"ના ક્ષેત્રમાં મૌલિક શોધ કરવા માટે, તો કોમ્ગોરોવ 'પ્રોબેબિલિટિઝ'ના નવા સિદ્ધાન્તનો પાયો નાખનાર તરીકે, અને કુચિનિન તેની અન્ય શોધખોળો માટે નામાંકિત બન્યા છે. અને આજે તો આપણે અહીંના સરહદ પ્રાંત જેવા પછાત પ્રદેશ જ્યોર્જિયામાંથી પણ પ્રથમ પંક્તિના ગણિતજ્ઞોનાં નામ આગળ આવી રહ્યાં છે!

તેવી જ રીતે, યુજેન તારલે ઇતિહાસ–વિજ્ઞાનનો અગ્રણી છે. બબ્બેવાર તો તે સ્તાલિન ઇનામ પામ્યો છે.

નૂતન રશિયાની બીજી વિજ્ઞાનિક અજાયબીઓની નોંધ કરવામાં આવે તો જગતમાં પ્રથમ પંક્તિનું 'એકસરે સ્પેકટ્રોગ્રાફ' નામનું સૂક્ષ્મદર્શક યંત્ર, ૨૫૦૦ મીટર ધરતીમાં ઊંડે જઈ શકે તેવું હાયડ્રોસ્ફીઅર, તથા દુનિયાનું એક અદ્ભુત શક્તિશાળી ૫ કરોડ ઇલેક્ટ્રોન વોલ્ટની શક્તિ સર્જી શકે તેવું 'સાયકલોટ્રોન' યંત્ર તથા પ્રોફેસર વી. તુગારિનોવની ધીખતા રણમાંય વરસાદ લાવવાની શોધખોળ વગેરે સહેજે ગણાવી શકાય.

*

વિજ્ઞાનની આ મહાન શક્તિને બહલાવનારી સંસ્થા સોવિયેતની એકેડેમી ઑફ સાયન્સીસ છે. 'રાજ્ય યોજના'ની સંસ્થાના સહકારમાં તે કામ કરે છે.

આ સંસ્થાનું સંચાલન ૧૪ અતિ વિખ્યાત વૈજ્ઞાનિકો કરે છે. એ તમામ ચુંટાયેલા હોય છે.

આપણે આગળ જોઈ ગયા તે વાવિલોવ તથા લાયસેન્કો ઉપરાંત વિવિધક્ષેત્રોના જાણીતા વિજ્ઞાનિકો એના સભ્યો છે. લાદિમિર કોમારોવ (વનસ્પતિશાસ્ત્ર) ૧૯૩૬ થી તેના પ્રમુખ છે. એની કલમે આજ પૂર્વે ૧૯૦ ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. બબ્બેવાર તે સ્તાલિન પારિતોષિક પામ્યો છે. ને બીજો ઇલકાબ 'રેડ બેનર ઑફ લેબર ઑર્ડર' નો તે ધરાવે છે. યુદ્ધ સમય દરમિયાન યુરલ પર્વતોની પિછાડીમાં જે ભવ્ય સૃષ્ટિ ઊભી કરવામાં આવી છે તેમાં આ વિજ્ઞાન-નેતાનો અગ્રણી હિસ્સો છે. ૧૯૪૪ માં તેની ૭૫ મી વર્ષગાંઠ આખા સોવિયેત સંઘે ઊજવી હતી.

આ સંસ્થાનો ઉપપ્રમુખ અબ્રામ યોફિ છે. તે લેનિનગ્રાદની 'ફિઝિકો-ટેકનિકલ ઇન્સ્ટીટયુટ'નો સંચાલક છે. ઇલેકટ્રોનની શોધ માટે તે મશહૂર છે. 'ઓર્ડર ઓફ લેનિન' તથા 'સ્તાલિન પારિતોષિક' તેણે પ્રાપ્ત કર્યાં છે.

આ સંસ્થાના એક બીજા અગ્રણી અને 'ઇન્સ્ટિટયુટ ઓફ ફિઝિકલ પ્રોબ્લેમ્સ ઓફ એકેડેમી ઓફ સાયન્સીઝ'ના ડાયરેકટર પીતર કાપિત્ઝા વરસો સુધી કેમ્બ્રીજમાં વિજ્ઞાની તરીકે નામના પામી સોવિયેતમાં આવ્યા બાદ ત્યાંની તેમની કારકીર્દિ માટે ઓર્ડર ઓફ લેનિનનું બિરુદ પામ્યા છે. એવાજ બીજા લિયોન ઓરબેલી (ફિઝિયોલોજિસ્ટ), વૃદ્ધ એલેકસી ફ્રાવોરર્કી (કેમીસ્ટ), તથા ૩૦૦ ગ્રંથોના કર્તા લાદિમિર ઓબ્રુચેવ (જીયોલોજિસ્ટ), અને ૩૬૦ પુસ્તક પુસ્તિકાઓના લેખક દિમિત્રી પ્યારાનિશનિકોવ (એગ્રો-કેમિસ્ટ) આ જ સંસ્થાના અગ્રણીઓ છે.

*

શાંતિના દિવસમાં આ સંસ્થાના અભ્યાસના કેટલાક મુખ્ય વિષયોની શાખાઓ નીચે મુજબ હતી—

૧. ખગોળ, ફિઝિકસ, કેમિકલ ફિઝિકસ, અને કેમિસ્ટ્રીનાં ક્ષેત્રમાં થયેલી છેલ્લામાં છેલ્લી શોધખોળોના આધાર ઉપર 'મૅટર'નું સ્વરૂપ અને તેના સંપર્કીય સવાલોનો અભ્યાસ.

૨. સોવિયેતની ધરતીમાં ભરેલા કુદરતી ભંડારોની શોધખોળ અને તેમના ઉપયોગ વિષે અભ્યાસ.

૩. સોવિયેત દેશની અંદર 'પાવર'ની શકયતાઓની શોધ તથા નવો 'પાવર' પેદા કરી તેને દૂર દૂર સુધી પહોંચાડવાના સવાલો; જેથી તમામ ઉદ્યોગો, વાહન વ્યવહારો અને ખેતીવાડીને ઇલેકટ્રીકની મદદ મળી શકે—તેનો અભ્યાસ અને યોજના.

૪. નવાં નવાં ઉત્પાદક બળો—નવી રચનાઓની યોગ્ય વહેંચણી તથા તેને જરૂરી માલની શોધખોળ તથા તેની સાથે સંકળાયેલા તંદુરસ્તીની રક્ષાના સવાલોનો અભ્યાસ.

૫. સમસ્ત દેશના ઉત્પાદન, વાહનવ્યવહાર વગેરે યંત્રસંચાલિત થતાં તેમાંથી ઊભા થતા સવાલોનો અભ્યાસ.

૬. સૃષ્ટિના વિકાસનો અભ્યાસ અને વધારે પાક કેમ ઊતરે, વરસાદની અછત સામે શું થઈ શકે, નવા પ્રકારના પાક ક્યા અને શી રીતે પેદા કરી શકાય, ઢોર ઉછેરની અંદર પ્રગતિ, હળવા ઉદ્યોગોને લક્ષમાં લઈ કાચા માલનું ઉત્પાદન વગેરે સવાલોનો અભ્યાસ અને શોધખોળ.

૭. જનતાના માનસમાં પુરાણી સામાજિક વિચારગાંઠોને તથા મૂડીવાદે જન્માવેલી વૃત્તિઓને જીતી જવા માટે સામાજિક-ઐતિહાસિક સમસ્યાઓની જટિલતાનો અભ્યાસ.

આ શાખાઓ બતાવે છે કે સાયન્સની મુખ્ય બે શાખાઓ નૅચરલ સાયન્સ અને ઍપ્લાઈડ સાયન્સ-બંને એક જ હેતુ અને એક ધ્યેય પૂર્વક, જ્ઞાન અને શોધખોળો પાછળ લાગી ગયેલ છે. સિદ્ધાંત' અને 'અમલ' વચ્ચેનો ભેદ સોવિયેતના વિજ્ઞાનમાં ન હોવાને કારણે જનતાના વ્યવહારુ હિતને લક્ષમાં લઇને વિજ્ઞાન આગળ વધે છે; છતાં સિદ્ધાંતની બાબતમાં તે પાછળ પડતું નથી.

વિજ્ઞાનની આ સંસ્થાની વિશેષતા એ છે કે, શ્રમજીવી કામદાર સમુદાય સાથે તે ગાઢ સંપર્કમાં રહે છે. જગત ભરમાં આ એક એવી સંસ્થા છે કે જે પોતાના કામનો રિપોર્ટ કામદાર જનતા સમક્ષ રજૂ કરે છે; અને જે હજારો લાખો સૂચનાઓ કામદારોમાંથી મેળવે છે. આ એકેડેમીએ સલાહકાર સમિતિ નીમી છે. આ સમિતિના સભ્યો વારંવાર ફૅક્ટરીઓમાં જાય છે, કામદારો સાથે ચર્ચાઓ કરે છે, સલાહો માગે છે અને કામદારોને વિજ્ઞાનની અદ્ભુતતાઓ શીખવતા પણ આવે છે.

૧૯૩૫ સુધી આ સંસ્થાથી જુદી એક બીજી સંસ્થા 'કમ્યુનિસ્ટ એકેડેમી' અસ્તિત્વમાં હતી. પરંતુ સાહિત્યના ક્ષેત્રની જેમ વિજ્ઞાનને ક્ષેત્રે પણ દેશના તમામ વિજ્ઞાનિકોએ માર્કસવાદી વિચારસરણી અને દૃષ્ટિને અપનાવી લીધા પછી એવી જુદી સંસ્થાનું અસ્તિત્વ મિટાવી દઈ તેની વિશિષ્ટ ફરજ, એટલે કે, ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમની ફિલસૂફીના પાયા પર

વિજ્ઞાનની સ્થાપના અને પ્રગતિની ફરજ 'એકેડેમી ઓફ સાયન્સિસ' ને જ શિર મૂકવામાં આવી છે.

## સાયન્સની કોલેજો ને અન્ય સંસ્થાઓ

૧૯૩૮ માં ૮૪૦ સાયંટિફિક કોલેજો હતી–જેમાં પાંચ વર્ષનો અભ્યાસ-ક્રમ હતો. આ ઉપરાંત એની ૧૮૮ શાખાઓ હતી. ઉપરાંત ૧૯૩૮ માં ૯૦૨ રિસર્ચની સંસ્થાઓ હતી, જેમાં ૩૦ હજાર વિજ્ઞાની કાર્યકરો રોકાયેલા હતા. અને આખા સંઘમાં વિજ્ઞાનીક્ષેત્રે કામ કરનારાઓ ૮૦ હજાર હતા.

આ ૯૦૨ સંસ્થાઓમાં બે પ્રકારઃ એક તો, એકેડેમી ઓફ સાયન્સીઝ—રીસર્ચની મુખ્ય સંસ્થાઓ; જ્યારે બીજા વિભાગની સંસ્થાઓ જુદા જુદા ઉદ્યોગો સાથે સંકળાયેલી છે.

એકેડેમી ઓફ સાયન્સની સંસ્થાઓનો વિસ્તાર જોવો હોય તો—

| | ૧૯૧૭ | ૧૯૩૮ |
|---|---|---|
| એકેડેમીની મુખ્ય સંસ્થા | ૧ | ૫૮ |
| સભ્યો | ૪૫ | ૧૩૦ |
| વિજ્ઞાની કાર્યકરો | ૧૦૯ | ૩૪૨૦ |
| ખર્ચ | ૧૫ લાખ રુબલ | ૧૨ કરોડ ૭૦ લાખ રુબલ |

જ્યારે આખા સંઘનું વિજ્ઞાનક્ષેત્રનું બજેટ ૧૯૩૮ માં ૧૦૧ કરોડ ૬૦ લાખ રુબલનું હતું. ૧૯૩૪ માં મોટા ઉદ્યોગોને પોતાની એવી ૨૩૫ રિસર્ચની સંસ્થાઓ હતી.

૧૯૩૨ માં ખેતીવાડીના પ્રયોગો માટે ૧૨૩૩ સાયંટિફિક મથકો ચાલતાં હતાં. તેમાં નીચે મુજબનાં ક્ષેત્રોમાં પ્રયોગ થતા હતા—

| | | | |
|---|---|---|---|
| છોડ ઉછેર માટે | ૬૪૬ | મકાઈ | ૬૦ |
| ફળ ઉછેર | ૧૦૦ | બટાટા | ૬૦ |
| તેલી બીયાંવાળા છોડ | ૭૮ | ધાન્ય | ૫૨ |
| શાકભાજી | ૭૬ | કંતાન | ૨૫ |
| કપાસ | ૬૧ | ઇતર | ૪૫ |

આ ઉપરાંત, ઢોરઉછેરની ૨૫૪ વિજ્ઞાનિક સંસ્થાઓ હતી, જેમાં ૨૬૦૦૦ ટેકનિકલ તથા વિજ્ઞાની કામદારો હતા.

બીજ શાસ્ત્રની પ્રગતિને પ્રતાપે તથા જમીનને ફળદ્રુપ બનાવવાની બુદ્ધિએ ૧૯૩૭ માં એક ૨ાા એકરની જમીનમાંથી ૨૭૫૦ મણ ટમેટાં પેદા કરી શકાયાં હતાં. 'રેડપ્યુટિલોવ' નામના સમૂહ ખેતરની ૪૨ાા એકર બાગાયત જમીન ઉપર એક વર્ષમાં ૯૦,૦૦૦ રુબલનું ઉત્પાદન થયું હતું![1]

*

૧૯૧૮ માં લેનિનની આગેવાની નીચે જે સંસ્થાની શરૂઆત થઈ હતી તે—'ધ સેન્ટ્રલ ઇન્સ્ટીટયુશન ઑફ રાઉટગેનોલૉજી, રેડિયોલૉજી એન્ડ કૅન્સર.' આ સંસ્થાએ ૧૫ વરસમાં ૧૭૦ રાઉટગેનોલૉજીના અને ૭૦૦ ઍકસરે' ટ્રીટમેન્ટના એકસપર્ટો તૈયાર કર્યા હતા.

૧૯૧૮ માં સ્થપાયેલી બીજી સંસ્થા—'લેનિનગ્રાદ ઇન્સ્ટીટયુશન ઑફ બ્રેઈન.' એમાં ખાસ પ્રકારની દિમાકી ઊણપોવાળાં બાળકોની દિમાકી તપાસ કરવામાં આવતી હતી. ૩૦૦૦ વિદ્યાર્થીઓ આ શિક્ષણ લઈ રહ્યા હતા. અને આ સંસ્થાએ જગતની એક જડ માન્યતા કે અમુક જાત (race) સ્વયં ઉચ્ચ હોય છે ને અમુક જાતો જન્મતઃ નીચી કક્ષાની છે—એને ધરમૂળથી નાબુદ કરી બતાવી.

એક વધુ સંસ્થા—'લેનિનગ્રાદ ઇન્સ્ટીટયુશન ઑફ એકસપેરીમેન્ટલ મેડિસિન.' આ સંસ્થા માનવ શરીરના તમામ સવાલોનો અભ્યાસ કરે છે. તંદુરસ્ત તથા બિમાર બંનેનાં શરીરોનો અને સામાજિક હાલતનો ઊંડો અભ્યાસ કરે છે. આ આખી સંસ્થા—તેના તમામ વિભાગો, લેબોરેટરી, ક્લિનિકસ વગેરેનો સમાવેશ કરીએ તો, આની બરાબરી કરે એવી એકે સંસ્થા જગતભરમાં નથી.

'ધ મોસ્કો ઇન્સ્ટીટયુશન ઑફ એન્ડોક્રિનૉલૉજી.' 'વારસાગત ગુણો અને સામાજિક વાતાવરણ'નો તુલનાત્મક અભ્યાસ અહીં થાય છે. અને વાતાવરણ વારસા ઉપર કેવી અસર કરે છે તે સાબીત કરવામાં આવ્યું છે.

---

૧ કૉમરેડ એન્ડ સીટીઝન્સઃ

**મૉસ્કોની 'ધ સેન્ટ્રલ ઍરો–હાઈડ્રો–ડાયનેમિક ઇન્સ્ટીટ્યુટ.'** તમામ પ્રકારનાં વિમાનોની યોજનાઓ અને તેના ઉત્પાદનની સંસ્થા છે. તેની પ્રયોગ શાળા પાસે જે જબ્બર સાધન સામગ્રી છે—જબરજસ્ત લાંબી અને ગંજાવર ઍરો—ડાયનેમિક તથા હાઈડ્રો—ડાયનેમિક ટ્યુબ્સ—દુનિયા ભરની કોઈ પણ વિમાની સંસ્થા પાસે નથી.

જમીન અને દરિયાઈ શોધો—૨૦૦ થી વધારે ટુકડીઓ દર વરસે આર્કિઓલૉજિકલ તથા ઍન્થ્રોપોલૉજિકલ સંશોધનો પાછળ લાગી રહે છે.

**અને સમસ્ત યુરોપ તથા એશિયાની સરકારો 'જ્યૉલૉજિકલ'** શોધ પાછળ જેટલી રકમ ખર્ચતી એથી વધારે સોવિયેતની સરકાર ખર્ચી રહી છે.

૧૯૨ માં ૯૮૮ ટુકડીઓ ઊપડી હતી.

૧૯૩૩ માં ૨૫૦૦ ટુકડીઓ !

*

સોવિયેત વિજ્ઞાનના આટલા ઉત્સાહજનક વિકાસનું રહસ્ય, આપણે બીજાં ક્ષેત્રોમાં જોયું તેમ, અહીં પણ વ્યક્તિ, સમાજ અને, રાજ્યની એકહેતુકતામાં જોઈએ છીએ.

સોવિયેત તંત્ર તેના વિજ્ઞાનિકની બીજા કોઈ પણ દેશ કરતાં વધુ માવજત કરે છે. ઉપરાંત, વિજ્ઞાનની તાલિમ માટે ખાસ કોલેજોમાં શિક્ષણું અપાય છે. કારખાનાં અને ઉદ્યોગમથકો ઉપર વિજ્ઞાનની શક્તિ ખીલી શકે તેવા જુવાનો પર વિશેષ લક્ષ આપવામાં આવે છે. તેમને તેવા વિકાસની સગવડો કરી આપવામાં આવે છે. અને શક્તિ વિકસવાની ખાત્રી થતાં વિજ્ઞાનની તાલિમ માટે ૩ થી ૫ વરસ કોઈ પણ પ્રકારની ફી વિના, તથા ખર્ચ માટે છાત્રવૃત્તિ આપીને મોકલી આપવામાં આવે છે. સોવિયેતની કોઈ પણ વિજ્ઞાન–તાલિમની ઉચ્ચ સંસ્થામાં ૧૨ થી ૧૫ ટકા કામદારો, ૪૦ ટકાથી વધુ ખેડૂતો તમને દેખાયા વિના નહિ રહે.

કોલેજની તાલિમ લઈ આવેલ નવો ઉમેદવાર આવી સંસ્થામાં દાખલ થાય છે, તેની સાથે જ તેને સામાન્યતઃ ૬૦૦ રુબલનો માસિક પગાર

શરૂ થઈ જાય છે. રોજ ૬ કલાકનું કામ તથા વરસમાં ૬ થી ૮ અઠવાડિયાંની રજા !

આ વિજ્ઞાનિકોની કદર ત્યાંની જનતા કેટલી કરે છે તેનો ખ્યાલ ત્યાંનાં અખબારો પહેલે પાને આ સમાચારોને વારંવાર ઝળકાવે છે તે પરથી ય આવે છે.

આ વ્યક્તિઓની તાલિમ અને માવજત પાછળ સૌથી વધુ ઇન્તેજાર અને જવાબદાર તો તેમનું પોતાનું ટ્રેડ યુનિયન હોય છે. એથી જ તો પ્રથમ પંક્તિના મહાન વિજ્ઞાનિકો પણ ટ્રેડ યુનિયનના સભ્યો બની તેને વિકસાવવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. ૧૯૪૧ માં વિજ્ઞાનક્ષેત્રમાં કામ કરનારા કુલ ૨ લાખ ૭૮ હજાર કાર્યકરો હતા; તેમાંથી ૨ લાખ ૪૮ હજાર તો તેમના ટ્રેડ યુનિયનના સભ્યો બની ચૂકયા હતા. આમાં ૫૮૦૦ જાણીતા એકેડેમિશિયનો તથા પ્રોફેસરો હતા. ૨૦૫૦૦ મદદનીશ પ્રોફેસરો અને જવાબદાર કાર્યકરો, તથા ૯૦૦૦ જેટલા સ્નાતક કાર્યકરો હતા.

આ ટ્રેડ યુનિયન બીજા તમામ ટ્રેડ યુનિયનોની જેમ તેના સભ્યોની તમામ પ્રકારની સગવડો, તાલિમ અને સુખાકારી તથા પ્રગતિ માટે જાગ્રત રહે છે. કેવળ સંસ્કારી કાર્યક્રમો પાછળ જ આ સંસ્થા ૧ાા કરોડ રુબલ વરસે દિવસે ખર્ચે છે. અને કોલેજો તથા વિજ્ઞાનની સંસ્થાઓમાં લેવામાં આવતા પ્રોફેસરો શિક્ષકો અને કાર્યકરોની કક્ષા સુધરે, તેમને વિવિધ અનુભવો મળે વગેરે માટે દેશ અને પરદેશનાં પર્યટનો સુદ્ધાંની સગવડો આપવામાં આવે છે. તથા આ સૌને માર્કસવાદના અભ્યાસની ખાસ તાલિમ આપવા ૩૩ વિદ્યાપીઠો સાંજના ચલાવવામાં આવે છે. વળી આ યુનિયનને પોતાની ૨૦ કલબો, ઉપરાંત ૩૦૦ જેટલી તો લાયબ્રેરીઓ છે.

*

સોવિયેત વિજ્ઞાનની મહાનતા તો એ છે કે કેવળ 'ધૂન'ને માટે તેનું અસ્તિત્ત્વ નથી. કોઈ પણ વિજ્ઞાનની શાખા માનવજીવનને કઈ રીતે મદદરૂપ થઈ શકે તેમ છે એ વિચાર કેન્દ્રસ્થાને છે. માનવજીવનને ભૂલીને

'વિજ્ઞાન ખાતર વિજ્ઞાન'નો કશો જ અર્થ નથી. એનો અર્થ એ નથી કે વિજ્ઞાનના શાસ્ત્ર પ્રત્યે ત્યાં ઉપેક્ષા છે. એથી ઉલટું જ, ગણિત વિજ્ઞાન જેવા તદ્દન abstract ગણાય તેવા વિજ્ઞાનની શાખામાં સોવિયેતે હાંસલ કરેલી સિદ્ધિઓ મહાન છે. એમ છતાં એ વિજ્ઞાન પણ માનવજીવનને ઉપયોગી થઈ શકે તે રીતે ત્યાં તેનો વિકાસ થઈ રહ્યો છે. પહેલાંના પુનર્રચનાના અને આજે યુદ્ધના દિવસોમાં એની ઉપયોગિતા સિદ્ધ થઈ ચૂકી છે.

સોવિયેત વિજ્ઞાનની બીજી વિશેષતા 'યોજના'માં રહેલી છે. વિજ્ઞાનની પણ યોજના? આર્થિક જીવનની જેમ અમુક વખતે અમુક શોધખોળો થવી જ જોઈએ એવી કોઈ યોજના તો આ ક્ષેત્રે શક્ય નથી. પરંતુ તેમ છતાં વરસ ભરમાં જુદા જુદા ક્ષેત્રે અમુક પ્રયોગો કરવા વિષેનો, અમુક કામો પાર પાડવા વિષેનો અંદાજ પહેલાંથી આંકવામાં આવે છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે શોધક વૃત્તિને જરા પણ આંચ લગાડ્યા વિના આવો અંદાજ બંધાય છે; ને બીજી યોજનાઓની જેમ પાર પણ પડે છે. એટલું જ નહિ, પણ હવે તો સોવિયેતના વિજ્ઞાનિકો એ વાત ઉપર ભાર મૂકે છે કે યોજનાને પ્રતાપે જેમ બીજાં ક્ષેત્રોમાં ભારે પ્રગતિ સધાઈ છે, તેમ અહીં પણ એનો મોટો લાભ મળ્યો છે. યોજના વિના આટલી પ્રગતિ શક્ય ન બનત.

અંતે, સૌથી મહત્ત્વની હકીકત તો એ છે કે સોવિયેતનું વિજ્ઞાન પણ સમાજવાદી સમાજનું વિજ્ઞાન છે. એક નવી શોધખોળ કરનાર વ્યક્તિ કેવળ પોતાની ખાનગી કમાણી કે ધંધા માટે તે શોધને પોતાની જ મિલ્કત તરીકે રૂંધી નથી રાખતો; પણ શક્ય હોય તેટલા વિશાળ પ્રમાણમાં વહેલી તકે તેની તાલિમ આપવામાં આવે છે કે જેથી તે વિજ્ઞાન કોઈ ને કોઈ રીતે જનતાના જીવનમાં ઉપયોગી થાય.

વેલ્સ દંપતિ તારિફ કર્યા વિના નથી રહી શકતાં:

"જગતભરની કોઈ પણ સરકાર કરતાં સાયન્સની સાધના સોવિયેત સરકાર વધારે કરી રહી છે. સિદ્ધાન્તનું જ્ઞાન સાથે પ્રયોગ; અને શિક્ષણની સાથે રિસર્ચ—એ મુખ્ય પદ્ધતિ જગતભરમાં વધુમાં વધુ સર્જનાત્મક છે."

# ૨૩

# સ્વાસ્થ્ય: શરીરસંસ્કાર અને આરામ

બાળકના જન્મથી માંડી ૩ વરસની ઉંમર સુધીની બાળ-જીવનની હિફાજત આપણે 'સંસ્કારી ઉછેર'માં (૧૭ મું પ્રકરણ) જોઈ ગયા. બાળકના શિક્ષણનો પરિચય પ્રકરણ ૧૮ માં લીધો. અને ત્યાર બાદ, નાગરિકના તેના સંસ્કારી જીવનના ઉછેરનો પરિપાક નક્કર સ્વરૂપે—

સાહિત્ય, પત્રકારિત્વ, નાટકો, સંગીત, ચલ-ચિત્ર, કલા મ્યુઝિયમો વગેરે દ્વારા જોયો. સોવિયેતની વિજ્ઞાન ક્ષેત્રની મહાન સિદ્ધિઓ પર પણ આંખ માંડી લીધી.

હવે, અહીં આપણે નાગરિકોની તંદુરસ્તી, અને દાક્તરી સારવાર તથા આરામ અને સુખાકારીનો અંદાજ લઈશું.

*

પહેલાં માંદગી અને દાક્તરી સારવારનો સવાલ વિચારીએ.

કોઈ પણ કામદાર માંદો પડતાં સરકારી દવાખાનાં તેની સંભાળ લે છે. ટ્રેડ યુનિયનના સભ્યને ટ્રે. યુ. તરફથી વિશેષ સગવડો આપવામાં આવે છે. દરરોજના વધુમાં વધુ ૭॥ રુબલ રોકડા પગારે રજા આપવામાં આવે છે અને હોસ્પિટલની મફત સારવાર તથા દવા મળે છે.

ઝારના રશિયામાં ૧૯૧૩ માં તમામ હોસ્પિટલોમાં થઈ ૧॥ લાખ માંદાઓ માટે પથારીની સગવડ હતી. કુલ હોસ્પિટલો ૧૨૦૦ હતી; અને દાક્તરોની સંખ્યા માત્ર ૧૪૦૦૦ની હતી. પછાત પ્રદેશોમાં તો ૧-૧॥ લાખની

વસ્તીએ એકાદ દાક્તર નજરે પડતો. એ દિવસોમાં માંદગીની રજા જેવું કંઈ હતું નહિ; ઉપરાંત, રજા મળે તો કપાત પગારે. અને દવા વગેરેના ખાડામાં ઊતરવાનું. આજે તો માણુસ માંદો ન પડે એની તકેદારી રાખવામાં આવે છે; અને માંદો પડતાં તરતજ વિના ખર્ચે અને ચાલુ પગારે દાક્તરી અને હોસ્પિટલની સારવાર આપવામાં આવે છે. ૧૯૨૮ માં ૩ લાખ ૧૭ હજાર પથારીઓની સગવડ હતી; ૧૯૩૫ માં પા લાખ જેટલી સગવડ થઈ હતી. જ્યારે યુદ્ધ દરમિયાન ૧૯૪૨ માં ગામડાં તથા નગરોમાં થઈ ૮ લાખ પથારીઓની સગવડ હતી.

અને (૧૯૪૦ માં) ૧૪૦૦૦ દવાખાનાં તથા પ્રાથમિક ઉપચારનાં મથકો ૧ લાખ (ઝારના વખતમાં ૧૨૦૦ જ હતાં) અને દાક્તરોની સંખ્યા લગભગ ૨ લાખ (દર ૧ હજારની વસ્તીએ એક) તથા નર્સોની સંખ્યા ૬ લાખની થઈ હતી. આમાં એકદમ ધ્યાન ખેંચે તેવી હકીકત એ છે કે, સોવિયેતમાં ૬૦ ટકા સ્ત્રી–દાક્તરો છે! સોવિયેત દેશમાં તો, દર શાળા તથા સંસ્થામાં ૨૫૦ ઉપરની જનસંખ્યા હોય તો, આખો સમય કામ કરનાર એક દાક્તર રાખવો ફરજ રૂપ છે. અને શહેરોમાં લેનિનગ્રાદ, કિવ, મોસ્કો, રોસ્તોવ, ગોર્કી વગેરે સ્થળોની હોસ્પિટલો તમામ પ્રકારના રોગોના ઉપચાર માટે તથા છેલ્લામાં છેલ્લી શોધખોળોનાં સાધનો માટે દુનિયામાં નામના પામેલી છે. એકસ રેનાં મથકો સામાન્યતઃ રોજ ૧ હજારથી ૪ હજાર દરદીઓની સારવાર કરે છે. મોસ્કોમાંની સેંટ્રલ રેલવે વર્ક્સ પોલિક્લિનિકમાં ૧૦૦૦ નો દાક્તરી સ્ટાફ છે. જેમાં ૪૦૦ દાક્તરો છે.

એકંદર સોવિયેતના એકે એક નાગરિકને દવાની મફત અને તત્કાલ મદદ મળી શકે તે પ્રકારની ત્યાં સગવડો છે.

મેલેરિયા, કોલેરા અને બળિયાના અતિ પ્રચલિત રોગોનો અને આંખના મોતિયા વગેરે રોગનો, ઝારના જમાનામાં કોઈ શુમાર ન હતો. જ્યારે આજે આખા દેશમાં આ બધા રોગોના ગણ્યા ગાંઠ્યા કિસ્સાઓ બને છે. તેવી જ રીતે ટાયફોઈડ જેવા ભયંકર તાવનું પણ ત્યાં નહિ જેવું જ પ્રમાણુ છે. ૧૯૧૩ ની સાથે સરખાવીએ તો ૧૯૩૬ સુધીમાં જ બળિયાનું પ્રમાણુ ૯૬ ટકા, ડિપ્થેરિયાનું ૮૦ ટકા, ટાયફોઈડનું ૭૧ ટકા, સિફિલિસનું ૮૫ ટકા, તાવ,

મરડા વગેરેનું ૨૫ ટકા થી ૫૦ ટકા પ્રમાણુ ઘટી ગયું હતું. આનું મુખ્ય કારણુ એ છે કે રોગોનું મૂળ, તે થવાનાં કારણો અને વકી જણાતાં તેના ચાંપતા ઉપાયો લેવામાં આવે છે.

માનસિક રોગોની ચિકિત્સાની બાબતમાં આપણે આગળ ઉપર ઉલ્લેખ કરી ગયા તે પ્રોફેસર પાવલોવની શોધખોળો, તથા આંખના કિસ્સાઓમાં ડો. ફિલાતોવ અને વાઢકાપમાં રોગોની સારવાર કેટલી હદે સફળતાને પામી છે, તેનો ખ્યાલ આપતી સત્ય બીનાઓ ચોંકાવનારી છે.

દુનિયા ભરમાં એક સોવિયેત દેશ જ એવો છે કે, જેના સૈનિકોમાં સુદ્ધાં ચાંદી વગેરે ચામડીનાં ગુપ્ત દર્દો (ગોનોરિયા, સિફિલિસ) હયાતીમાં નથી. સોવિયેતની લાલ સેનાના નૈતિક જીવન ઉપર તો આ હકીકત સચોટ પ્રકાશ નાખે જ છે; પણુ તે ઉપરાંત, આવા રોગો સામેની ઝુંબેશ પણુ જવાબદાર છે. ઝારના જમાનામાં આ રોગોનો ફેલાવો ભયંકર હદે થયો હતો. તેને નાબૂદ કરવા ૫૦૦૦ દાક્તરોએ અને ૨૨૨૫ દાક્તરી સંસ્થાઓએ દેશ ભરમાં ઝુંબેશ ઉપાડી હતી. તેવી જ રીતે, ૧૯૪૦ માં ૧૦ હજાર દાક્તરો દેશ ભરમાં ઘૂમી વળ્યા હતા. અને ૨ કરોડ ઇન્જેકશનો ટાયફોઇડનાં, ૨ કરોડ ૮૦ લાખ મરડાનાં, ૧ કરોડ ડિપ્થેરિયાનાં અને ૧ કરોડ ૨૦ લાખ બળિયાનાં ઇન્જેકશનો આપ્યાં હતાં.

૧૯૩૯ ના દિવસોમાં મોસ્કોમાં ખબર પહોંચ્યા કે, તેમની સરહદને અડીને ઉભેલ હિંદ તથા અફ્ગાનિસ્તાનમાં કોલેરાનો વા વાયો છે. ને એમણે તરત જ તાઝિક પ્રજા સત્તાકના તમામ દાક્તરો દ્વારા ઝુંબેશ શરૂ કરી દીધી. એ પ્રદેશમાં રહેતા તમામ નાગરિકોને કોલેરાથી બચવા માટેના ઉપાયોનું વીગતે શિક્ષણુ આપવામાં આવ્યું. રોગને રોકવાની તાત્કાલિક દવાની સગવડ કરવામાં આવી. પરિણામ એ આવ્યું કે, તે પ્રદેશમાં એક પણુ કેસ કોલેરાનો ન થયો !

તેવી જ રીતે ક્ષયરોગ સામેની ઝુંબેશ. ક્ષય રોગ એ તો ઝારનો વારસો છે. પરંતુ એની સામેની સોવિયેતની ઝુંબેશ યે પ્રચંડ છે.

૧૯૧૮ માં માત્ર ક્ષયની ૪ હોસ્પિટલો હતી. ૧૯૩૩ માં ૪૦૪ થઈ ! ! અને ૧૯૪૦ માં ૧૦૦૦. તેજ રીતે, ૨ લાખ પથારીઓની સગવડો સામાન્ય

હોસ્પિટલોની અંદર તથા ક્ષયનાં સેનેટોરિયમોમાં બીજી ૪૩૦૦૦ પથારીઓની સગવડો હતી. અને ક્ષયના દર્દીઓ માટે સ્વાસ્થ્યગૃહો (કોન્વેલેસન્ટ હોમ્સ) વળી જુદાં છે. હજી, ક્ષયની બીજી એટલી જ 'સહાયક સંસ્થાઓ' (ઑક્ઝિલિયરી ટી. બી. ઇન્સ્ટીટ્યુશન્સ) નોંધવી રહે છે. જેમાં ૧૯૨૮ માં ૭૬૩૭; ૧૯૩૩ માં ૧૦,૧૮૧ પથારીઓ હતી.

અહીં એક વધુ ઉલ્લેખ જરૂરી છે.

રાત્રી–ગૃહો! ક્ષયની પહેલી કક્ષાના દરદીઓ માટે રાતે સૂવાની સગવડ પૂરી પાડનારાં સેનેટોરિયમ. સોવિયેતમાં રહેવાનાં મકાનોમાં હજી જોઇએ એટલી તરક્કી નથી થઈ; અને એથી કામદારોને ઘણી વાર સામાન્ય માંદગી પણ અસ્વસ્થ બનાવે છે. રાત્રી માટે આરામ અને શાંતિની સગવડ એમને જરૂરી હોય છે. આ રાત્રીગૃહો એ જરૂર કેટલેક અંશે પૂરી પાડે છે.

આ ગૃહોમાં સૂવાની સાથે સાથે જ સ્નાન માટે ગરમ પાણી, સ્વચ્છ કપડાં, ગરમ ભોજન, સંગીત, થોડાંક વ્યાખ્યાનો અને નાનીશી લાયબ્રેરી કે વાંચનાલયની સગવડો હોય છે.

અને આટઆટલી માવજતનું પરિણામ[1] પણ કેટલું સુંદર આવ્યું છે! ૧૯૨૦ માં એક હજાર પ્રજાજનોમાંથી ૪૦ માણસો ક્ષયના ભોગ બની મરી પરવારતાં હતાં. ૧૯૩૧ માં—માત્ર દસ વરસમાં આ પ્રમાણ લગભગ ચોથા ભાગનું (૧૧·૬) થઈ ગયું હતું. આજે બીજાં ૧૦–૧૨ વરસોનો ગાળો વહી ગયો છે—એ પ્રમાણ કેટલું નહિ જેવું બની ગયું હશે!

સોવિયેતના દાક્તરી અભ્યાસ–રિસર્ચનો ખ્યાલ 'ગોર્કી ઓલ–યુનિયન ઇન્સ્ટિટ્યુટ ઓફ એક્સપેરિમેન્ટલ મેડિસિન' નામની સંસ્થા પરથી આવે છે. આ સંસ્થાનું ટૂંકું નામ V I E M. ૧૯૩૨ માં તેની સ્થાપના થઈ હતી.

---

૧. ક્ષયને કારણે કામ કરવાની તાકાત ઘટી જાય છે–એ 'અશકિત'નું પ્રમાણ પુરુષોમાં પહેલાં કરતાં ત્રીજા ભાગનું અને સ્ત્રીઓમાં ૨/૩ ભાગનું ઘટી ગયું છે, એ આપણે 'આર્થિક જીવન'માં જોઈ ગયા.

આમ તો તે એક અરધી સદી જૂની સંસ્થા હતી પણ તેનો પુનર્જન્મ ૧૯૩૨ માં થયો. ૨॥ કરોડ રુબલનું તો તેનું વાર્ષિક બજેટ છે. ૩૦ જેટલા તેના મુખ્ય વિભાગો છે. અને ૬૦ લેબોરેટરીઓ છે. બ્રેઇનસર્જન પ્રોફેસર એન. ગ્રાશચેનકોવની દેખરેખ નીચે ૬૦૦ તબીબી કાર્યકરો કામ કરે છે. દેશના પ્રથમ પંક્તિના કેટલાય તબીબી વિજ્ઞાનિકો આ સંસ્થામાં કામ કરે છે. અને તમામ પ્રકારના રોગોનો અભ્યાસ અહીં કરવામાં આવે છે. આ સંસ્થા સાથે વિવિધ ક્લિનિકો જોડવામાં આવી છે, જ્યાં અહીંના અભ્યાસ અનુસાર ચિકિત્સા થાય છે.

*

સોવિયેતમાં તબીબી ઉદ્યોગોનો પણ ઘણો વિકાસ થયો છે.

ઝારના જમાનામાં ૧૯૧૨ માં દાક્તરી સાધનોની ૬૦ ટકા પરદેશથી આયાત થતી હતી. ૧૯૩૪ માં માત્ર ૩ ટકા જ આયાત થઈ હતી. એટલું જ નહિ પણ ૧૯૪૦ માં તો તબીબી વિજ્ઞાનને જરૂરી એવી ૩૦૦૦ વસ્તુઓ સોવિયેત પોતે પેદા કરતું હતું. ક્રાંતિ પૂર્વે એકેએક એક્સ રે મશિન પરદેશથી આયાત કરેલું હતું. ૧૯૪૧ સુધીમાં ૪૦૦૦ એક્સ રે મશિનો તૈયાર થયાં હતાં. અને રોન્ટજેનોલોજી, રેડિયોલોજી, ફિઝિયોથેરેપી, વગેરે માટેનાં યંત્રો પણ બનાવવાની શરૂઆત થઈ ચૂકી હતી.

*

લોહી આપવા અંગેના વિજ્ઞાનની શોધ પણ પહેલ વહેલી સોવિયેતમાં જ ૧૯૨૬ માં થઈ હતી. પરંતુ તેનું નોંધવા યોગ્ય પરિણામ ૧૯૩૮ માં જણાયું. ડૉ. એ. એ. બેગ્દાસારોવની દોરવણી નીચે એ સંસ્થાએ પ્રગતિ કરી. તેની ૭૦ શાખાઓ થઈ. તથા ૭૪૦ સ્થળોએ લોહી આપવાનાં મથકો નાખવામાં આવ્યાં. કોઈ પણ પ્રકારની ફી વિના જરૂરવાળા નાગરિકને આનો લાભ અપાવા લાગ્યો. ૧૯૩૭ માં જ ૭૨૦૦૦ દરદીઓને એ લાભ આ રીતે આપવામાં આવ્યો હતો.

## ‘અકસ્માત’ની વીજળીક સારવાર

અકસ્માત અંગેની દાક્તરી મદદનું સ્વરૂપ વિશેષ ધ્યાન ખેંચે છે.

મોસ્કોની અકસ્માત માટેની હોસ્પિટલમાં ૬૦૦ પથારીઓ છે. ૧૫ દાક્તરો અને તેમના વિદ્યાર્થીઓને સારવાર માટે રોકવામાં આવેલા છે. આ ૧૫ માંથી ૭ દાક્તરો કાયમ–૨૪ કલાકની ફરજ ઉપર રહે છે. કોઈ પણ નાગરિક અકસ્માત વખતે એકાએક ઓપરેશનની જરૂર પડતાં કોઈ પણ સમયે ફોન કરે છે અને જરૂરિયાત જણાવી સરનામું આપે છે. ફોન ઉપર ચોવીસ કલાક માણસ બેઠો જ હોય છે. ફોન પૂરો થતાં જ ચપોચપ ઇલેકટ્રીક બટનો દબાય છે અને તૈયારીની તાકીદ દીવાબત્તીઓ આપે છે. બધું જ તૈયાર હોય છે—દાક્તરો, નર્સો ને એમ્બ્યુલન્સ કાર સુદ્ધાં તાત્કાલિક દવાઓની બેગો સાથે તૈયાર હોય છે. લાઈટ થતાં જ સૌ દરવાજે પહોંચી જાય છે, ને ૪૦ સેકન્ડમાં તો રવાના થઈ જાય છે!

અને આ હોસ્પિટલમાં આવાં આમંત્રણો કેટલાં આવે છે! ૧૦ દિવસમાં દિવસના સમયમાં ૬૫૦ અને રાત દરમિયાન ૫૫૦!—દરરોજનાં ૧૨૦૦!—એક કલાકમાં પાંચ!!

આ આમંત્રણોમાં અકસ્માતને કારણે તો પાંચમા ભાગના હોય છે. બાકીનો—મોટો ભાગ એકાએક ઓપરેશનના કેસોનો હોય છે.

અકસ્માતોની આટલી ત્વરિત અને આટલી સુવ્યવસ્થિત સારવાર જગતમાં બીજે ક્યાંય જોવા નહિ મળે.

મોસ્કો મેડિકલ રિસર્ચ ભારે નામના અને ગૌરવ ધરાવે છે. બીજી પંચવર્ષીય યોજના દરમિયાન આ ક્ષેત્રમાં જે સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે, તેમાંની એક છે—મોસ્કો નદી ઉપરનું 'તબીબી નગર!' (મેડિકલ સીટી). ૧૫ કરોડ રુબલને ખર્ચે તે તૈયાર કરવામાં આવ્યું છે. છેલ્લી ઢબનાં સાધનો વસાવેલાં છે. એ દુનિયામાં પ્રથમ નંબરની 'ભવ્ય અને નૂતન' તબીબી સંસ્થા તરીકે મશહૂર બન્યું છે. તેમાં ૫૫૦૦ દાક્તરો, નર્સો તથા રિસર્ચ કરનારાઓ છે. જ્યારે દરદીઓ માત્ર ૬૦૦. એક દરદી પાછળ એક લેબોરેટરી રાખવામાં આવી છે. દુનિયાની આ મહાન શોધક સંસ્થા છે. નાટક સીનેમા, લાયબ્રેરી, રમત સ્થાનો, ભંડારો વગેરે એમાં હોય એ સહજ છે—એક આખું નગર જ સમજી લો. એનું નામ છેઃ તબીબી વિજ્ઞાન અને કળાનું નગર!

*

સોવિયેતની દાક્તરી સંસ્થાઓનું કામ પહેલાં તો પ્રજાનું શરીરસ્વાસ્થ કેમ જળવાઈ રહે તે જોવાનું છે. અને એથી તમામ દાક્તરી ધંધાઓને રાજ્યે પોતાની પાંખમાં લઈ લીધા છે. ૧૯૨૧ થી તમામ દાક્તરો, વૈદો, નર્સો, હોસ્પિટલો, સેનેટોરિયમ, દવાખાનાં વગેરે સામાજિક સંસ્થા રૂપે રાજ્યનાં અંગ બની ગયાં છે.

૧૯૩૫ માં સરકારના દાક્તરી વિભાગમાં—'હેલ્થ સરવિસ' માં ૫ લાખ કાર્યકર્તાઓ હતા.

*

દાક્તરોની ભરતી કરવામાં ય અહીં લોકતંત્ર છે. દરેક સોવિયેત પંચાયત પોતાની ઉપર આવેલી અરજીઓ અંગે અભિપ્રાય લખીને એક, મેડિકલ કમિશન ઉપર મોકલી આપે છે. એ કમિશનમાં—મેડિકલ અધિકારી, એક ધંધાદારી સભ્ય, ટ્રે. યુ. નો પ્રતિનિધિ તથા એક દાક્તરી કોલેજનો વિદ્યાર્થી હોય છે.

આવેલી અરજીઓમાં કામદારના દીકરા દીકરીઓને વધુ પસંદગી આપવામાં આવે છે.

દર વરસે લગભગ ૯૦૦૦ ની નવી ભરતી કરવામાં આવે છે. પાંચ વરસના શિક્ષણ બાદ ભરતી થયેલા આ દાક્તરોનું જ્ઞાન કટાઈ ન જાય એ માટે દર ૩ વરસે તેમને ૬ માસ માટે છેલ્લી ઢબના જ્ઞાન અભ્યાસ માટે મોકલવામાં આવે છે. રોજનું તેમનું કામ ૭ કલાકનું હોય છે. અને વરસે ૧ માસ ચાલુ પગારે રજા પણ મળે છે.

સોવિયેત તંત્રમાં દાક્તરી જ્ઞાન–વિજ્ઞાનના ઊંડા અભ્યાસ પર ફિદા થઈ વેબ્સ દંપતિ ઉચ્ચારે છે—'બ્રિટન અમેરિકા કે પરદેશના દાક્તરો રશિયાનાં મેડિકલ અખબારોનો અભ્યાસ કરે છે, તેના કરતાં સોવિયેતના દાક્તરો દુનિયાના તબીબી વિજ્ઞાનનો વધુ અભ્યાસ કરે છે.'

અને આ પ્રશસ્તિમાં આપણે હિંદના—મુંબઈના પ્રથમ પંક્તિના દાક્તરોએ સોવિયેતના દાક્તરોને આપેલી અંજલિ યાદ કરીએ છીએ—

: ૨ :

**હવે આપણે સોવિયેત નાગરિકની આરામની સગવડો તપાસીએ.**

ઝારના જમાનામાં સેનેટોરિયમ તથા આરામગૃહો (રેસ્ટ હોમ્સ) ની સગવડ થોડાક સારી સ્થિતિના નાગરિકોને જ મળતી હતી. આજે તમામ કામદારો માટે એ સગવડ ખુલ્લી થઈ છે.

૧૯૩૫માં ૫ લાખ ૭૯ હજાર પ્રજાજનોએ સેનેટોરિયમોનો તથા ૧૬ લાખ ૧૩ હજારે આરામ ગૃહોનો લાભ લીધો હતો. આ ૨૨ લાખ પ્રજા જનોમાંથી ૧૫॥ લાખ (૭૦ ટકા) પ્રજાજનોને વિના ખર્ચે રાખવામાં આવ્યાં હતાં. અને આ ૧૫॥ લાખમાં ૧૪ લાખ (૯૦ ટકા) હતાં સ્ત્રી અને પુરુષ કામદારો.

આ આરામ ગૃહો તથા સેનેટોરિયમોને વાડી બગીચા પૂરતી જમીન, જરૂર પૂરતાં ઢોરઢાંખર–ગાયો, મરઘાં, ડુક્કરો વગેરે હોય છે.

દર વરસે સરકાર તથા ટ્રે. યુ. તરફથી આ સેનેટોરિયમ ને આરામ ગૃહો પાછળ ખર્ચાતી જંગી રકમોનો ખ્યાલ આપણે 'આર્થિક જીવન'માં લઈ ગયા છીએ. કેવળ ટ્રે. યુ. તરફથી ૧૯૩૩–૩૭ વચ્ચે ૫૩ કરોડ ૨૩ લાખ રુબલ નવાં આરામ ગૃહો બાંધવા પાછળ ખર્ચાયા હતા. તથા ૧૯૩૭ ના એક જ વર્ષમાં ૯૧ કરોડ ૩૧ લાખ રુબલ ૨૫॥ લાખ કામદારોના આરામ પાછળ ખર્ચ્યાં હતા—માથા દીઠ ૩૫૦ રુબલનું ખર્ચ !

રજાના દિવસો દરમિયાન મુસાફરીનો શોખ વધ્યો છે. પગારના ધોરણ મુજબ તેનું ખર્ચ કામદારને માથે પડે છે; બાકીનું ટ્રે. યુ. (સભ્ય હોય તો) આપે છે. ૧૯૧૩ કરતાં અનેક ગણી વધુ મુસાફરી ૧૯૩૨ માં થયાના આંકડા પૅટ સ્લોઆન 'રશિયા વિધાઉટ ઇલ્યુઝન'માં રજૂ કરે છે. ૧૯૧૩ માં નદી દ્વારા ૧ કરોડ ૧૦ લાખે મુસાફરી કરી; ૧૯૩૨ માં ૪ કરોડ ૮૦ લાખે; રેલવે દ્વારા ૨૫ બિલિયન કિલોમિટરને સ્થાને ૮૪ બિલિયનનો પ્રવાસ ખેડાયો !

આટલી ભરચક સારવાર અને સગવડોનો તત્કાલ અને સીધો ફાયદો પ્રજાની તંદુરસ્તીમાં જણાયા વિના રહેતો નથી. બીજો લાભઃ સેનેટોરિયમ-આરામ ગૃહોમાં રહી આવનાર કામદાર નવી તંદુરસ્ત ટેવો સાથે લેતો જાય છે.

સોવિયેતમાં બૌદ્ધિક અને માનસિક તાલિમમાં જ સંસ્કારી સુઘડ નાગરિકનો આદર્શ પૂરો થતો નથી. શરીર સંસ્કાર વિનાની નાગરિકતા અધૂરી છે, એવી દૃઢ સમજણ તેણે અપનાવી લીધી છે; ને તેને વ્યવહારમાં ઉતારી બતાવી છે.

સ્તાલિને કહ્યું હતું: "સોવિયેત સંઘમાં તંદુરસ્ત, ચૈતન્યપૂર્ણ, અને આખા દેશને શક્તિનો દુર્ગ બનાવી શકે, તેવા કામદારોની એક નવી જ પેઢી પેદા થઈ રહી છે."

આની શબ્દશઃ સાખ પૂરતી હકીકતો આપણી સામે મોજુદ છે. મેદાની રમતો ને શારીરિક તાલિમમાં દુનિયામાં નામના કમાનારા ચુનંદાઓમાં સોવિયેતના નાગરિકો અગ્રણી છે. વજન ઊંચકવામાં જગમશહૂર બનેલા ૩૫ માંથી ૨૩ તો સોવિયેતના નાગરિકો છે. તરવાની કળામાં પણ નૂતન રશિયાના સેમન બોઇચેંકોએ નામના પ્રાપ્ત કરી છે. ૧ મિનિટ ૬·૮ સેકન્ડમાં ૧૦૦ મિટર તરીને તેણે રેકર્ડ તોડ્યો છે. સ્કેટિંગના ક્ષેત્રમાં આજ લગી સ્કેન્ડિનેવિયાના રહીશોએ નામના મેળવેલી હતી. પણ સોવિયેતની માર્યા ઈસાકોવાએ ૧૫૦૦ મીટર ૨ મિનિટ ૩૭·૪ સેકંડમાં કાપીને નોર્વેજીયાની સ્રીસ્કેટર સ્કોઉ નિલ્સનના ૨ મિનિટ ૩૮·૧ સેકંડના રેકર્ડને તોડ્યો છે.

જ્યારે લાંબી સહનશીલતાની કસોટી—ઘોડેસ્વારી, સાયકલ દોડ વગેરેમાં સોવિયેત યુવાનોની સિદ્ધિ અદ્ભુત છે.

ઉત્તર ધ્રુવ ઉપરથી થઈને સોવિયેતથી અમેરિકા સુધી કરેલી એકધારી વિમાની સફર માટે ગ્રોમોવનું નામ ઉજ્જ્વળ છે. આ સિવાય મોસ્કોથી દૂર પૂર્વમાં સતત વિમાની સફર કરવા માટે ૩ મહિલાઓ વેલેન્ટિના ગ્રિઝોદુબોવા, માહિના રાસ્કોવા, અને પોલિના ઓસિયેન્કો મશહૂર બની છે. તુર્કમાનના ઘોડેસ્વારો મધ્ય એશિયાના આશ્ખાબાદથી સીધા મોસ્કો સુધી ૬૨૦૦ માઈલની ઘોડેસ્વારી કરે છે. તો સોવિયેતની સરહદનો સંત્રી સાયકલ ઉપર

૧૬૦૦૦ માઈલની મજલ કાપે છે. અને દૂર પૂર્વનો નાગરિક મોસ્કો સુધીના ૬૨૦૦ માઇલનો પંથ બરફ ઉપરની સરકણી ધરતી ઉપર કાપે છે. અને મોસ્કોની ઇલેકટ્રીકલ કામદાર બાઇઓ એજ રીતે મોસ્કોથી તોબોલ્સ્ક સુધીનો ૧૨૪૦ માઈલનો પંથ કાપે છે. ઝારના જમાનામાં ૧૮૨૯ થી ૧૯૧૪ સુધીમાં માત્ર ૫૯ માણસોએ યુરોપના સર્વોચ્ચ પર્વત એલ્બ્રુસ ઉપર ચઢાણ કર્યું હતું, જેમાં રશિયનો માત્ર ૧૨ હતા. પણ સોવિયેત જીવનમાં પર્વત પરનાં ચઢાણનો શોખ પણ નમૂનેદાર બન્યો છે. ૧૯૩૭માં ૨૩૦૦૦ ફીટની ઉંચાઇએ ચઢનારા ૧૨ યુવાનો હતા. એટલું જ નહિ પણ ઉંચા શિખરોની સફરે જનારાઓની સંખ્યા ૨૦ હજારની હતી. કોકેશસ, આલ્તાઈ, અને તિયાંગ–શાંગની ઉંચી ટૂંકો ખૂંદનારી ૪૩ ટુકડીઓમાં ૧૪૦૦૦ નાગરિકોએ હિસ્સો લીધો હતો.

*

દેશની આ સિદ્ધિઓનો યશ વિશાળ શરીરસંસ્કાર આંદોલનને ભાગે જાય છે.

લાખો બાળકો અને મોટેરાંઓ "લેબર એન્ડ ડિફેન્સ" આંદોલનમાં જોડાય છે, અને તેની તાલિમ લે છે. ૧૯૩૯માં, આ આંદોલનની પ્રથમ કક્ષાના ખિતાબધારીઓ ૫૮ લાખ ૧૫ હજાર તથા બીજી કક્ષાના ખિતાબ-ધારીઓ ૭૧૦૦૦ હતા. જ્યારે શાળાનાં બાળકો માટેની કસોટીમાંથી ૧૦ લાખ ૯૧ હજાર બાળકો પસાર થયાં હતાં.

સોવિયેતમાં આ તાલિમ માટે ભવ્ય અને વિશાળ સગવડો છે—૬૫૦ મોટાં સ્ટેડિયમો, ૭૨૦૦ રમતનાં મેદાનો, ૨૭૧૩ અખાડાઓ, ૧૦૦ શારીરિક સંસ્કારની કલબો, ૩૫૦ જલ-રમતનાં મથકો હતાં; અને બરફ ઉપરની રમતોની ૨૭૦૦ કલબ! એક ૧૯૩૮ ની સાલમાં જ ૬૦ કરોડ રુબલ ખર્ચવામાં આવ્યા હતા.

૭૫૦૦૦ની બેઠકોવાળું મોસ્કોનું ડાયનેમો સ્ટેડિયમ યુરોપનું એક મોટામાં મોટું સ્ટેડિયમ છે. પણ એ પછી તો મોસ્કોમાં ૧ લાખ ૪૦ હજાર પ્રેક્ષકોની સગવડોવાળું નવું સ્ટેડિયમ તૈયાર થયું છે.

આવી જ રીતે, આખા દેશમાં શરીરસંસ્કાર માટેની ભરપૂર સગવડો ઊભી કરવામાં આવી છે. અને તેના નિષ્ણાતોની ખાસ તાલિમ માટે ૬

મોટી કૉલેજો તથા ૨૫ શાળાઓ ચલાવવામાં આવે છે. આ બધે સ્થળે શિક્ષણ વિના ફી અપાય છે.

અને બીજા દેશોની જેમ સોવિયેતમાં રમતમથકો અને જીમખાનાં, યા સ્ટેડિયમો વગેરે કોઈ ખાનગી નફાખોરીનાં સાધનો નથી. મોટા ભાગના ઉસ્તાદો ક્યાંક ને ક્યાંક ખેતર યા કારખાનામાં યા અન્ય સંસ્થામાં કામ કરનારા નાગરિક હોય છે. શારીરિક તાલિમ એ તો તેની તે ઉપરાંતની સિદ્ધિ છે. પરંતુ આ નાગરિકોને તાલિમ માટેના સમયમાં ચાલુ પગારે રજા આપવામાં આવે છે. ચિરત્યાકોત્ર એક ફિલ્મ–અભિનેતા છે, પણ એનું આખું કુટુંબ શરીરસંસ્કારને ક્ષેત્રે નામના પામ્યું છે.

## મકાનો અને રસ્તાઓ

સોવિયેતની પછાત દશા બોલી બતાવતાં તેનાં મકાનો હતાં. અને બીજા, તેના રસ્તાઓ હતા.

સરકાર આ પછાતપણું દૂર કરવા શક્ય તેટલી જહેમત ઉઠાવી રહેલ છે. નવાં મકાનો, નહેરો, ગટરો, પાકા રસ્તાઓ, પાણીની સગવડો વગેરે પાછળ લખલૂટ ખર્ચ કરી રહેલ છે.

આ પછાત દશા એ તો ઝારનો વારસો છે. ૧૯૦૮માં સેંટ પિટર્સબર્ગ જેવા મુખ્ય શહેરના કાપડઉદ્યોગના કામદારોના ૬૦ ટકા પાસે રહેવા માટે સ્વતંત્ર ઓરડી ન હતી. મોટી પરસાળોમાં કુટુંબોનાં કુટુંબો પડ્યાં રહેતાં. એક કામદાર કુટુંબને ભાગે ૧૦ ચોરસ ફીટ જગા આવતી હતી! અને આ તો સારી સ્થિતિના શહેરની વાત થઈ.

૧૯૨૦માં સોવિયેત સરકારના છત્ર નીચે આ કામદારોને સ્વતંત્ર ઓરડીઓ મળી—૬ ફૂટ પહોળી ૧૨ ફૂટ લાંબી. પરંતુ બોલી દીઠ જાજરૂ કે પાણી વગેરેની સગવડ ન હતી.

પ્રથમ પંચવર્ષીય યોજના દરમિયાન-૧૯૨૮ થી ૩૨ સરકારે રહેવાનાં નવાં મકાનો બાંધવા પાછળ ૪ અબજ રુબલ તથા બીજી પંચવર્ષીય યોજના-ના ૧૯૩૩ થી ૩૫ નાં વરસ દરમિયાન બીજા ૫ અબજ રુબલ ખર્ચ્યાં

હતા. ૧૯૨૮ થી ૩૨ માં કુલ ૨ કરોડ, ૩૫ લાખ સ્કવેર મીટર રહેવાની જગા બાંધવામાં આવી હતી; ૧૯૩૩ થી ૩૫ દરમિયાન ૨ કરોડ ૫ લાખ સ્કવેર મીટર.[૧]

૧૯૩૧ સુધીમાં સારી એવી તરક્કી થઈ હતી. ૧૦ લાખ કામદાર કુટુંબો નવાં સગવડવાળાં મકાનોમાં રહેતાં થયાં હતાં. ૧૯૩૧ માં બીજાં ૬ લાખ કુટુંબો માટે સગવડ થઈ. ક્રાંતિ પૂર્વે જેટલી જગા દરેક કુટુંબ દીઠ આવતી હતી, તેથી ત્રણ ગણી જગા આ કુટુંબો ભોગવતાં હતાં.[૨]

પહેલાં ડૉન બેસિન પ્રદેશના કામદારો માટીનાં ખોરડાંમાં રહેતાં હતાં, તેને બદલે આજે (૧૯૩૫) નવાં ભવ્ય મકાનોમાં રહે છે. ક્રાંતિ પહેલાં યુક્રેનના ૪૦ ટકા કામદારો માટીના ખોરડાંમાં રહેતાં હતાં; આજે માટીનું ખોરડું જૂના જમાનાનું એક સ્મરણ માત્ર બની ગયું છે. ડૉનની ભૂમી પર માત્ર એક ખોરડું સ્મારકરૂપે સાચવી રાખવામાં આવ્યું છે.

કોલસાની ખાણોમાં કામ કરતા મજૂરોની રહેવાની જગા પહેલાં કરતાં ૨॥ ગણી વધારે મોટી છે; અને ધાતુના ઉદ્યોગોના કામદારો પહેલાં કરતાં ૪ ગણી વિશાળ જગામાં રહે છે.

## નવાં નગરો

અનેક નવાં નગરો વસ્યાં છે.[૩] અને ગામડું તથા શહેરના ભેદો ભૂંસાઈ રહ્યા છે. ઝારનાં ગામડાં ધુળિયા રસ્તાઓ માટે મશહૂર હતાં. આજે ત્યાં આસ્ફાલ્ટના રસ્તાઓ જગા પૂરી રહ્યા છે. ૧૯૨૮ માં પહેલાં આસ્ફાલ્ટનો રસ્તો મૉસ્કોમાં તૈયાર થયો. ૧૯૩૪ માં ૧૯ લાખ સ્કવેર મીટર જેટલા રસ્તા પાકા તૈયાર થયા હતા. સોવિયેતનું નવું ગામડું, ઉદ્યોગો યા સમૂહ ખેતરોમાં યંત્રોદ્વારા જ મોટા ભાગનું કામ થાય છે.

---

૧ આ આંકડા 'વિમેન ઈન યુ. એસ. એસ. આર.' માંથી છે. વેબ્સ અનુસાર.

૨ વેબ્સ:

૩ વેબ્સ: ઝારના જમાનામાં કુલ શહેરો:

નવાં નગરો ટ્રામ અને બસ તથા પાણીની સગવડોથી ભરેલાં છે. પ્રથમ પંચવર્ષીય યોજનામાં ૧ અબજ ૮૪ કરોડ ૮૦ લાખ રુબલ ટ્રામ, મટર, પાણીની સગવડો પાછળ ખર્ચવામાં આવ્યા હતા. અને ૧૯૩૩ થી ૩૫ દરમિયાન એથી બમણા બીજા ૩ અબજ ૪૩ કરોડ ૩૦ લાખ રુબલ!

## નવાં ઘરો

દોનેત્ઝ પ્રદેશનાં ખાણમાં કામ કરતાં ૧૮ કુટુંબોની તપાસણીમાંથી તારવેલી સરેરાશ આવી છે—

૧૯૩૩ માં તમામ કુટુંબો મોટી પરસાળોમાં (બેરેક્સ) ભેગાં પડ્યાં રહેતાં હતાં, ૧૯૩૫ ના અંતમાં ૧૦ કુટુંબો સ્વતંત્ર નાનાં ઘરોમાં રહે છે. જ્યારે ૮ કુટુંબો મોટા મકાનમાં રહે છે. આ અઢારે કુટુંબો પાસે બારી બારણાંનાં પડદાઓ, ફૂલદાનીઓ છે. દિવાલો ફોટાઓ અને ચિત્રોથી શોભે છે. પલંગો અને કબાટ, પટારા અને કિતાબપેટી તથા રેડિયો સુદ્ધાં છે. આખો વાસ ખાણોની આજુ બાજુ વસેલો છે. શાળાઓ અને સંસ્કારગૃહોથી સુશોભિત છે; બાગ બગીચાઓથી મઘમઘે છે.

દરેક નવું નગર વસાવતાં પહેલાં નિષ્ણાત એંજિનિયરો પ્લાન તૈયાર કરે છે. એક બ્રિટિશ એકસપર્ટ—કલફ વિલિયમ્સ એલીસના શબ્દોમાં—

"તેમણે બધી બાજુનો વિચાર કર્યો છે—કારખાનાં માટે 'પાવર' ક્યાંથી ને કેવી રીતે મેળવવો, કાચો માલ લાવવા માટે કેવી સગવડો રાખવી, અને પાકો માલ લઈ જવા માટેની પણ છેલ્લામાં છેલ્લી ઢબની વ્યવસ્થા; તંદુરસ્તી તથા આરામ આનંદનાં સાધનો; વૃક્ષો, સુંદર સિનેમા ગૃહો, નાટ્ય ગૃહો, હોસ્પિટલો, શાળાઓ, વગેરે તમામ બાબતમાં તેમણે સારી પેઠે અને ડહાપણ ભરી યોજનાઓ કરી છે."

## સમાજવાદી પ્રતિજ્ઞા

એકંદર જીવનનું આખું ધોરણ ઊંચું ગયું છે. માંગ ઉપરા ઉપરી વધી રહી છે. સ્વચ્છતાનો અને સુઘડતાનો આગ્રહ વધતો રહ્યો છે. અને માત્ર સરકાર ઉપર આધાર રાખી બેસી ન રહેતાં કામદારો પોતે જ શક્ય તેટલા સુધારા કરી રહ્યા છે.

ગૉર્કી જીલ્લાના ખેતર ઉપર કામ કરતી સ્ત્રીઓની પરિષદ સમક્ષ ઉચ્ચારેલા એક ઓરતના જ શબ્દો રજૂ કરીએ—

"આપણી રહેણી કરણી તરફ નજર કરીએ. આપણે કબૂલ કરવું જોઈએ કે, આપણાં ઘરોની અંદર જોઈએ એવું વાતાવરણ નથી. બારીઓ ગંદી છે. ને વાતાવરણ થીજેલું. આવાં ઝુંપડાંમાં જીવવું એ શું આપણે માટે શરમજનક નથી ? વધુ સગવડવાળાં અને સ્વચ્છ, વધુ હવા ઉજાસવાળાં અને પડદા તથા ફૂલદાનીવાળાં મકાનોમાં રહેવું શું વધુ આનંદદાયી નથી ? આપણે માથે લઈએ તો જરૂર આટલું તો કરી શકીએ. ભવિષ્ય ઉપર છોડી દેવાનું ન જ કરીએ. સમૂહ ખેતરો ઉપર કોણ જલદીથી મકાનોને સુધારે છે, એની આપણે જીલ્લાવાર હરીફાઈઓ માંડવી જોઈએ. અમે અર્ઝામાસ જીલ્લાની ખેડૂત સ્ત્રીઓ પ્રતિજ્ઞા કરીએ છીએ કે, વસંતની વાવણી આવતાં આવતામાં તો અમે અમારાં ઝુંપડાંને સ્વચ્છ અને સુંદર તથા વ્યવસ્થિત બનાવી ચૂક્યા હોઈશું. અમારી આ સમાજવાદી પ્રતિજ્ઞા નિષ્ફળ નહિ જ જાય."

## વ્યવસ્થા તંત્ર

આ તમામ વ્યવસ્થાને પહોંચી વળવાની જવાબદારી તંદુરસ્તી ખાતાના પ્રધાનને માથે છે.

આ હેલ્થ સરવિસનું ખાતું દરેક પ્રજાતંત્રની અંદર હોય છે. સમસ્ત સંઘમાં એવું કોઈ ખાસ ખાતું નથી. આ સંસ્થા કેવળ દાક્તરી તપાસ અને સારવારની જ નહિ પણ અનેક જવાબદારીઓ ઉઠાવે છે. તેની પાસે નીચે મુજબ વિભાગો હોય છે—

વ્યવસ્થા અને સંચાલન અંગે તેના પાસે પાંચ ખાતાં છે; જેમાં સેંટ્રલ લાયબ્રેરી, આંકડા વિભાગ, પરદેશ માહિતીના વિભાગો છે; દાકતરી સારવાર અંગે હોસ્પિટલો, સેનેટોરિયમ, બહાર દાકતરી મદદ વગેરે, રોગચાળા સામે જ્ઞાન પ્રચાર; રોગ અટકાવવાની ઝુંબેશ; ક્ષય તથા ચામડીના ભયંકર રોગો સામે પણ પ્રચાર કરવા માટે અલગ વિભાગો છે; શારીરિક તાલિમ માટે વળી જુદા વિભાગો; માતા અને બાળકના સંરક્ષણ માટે જુદાં

ખાતાંઓ; દવા બનાવવા અને વેચવાના કામ અંગે જુદાં જુદાં ખાતાંઓ; મુસાફરી દરમિયાન તંદુરસ્તી સાચવનારાં ખાતાંઓ; રાજ્યની સેનેટરી પદ્ધતિનું નિરીક્ષણ કરનાર ખાતું, કે જે ભોજનગૃહો, ઉદ્યોગો, મકાનો, શાળાઓ, વાહનો તથા તંદુરસ્તીના આરામ ગૃહોમાં જઈ આરોગ્ય અને તંદુરસ્તીના નિયમો અને સગવડો જળવાય છે કે નહિ તેની તપાસ કરે છે; દાક્તરી જ્ઞાનનાં ખાતાંઓ—દાક્તરી રિસર્ચની સંસ્થાઓ; આરામ માટે અને આનંદ માટેનાં સ્થાનો; આ ઉપરાંત નવાં દાક્તરી મકાનો અંગે તથા તમામ ખાતાંઓની નાણાં વ્યવસ્થા અંગેના વિભાગો.

### જન્મ અને મૃત્યુ પ્રમાણ

અને આ બધાનું પરિણામ કેટલું ઉજળું આવ્યું છે?—

સોવિયેતમાં બાળ મૃત્યુનું પ્રમાણ ઓછું થયું છે; જન્મ પ્રમાણ તથા એકંદર જીવનવયનું પ્રમાણ ઘણું ઊંચું ગયું છે.

૧૯૧૩ માં ૧૦૦૦ બાળકોમાંથી ૨૭૫ પહેલા વરસમાં જ મરી જતાં. ૧૯૩૦ માં આ પ્રમાણ ૧૪૧નું થયું હતું.

અને નાગરિકની સરેરાશ જિંદગી ૪૫ વરસની ગણાય છે. (જ્યારે હિંદની માત્ર ૨૭ વરસની) અને મોટી ઉંમરનાં નાગરિકોનું મૃત્યુ પ્રમાણ ૧૦૦૦ ઉપર ૩૦ નું હતું, તેનું ૧૬ થયું છે.

અને જન્મ પ્રમાણ: દર હજારે ૪૦ જેટલું છે—ઇન્ગ્લેન્ડ તથા અમેરિકાથી બમણું!

## ૨૪

# નીતિજીવન

સંસ્કારી જીવનનું એક વિશિષ્ટ અંગ નીતિજીવન. સર્વ પ્રથમ અનીતિ અને કુસંસ્કાર વિષેની સોવિયેતની માન્યતા સમજી લઈએ; અને પછી નીતિ જીવનને નીચે મુજબના વિભાગોમાં જોઈએ—

સ્ત્રી પુરુષ સંબંધ

વેશ્યાઓની સમસ્યા

ગુનાઓની સુધારણા

## નીતિજીવનનો પાયો

સોવિયેતમાં સ્વાતંત્ર્ય જેમ નકારાત્મક વસ્તુ નથી, પણ કૃતિ અને વ્યવહારમાં સાકાર સ્વરૂપે ભોગવવાની વસ્તુ છે, એવી જ રીતે નીતિ પણ નકારાત્મક નથી.

માણસની કામ કરવાની તૈયારી હોવા છતાં બેકારીમાં જ જીવવું પડતું હોય ને ભૂખે મરવું પડતું હોય તો "બુભુક્ષિતઃ કિંમ ન કરોતિ પાપમ્?"

અથવા સ્ત્રીપુરુષને બળજબરીથી પરણાવવામાં આવે અને બળજબરીથી આખી જિંદગી સાથે ગાળવાની ફરજ લાદવામાં આવે ને સામાજિક અનિષ્ટો જન્મે તો નવાઈ નથી.

અથવા ધનિકોનાં બધાં કુકર્મો ધન અને ધનવડે ખરીદેલી પ્રતિષ્ઠા પાછળ ઢંકાઈ જતાં હોય ત્યાં નૈતિક જીવનનો ઉપદેશ નર્યો દંભ જ બની રહે તેમાંય નવાઈ નથી.

આને બદલે સોવિયેતની ધરતી પર કોઇને ભૂખે મરવાનું નથી; કોઇને ચોરી કરવાનું કારણ જ નથી; ત્યાં ધનિકોનું ચૂસણ એટલે કે કાયદેસરની લૂંટ નથી. સ્ત્રી અને પુરુષનો સંબંધ સમાન હક્ક અને સ્વાતંત્ર્યના પાયા ઉપર નિર્ધાર્યો છે; સૌ સામાજિક હિતને લક્ષમાં રાખી વર્તે એવું વાતાવરણ ને તક. આમ, સાચી નીતિનો નક્કર પાયો જ્યાં નીતિની બાંગો ફૂંકવામાં આવે છે તે દેશોમાં નહિ પણ ઉલટો સોવિયેતમાં નજરે પડે છે.

## વૈજ્ઞાનિક દૃષ્ટિ

જેમ તમામ જીવન ક્ષેત્રોમાં સોવિયેત નાગરિક વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુને જ વફાદારીપૂર્વક વળગી રહે છે તેવી રીતે નીતિ જીવનની ઈમારત પણ ત્યાં વૈજ્ઞાનિક ધોરણ ઉપર ખડી કરવામાં આવી છે.

સોવિયેતની આ વૈજ્ઞાનિકતા એટલે—

૧. વૈજ્ઞાનિક દૃષ્ટિ અનુસાર વ્યક્તિ અને સમાજનાં હિતો એક જ હોવાં જોઇએ અને તેમની વચ્ચે ઘર્ષણ કે અથડામણ ન જ હોઈ શકે. દરેક વ્યક્તિનો વ્યક્તિગત વિકાસ સામાજિક સેવાના એક અંગ અને અંશરૂપ જ ગણાવો જોઇએ. સામાજિક હિતની વિરુદ્ધ વ્યક્તિહિતને આગળ ધરનાર 'ગુનેગાર' છે.

૨. વૈજ્ઞાનિક દૃષ્ટિ અનુસાર વ્યક્તિગત નીતિજીવન તથા સામાજિક નીતિજીવન બે જુદાં જુદાં અને એક બીજાથી વિરોધી ન હોઈ શકે. આખો દિવસ શોષણ, અસત્ય અને અત્યાચારનો આશરો લઈ પાપકર્મો કરવાં અને સવારે દેવપૂજા અને રાતે માળા ફેરવવાની ભક્તિવડે ધોઈ નાખવા મથવું; વરસો લગી વ્યવહારમાં પ્રપંચોમાં રચ્યા પચ્યા રહી વૃદ્ધાવસ્થામાં ગંગાસ્નાન અને યાત્રાએ જવું—આવી બેવડી કૃતિ અને વર્તન અનીતિનું જીવન જ ગણાવું જોઇએ. વ્યક્તિગત રીતે, એક હાથે ગરીબને દાન કરવું અને બીજે હાથે હજારો મજૂરો અને ખેડૂતોની મહેનત વ્યાપાર અને ઉદ્યોગધંધાને નામે ઓહિયાં કરી જવી—આવું બેવડું વર્તન અનીતિ-મયજ હોઈ શકે.

૩. વ્યક્તિ જન્મથી સમાજના ઋણ નીચે છે. તેનો ઉછેર, તેની કેળવણી, તેના જીવનની દેખ સંભાળ વગેરેમાં સામાજિક હિસ્સો છે; એથી સમાજ પ્રત્યેનું દેવું અદા કરવું એ તેની ઉપરની પ્રથમ અનિવાર્ય ફરજ છે. જે એ ફરજ અદા કરતો નથી એ સમાજનો 'ચોર' છે.

## મૂડીવાદી નીતિ

આ ત્રણ સિદ્ધાંતો નીતિનો કેટલો વિશાળ અને જીવનવ્યાપી ખ્યાલ આપે છે! જ્યારે, દુનિયા ભરમાં—મૂડીવાદી દુનિયામાં નીતિ-અનીતિનો ખ્યાલ સ્ત્રી પુરુષ સંબંધમાં જ એકાગ્ર બની ગયો છે. તમે નીતિવાન છો, જો પરસ્ત્રી કે પુરુષ સાથેનું તમારું વર્તન ચાલુ નીતિના ધોરણે 'વાંધાભર્યું' ન હોય તો. બાકી, સામાજિક હિતોને કેટલે અંશે અનુરૂપ અને અનુકૂળ તમારું આર્થિક, રાજકીય, સામાજિક અને સાંસ્કારિક જીવન છે, એની

પરવા કરવાની જરૂર નહિ! આર્થિક જીવનમાં તમે હજારોની મહેનત ઉપર તાગડધિન્ના કરી શકો છો; રાજકીય ક્ષેત્રમાં જનતાને ઊંધે રસ્તે દોરી-વધેરી તમારાં વર્ગહિતો સાધી શકો છો; સામાજિક જીવનમાં જૂની સમાજ, હિત વિરોધી રૂઢીઓ અને પ્રથાઓને તમે ટકાવી અને પોષી શકો છો; સ્ત્રી ઉપરની પુરુષની સત્તા ટકાવવામાં તમારો હાથ અને સાથ આપી શકો છો; દારૂ અને વ્યસનો તથા ગંદકી અને કુટેવો તરફ દુર્લક્ષ કરી શકો છો; અને સંસ્કાર જીવનમાં તો તમારે માત્ર દંભ જ કરવાનો રહે છે જેથી લોકો તમને 'પવિત્ર' માને અને પૂજે.

સોવિયેત–નીતિ વ્યક્તિ અને સામાજિક હિતની એકતા અને નિર્દંભ વ્યવહાર ઉપર ઊભેલી છે. સામાજિક હિતોનો ખ્યાલ ન કરનાર વ્યક્તિ કદી સંસ્કારી કે નીતિવાન હોઈ જ ન શકે.

## સ્ત્રીપુરુષ સંબંધ

સોવિયેતમાં સ્ત્રીપુરુષ સંબંધ કેવોક છે? સમાનતા અને સ્વાતંત્ર્યનો પાયો તમામ સવાલોનો જવાબ આપે છે. કોઈ પણ સવાલનો જવાબ એક જ છે—જો સમાજહિત વિરોધી કાર્ય ન હોય તો સ્ત્રી અને પુરુષ સમાન હક્ક અને સ્વાતંત્ર્યને ધોરણે પોતાનું જીવન વ્યતીત કરી શકે છે. પતિ પત્ની જુદા જુદા ધંધામાં હોઈ શકે છે; તેમને સ્વતંત્ર મિત્રો હોઈ શકે છે; જીવનના મહત્ત્વના સવાલો પર તેઓ સમાન અને સ્વતંત્રપણે નિર્ણયો લઈ શકે છે અને કર્તવ્યો કરી શકે છે. કોઈ એવું ક્ષેત્ર નથી જ્યાં પત્નીએ પતિની તાબેદારી સ્વીકારવી પડતી હોય. સોવિયેતનો કાયદો અને સંસ્કારનું ધોરણ પુરુષની સ્ત્રી ઉપરની તમામ પ્રકારની માલિકી અને જોહાકીને દફનાવી દે છે. –લગ્ન પૂર્વે, લગ્ન દરમિયાન અને લગ્નમાંથી છૂટાછેડા લેવાને અંગે પણ સ્ત્રી પુરુષોના સમાન હક્કો છે. પુરુષ યા સ્ત્રી પોતાની સ્વેચ્છાએ લગ્નથી જોડાય છે અને ગમે તે એકની ઇચ્છા થતાં એ લગ્નનો અંત આવે છે; છૂટા છેડા મળે છે. મિલ્કતનો હક્ક પણ સ્ત્રી પુરુષની સમાનતા જાહેર કરે છે—લગ્ન જીવન દરમિયાનની કમાણી ઉપર બંનેનો સરખો હક્ક રહે છે; અને છૂટા છેડ-લેતાં સ્ત્રીને તેનો ભાગ મળે છે. ઉપરાંત બાળકોના ભરણ પોષણની જવાબદારી કમાનાર પક્ષ ઉપર અમુક પ્રમાણમાં રહે છે. આવી છે સ્ત્રી પુરુષની કાયદેસર સમાનતા.

પરંતુ સ્ત્રી પુરુષના ઉચ્છૃંખલ સંબંધને સોવિયેતનીતિ ધિક્કારે છે.

સ્ત્રી પુરુષસંબંધની ચંચળતા, અતિશયતા તથા શિથિલતાને તે રોગીષ્ટ જીવનની નિશાની સમજે છે. તંદુરસ્ત જીવન જીવતાં સ્ત્રીપુરુષોનું લગ્નજીવન—સહજીવન લાંબું એકનિષ્ઠ અને મિત હોવું ઘટે છે. કમ્યુનિસ્ટ-નીતિ સ્ત્રીપુરુષ વચ્ચેની વફાદારી અને સ્થિરતાની અપેક્ષા રાખે છે. છૂપા સ્ત્રી પુરુષ સંબંધો-રખાતોની પ્રથા તથા વેશ્યાગૃહો મૂડીદારી સમાજની બદબોઈઓ છે. સ્ત્રીઓ અને છોકરીઓની ઉઠાઉગીરી, તેમનું વેચાણ, તેમની ફસામણી, બળાત્કારે શરીર સંબંધ તથા છૂપા ગર્ભપાત અને બાળહત્યાઓ 'બૂઝર્વા' સમાજની નારકી લીલાનાં પ્રદર્શનરૂપ છે. 'Skin to Skin, No Sin' અને Emancipation of Heart (હૃદયની મુક્તિ)ને નામે Emancipation of flesh, કેવળ વાસના અને વિલાસની વાહવાહ ગાતાં મૂડીવાદી વિલાસી જીવનનાં સૂત્રોની તે નફરત કરે છે.

ઍંગલ્સે તેના 'ઓરિજિન ઑફ ફૅમિલી' ગ્રંથમાં અત્યંત સુરેખ રીતે બતાવ્યું છે કે સમૂહ લગ્નોમાંથી સમાજ ધીમે ધીમે વ્યક્તિલગ્ન તરફ કેવી રીતે વળ્યો છે; શરીરસંબંધ (sex-love) પ્રાથમિક કક્ષાના પ્રેમમાંથી વ્યક્તિપ્રેમ કેવી રીતે વિકાસ પામ્યો છે.

## મુકતવિહારની ઝાટકણી

લેનિન તો 'મુક્તવિહાર'ની ભયંકર ઝાટકણી કાઢે છે: 'પાણીના પ્યાલાનો સિદ્ધાન્ત'—(Glass of water-theory) એટલે કે, જેમ એકનો ઓટેલો પ્યાલો બીજો ઓટીને પીએ, એમ શરીરસંબંધ પણ મુક્ત રીતે ચલાવવાનો સિદ્ધાન્ત. લેનિન આ સિદ્ધાન્તને ભયંકર ગણાવી તેની સામે ઝુંબેશ ઉઠાવે છે. તરસ છીપાવવી જોઈએ એ વાત સાચી છે પણ એકનો ઓટેલો પ્યાલો બીજો ઓટીને પીએ એ જેમ ગંદી અને અનારોગ્ય પ્રથા છે, તેવી જ રીતે સ્ત્રી પુરુષના શરીર સંબંધમાં મુક્ત વિહારને લેનિન ગંદવાડ અને 'માર્ક્સવિરોધી' તરીકે જાહેર કરે છે. લેનિન કલેરા ઝેતકિનને ભારે દિલે લખે છે:

"તું જાણે છે કે આપણો જુવાન બિરાદર...એક સરસ શક્તિશાળી જુવાન છે. પણ મને ભય છે કે એમ છતાં, કશું સારું પરિણામ એનામાંથી

આપણને નથી મળવાનું. તે એક પ્રેમ ઉપરથી બીજા પ્રેમ ઉપર કૂદકા ભરે છે. નથી એથી રાજકીય લડત કે ક્રાંતિને કશી મદદ થવાની. ક્રાંતિ દરેક વ્યક્તિ તથા સમૂહની તમામ શક્તિઓની એકાગ્રતા માગે છે. શ્રમજીવી વર્ગ તો આગલી હરોળ છે. એને કોઈ કશી ઉત્તેજનાની—દારૂની કે સ્ત્રીસંબંધની અતિરેકતાની જરૂર નથી. એને તો જરૂર છે સ્વચ્છ જીવનની સફાઈની.

"પણ માફ કરજે, ક્લેરા, મારો ભય મને બોલવા ફરજ પાડે છે. આપણી ભવિષ્યની પ્રજાનો ખ્યાલ મને ખૂબ વ્યગ્ર કરે છે. ક્રાંતિના તેઓ અંશો છે. અને જો ક્રાંતિકારી જગતમાં મૂડીદારી સમાજનાં અનિષ્ટો દેખાવા માંડે તો એ વધારે સારું છે કે પહેલાંથી જ ચાંપતા ઇલાજો લેવામાં આવે."

અને તે ઉમેરે છે:

"હું સાધુવેડા શીખવવા નથી માગતો. કમ્યુનિઝમ સાધુવેડા પેદા કરવા માગતું નથી. પરંતુ જીવનનો આનંદ, જીવનની શક્તિ અને જિંદગીનો સંતુષ્ટ પ્રેમ સંયમી જીવન આણવામાં મદદરૂપ છે. આજે સ્ત્રીપુરુષસંબંધની અમર્યાદ શિથિલતા જીવનને આનંદ કે તાકાત આપતાં નથી પણ ઊલટાં છીનવી લે છે."

લેનિને અને સોવિયેત વિચારકોએ લગ્નજીવનને કેવળ વ્યક્તિગત કાર્ય નથી ગણ્યું પણ બાળકનો જન્મ એની સાથે સંકળાયેલો હોઈ તેને સામાજિક મહત્ત્વ આપ્યું છે. લેનિનના શબ્દોમાં–"સામાજિક મહત્ત્વ અગત્યનું છે. પ્રેમમાં બે જીવો જોડાય છે અને ત્રીજો, એક નવો જીવ પેદા થાય છે."

*

સોવિયેતમાં બાળકોને યોગ્ય સમજ આવતાં શરીરનાં તમામ અવયવો વિષે લોલુપતા કે જુગુપ્સા વિના શિક્ષણ આપવામાં આવે છે અને ધીમે ધીમે તેને સમજાય છે કે અમુક કાર્યો બિનજાહેર હોઈ સમાજમાં તેમનો ઉલ્લેખ યોગ્ય નથી; પરંતુ એ કૃત્યોને ગંદવાડનાં અગર તો અસંસ્કારી ગણી તિરસ્કારવામાં આવતાં નથી.

સ્ત્રી પુરુષ સંબંધમાં કશું જુગુપ્સાભર્યું નથી. પરંતુ પશ્ચિમના મુલ્કોમાં જે પ્રકારે તેનું જાહેર પ્રદર્શન થાય છે—બાગ બગીચાઓ અને ફરવાનાં સ્થાને સ્ત્રીપુરુષો જે અસભ્ય ચાળા અને ખુલ્લા શરીરી સંબંધો કરી શકે છે એને સોવિયેતમાં અસંસ્કારની નિશાની લેખવામાં આવે છે. એવા જાહેર વર્તન સામે ત્યાં મનાઈ છે.

આમ—

સોવિયેતમાં સાધુતા ખાતર સંયમ નથી. સ્ત્રીપુરુષ સંબંધ જીવનના આનંદનો વિરોધ નથી. ગમે ત્યારે છૂટા છેડા લેવાની પૂરેપૂરી તક છે.

પણ સોવિયેતનો આદર્શ બીજા દેશો કરતાં જુદો પડે છે. બીજા દેશોમાં લગ્નનું એક ચોકઠું તૈયાર કરી તેની બહારના સંબંધને અનીતિમય જાહેર કરવામાં આવે છે. અને લગ્નનું ચોકઠું? બને એટલું વધારેમાં વધારે સજ્જડ અને ગુંગળાવનારું હોય છે. પુરુષનું આધિપત્ય, છૂટા છેડાની મનાઈ યા નહિ જેવી શક્યતા અને લગ્ન સંબંધની 'પવિત્રતા'!

સોવિયેતમાં આવું જડ નિયમન નથી. સામાજિક હિત એજ મધ્ય બિંદુ છે. અને એથી સોવિયેતમાં વિધિ પુરસ્સર લગ્ન કરવાની કોઈ ફરજ નથી. સરકારી ઓફિસમાં જઈ નોંધાવી આવવાનું ય બંધન નથી. સ્ત્રી કે પુરુષ એક બીજાને ત્યાં જઈ સાથે રહેવા માંડે એટલે પરણેલાં ગણાઈ જાય છે. કોઇપણ પ્રકારની ધાર્મિક કે સરકારી કે સામાજિક એકે વિધિ કર્યા વિના સ્ત્રીપુરુષ સાથે રહે છે ને તંદુરસ્ત લગ્નજીવન ગાળે છે. સરકારી દફતરે નોંધાયેલા અને નહિ નોંધાયેલા લગ્નોના હક્કો વિષે કશો ભેદ નથી. નોંધાયેલ કે નહિ નોંધાયેલ લગનથી જન્મેલ બાળકો સરખાં પ્રેમ અને માયાભરી માવજતને લાયક છે. મિલકતનાં સરખાં અધિકારી છે. પરંતુ રાજ્ય તરફથી એવો આગ્રહ જરૂર રાખવામાં આવે છે કે લગનની રીતસર નોંધણી કરાવી લેવી ઇષ્ટ છે. કેમકે નહિ નોંધાયેલ લગ્નોને કારણે અનેક સવાલ પેદા થાય છે.

કેટલીક વાર પુરુષ બાળકના ઉછેરની જવાબદારીમાંથી છટકી જવા માગે છે. અથવા સ્ત્રીને અને બાળકને બંનેને છોડી દે છે.

સરકારી કાયદા પ્રમાણે છોડી જનાર પતિએ એની પત્ની કમાતી ન હોય તો તેને ભરણપોષણની રકમ આપવી પડે છે; ઉપરાંત બાળકના

ભરણુ પોષણુ માટે ય બાળક ૧૮ વરસનું થાય ત્યાં લગી અમુક રકમ આપવી પડે છે.

હવે, જો લગ્ન નોંધાયું હોય તો બાળકના પિતા તરીકે કોર્ટ પુરુષ ઉપર જવાબદારીની ફરજ તરત જ પાડી શકે છે. પણ લગ્ન નોંધાયું ન હોય અને પુરુષ સ્ત્રીને પોતાની પત્ની તરીકે સ્વીકારે જ નહિ, અથવા બાળકને પોતાનું બાળક ન ગણે તો?

સોવિયેતનો કાયદો લગ્ન નોંધાયું છે કે નહિ એ ભાંજગડમાં નથી પડતો. પણ જે સંબંધ લગ્નની વ્યાખ્યામાં આવે છે, તેની ઉપર સ્ત્રી અને બાળક માટેના ભરણુ પોષણુની જવાબદારી આપોઆપ આવી પડે છે.

સોવિયેતનો લગ્નનો કાયદો કહે છે—

'જો સ્ત્રીપુરુષ એક જગાએ રહેતાં હોય, ભેગું ઘર રાખ્યું હોય, ત્રીજા માણુસની હાજરીમાં પરણેલાંની જેમ વર્તતાં હોય, પતિ પત્નીની જેમ એક બીજાને લખતાં હોય, ભેગા દસ્તાવેજો કરતાં હોય, એક બીજાને બધી રીતે મદદ કરતાં હોય અને બાળકો ભેગાં ઉછેરતાં હોય, તો તેઓ પરણેલાં જ ગણાય.'

સોવિયેતમાં લગ્નની આ વ્યાખ્યા પૂરતી છે. આ વ્યાખ્યામાં એકાએક યા અવારનવાર યા અકસ્માત થતા શરીર સંબંધોને લગ્નનું રૂપ નથી આપવામાં આવ્યું. એવા સંબંધોમાંથી જન્મતાં બાળકોની જવાબદારી તો પુરુષે ઉઠાવવી જ પડે છે. પણ મિલ્કત અને વારસાનો હક્ક સ્ત્રી તથા બાળકને નથી મળતો. ઉપરાંત કેટલીકવાર પુરુષ પિતા હોવાનો જ ઈન્કાર કરે છે તે વખતે એ સાબીત કરવું મુશ્કેલ બને છે. પરિણામે, સ્ત્રીઓ જેમ જેમ આર્થિક સ્વતંત્રતા તથા સંસ્કારિતા પ્રાપ્ત કરતી જાય છે અને પોતાનું હિતાહિત સમજતી થાય છે તેમ તેમ આવા સંબંધોમાં પડવા જરાય તૈયાર નથી થતી. એટલું જ નહિ પણ આવા અસ્થિર અને સ્વચ્છંદી શરીર સંબંધને સમાજમાં પણ અસંસ્કારી કૃત્ય લેખવામાં આવે છે અને સરકાર તરફથી થતા પ્રચારમાં તેની ટીકા સુદ્ધાં કરવામાં આવે છે.

સ્થાયી અને સ્થિર લગ્નજીવન તંદુરસ્તીનું લક્ષણુ ગણાય છે.

*

પરંતુ, ક્રાંતિબાદ તરત જ સોવિયેતમાં કોઈ ચોક્કસ નીતિનું ધોરણ સ્વીકારાઈ ગયું હતું અથવા આજે ય આખરી નિયમો ઘડાઈ ગયા છે એમ માનવું ઉતાવળનું છે. લગ્ન, પ્રેમ, શરીર સંબંધ, બાળક—આ બધા જીવન-સ્પર્શી સવાલોનો ઉકેલ કોઈ એક કાયદાને ગોદે સાધી શકાય એ શક્ય નથી. માણસના વ્યક્તિજીવન અને સામાજિક જીવનને અત્યંત માર્મિક રીતે સ્પર્શ કરતા આ સવાલનો ઉકેલ સોવિયેતમાં ય ધીમે ધીમે જ થઈ રહ્યો છે.

યારોસ્લાવ્સ્કી કહે છે: " જીવવાની હાલત અને જીવનની રીતિ ઉપર નીતિનો આધાર છે."

૧૯૧૭ માં ક્રાંતિ બાદ 'વૉર કમ્યુનિઝમ'ની હાલત હતી. માણસોનું જીવન અત્યંત અસ્થિર હતું. કુટુંબો છિન્નભિન્ન થઈ ગયાં હતાં. આરામ કે શાંતિ કે સંસ્કારિતાના વિકાસની કોઈ તક રહી ન હતી. ઉપરાંત ક્રાંતિબાદ 'જૂનું એટલું તોડો'નો એક આવેશ પણ વાતાવરણમાં હતો. સૈકાંઓની ગુલામીમાંથી નીકળેલાં માણસો એક છેડેથી બીજે છેડે દોડતાં હતાં. પ્રેમ કરવા જેટલી, અને પ્રેમ કરીને પ્રેમી સાથે એક નિષ્ઠાથી રહેવા જેટલી તક અને સ્થિરતા યે ન હતી!

આવી હાલતમાં, જીવનની આવી રીતિમાં નીતિનું ધોરણ કેવું હોઈ શકે?

પરંતુ ધીમે ધીમે એ અંધાધૂંધીની સ્થિતિ દૂર થઈ, અને ૧૯૨૫ માં લગ્નના કાયદા ઉપર દેશભરમાં પ્રચૂર ચર્ચાઓ શરૂ થઈ ગઈ.

કેટલાક ગરમ લોહિયાઓએ કહ્યું: 'લગ્નમાં સમાજે કે સરકારે ડખલ કરવાની જરૂર નથી.' ધર્મની ડખલ તો ગઈ જ હતી, અને સમાજનો કાબૂ પણ જતાં લગ્ન કેવળ વ્યક્તિગત ઉપભોગનું સાધન બની જાય. પણ સરકારે બાળકના હિતને મધ્યમાં રાખ્યું. અને સિવિલ મેરેજ (સરકારમાં નોંધાવાની પદ્ધતિવાળું લગ્ન)નું સ્વરૂપ કાયમ રાખ્યું. પણ અંધાધૂંધીના દિવસોમાં હજારો સ્ત્રી પુરુષો પતિપત્ની તરીકે રહેતાં થઇ ગયાં હતાં ને બાળકો ય પેદા થયાં હતાં.

સરકારે આખો સવાલ જનતાની ચર્ચા માટે રજૂ કર્યો:

અને હજારો સભાઓ ભાષણો, હજારો પુસ્તિકાઓ, હજારો સૂચનાઓ ને ચર્ચાઓ !

એક વરસને અંતે ય કોઈ એક નિર્ણય ઉપર ન આવી શકાયું. આખરે નોંધાયેલાં લગ્નો તથા વ્યવહારમાં ઊતરેલાં સહજીવનનાં લગ્નો બંનેને માન્યત આપવામાં આવી.

એલેકઝાન્ડ્રા કોલેન્તેય સ્ત્રી પુરુષ સંબંધમાં મુક્ત વિહારની આગેવાન કાર્યકર્તા હતી. એણે નિબંધો તથા નોવેલો દ્વારા બાળકો અને મોજ ખાતર મુક્ત વિહારની તરફેણ કરી હતી. પરંતુ પાર્ટીના મુખ્ય આગેવાનો તથા મોટા ભાગના વિચારકોએ કોલેન્તેયના વિચારોને વખોડી કાઢ્યા હતા.

કમ્યુનિસ્ટ વલણ ' રોમાંટિક પ્રેમ ' તથા ' વાસનાનો વિલાસ 'એ બંનેથી વિરોધી છે. જ્યાં લગી બાળકનું હિત અને ક્રાંતિકારી કર્તવ્યની આડે સ્ત્રી પુરુષ સંબંધ ન આવતો હોય ત્યાં લગી તેઓ એને અયોગ્ય મહત્ત્વ નથી આપતા. ઘણા સવાલો ક્રાંતિકારી કાર્યોની આડમાં ગૌણ બની ગયા છે. પંચવર્ષીય યોજનાઓએ જીવનને એટલું તો મહત્ત્વનું બનાવી દીધું છે કે ' સેકસ'ની ચર્ચાઓ અને એની મુંઝવણો શાંત પડી ગઈ છે.

સોવિયેત નરનારીને શરીરસંબંધની લોલુપતા મુખ્ય આકર્ષણ નથી. પરંતુ દેશની રક્ષા, સોવિયેત જીવનની ચર્ચાઓ, અને રાજકીય ક્ષેત્રમાં આગેવાની ભર્યું કામ, યા પાર્ટીના સભ્ય હોવું વગેરે સાચાં અને નવાં આકર્ષણો છે.

અને તેઓ એમ પણ માને છે કે સેકસ જીવનમાં સંતોષ અને સ્વાસ્થ્ય પામનાર માનવી ક્રાંતિના કામમાં વધુ સ્વસ્થતા પૂર્વક કામે લાગશે. એથી જ તેઓ વ્યક્તિગત ઊર્મિઓ ઉપર યોગ્ય ભાર મૂકવો ચૂકતા પણ નથી.

સામાન્ય રીતે, એક તપાસને અંતે જે વલણ જણાયું છે તે આવું છે–

૮૨।। ટકા પુરુષો અને ૯૦।। ટકા સ્ત્રીઓ પ્રેમ અને આત્મિક સંબંધને આધારે ' સેકસ સંબંધ ' હોવો જોઈએ એમ માને છે. ૫૦ ટકા પુરુષો અને ૬૭ ટકા સ્ત્રીઓ પ્રેમયુગલની ચિરંજીવિતામાં માને છે.

એકંદરે, સોવિયેત જુવાનો પ્રેમ અને ધ્યેય માટેની માનસિક (બૌદ્ધિક) ઘનિષ્ટતાને લગ્ન જીવનનો પાયો માને છે.

: ૨ :

# વેશ્યાઓની સમસ્યા

જગતમાં સોવિયેતની જ એક માત્ર ભૂમિ છે જ્યાં વેશ્યાસંસ્થાનું અસ્તિત્વ નથી—એની લાલ સેનામાં સુદ્ધાં નહિ ! દુનિયા આખીને યુગો થયાં મૂંઝવી રહેલો કોયડો સોવિયેત દેશે ઉકેલ્યો છે.

*

સોવિયેતમાં વેશ્યાની સમસ્યા—વેશ્યાવૃત્તિ અને વેશ્યાની સંસ્થાને રોગિષ્ટ અને શોષક સમાજનું લક્ષણ ગણવામાં આવે છે. જેમ દારૂ, ગુના, ગરીબાઈ વગેરે સમાજનાં સ્વાભાવિક લક્ષણો નથી, તંદુરસ્તીનાં લક્ષણો નથી તેવી જ રીતે વેશ્યાવૃત્તિ પણ અસ્વાભાવિક અને બિનતંદુરસ્ત ઘટના છે. જેમ મજૂર કે કિસાનનું શોષણ કમ્યુનિસ્ટ રાજ્યતંત્રમાં ચલાવી લેવાય એ શક્ય નથી, તેવી જ રીતે સ્ત્રીનું શોષણ પણ કમ્યુનિસ્ટ સમાજમાં ચાલવા દેવાનું શક્ય નથી.

સોવિયેતના સમાજવિજ્ઞાનિકો કહે છે કે, બૂર્ઝવા સમાજમાં જેમ પેટની ખાતર પુરુષે—મજૂરે લાચાર બની પોતાનું શરીર, શરીરની મહેનત માલિકને વેચવી પડે છે, તેવી જ રીતે ભૂખે મરતી યા સમાજમાંથી હડધૂત બનેલી, યા સમાજની ચક્કીમાં સપડાયેલી અને ફસાઈ પડેલી સ્ત્રીએ પોતાનું શરીર વેચીને પેટ ભરવું પડે છે. બૂર્ઝવા સમાજમાં ' મજૂરી કે મરણ ! ' એટલો જ સવાલ ગરીબ સામે ઊભો હોય છે ને એણે ગુલામી સ્વીકારવી પડે છે; તેવી જ રીતે નિરાધાર સ્ત્રીને પણ શરીર વેચવાની ફરજ પડે છે. વળી, નિરાધાર દશામાં છૂપી રીતે અનેક ગુંડાઓના ભોગ થવા કરતાં રીતસર ધંધાદારી બનવા તે પ્રેરાય છે.

બીજી બાજુ, બૂર્ઝ્વા સમાજમાં લગ્ન જીવનની સ્વતંત્રતા નથી. ન્યાત જાત વાડા પંથ રંગ વગેરે ઉચ્ચ નીચ ભેદો આડે ઊભા હોય છે. અને વધુમાં લગ્ન જીવનની જવાબદારીઓ ઉઠાવવા માટે આવશ્યક એવી અનેક વિધ સદ્ધરતા પણ લાખો કરોડોને ઉપલબ્ધ હોતી નથી.

ઉપરાંત—બૂર્ઝ્વા સમાજમાં નીતિ એ માત્ર દંભ હોય છે. બાહ્ય દેખાવની ચીજ છે. ધનિકો અને ઉપલા વર્ગોમાં 'મુક્તવિહાર' એક સામાન્ય આદત થઈ ગઈ છે. રખાતો યા વેશ્યાઓ એમના જીવનનું એક સ્વાભાવિક અંગ બની ગયું હોય છે. આમ, સ્ત્રીની ગુલામી, આર્થિક તંગી અને નૈતિક શિથિલતાવાળા સમાજમાં વેશ્યાની સંસ્થા સરકાર તરફથી કાયદેસર રીતે ચલાવવામાં આવે છે.

સોવિયેતજીવન આખા સવાલને પોતાની વિશિષ્ટ રીતે હલ કરે છે. પેટની ખાતર સ્ત્રીને શરીર વેચવાની ફરજ ન પડે એવી નવી સામાજિક હાલત તેણે પેદા કરી છે. પુરુષની જેમ સ્ત્રીને કોઈ પણ ધંધા અને સામાજિક ક્ષેત્રમાં આવકારવામાં આવે છે; શિક્ષણ અને સંસ્કારિતા આપવામાં આવે છે. કોઈ નારીએ પેટની ખાતર વેશ્યાનો ધંધો કરવો નથી પડતો. પૈસા આપી કોઈની મહેનત ખરીદી શકાય અથવા પૈસા આપી સ્ત્રીનું શરીર ખરીદી શકાય એ કલ્પના જ સોવિયેત નાગરિકને અસહ્ય છે. લગ્ન પૂર્વે, લગ્ન દરમિયાન અને લગ્ન પછી પણ સંપૂર્ણ સ્વતંત્રતા અને સમાનતાને ધોરણે સ્ત્રી જીવી શકતી હોઈ પુરુષના હાથમાં સ્ત્રીએ ફસાવાની કોઈ તક ઊભી થતી નથી. અને 'મુક્તવિહાર'—તથા કેવળ શરીરના આનંદને અસંસ્કારિતાનું લક્ષણ ગણવામાં આવે છે.

આવી આર્થિક સદ્ધરતા, સ્ત્રીપુરુષ સમાનતા અને સ્વતંત્રતા, તથા નૈતિક ઉચ્ચતાવાળા સોવિયેત સમાજમાં વેશ્યા જીવનને ક્યાંય સ્થાન રહેલું નથી.

સોવિયેત જીવનમાં નથી 'બળાત્કાર,' નથી 'છૂપા સંબંધો.' દંભી નીતિની ત્યાં જરૂર નથી. સામાજિક હાલતમાંથી નીતિનો જન્મ થાય છે, એ તે જાણે છે. બૂર્ઝ્વા–શોષણ નીચે નારીની નિરાધારિતાની હાલતમાં બળાત્કાર છૂપાસંબંધો ને કાયદેસર વેશ્યાસંસ્થા જ સ્વાભાવિક છે. સોવિયેત જીવનમાં પુરુષ સમોવડી બનેલી નારી માટે એ અશક્ય છે.

અને આર્થિક રાજકીય તથા સમાજિક જીવનમાં પ્રગતિ કરેલ સોવિયેત નાગરિકને માટે ઉચ્ચ સંસ્કારિતાનું ધોરણ અપનાવવું અશક્ય નથી. સ્ત્રીપુરુષસંબંધ એના જીવનનું મધ્યબિંદુ નથી. સ્ત્રીપુરુષસંબંધની ચંચલતા ને શિથિલતા તથા અતિરેકતા એને એકાગ્ર ધ્યેયગત તંદુરસ્ત જીવનનાં વિરોધી તત્ત્વો જણાયા વિના નહિ જ રહે. અને એનો પ્રયત્ન સદા આદર્શને વળગી રહેવાનો રહે છે.

સોવિયેતમાં આ બધી ગણત્રીઓ વ્યવહારમાં સાચી ઠરી છે. સ્ત્રી પુરુષ સંબંધની લોલુપતા અને ચંચળતા બીજા કોઈ પણ દેશ કરતાં ત્યાં ઓછી છે. કાયદા અને ધાર્મિક ઉપદેશ દ્વારા નહિ, પણ સ્ત્રીપુરુષ સંબંધને નવા સાંસ્કૃતિક ધોરણ ઉપર—ભરચક આર્થિક તકો, સ્ત્રીપુરુષને જીવન વિકાસની સમાન તકો અને અધિકારો, ઉચ્ચ અને વિવિધ સંસ્કારિતાનું શિક્ષણ, તથા તેની તકો, ધ્યેયગત જીવનનો આદર્શ, વગેરે ધોરણ ઉપર લઈ જતાં નવી અને ઉચ્ચ નીતિ ત્યાં આપોઆપ સર્જાઈ છે.

*

પરંતુ આ તો થઈ સોવિયેતના નવા જીવનની વાત. ક્રાંતિ વખતે જે વેશ્યાઓ હતી એમનું શું? કાયદાને એક જ ઝાટકે વેશ્યાસંસ્થાને ઉડાવી દેવામાં આવી શું?—સવાલ મહત્ત્વના છે.

જવાબ સાફ છે: 'જેમ જેમ બેકારીનો સવાલ હલ થતો ગયો, જેમ જેમ સ્ત્રીઓને ઉદ્યોગોમાં ખેંચી શકાઈ, જેમ જેમ તેમની સંસ્કારિતાનું ધોરણ ઊંચું લઈ શકાયું, તેમ તેમ વેશ્યાની સંસ્થા પોતે જ કરમાઈ ગઈ.'

એક મોસ્કોમાં જ ક્રાંતિ પહેલાં સરકારી દફતરે નોંધાયેલી ૨૦ હજાર વેશ્યાઓ હતી. ૧૯૩૧-૩૨ સુધીમાં તેમની સંખ્યા ૬૦૦ ની રહી હતી. અને દુનિયામાં બધે વેશ્યાનો ધંધો કાયદેસરનો હોવા છતાં એમની ભયંકર સતામણી પોલિસ અને સમાજ તરફથી થાય છે, એમની શારીરિક સ્વચ્છતા તંદુરસ્તી અત્યંત જુગુપ્સા પેદા કરે એવી હોય છે; દલાલો અને વેશ્યાગૃહોની માલિકણો ક્રૂર બદવર્તન વેશ્યાઓ પ્રત્યે કરે છે; ઝારના રુસમાં તો આનો પાર ન હતો.

ક્રાંતિએ વેશ્યાઓને પણ મુક્ત કરી. તમામ અત્યાચારો અને શોષણ, દલાલી અને માલિકણના પંજામાંથી છોડાવી.

લેનિને કહ્યું: "આ સ્ત્રીઓ તો દયાજનકરીતે બેવડી શિકાર છે— એક, ખાનગી મિલ્કતની પ્રથાની, અને બીજી બૂર્ઝવા વર્ગની દંભ અને ધૃણાસ્પદ નીતિની."

અને વેશ્યા સંસ્થા સામે ડંડો ઉગામાયો, ખુદ વેશ્યા સામે નહિ વેશ્યાઓને રાખનાર, દલાલી કરનાર, તેમનો વેપાર કરનાર અથવા વેશ્યા જીવનમાં ખેંચી જનારને કાયદેસર ગુનેગાર ગણવામાં આવ્યા. પણ તત્કાલ તો વેશ્યાને તેના ધંધાની છૂટ રહી. અલબત, ક્રાંતિ બાદ 'વૉર કમ્યુનિઝમ'ના દિવસોમાં 'કામ ન કરે તેને ખાવાનો અધિકાર નથી' એવા દિવસોમાં વેશ્યાઓને પકડીને નજરકેદ કરવામાં આવી હતી અને એમને ફરજિયાત કામ આપવામાં આવ્યું હતું; પણ N E P નો જમાનો શરૂ થયો ત્યારે સૌને કામ આપવાની શક્તિ રાજ્યની ન હતી. વેશ્યાઓ ફરી પોતાના ધંધા તરફ વળી. મોસ્કોની વેનેરોલોજિકલ ઇન્સ્ટીટયુટના ડિરેક્ટર ડૉ. બ્રોનર કહે છેઃ

"વૉર કમ્યુનિઝમના જમાનામાં અમે સવાલને જે રીતે હલ કર્યો હતો એ રીતે કરવો હવે શક્ય ન હતો. સ્ત્રીઓને ધંધા નોકરીની તક ન હોય, ભરપૂર બેકારી હોય ત્યારે તેમને મજૂરી ન કરવા માટે સજા કરવી એ સાવ બેવકૂફી છે. જો સરકાર એમને ધંધા નોકરી ના આપી શક્તી હોય તો તેમને તેમની ઇચ્છા મુજબ ધંધો કરવા માટે સજા ન કરી શકાય." આ દરમિયાન સામાજિક હાલતની ભોગ બનેલી સ્ત્રીઓ પ્રત્યે અત્યંત સમભાવ અને સભ્યતાભર્યું વર્તન રાખવા સૈનિકો અને નાગરિકોને ફરમાવવામાં આવ્યું.

અને ડૉકટર બ્રૉનરને પૂછવામાં આવ્યુંઃ

"બેકારી નાબુદ થતાં વેશ્યાનો ધંધો સમૂળગો નાબુદ થશે કે કેમ?"

ડૉકટરે જવાબ વાળ્યોઃ "સામુદાયિક સ્વરૂપે તો નાબુદ થશે જ. અલબત્ત એવી કેટલીક વ્યક્તિગત સ્ત્રીઓ રહેશે જેઓ મજૂરી કરવા કરતાં

શરીર વેચવાનું વધુ પસંદ કરશે. પણ એ વખતે અમે આજના જેવું ઉદાર વર્તન એમના તરફ નહિ રાખીએ. વૉર–કૅમ્યુનિઝમમાં જેમ મજૂરીમાંથી છટકી જનાર ગુનેગાર તરીકે લેખવામાં આવી હતી એમ લેખશું."

પરંતુ N. E. P. ના જમાનામાં જ સોવિયેત સરકારે વેશ્યાની સંસ્થાને નાબુદ કરવા જહેમત ઉઠાવી. ૧૯૨૪ માં પ્રોફિલેકટોરિયા—સ્ત્રીઓમાં રોગો અને બેકારી સામેની ઝુંબેશ ઉઠાવનાર ઉદ્યોગ ગૃહો શરૂ કરવામાં આવ્યાં. જ્યાં વેશ્યાઓને કામગીરી અને નવા સંસ્કાર આપવાની ત્યાં શરૂઆત થઈ.

વેશ્યાઓ પ્રોફિલેકટોરિયામાં આવવા માંડી. ઉદ્યોગધંધા શીખવા માંડી. દવા અને આરામ તથા અક્ષરજ્ઞાન પણ મળવા લાગ્યાં. વિવિધ પ્રકારનાં કામોમાં તેમને ધીમે ધીમે રસ પડવા માંડ્યો અને તેમના કામ બદલ પૂરો પગાર પણ અપાતો હતો. કોઈ દયા ધર્મની અને ઉપકારની લાગણી આ સ્ત્રીઓમાં જન્માવવાની ન હતી. સમાજે તેમને આ દુર્દશામાં ધકેલી હતી. આજે તેઓ સરકારની મદદથી ફરી માણસાઈનું જીવન પામી રહી હતી.

એક વરસના શિક્ષણ બાદ જેઓ સામાન્ય નારીના જીવનને લાયક બની ગયેલી જણાતી તેમને સામાન્ય નાગરિકોની ભેગી બીજાં કારખાનાંમાં કામે મોકલવામાં આવતી. અલબત્ત, તેઓ 'વેશ્યા' હતી એવી ખબર ટ્રે. યુ. ના અધિકારી—ફેક્ટરી કમિટી સિવાય કામદારોને આપવામાં આવતી ન હતી. કેમકે સ્ત્રીઓ ખુદ પોતાનો આવો ભૂતકાળ કોઈ જાણે એમ ન હતી ઇચ્છતી. ફેક્ટરી કમિટીના સભ્યો આ દરમિયાન તેમના કામ અને શારીરિક તંદુરસ્તી ઉપર વિશેષ લક્ષ આપતા અને થોડા મહિનામાં સંતોષ થતાં કાયમી કામદાર તરીકે તેમને સ્વીકારી લેવામાં આવતી.

વેશ્યા પોતાનો ભૂતકાળ ભૂલી જઈ એક સામાન્ય નાગરિક બની જાય એને માટે ખૂબ જ કાળજી રાખવામાં આવતી. એ પ્રકારનું તેનું માનસ ઘડવા વિશિષ્ટ પ્રયત્ન થતા. એકલ વેશ્યા જીવનને બદલે સમૂહગત સામાજિક જીવનની ટેવ પાડવા માટે વિશેષ પ્રયત્નો કરવામાં આવતા.

પ્રોફિલેક્ટોરિયામાં આવવા માટે વ્યક્તિગત રીતે સમજાવવામાં આવતી પણ એમના ઉપર દબાણ કરવાની કે ધમકીઓ વાપરવાની મનાઈ હતી. પ્રોફિલેક્ટોરિયાનું જીવન બને તેટલું આકર્ષક અને સંસ્કારી બનાવવામાં આવતું—ક્લિનિક, લાયબ્રેરી, રેસ્ટોરાં, ક્લબ, સીનેમા, નાટક, સંગીત, સાહિત્ય, વાચન–ચર્ચા સભાઓ અને વર્તુળોદ્વારા. આ સ્ત્રીઓ સમાજમાં પ્રવેશે એ પહેલાં નાગરિકના જેટલાં જ્ઞાન સંસ્કારિતા તેમને મળી જવાં જોઈએ.

વેશ્યાઓનાં ઘરોમાં પણ સ્ત્રી સેવિકાઓ જતી અને તેમને નવા જીવનની વાતો કરતી. દારૂ અને બીજી બદીઓમાંથી નીકળી જવા સમજાવતી તથા બેહુદું અને તોફાની વર્તન કરતાં અટકાવતી.

પરંતુ સૌથી વિશેષ અસર કરી ભયંકર રોગોની રીતસર સમજે. એ રોગોનાં કારણો, તેનાં પરિણામો અને સમાજની દુર્ગતિના ખ્યાલો, ચિત્રો, દીવાચિત્રો વગેરે દ્વારા તેમને આપવામાં આવ્યાં.

સ્ત્રીઓને ફેક્ટરી, ખેતર કે ઘર–કુટુંબમાંથી હડસેલી કાઢી નિરાધાર ન બનાવી દેવામાં આવે તે માટે ચાંપતા કાયદાઓ કરવામાં આવ્યા. અને નાની ઉંમરની છોકરીઓને આ ધંધામાં ઘસડનારને ૩–૪ વરસની સારી એવી સખ્ત સજા ફટકારવામાં આવી. 'ફ્રેન્ડઝ ઓફ ચિલ્ડ્રન' નામક સંસ્થાએ આને અંગે વિશેષ તકેદારી રાખવા માંડી.

અને જેમ એક બાજુ વેશ્યાઓના પુનર્જીવનનો પ્રયત્ન થાય છે તેમ બીજી બાજુ નાગરિકોની અંદર પણ વેશ્યા જીવનનાં કારણો અને તેમના ઉદ્ધારની ચર્ચાઓ ભાષણો અને સીનેમા નાટકોનો પ્રચાર થાય છે. વેશ્યા-જીવન અને ભયંકર રોગોની ચર્ચાઓ અત્યંત ગંભીરપણે ફેક્ટરી, ક્લબ, ઘર તથા ખેતરો ઉપર ચાલે છે.

એટલું જ નહિ પણ વેશ્યાઓની માંગ ઘટાડવાના પ્રયત્નો ખાસ ધ્યાન ખેંચે છે. વેશ્યાગમન કરનાર પુરુષ પ્રત્યે તિરસ્કારની નજરે સમાજ જુવે છે. સ્ત્રીની સમાનતાના આદર્શનો એમાં ભંગ થતો જુવે છે. સ્ત્રી અને પુરુષ

વચ્ચે પરસ્પર પ્રેમ અને સ્વેચ્છાના સંબંધને જ સ્વાભાવિક તંદુરસ્ત સંબંધ ગણવામાં આવતો હોઇ કેવળ શરીર ઉપભોગ ખાતર પૈસા આપી ગમે તે સ્ત્રી સાથે શરીર સંબંધ સેવવાની વૃત્તિ નિંદ્ય ગણાય છે.

આવા બધા પ્રયત્નોએ આજે સોવિયેત રાજ્યને જગતભરમાં વેશ્યા વિનાના પવિત્ર રાજ્ય તરીકે સ્થાપ્યું છે.

: ૩ :

# ગુનાઓની સુધારણા

ગુનાઓની સમસ્યા ઉકેલવા માટે આજ પૂર્વે જગતના રાજ્યતંત્રોથી માંડી મહાત્માઓ–ફિલસૂફો, વિચારકો, શિક્ષણ શાસ્ત્રીઓ અને સમાજ-સુધારકોએ ઘણું ઘણું કર્યું છે. પણ સજા કરવાથી યા નર્કની બીક બતાવ્યાથી ગુના ઘટતા નથી; ગુના કરવાની વૃત્તિ જ નાબુદ કરવી જરૂરી છે, એ વાત સમજે છે. સોવિયેત રાજ્યના તંત્રવાહકો એ વાત પણ જોઇ શકયા છે કે, વૃત્તિ જન્મથી જોડાયેલી નથી. પરંતુ સામાજિક હાલત તેને માટે જવાબદાર છે. હાલતમાં સૌથી પહેલી આર્થિક હાલત. ભૂખમરો, બેકારી, અતિશ્રમ, ઘડપણની ચિંતા, અકસ્માતની ચિંતા, આર્થિક સંરક્ષણનો અભાવ વગેરે કારણો મોટા ભાગના ગુના પાછળ હોય છે. આ ઉપરાંત, માલિકીની વૃત્તિ. સ્ત્રી ઉપર પણ પુરુષનો માલિકી હક્ક હોવાની માન્યતા અને એમાંથી ઇર્ષ્યા વેરઝેર તથા ઝગડા. બંને પ્રકારની માલિકી જે સમાજમાં નાબુદ થઇ હોય ત્યાં ગુનાનું પ્રમાણ આપોઆપ નહિ જેવું થઇ જાય. એટલું જ નહિ, પણ ગુનેગારો પ્રત્યેનું સરકારનું અને પ્રજાનું વલણ પણ બદલાય.

સોવિયેત તંત્રમાં આ બંને વસ્તુ આપણે જોઇએ છીએ. સોવિયેત દેશમાં થયેલો આર્થિક વિકાસ—પંચવર્ષીય યોજનાઓ આ નૂતન ઉચ્ચ સંસ્કારિતાના જન્મ માટે મગરૂર છે. સોવિયેતની ભરચક ઉત્પાદન શક્તિ, શોષણની સંપૂર્ણ નાબુદી, અને ઉદ્યોગો, જમીન તથા અન્ય સામાજિક સાધનો ઉપરની સામુહિક માલિકીની ભાવનામાંથી નૂતન નીતિનો જન્મ થયો છે. સામાજિક વસ્તુનો દુરૂપયોગ, તેનો નાશ યા ચોરી સમાજવાદી દેશમાં

ભયંકરમાં ભયંકર ગુનો લેખાય છે. ૧૯૩૨ ના ઓગસ્ટની ૭ મી તારીખનો કાયદો 'સમાજવાદી મિલકત' ના સંરક્ષણની જવાબદારીનું કડક ભાન કરાવે છે. અને સ્વભાવિક રીતેજ ગુનેગારી પ્રત્યેની તેની નીતિ આપણને જાણવા મળે છે.

ગુનેગાર શું કામ ગુનો કરવા પ્રેરાયો એ જાણવાનો અને એ કારણો દૂર કરવાનો પ્રયત્ન થાય છે. અને એથી, નેગારને એક પ્રકારે બિમાર સમજીને તેની સારવાર કરી તેને સુધારવાની પ્રવૃત્તિ હાથ ધરવામાં આવે છે. તેને ક્રૂર સજા અને સતામણીથી વધુ પશુ બનાવવામાં નથી આવતો. ગુના કરવાની વૃત્તિને ઉશ્કેરવામાં નથી આવતી.

સોવિયેતની કાયદાપોથીમાં 'સજા' જેવો કોઇ શબ્દ નથી; 'સામાજિક સંરક્ષણના ઉપાયો' તરીકે તેને લેખવામાં આવે છે, નહિ કે સજા. જેમ શબ્દોનો ફેર છે, એમ ભાવનાનો પણ ફેર છે; અને કાયદામાં પણ એ ફેર જણાય છે.

સોવિયેતનો કાયદો કહે છે : 'સજાઓ નહિ, પણ સંરક્ષણના ઉપાયો લેવામાં આવતા હોઈ, એ ઉપાયોમાં કોઈ પણ પ્રકારની સતામણી ન હોવી જોઈએ. ગુનો કરનાર કેવળ હેરાન થઈ દુઃખ ભોગવે એવું એમાં ન હોવું જોઈએ. ××× સંરક્ષણના ઉપાયોનો હેતુ માણસને શારીરિક ત્રાસ આપવાનો યા ઇન્સાનિયતને અપમાનિત કરવાનો અથવા એના પર વેર લેવાનો કે સજા ફટકારવાનો ન જ હોવો જોઈએ.'[૧]

૧૪ થી નીચેની ઉંમરનાં બાળકોને કોઈ પણ પ્રકારની સજા કરવાની મનાઈ છે. ૧૪ થી ૧૬ વરસના કુમારોનો કેસ એક ખાસ કમિશન ચલાવે છે. તેમાં એક દાક્તર, શિક્ષણશાસ્ત્રી, અને એક ન્યાયાધીશ હોય છે.

---

૧ RSFSR ક્રિમિનલ કોડની ૨૬ તથા ૯ મી કલમો.
અહીં હિન્દના જેલ મેન્યુઅલને સરખાવો :
સંયુક્ત પ્રાંત જેલ મેન્યુઅલ ૯૭૮ મી કલમ–
ગુનેગારને કામ આપવા ખાતર નહિ પણ મુખ્ય તો સજાના સાધનરૂપે મજૂરી આપવી જોઈએ; વળી એ કામ સારી કમાણી અપાવે એવું હોવું જોઇએ, એ મુદ્દા ઉપર ખાસ વજન મૂકવાની જરૂર નથી. કેમકે ખાસ મહત્વની વાત એ છે કે જેલનું કામ ત્રાસદાયી, મહેનતભર્યું અને દુષ્ટોને ત્રાસથી ભરી દે એવું હોવું જોઈએ.

આ નવી દૃષ્ટિનાં ઉમદા પરિણામો જોવા જેવાં છે.

ઝારના જમાનામાં ગુનેગારી જાણે આમ-જીવનની સાથે ઓતપ્રોત થઈ ગયેલી ઘટના હતી. ગરીબ ને તવંગર વચ્ચે એ ક્ષેત્રે કશો ભેદ ન હતો. ગુનાની વિવિધતા અને ભીષણતાનો ય પાર ન હતો. ખુદ ઝારના પોતાના આંકડાશાસ્ત્રીઓ જાહેર કરે છે કે ૧૮૭૪ થી ૧૮૯૪ ના વીસ વરસ દરમિયાન સજા પામેલા ગુનાઓની સંખ્યા ૫૫ ટકા વધી ગઈ હતી. એમાં ય સ્ત્રીઓ અને બાળાઓ ઉપરના અત્યાચારો અઢી ગણા વધ્યા હતા; અને બાળ-હત્યાઓ દોઢી થઈ હતી.

આ ઝેરી સડો કૂદકે ભૂસકે આગળ વધતો હતો. ૧૮૯૯ થી ૧૯૦૮ સુધીના એક જ દાયકામાં તો ગુનાઓની સંખ્યા બેગણી થઈ ગઈ હતી. લૂંટ, બદમાશી, અત્યાચાર, બાળહત્યા એમાં મોખરે હતાં. એટલું જ નહિ પણ ફરી ફરી ગુના કરનારની સંખ્યા ૧૯૦૮ થી ૧૯૧૨ ની સાલમાં ૧૦૦ ગુનેગારોમાં ૨૦ થી ૨૩ જેટલાની હતી. આથી પણ ભયંકર હકીકત તો એ છે કે ૧૦ થી ૧૭ વરસની અંદરનાં ગુનેગાર બાળકોની સંખ્યા ૧૯૦૧ થી ૧૯૧૦ સુધીમાં ૩ા હજારથી ૭ા હજાર જેટલી થઈ ગઈ હતી!

ઝારના જમાનાના શિક્ષણ શાસ્ત્રીઓ, સમાજસુધારકો કે કાયદાનિષ્ણાતો આ ભયંકરતા સામે કેવળ મોં વકાસી ઊભા હતા. જેલખાનાંઓ ભરવા સિવાય કોઈ ને કશી સૂઝ ન હતી; જરૂર યે ન હતી!

નવેમ્બર ક્રાંતિએ પરિસ્થિતિ આખી પલટી નાખી. ૧૯૦૯ માં ૧૪,૪૦,૯૩૫ ગુનાઓ નોંધાયા હતા. તેના ૧૯૨૦ માં ૧૨,૪૮,૮૬૨ નોંધાયા. અને ૧૯૨૨–૨૩ માં સોવિયેતનો ક્રિમિનલ કોડ પ્રસિદ્ધ થયો એ પછી તો દર વરસે આંકડો ખૂબ ઝડપે નીચે જવા લાગ્યો. ૧૯૨૨–૨૩ માં ૧૦૦ ગુનાઓ ગણીએ તો ૧૯૨૯ માં માત્ર ૬૦ જેટલા થઈ ગયા હતા!

૧૯૨૯–૩૦ પછી, એટલે કે પ્રથમ પંચવર્ષીય યોજના પછી તો પરિસ્થિતિમાં જબ્બર પલટો આવ્યો. મિલકતને અંગેના ગુનાઓ તો નહિ જેવા થઈ ગયા. ૧૯૩૫ માં ૧૦૦ ગણીએ તો ૧૯૩૭ માં માત્ર ૧૦ જ રહ્યા હતા. સમાજવાદી પદ્ધતિનો આ ભવ્ય વિજય હતો. કુલ ગુનાઓમાં પણ ૧૯૩૫ અને ૩૭ ના વચગાળામાં જ ૨૮ ટકાનો ઘટાડો થયો હતો.

*

હવે આપણે ગુનાઓની સજા ભણી વળીએ તો જણાય છે કે ૬૫ ટકા ગુનામાં જેલ સિવાયની હળવી સજા કરવામાં આવે છે—જેમકે જાહેર 'અવમાન,' નાગરિક હક્કો છીનવી લેવા; અમલદાર-હોય તો બરતરફ કરવો; અમુક ધંધો કરવા સામે મનાઈ અથવા 'ફરજિયાત મજૂરી'—( જેમાં ૨૫ ટકા પગાર ઓછો આપવામાં આવે ) યા મિલકત જપ્ત;અથવા દંડ. દેશનિકાલ અને મૃત્યુદંડની શિક્ષા તો ભયંકર રાજદ્વારી કાવતરાંખોરોને જ થાય છે; તેય તમામને નહિ. ખૂન કરવા માટે ફાંસી—ખૂનથી બદલો લેવામાં નથી આવતો. વળી જેલની સજામાં પણ જન્મટીપ—૨૦ વરસની સજા નથી હોતી. ૧૦ વર્ષથી વધુ જેલની સજા છે જ નહિ. ૧૦ વર્ષની ય સજા અપવાદરૂપ છે.

જેલજીવન તરફ નજર કરીએ તો ભારે તાજુબી પમાડનારી હકીકતો મળે છે.

## સુધારણા ગૃહો

સોવિયેતની જેલો એ દોઝખો નથી, પણ 'સુધારણા ગૃહો' છે. કેદીઓને તાળાંબંધ ખોલીઓમાં રાખવામાં આવતા નથી; ઊંચી દિવાલોની પાછળ ગોંધવામાં આવતા નથી; તેમની અત્યંત કાળજીભરી માવજત થાય છે. કારખાનાં અને ખેતરો ઉપર લઈ જઈ તેમને ઉદ્યોગો શીખવવામાં આવે છે અને તેમને શિક્ષણ અને સંસ્કાર દ્વારા ખાત્રી કરાવી આપવામાં આવે છે કે ભીખ, ચોરી અને ગુનેગારીનું જીવન વ્યક્તિ માટે કે સમાજ માટે સુખકર નથી. ઉદ્યોગનું જીવન અત્યંત સુખી છે.

મુખ્ય હેતુ નૂતન સંસ્કાર અને કેળવણી આપવાનો હોઇ ૧ વરસથી ઓછી સજા મોટે ભાગે નથી કરવામાં આવતી. જો કે સારું વર્તન જણાતાં વહેલો છોડી દે છે ખરા. કેદીઓને કામની મહેનતનો બદલો ( નાગરિકનાં કરતાં ૫૦ ટકા જેટલો ) આપવામાં આવે છે અને તેમાંથી તેઓ ⅔ ભાગ જીવનની જરૂરિયાતો માટે ખર્ચી પણ શકે છે. ⅓ ભાગ કેદી છૂટે ત્યારે આપવામાં આવે છે.

અભ્યાસ અને સંસ્કારની તમામ પ્રવૃત્તિઓ અને રમત તથા શરીર-તાલિમની તેમને પૂરતી તકો આપવામાં આવે છે.

સોવિયેતની અનેક જેલોમાં પોતાની ઇચ્છા અનુસાર જઈ ગમે તે કેદીની સાથે વાતો કરી પાકી માહિતી મેળવનાર જર્મનબાઈ લેન્કા વૉન કોએરબરે 'સોવિયેત રશિયા ફાઇટ્સ ક્રાઇમ' નામક પુસ્તકમાં (૧૯૩૪) કેટલાક ખૂબ જ રસપ્રદ બનાવોની નોંધ લીધી છે. તે અનેક ગુનેગાર દાક્તરો, વિજ્ઞાનિકો, એંજીનિયરોને મળે છે; ને જુવે છે કે એ બધા 'જેલ-જીવન' ગાળતા હોવા છતાં, જુદી જુદી સંસ્થાઓમાં સામાન્ય સ્વતંત્ર નાગરિકના જેટલી જ છૂટથી પોતાની સેવાઓ આપી રહ્યા હોય છે. કેદી અને નાગરિક વચ્ચેનો કોઇ ભેદ ત્યાં હોતો નથી. એટલું જ નહિ પણ, ખેડૂતોને તેમની મોસમના દિવસોમાં તેમને ઘેર 'રજા' ઉપર મોકલવામાં આવે છે. આમાં ક્યાંય પોલિસ કે ચોકીદાર નજરે પડતો નથી. સૌ પોતાનું નિયત કાર્ય પતાવી 'સુધારગૃહ'માં આવી વસે છે.

આ બધું જોઈ તાજુબ થયેલી લેખિકા લેન્કા એક કેદીને પૂછે છે: "સજા જેવું કશું લાગે જ નહિ, એ તો ઉલટું ખરાબ ગણાય ને? ઘણાને એમ નથી લાગતું કે જેલમાં આટલી સારી રીતે જીવવાનું મળે છે, તો છોને ગુના થયા કરતા?"

"ના, હું મારા અનુભવથી કહું છું કે અહીંની જિંદગી અમારા જીવન ઉપર અસર કર્યા વિના રહેતી નથી. ઉલટી, સખ્તાઈ કરવામાં આવે તો અમારાં મન વધુ કડવાં અને વંકામાં બની જાય. અહીંનું કામ અને એની છરીફાઈ અમારી અંદર રહેલી સાચી માનવતાને બહાર આણે છે."

અને આપણને અહીં એક વધુ રસપ્રદ બીનાની જાણ થાય છે.

"તમારાં સગાંવહાલાં તમને મળવા આવે છે?" લેખિકા પૂછે છે.

"મારાં માબાપ તો બહુ દૂર રહે છે; તેઓ તો ક્યાંથી આવી શકે? પણ મારી પત્નીએ બાજુના જ ગામડામાં આવી રહેવા માંડયું છે. એ ત્યાં કામ કરે છે. અમારા રજાના દિવસે હું ત્યાં અચૂક જાઉં છું. ઘણી વાર તો મારું કામ પતી ગયેથી પણ જઈ આવું છું."

અને આ બીનાનો સૌથી વધુ ચોટદાર મહોરો તો લેખિકા જેલ-અમલદારની સાથે વાત કરે છે ત્યારે તેને મોઢે સાંભળવા મળે છે—

"અહીં કોલોનીમાં જેટલો સમય ગાળે છે એનાથી વધુ તે એની પત્ની સાથે ગાળે છે!"

અને 'જુમેન' નામની સાઇબેરિયાની એક સુધારણા સંસ્થા આ લેખિકા જોવા ગઈ ત્યારે તેને લેવા માટે મોટર લઈ સ્ટેશને આવનાર ખુદ કેદી હતો!

*

જો કે તમામ કેદીઓ એક સરખા હોતા નથી, એક સરખું વર્તન કરતા નથી. એટલે કેટલાક અપવાદો માટે બંધબારણાંની જેલની જરૂર રહે છે. પરંતુ મોટા ભાગના કેદીઓ તો સુધારાગૃહમાં, લગભગ સ્વતંત્ર માનવીની જેમ જીવે છે.

એક કારખાનામાં કામ કરતો કેદી કહે છે: "અમે આઝાદ-નાગરિકની સાથોસાથ કામ કરીએ છીએ. અને સારું એવું કમાઈએ છીએ. હું પહેલાં ચોર હતો, ખૂની હતો. આજે હું અહીંની સંસ્કાર મંડળીના પ્રમુખપદે બેસી તમારી સાથે વાત કરી રહ્યો છું. અહીં જીવન જીવી જનાર કોઈ માણસ ગુનાહિત જિંદગીમાં પાછો ફરતો નથી. અમે અહીં ૪૦૦ છીએ. એમાંના કોઈને ય પૂછો. અમારી ઉપર કોઈ 'દરોગો' નથી. કૃપા કરી જગતને અમારી વતી જણાવજો કે અમારી આ કોલોનીમાં કેદીઓનું નૂતન માનવીરૂપે ઘડતર થાય છે."

*

અંતમાં, આપણે રશિયાની મશહૂર સુધારણા સંસ્થા "બોલ્શેવો"માં ડોકિયું કરી લઈએ.

૧૯૨૭માં એક ફ્રેન્ચ એડવોકેટ પી. ગુઈબૉન્ડ રિબૉડને કોઈ પણ જેલમાં, કશી તાકીદ આપ્યા વિના એકાએક મુલાકાત લેવાની અને કેદીઓ સાથે જાતે અથવા પોતાને પસંદ એવા દુભાષિયા મારફતે વાતો કરવાની પરવાનગી આપવામાં આવી હતી. અને તેણે આખરે જાહેર કર્યું હતું કે 'ફ્રાન્સની અતિ સુધરેલી ગણાતી જેલો કરતાં સોવિયેતની જેલોમાં કેદીની વધુ ઉમદા હિફાજત થાય છે.'

એલા વિંટર બોલ્શેવોની વધુ માહિતી આપે છે :[1]

શહેરથી બે કલાકને અંતરે પાઇન વૃક્ષોની વચ્ચે બોલ્શેવો વસેલું છે. 'જેલ' 'સુધારણા' 'ઉદ્યોગશાળા' જેવાં નામો એને માટે લાયક નથી. આ સંસ્થા 'રિહેબિલિટેશન કોલોની'—'પુનર્ જીવનની નગરી'ને સુયોગ્ય નામે ઓળખાય છે.

૧૯૨૪માં એની શરૂઆત જૂજ વસ્તિથી થઈ હતી. ૧૯૩૨–૩૩ માં ત્યાં 'ગુનેગાર' સ્ત્રી પુરુષોની સંખ્યા ૨૨૦૦ હતી. જ્યારે ૩૦૦૦ બીજાં આઝાદ કામદારો હતાં. અહીં કાપડની ફેક્ટરી, ધાતુનું કારખાનું, તથા બીજાં કારખાનાં ઉપરાંત સ્કેટીંગ, ટેનિસ અને રમત ગમતનાં સાધનો નજરે પડે છે.

આઝાદ કામદારો ને 'ગુનેગાર' સ્ત્રી પુરુષો સૌ આ કારખાનાંમાં કામ કરે છે, એક બીજા સાથે છૂટથી હળે ભળે છે. રહેવાનાં અને કામનાં સગવડવાળા મકાનો સદા ખુલ્લાં રહે છે. સળિયા કે તાર કે સાંકળોની જરૂર નથી. કુંવારો પુરુષ ડોરમેટરીમાં સૂવે છે. પરણેલાં દંપતિને જુદાં મકાન હોય છે. કેદીઓ અંદર અંદર લગ્ન કરી શકે છે; એટલું જ નહિ પણ બહારથી પણ શાદી કરી ત્યાં પત્ની કે પતિને લાવી સાથે રહી શકે છે.

કેદી પહેલે વરસે આવે છે ત્યારે તેને ૩ મહિના સુધી ખાવા પીવા જેટલું જ વેતન મળે છે. પણ પછી તેની મહેનતના બદલામાં તેનો પગાર વધે છે, અને પાછલા ત્રણ મહિનામાં તેણે કરેલું દેવું વાળવામાં આવે છે. અને હવે તેને કામનો પૂરો બદલો મળે છે. બહારના કામદારની જેમ તેને મફત શિક્ષણ, દાક્તરી સગવડ તથા ચાલુ પગારે રજાઓ વગેરે મળે છે. અક્ષરજ્ઞાન, અને ઉદ્યોગ તાલિમ ઉપરાંત શારીરિક અને નૈતિક શિક્ષણ પણ તેને આપવામાં આવે છે.

આ નગરીને પોતાની કલબ, થિયેટર, સીનેમા, સંગીત ને સાહિત્ય વર્તુળો, પાલણાં ગૃહ, કિંડરગાર્ટન, શાળા, લાયબ્રેરીઓ, અને બીજાં અનેક સંસ્કાર સાધનો છે. આરામનો સમય તેઓ સ્વચ્છાએ અહીં ગાળે છે.

---

૧ રેડ વર્ચ્યુ: પૃ: ૧૯૯–૨૦૨

સ્ત્રીપુરુષો નાટકો ભજવે છે; ને પોતાનું છાપું ય ચલાવે છે. મેમાનો આવે છે ને ઉત્સવો પણ થાય છે; અને નિષ્ણુતોનાં ભાષણો ગોઠવાય છે.

આખી સંસ્થાની મુખ્ય વ્યવસ્થા ૭ પગારદાર શિક્ષકો, ૩ લાલ લશ્કરના સૈનિકો, અને ૩ કેદીઓના હાથમાં સોંપી-દેવામાં આવી છે. આ તમામને સરખા હક્ક અને સમાન દરજ્જો છે !

કેદીઓની અંદર અંદરની વ્યવસ્થા કેદીઓ પોતે સંભાળે છે. તેમને તેમનું સ્વ-રાજ્ય છે. અંદર અંદરના ઝગડાઓનો નિકાલ અથવા તોફાન, દારૂડિયાવેડા, ચોરી, મારામારી વગેરે ગુનાઓનો નિકાલ કેદીઓની જ બનેલી 'ઝગડા કમિટી' લાવે છે.

આ કમિટી સોવિયેતના ન્યાય—સિદ્ધાન્તને અનુસરીને જ સજા કરે છે—સામાજિક ઠપકો, સામાજિક અવમાન, કલબમાં જવાની થોડા દા'ડા માટે મનાઈ, રજાબંધી, અમુક સમય કોટડીબંધ વગેરે.

કેદીઓને હાથે યા પગે બેડી કે કડી નાખવાની વાત ત્યાં કેવળ હાસ્યાસ્પદ ગણાશે. જેલનો સર્વોચ્ચ અધિકારી અને કેદીઓ અત્યંત સમાનતાને ધોરણે છૂટથી હળે ભળે છે ને વાતો ચર્ચા કરે છે.

આવી બીજી "એગ્રિકલ્ચર કોલોની," તથા "રેલવેની કેદી—કોલોની" વગેરે સંસ્થાઓ છે.

*

આ તમામ "ખુલ્લી જેલો" અંગે સૌથી મોટો સવાલ એ જ પુછાય છે કે ત્યાંથી કેદીઓ ભાગી નથી જતા? અને ભાગી ગયે શી સજા થાય છે?

આનો જવાબ અનેક લેખકોએ વારંવાર આપ્યો છે. સૌથી પહેલાં તો કોઇ ભાગી ગયેલ કેદી ૨૪ કલાકમાં પાછો ફરે તો તેને ભાગી ગયો ગણતા જ નથી. બીજી વાત એ કે, પહેલી વાર ભાગી જનારને તાકીદ આપવામાં આવે છે; બીજી વાર તેને "કોમરેડ કોર્ટ" આગળ ખડો કરવામાં આવે છે. અને તેમ છતાં ભાગનારને "બંધ જેલમાં" ખસેડવામાં આવે છે.

પણ આવા કિસ્સા જૂજ બને છે.

ઝારના રશિયામાં ઘર વિનાનાં ભટકતાં બાળકો–કિશોરો એક મહાઉપદ્રવ સમાન હતાં. ક્રાંતિ બાદ તુરતજ વ્યાપેલી અંધાધૂંધી—આંતરિક વિગ્રહ, દુષ્કાળ વગેરેને કારણે આમની સંખ્યા બેસુમાર વધી ગઇ હતી.

આ બાળકોને સુધારણાગૃહોમાં લઈ જવામાં આવતા. ત્યાં પણ તેઓ ભારે તાફાનો જગાવતા. કોઇ પણ પ્રકારનું નિયંત્રણ, કોઈ પણ પ્રકારની વ્યવસ્થા તેમને ઉશ્કેરી મૂકતી. અને સુધારણાગૃહોમાંથી ભાગી જવાનું પણ ચૂકતા નહિ.

આવા આ તોફાનીઓમાંથી સુધરેલા નાગરિક તરીકેનું સર્જન કરનાર પેલી મશહૂર સંસ્થા ઓગ્પુ જ હતી. "બોલ્શેવો કોમ્યુનિટી" માં ૧૨ વર્ષથી ૧૮ વર્ષની અંદરનાં બાળકોને ભાવિ સંસ્કારી નાગરિક તરીકે તાલિમ આપી તેણે ૭ વરસમાં–૧૯૨૫ થી ૩૨ માં હજારો બાળકોને પુનર્જન્મ આપ્યો. લખતાં વાંચતાં અને રાજકીય જ્ઞાનસમજણવાળા નાગરિકોરૂપે તૈયાર કર્યાં.

: ૪ :

# ગર્ભપાત તથા ગર્ભનિરોધ

ગર્ભપાત વિષે સોવિયેતનું ધોરણ ધ્યાન ખેંચે છે. ૧૯૩૫ પહેલાંની હાલત અને પછીની—બે જુદી છે.

ગર્ભપાત સામે કાયદેસર મનાઈ તમામ દેશોમાં છે. ૭ સાત વરસની સજા ગર્ભપાત કરનાર–કરાવનારને મળે છે. સોવિયેતમાં ક્રાંતિ થતાં વેંત આ સવાલ આગળ આવ્યો. ૧૯૧૮–૧૯–૨૦ અઢી વરસ તેની જબરદસ્ત ચર્ચાઓ અને ઉહાપોહ ચાલી.

અને સ્ત્રીઓએ પોતે એમાં જબરો ફાળો આપ્યો. આખરે નક્કી થયું :

૧. ખાનગી રીતે ગર્ભપાતની મનાઈ છે. એ રીતે કરનારને મનુષ્ય-હત્યાના ગુના બદલ સજા થશે.

૨. સરકારી ક્લિનિક તરફથી ગર્ભપાતની છૂટ છે. પરંતુ ઉત્તેજન નથી.

૩. નીચેના પ્રસંગોમાં મનાઈ છે —

અ પહેલી વારનો ગર્ભ હોય તો.

આ ગર્ભ રહ્યે ૩ થી વધુ મહિના થઈ ગયા હોય તો.

૪. નીચેના પ્રસંગે ઉત્તેજન નથી—

અ ૩ થી ઓછાં બાળકો હોય તો.

આ બાળકોનાં ભરણપોષણની પૂરતી જોગવાઈ હોય તો.

આ રીતે છૂટ હોવા છતાં, સરકારી ક્લિનિક તરફથી ગર્ભપાતની વિરુદ્ધ પ્રચાર થતો અને એવા ઉદ્દેશથી શરીરની તપાસ કરાવવા આવેલી સ્ત્રીઓમાંથી મોટા ભાગનીને–૧૦૦ માં ૮૪ ને સમજાવીને પાછી કાઢવામાં આવતી. બાકીની ૧૬ સ્ત્રીઓ અરજી નોંધાવતી. પરંતુ તેમાંથી ય અરધીને અરજી પાછી ખેંચવા પાછળથી સમજાવી શકાતી.

અને જે થોડી ગર્ભપાત માટે દૃઢ રહેતી તેમનું ઓપરેશન અત્યંત કુશળ હાથો વડે થતું; એટલું જ નહિ પણ સાવ નવી પદ્ધતિએ. સામાન્ય રીતે ગર્ભપાતના ઓપરેશનમાં ૦॥ કલાક જાય છે. તેને બદલે સોવિયેતમાં ૩ થી ૫ મિનિટમાં જ પતાવવામાં આવતું.

ઝારના જમાનામાં ગેરકાયદે અને છૂપા ગર્ભપાતોમાં દર વરસે ૩૦ હજારની હત્યા થતી હતી.

જર્મનીમાં ગુપ્ત રીતે થતા ગર્ભપાતની સંખ્યા વરસે દિવસે ૧૦ લાખની હતી, જેમાં ૧૦ હજાર સ્ત્રીઓ મૃત્યુ પામતી.

જર્મની કરતાં પાંચ ગણી વસ્તીવાળા સોવિયેતમાં કાયદેસર અને વૈજ્ઞાનિક પદ્ધતિએ થતા ગર્ભપાતની સંખ્યા ૨॥ લાખની હતી. જેમાં ૧૦–૨૦ હજારે એકાદ સ્ત્રીનું મૃત્યુ થતું હતું! એ દિવસોમાં ગર્ભપાતની છૂટે લાખો માતાઓના જાન બચાવ્યા! જ્યાં લગી આખા સમાજનું જીવન ધોરણ—નૈતિક ધોરણ ન ફેરવાય ત્યાં લગી હજાર કાયદાઓ કરો, ગર્ભપાત કે કોઈ પણ ગુનાઓ

ઓછા અટકી જાય છે? ઉલ્ટા ગુપ્ત રીતે વધે જ છે. ભયંકર પરિણામો નીપજાવે છે.

ગર્ભપાત ખાતાના ડાયરેકટર ડૉકટર જેન્સ કહે છે: "અમારો જ એક એવો દેશ છે જ્યાં કાયદેસર છૂટ છતાં ગર્ભપાત ઓછામાં ઓછા થાય છે."

૧૯૩૬ માં ગર્ભપાત અંગેનો કાયદો ફેરવાયો. સરકારે જાહેરાત કરી કે—શરૂઆતના દિવસો જુદા હતા, આજે જુદા છે. પહેલાં ઉત્પાદનનું પ્રમાણ ઓછું હતું. કુટુંબની કમાણી ઓછી હતી, બાળકોનું ભરણપોષણ એક મુશ્કેલીનો સવાલ હતો. વધુમાં બાળકોનો ઉછેર પણ એક ભારે કોયડો હતો. સ્ત્રીઓ ઉદ્યોગ-જીવન કે જાહેર-જીવનમાં ભાગ લઈ શકે તે માટે સૌથી જરૂરી તેમનાં બાળકોના ઉછેરની સુવ્યવસ્થા છે—પાલણાંગૃહો, કિન્ડર ગાર્ટન, દૂધ ઘર અને આરામગૃહો છે. આવી જરૂરિયાતો સરકાર પૂરતા પ્રમાણમાં પૂરી પાડી શકી ન હતી. આમ ઓછી આવક અને ઉછેરની ઓછી સગવડના દિવસોમાં સ્ત્રીઓ વધુ પ્રમાણમાં બાળકો ન ઇચ્છે એ સ્વાભાવિક છે. અને જો સરકાર કશો વિચાર કર્યા વિના કેવળ 'ગર્ભપાત ગેરકાયદે' એવું જાહેર કરી દે, તો એથી ગર્ભપાત અટકી નહિ જાય; છૂપી રીતે થશે ને વધશે.

પરંતુ ૧૯૩૫ સુધીમાં હાલત બદલાઈ હતી. પગાર અને આવકનું ધોરણ ઊંચું ગયું હતું. બાળકના ઉછેર માટે પાલણાંગૃહ તથા કિન્ડરગાર્ટનોની સગવડ થઈ હતી. હવે ગર્ભપાતની જરૂર ન હતી રહી.

૧૬ વરસને અંતે હાલત બદલાઈ હતી. કાયદો બદલવો જરૂરી હતો.

અને ૧૯૩૫ માં ચર્ચાઓ શરૂ થઈ. ૧૨૦૦૦ જેટલાં સૂચનો, ટીકાઓ વિરોધો અને માગણીઓ આવ્યાં. એકંદરે, શરીરના નુકસાનનો સવાલ મહત્ત્વનો હતો.

સરકારે નિર્ણય જાહેર કર્યો: સ્ત્રીના ગર્ભધારણમાં સ્ત્રીના જીવનને ધક્કો લાગવાનો સંભવ હોય અથવા માબાપોના ભયંકર રોગો બાળકને જન્મ સાથે લાગુ પડવાનો પૂરો ભય હોય તેવા પ્રસંગોએ સરકારી ક્લિનિકોદ્વારા ગર્ભપાત કરવામાં આવશે. બાકી, ગર્ભપાત સામે મનાઈ છે.

### ગર્ભ નિરોધ: ( Birth Control )

મૂડીવાદી દેશોમાં નવા જમાનાની સ્ત્રીઓમાં એક એવો ખ્યાલ પસરતો જાય છે કે માતૃત્વ—બાળકને જન્મ આપવો એ કાંઇક ઊતરતી અને પસંદ ન કરવા જેવી વસ્તુ છે. સોવિયેતમાં આવી વૃત્તિ પોષવામાં આવતી નથી; હોય તો ઓછી કરવામાં આવે છે.

બીજી બાજુ—બીજા તમામ દેશોની મોટા ભાગની પ્રજા બાળકોનું ભરણપોષણ કરી શકે એવી આર્થિક હાલતમાં જ હોતી નથી. જ્યારે સોવિયેતમાં આવી સ્થિતિ નથી.

આ બંને કારણોને લઈ સોવિયેતમાં, અમેરિકા, બ્રિટન, જર્મની, ફ્રાન્સ, ઑસ્ટ્રેલિયા, હોલેન્ડ વગેરે દેશો કરતાં ગર્ભનિરોધનાં સાધનોનો પ્રચાર પ્રમાણમાં ઓછો છે. છતાં, જેઓ સાધનોદ્વારા ગર્ભનિરોધ કરવા ઇચ્છે છે તેમને માટે વિજ્ઞાનસિદ્ધ સાધનો પૂરાં પાડવામાં આવે છે.

: ૫ :

# ધાર્મિક સંસ્થાઓ

સોવિયેત દેશમાં તો ધાર્મિક સંસ્થાઓ ને વ્યક્તિઓ ઉપર અત્યાચાર ગુજારવામાં આવે છે. લોકોને ફરજિયાત નાસ્તિક બનાવી દેવામાં આવે છે— આ પ્રકારનો આક્ષેપ આજ પૂર્વે ચારે બાજુથી કરવામાં આવતો હતો.

સોવિયેતનું ૧૯૩૬ નું બંધારણ–કલમ ૧૨૪ ધાર્મિક માન્યતા ધરાવવા વિષે સ્પષ્ટ જાહેરાત કરે છે.

"નાગરિકો પોતાના આત્માની સ્વતંત્રતા જાળવી શકે એ માટે દેવળની સંસ્થાને રાજ્યથી અલગ કરવામાં આવે છે; તેવી જ રીતે શાળાઓને દેવળની સંસ્થાથી અલગ કરવામાં આવે છે. ધર્મની ઉપાસના કરવાની તેમજ ધર્મવિરોધી પ્રચાર કરવાની સ્વતંત્રતા દરેક વ્યક્તિને છે."

આમ છતાં, ધર્માધિકારીઓ અને પાદરીઓ ઉપર કેસ થયાના, તેમની પૂંજી લઇ લીધાના કિસ્સાઓ ક્રાંતિ બાદ બન્યા છે. અને તેમાં ધર્મના

નિકંદનની ગંધ સોવિયેતના નિંદકોએ જોઇ છે. પરંતુ આપણે એ વાત ભૂલી નહિ શકીએ કે ઝારના જમાનામાં ધર્માધિકારીઓ અને ઝારશાહી વચ્ચે ખૂબ નીકટનો સંબંધ હતો. વળી ખુદ દેવળો અને ધર્મસંસ્થાઓ પાસે જંગી માલમિલકતો અને જમીનો હતી. તેઓ લાખો પ્રજાજનોનું શોષણ કરનારાં તત્ત્વો હતાં. ઝારશાહી, જમીનદારશાહી અને આપખુદ સત્તા ટકાવી રાખવામાં દેવળો અને ધર્મસંસ્થાઓનો સીધો અને મુખ્ય હિસ્સો હતો. એટલે કે, ધર્મમાં માનનારાં સ્ત્રી પુરુષો પોતાના જીવનના ઉત્કર્ષ માટે ધર્મમાં માને, એમ હોવાને બદલે એથી ઉલટું જ હતું. સાચી રીતે ધાર્મિક સંસ્થા સડી ગઈ હતી. ક્રાંતિની વિરોધી બની હતી. સ્વાભાવિક રીતે જ ક્રાંતિ બાદ થયેલાં કાવતરાંઓમાં અનેક ધર્મગુરુઓ, પાદરીઓએ હિસ્સો લીધો હતો. અને જ્યારે આ ધાર્મિક સંસ્થાઓ પ્રતિ-ક્રાંતિની ઓડ બની હતી ત્યારે તેની સામે કડક હાથે લડી લેવું એ ક્રાંતિકારી રાજ્યસત્તા તથા પ્રજા સમસ્તનું પરમ કર્તવ્ય હતું. અને એ રીતે કાવતરાંમાં હાથ ખરડનારા તરીકે તેમની સામે હાથ ઉઠાવાયો હતો; નહિ કે ધર્મના તેઓ અગ્રણી હતા તે ગુનાસર.

પ્રતિક્રાંતિનાં વર્ષો વીતી ગયા બાદ ૧૯૩૦ પછી આપણે સોવિયેતના જીવનને વધુ સ્થિર થતું જોઈએ છીએ. તેની સાથે જ પાદરીઓની દૃષ્ટિ પણ બદલાતી જોઈએ છીએ. સોવિયેત રાજ્યતંત્રમાં તેમને કશું ધર્મના મૂળ તત્ત્વ અને આદર્શથી વિરોધી નથી દેખાતું. અને ધીમેધીમે તેઓ રાજ્યતંત્રને અનુકૂળ, પ્રજાકીય વિકાસને અનુરૂપ વલણ અખત્યાર કરે છે.

આ બધો સમય દરમિયાન અંગત રીતે ધાર્મિક માન્યતા ધરાવવા અંગે રાજ્યે અખત્યાર કરેલી નીતિ તો ઉદાર હતી જ.

ધાર્મિક માન્યતા ધરાવવાનો તમામ નાગરિકને હક્ક હતો. એટલું જ નહિ, પણ દેવળો ને મસ્જીદોમાં પ્રાર્થના માટે મળી શકાય છે. પાદરીઓ અને મુલ્લાઓ પ્રાર્થના કરાવે છે. અને એને માટે મકાનો—દેવળો વગેરેનો ઉપયોગ કરવા દેવામાં આવે છે. રિપેર અને જમીનનું સામાન્ય ભાડું લઈને બીજી સંસ્થાઓને મકાનો આપવામાં આવે છે, એ જ રીતે આમને પણ આપવામાં આવે છે.

વળી, ઘરની અંદર દેવમૂર્તિઓ રાખી શકાય છે. ઘરની અંદર તથા દેવળસ્થાનોમાં ધાર્મિક ઉપદેશ કાયદેસર છે.

*

સોવિયેત રાજ્યતંત્રની ઉદાર અને સમતોલ દૃષ્ટિનું પરિણામ આજે આપણે જોઇએ છીએ. ૧૯૪૧ માં નાઝી હત્યારાઓએ સોવિયેત ધરતી પર ઘાતકી હલ્લો કર્યો ત્યારે દુશ્મનની ધારણા તો હતી જ, પણ બીજા ય અનેક 'પરદેશી વિચારકો'ની માન્યતા હતી કે સોવિયેતની અંદરનાં જ આજ લગી રૂંધાયેલાં ને ગુંગળાયેલાં તત્વો માથું ઉંચકશે ને આખી ઇમારત અંદર અંદરના સડાની આગમાં સળગી જશે. ધાર્મિક ગુરુઓ ને પાદરીઓ પણ આવી પ્રતિક્રાંતિમાં સાથ આપશે જ એવી ખાસ ધારણા હતી. પણ આપણે તો એથી ઊલટું જ થયેલું જોઈએ છીએ.

હલ્લો થતાંજ, તા. ૨૨ જૂન ૧૯૪૧ ને દિને રશિયાના ઓર્થોડોક્સ-ચર્ચના વડા સર્જીયસે પોતાના તમામ પાદરીઓ અને અનુયાયીઓને ઉદ્દેશી જે હુકમનામું મોકલ્યું હતું તેમાં તેણે સ્પષ્ટ જાહેર કર્યું હતું કે—

રશિયન જનતાની કસોટીનો સમય આવી પહોંચ્યો છે; પણ આ કાંઈ તેની પહેલી જ વારની કસોટી નથી. ખુદાની મદદથી આ ફાસિસ્ટ દુશ્મનોની તાકાતનેય પવનમાં ઉડાવી દેવા શક્તિમાન થઈ શું જ થઈ શું. આપણા વડવાઓએ કદી હામ ગુમાવી ન હતી, કેમકે ગમે તેવી ભયંકર સ્થિતિમાંય અંગત સ્વાર્થ કે ભયનો તેમણે કદી વિચાર કર્યો ન હતો. દેશ અને ધર્મ પ્રત્યેની પવિત્ર ફરજનો જ તેમણે ખ્યાલ કર્યો હતો. આપણ ઓર્થોડોક્સ પંથીઓ—તેમના સ્વજનો ને સ્નેહીઓ આજે તેમના ગૌરવભર્યા નામને બટ્ટો લાગવા નહિ દઇએ. × × × " ક્રાઇસ્ટનું આ દેવળ તમામ ઓર્થોડોક્સ પંથીઓને આપણી પિતૃભોમની પવિત્ર હદોની રક્ષા કરવાના આશીર્વાદ આપે છે. ...ખુદા આપણને વિજય આપશે જ..."

અને આ સર્વોચ્ચ ધર્માધિકારી " ધ ટ્રુથ એબાઉટ રિલિજિયન ઇન રશિયા" નામક તેમના પોતાના ગ્રંથમાં (૧૯૪૨) સોવિયેત રાજ્ય અને

રશિયન ચર્ચ વિષેના સંબંધો અંગે જે દુષ્ટ પ્રચાર કરવામાં આવ્યો છે તેનો રદિયો આપતાં કહે છે—

"ક્રાંતિ બાદ દેવળના અનુયાયીઓની સંખ્યા ખૂબ જ ઘટી ગઇ છે. દેવળની સંસ્થા અને રાજ્યતંત્રને અલગ પાડવાથી લોકોને દેવળની સાથે બાંધી રાખનાર કૃત્રિમતા દૂર થઈ છે. અને જે લોકો નામના વળગી રહ્યા હતા તેઓ અમને છોડી ગયા છે. હવે તેમને સોવિયેત રાજ્યતંત્રની રક્ષા માટેની પ્રાર્થનાઓ તથા યુદ્ધમાંની ભાગીદારી ધર્મના આદર્શોથી વિરોધી નહિ પણ અનુરૂપ જણાય છે."

*

બ્રિટનના કેન્ટરબરીના ડીન હ્યુલેટ જોનસન લખે છેઃ—"આજે ૫૦ હજાર પાદરીઓ સોવિયેત સંઘમાં જીવે છે. તેમને બીજા કોઈ પણ નાગરિક જેટલી જ મતાધિકારની સ્વતંત્રતા છે." એમ કહી તેઓ ખુદ પોતાનો તથા બીજા પાદરીઓનો અનુભવ ટાંકીને જણાવે છે કે, પાદરીના ઝભ્ભામાં અમે રુસના એક ખૂણેથી બીજે ખૂણે ફર્યા, પણ અમને કોઈએ કશી રોકટોક કરી નથી. અને સાઇબેરિયાના એક રાજ્યખેતર ઉપર કામ કરનારી એક જવાબદાર સ્ત્રી ઇશ્વરમાં માનતી હતી, તે બાબત વાંધો ઉઠાવાયો હતો, ત્યારે ખુદ સ્તાલિને એવા વાંધાનો વિરોધ કર્યો હતો: "ધર્મની માન્યતા એ અંગત અધિકારની ચીજ છે."

કેન્ટરબરીના ડીન એથી આગળ વધી ઉમેરે છે કે, "કમ્યુનિઝમનું રચનાત્મક (પોઝિટિવ) સ્વરૂપ ધર્મનું દુશ્મન નથી; ખ્રિસ્તી ધર્મનું તો હરગિઝ નહિ. ××× સમાજ આગળ તે એક નવો જ નૈતિક પાયો તૈયાર કરે છે. અને આપણે ખ્રિસ્તીઓએ મોઢે મોઢે જેની અનેકવાર જાહેરાત કરી છે, પણ જીવનમાં કદી ઉતારી નથી તેવી સિદ્ધિઓ તરફ આ દુનિયામાં જ તે આપણને લઈ જઇ રહેલ છે. આજ લગી આપણે જે અનીતિમય સમાજવ્યવસ્થાનો મૂંગે મૂંગો સ્વીકાર કરતા આવ્યા છીએ, તેના ઉપર તે મરણતોલ ઘા વીંઝે છે.

"સોવિયેત સંઘમાં ધર્મ વિષેના ગલત ખ્યાલો ખૂબ જ પ્રચલિત છે, તે આપણે તત્કાલ ધોઈ નાખવા જોઇએ."

અને આ પછી આ લેખક કહે છે કે, જે લોકો જોર જોરથી પોતાને નાસ્તિક તરીકે ઓળખાવે છે તેઓ જીવનમાં કુનીતિવાળા હોય છે, અને જેઓ પોતાને ભગવાનના પૂજક ગણાવે છે તેઓ સુનીતિવાન હોય છે, એમ માનવાનું કાંઈ જ કારણ નથી. અને તેના સમર્થનમાં તેઓ એક અત્યંત સુંદર મિસાલ આપે છે—

એક દિવસ તોલ્સ્તોયે મહાન રશિયન લેખક મેક્સિમ ગોર્કીને સીધે-સીધું પૂછ્યું : "તમે ભગવાનમાં માનો છો ?" અને ગોર્કીએ એટલો જ સાફ સાફ જવાબ આપ્યો: "બિલકુલ જ નહિ." તોલ્સ્તોયે એના જવાબમાં કહ્યું : "તમે ના પાડો છો; અને તમે એમ માનો પણ છો કે તમે ભગવાનમાં નથી માનતા. પણ વાસ્તવમાં તમે માનો જ છો. તમારો લખેલો એકેએક શબ્દ આ વાત પૂરવાર કરે છે. માણસ પોતે શું કહે છે, અથવા વિચારે છે એ મહત્ત્વની વાત નથી, પણ માણસ પોતે શું છે ( શી રીતે જીવે છે ને વર્તે છે) એજ સત્ય છે. મને તો તમારું રુંવાંડે રુંવાંડું કહે છે કે તમે ભગવાનમાં માનો છો."

કમ્યુનિઝમનો આદર્શ કે કમ્યુનિસ્ટ જીવન ઉચ્ચ નૈતિક જીવનનું વિરોધી નથી પણ ઉલટું પ્રેરક ને પોષક છે એ વિષે કશી શંકા નથી. સોવિયેત નૈતિક જીવને એ વાત પૂરવાર કરી છે.

*

## ૨૫

# નારી જીવન

કોઈ પણ પ્રજાની સંસ્કારિતા અને સંસ્કૃતિનો કસોટીપથ્થર તેનું નારી-જીવન છે. 'પછાત' ગણાતા હિંદ અને આફ્રિકા તથા 'સુધરેલા' કહેવાતા બ્રિટન, ફ્રાન્સ અને અમેરિકાના નારીજીવનથી સાવ નિરાળું અને ઉચ્ચ કોટીનું સોવિયેતનું નારીજીવન છે; કેમકે સોવિયેતનું રાજકીય આર્થિક અને સાંસ્કારિક જીવન આ તમામ મુલ્કો કરતાં સાવ નિરાળું, ઉચ્ચતર છે.

એક દિવસ—ક્રાંતિ પહેલાં—ઝારના જમાનામાં રશિયન નારીની હાલત-દુનિયાના નારી સમૂહમાં બદતર હતી. નાનપણથી દીકરીનો ઉછેર દીકરા કરતાં જુદી રીતે અને જંગલી રીતે કરવામાં આવતો. દીકરી પરાયું ધન હતું. ભણતર અને સંસ્કારિતાની એને જરૂર ન હતી. કાં તો એનું લગ્ન માબાપને પૈસા કમાવી આપનાર હતું અથવા દેવામાં ઉતારનાર હતું. પરણ્યા પછી એ એના પતિની ગુલામ હતી. પતિની ઉપર, એની કમાણી ઉપર પત્નીનો કશો અધિકાર ન હતો. પતિ અનેક સંબંધો રાખી શકતો. દારૂ અને વ્યભિચારમાં ડૂબ્યો રહેતો; પણ પત્નીએ 'વફાદાર' રહેવું જ રહ્યું: મારપીટ સુધ્ધાં સહન કરવી રહી. કાયદો પુરુષને પક્ષે હતો. છૂટાછેડાની તક લગભગ અશક્ય જેવી હતી. અને જીવનથી ત્રાસી ઉઠેલી સ્ત્રી ભાગી છૂટતી, તો પતિ કાયદેસર રીતે પોલીસની મદદ વડે એને પકડીને ખેંચી લાવતો. બાળકો ઉપર પણ પહેલો હક્ક પિતાનો હતો.

ત્યારે બીજી બાજુ, ગેરકાયદેસર રીતે પેદા થયેલાં બાળકોની જવાબદારી સ્ત્રીની ઉપર જ રહેતી! 'પિતા' મોં પણ બતાવતો નહિ; નારી જ કેવળ તિરસ્કાર અને સજાને પાત્ર ઠરતી.

સ્ત્રીની કમાણી ઉપર પણ પુરુષનો હક્ક હતો. પુરૂષ જ કુટુંબનો વડો હતો. સ્ત્રી કેવળ વૈતરું કરનાર ગુલામને સ્થાને હતી.

આવી હીન અને ગુલામી દશામાંથી નારીને પુરુષની સમોવડી બનાવવા માટે સોવિયેત રાજ્યતંત્રે ઉઠાવેલી જાગ્રત જહેમત જગત ભરમાં અનોખી છે.

રુસી ક્રાંતિના પ્રણેતા લેનિનની સ્મૃતિમાં જગત-ક્રાંતિના પ્રથમ પ્રણેતા માકર્સનાં વેણુ તાજાં હતાં; જીનિવાખાતે ૧૮૬૬ માં મળેલી પ્રથમ ઇન્ટરનેશનલની પહેલી કોન્ગ્રેસમાં માકર્સે ઉચ્ચાર્યું હતું:

"તરેહ તરેહની આર્થિક બેડીઓમાંથી નારીને મુક્ત કરવામાં નહિ આવે ત્યાં લગી મૂડીવાદ સામેની શ્રમજીવી વર્ગની લડત નિષ્ફળ જશે."

ક્રાંતિ પછી તરત જ લેનિને જાહેરાત કરી: "જ્યાં લગી અર્ધી શ્રમજીવી માનવતા, શ્રમ પર જીવતી નારી પુરુષ-સમોવડી બની સમાન

હક્કો ન ભોગવે અને કુટુંબની અંદરની ગુલામડી તરીકે મટી ન જાય ત્યાં લગી સમાજવાદની ફતેહ અશક્ય છે.''

અને—કાયદાનાં, રિવાજનાં, રાજકીય જીવનનાં અને આર્થિક તંત્રોના, સંસ્કાર ક્ષેત્રોના, અને જીવન-સમસ્તનાં તમામ બંધ બારણાં નારીને માટે ખૂલી ગયાં. સંપૂર્ણ અને સર્વાંગે પુરુષસમોવડી તરીકેનો તેનો અધિકાર પ્રસ્થાપિત થયો.

સોવિયેતની સરકારે નારીની ગુલામી ઉપર રચાયેલ તમામ પુરાણા લગ્નના અને કુટુંબના કાયદાઓને તાબડતોબ રદબાતલ જાહેર કર્યા. લગ્ન પૂર્વે, લગ્ન દરમિયાન, કુટુંબ જીવનમાં અને લગ્નને અંતે ય સ્ત્રીને સંપૂર્ણ સ્વતંત્રતા અને સમાનતા બક્ષી. પુરુષોને જે જે અધિકારો છે તે તમામ સ્ત્રીને છે જ છે.

સોવિયેતના બંધારણે (કલમ ૧૨૨) જાહેર કર્યું છે—

"સોવિયેત સંઘની નારીને અર્થ જીવન, રાજ્ય, સંસ્કાર, સમાજજીવન તથા રાજકીય જીવનનાં તમામ ક્ષેત્રે પુરુષના સમાન હક્કો બક્ષવામાં આવે છે.''

અને આ હકકના વ્યવહારુ અમલ માટે એ જ કલમ સફાઈ કરે છે—

"આ હકકોનો અમલ શક્ય બને એ માટે સ્ત્રીઓને કામ મેળવવા અંગે, પગાર, આરામ અને આનંદ અંગે, સામાજિક સલામતી અને કેળવણી પરત્વે પુરુષોના જેટલા જ હક્કો આપવામાં આવે છે. તથા માતા અને બાળકનાં હિતોની રાજ્યદ્વારા રક્ષા કરીને, સુવાવડ પહેલાં અને પછી પૂરા પગારે રજા આપીને, અને પ્રસૂતિ ગૃહો, બાલગૃહો અને કિંડરગાર્ટનની વિશાળ વ્યવસ્થા કરીને તેને જરૂરી તકો આપવામાં આવે છે.''

આવા આ સ્વાતંત્ર્ય અને સમાનતાના નૂતન પાયા ઉપર સોવિયેત રાજ્યે લગ્ન અને કુટુંબ જીવનની ઈમારત રચી. લગ્નજીવન દૃઢ અને સંગીન બને, કુટુંબ જીવન મજબૂત અને કાયમી બને એના ઉપર સરકારે વિશેષ ઝોક આપ્યો. પુરુષ અને સ્ત્રી સ્વતંત્ર અને સમાન કક્ષાએ ઊભી સ્વેચ્છાએ પરસ્પર પ્રેમ અને માનભર્યાં લગ્ન અને કુટુંબ જીવનમાં ભાગીદાર બને—એ આદર્શને

આગળ ધરવામાં આવ્યો. શરીરસંબંધની શિથિલતા અને અતિશયતાને રોગિષ્ટ જીવનનું લક્ષણ ગણવામાં આવ્યું. લગ્ન જીવનની ચંચલતાને સામાજિક દુર્ગુણ તરીકે લેખવામાં આવ્યો. પરંતુ સાથે સાથે જ ઝારના જમાનાના જીવલેણ લગ્નબંધનને સલામી આપવામાં આવી. કોઈ પણ પુરુષ કે સ્ત્રી લગ્નજીવનથી છૂટાં થવા ઇચ્છે તો કશી ઉહાપોહ વિના થઈ શકે એવી વ્યવસ્થા કરવામાં આવી. લગ્ન નોંધવાની ઑફિસમાં કોઈ પણ એક પક્ષ ખબર આપીને છૂટા છેડા લઈ શકે. સરકાર કે સામા પક્ષે અંગતજીવનને ચૂંથવાની જરૂર નહિ. કોર્ટમાં જઇ કશું સાચું જુઠું અને શરમાવનારું સાબીત કરવાની જરૂર નહિ. સોવિયેત સિવાયના કોઈ પણ મુલકમાં છૂટાછેડાની આવી તક નથી. ઇન્ગ્લેન્ડ અમેરિકા ફ્રાન્સ જેવા સુધરેલા મુલ્કોમાં પણ એકની ઇચ્છા ઉપર છૂટાછેડા મળતા નથી. કોર્ટમાં એક પક્ષે બીજા પક્ષ પર વ્યભિચાર, ક્રૂર વર્તન, ભરણપોષણની નાલાયકી વગેરે આક્ષેપો સાબીત કરવા પડે છે. અંગત જીવનની વીગતો ક્રૂર અને ખુલ્લી રીતે કોર્ટમાં ચુંથાય છે.

*

**માતૃત્વની માવજત** એ તો સોવિયેત રાજ્યની વિશેષતા છે.

માતા થવાની તૈયારી કરતી સગર્ભા સ્ત્રીને રોજિંદા જીવનમાં વધુ સગવડો હોય છે—

ટ્રામ વગેરેમાં તેને પ્રથમ પસંદગી મળે છે, એને વધુ આરામનું સ્થાન આપવામાં આવે છે. વેચાણ ભંડારો આગળ તેણે હારમાં કલાકો સુધી થોભવું પડતું નથી. તેને વધુ સારો ખોરાક આપવામાં આવે છે. ઉપરાંત, તેનું કામ હળવું કરવામાં આવે છે. રાતપાળી હોય તો બંધ કરવામાં આવે છે.[1] પાંચ માસની ગર્ભવતીને રખડપટ્ટીનું કામ આપવામાં આવતું નથી.[2]

સાત માસ પૂરા થતાં તેની રીતસર માવજત શરૂ થાય છે.

---

૧. છ મહિનાના ગર્ભવાળી તથા છ મહિનાની અંદરના બાળકવાળી માતાને આ કાયદો લાગુ પડે છે. (૧૯૨૯ મે, ૨૭: કોડ નં. ૪૦, આર્ટિકલ ૧૪૪)

૨. મજૂર કાયદા: કલમ ૧૩૩.

પ્રસવ પહેલાં બે માસ અને પછી બે માસની ચાલુ પગારે રજા આપવામાં આવે છે. આ ચાર માસ દરમિયાન તેને દાક્તર અને હૉસ્પિટલની સગવડ આપવામાં આવે છે. આ બધો સમય તેને વિનામૂલ્ય ઉમદા ખોરાક અને દવા આપવામાં આવે છે. વારંવાર તેની તબિયતની તપાસ થતી રહે છે.

એ ચાર માસ પૂરા થતાં દાક્તરી તપાસમાં વધુ આરામની જરૂર જણાય તો સ્વાભાવિક રીતે જ તેનો આરામ લંબાય છે.

કામ ઉપર જતાં તેને તેની જૂની નોકરી આપવા ઉદ્યોગો અને ધંધાઓ બંધાયેલા છે. પ્રસવને કારણે પહેલાં કે પછી નોકરી ચાલી જવાનો ભય સોવિયેતમાં નથી.

કામ ઉપર ચઢેલી ઓરતને બાળકને ધવરાવવા માટે દર ૩॥ કલાકે ઓછામાં ઓછી ૦॥ કલાકની ખાસ રજા મળે છે.[1]

માતૃત્વની આવી રૂડી માવજત કરવાની સાથે સાથે જ બાળકની માવજત ચાલુ રહે છે. જેમનો માસિક પગાર ૩૦૦ રુબલથી વધારે નથી તે દરેક માબાપને પ્રત્યેક બાળકના જન્મની સાથે 'એલાવન્સ' મળે છે. અને તે બાળક નવ મહિનાનું થાય ત્યાં લગી ચાલુ રહે છે. ઉપરાંત બાળકોની સંખ્યા વધી જતાં સરકાર સારા પ્રમાણમાં કુટુંબને મદદ કરે છે.[2]

બે મહિનાના બાળકથી માંડી પાંચ વરસના બાળકને માટે 'ઘોડિયાગૃહ' દરેક કારખાના તથા ઓફિસમાં અને ખેતર ઉપર હોય છે; રેલ્વેની અંદર તથા સ્ટેશનો ઉપર પણ હોય છે.

બાળક માંદું પડતાં હોસ્પિટલમાં તેની સારવાર થાય છે. જો હોસ્પિટલમાં સગવડ ન હોય તો માતાને 'માંદગી–પગાર' ઉપર રજા મળે છે.

---

૧ મજૂર કાયદા : કલમ–૧૩૪

૨ દર મહિને ૨૦ રુબલ; ઉપરાંત ૩૨ રુબલ એક સાથે કપડાં માટે.
છ બાળકવાળી માતાને પછીના દર બાળક દીઠ પાંચ વરસ લગી ૨૦૦૦ રુબલ વાર્ષિક એલાવન્સ; તથા ૧૦ પછીનાં બાળક દીઠ પહેલે વરસે ૫૦૦૦ રુબલ, તથા બીજાં ૪ વરસ લગી ૩૦૦૦ રુબલ વાર્ષિક આપવમાં આવે છે.

બાળકની તબિયત વારંવાર તપાસવા માટે દેશભરમાં ‘ સલાહ કેંદ્રો ’ ખોલવામાં આવ્યાં છે, જ્યાંથી બાળકને વિનામૂલ્ય દૂધ પણ આપવામાં આવે છે.

બાળકોની સંપૂર્ણ દેખભાળ માટે આટલી ચીવટ રાખવા ઉપરાંત ‘ તરછોડાયેલાં બાળકો ’ની હિફાજત માટે પણ સરકાર જાગ્રત છે. ખાસ પસંદ કરેલાં કામદાર કુટુંબોમાં આ ‘ તરછોડાયેલાં ’ બાળકોને ઉછેર માટે સોંપવામાં આવે છે અને મોટા ભાગનાં બાળકો તો ‘ દત્તક ’ તરીકે સદાને માટે તે તે કુટુંબનાં જ બની જાય છે.

માતા અને બાળકના હક્કોનું—કુટુંબનું યોગ્ય રક્ષણ કરવા માટે સરકારી કાયદાઓએ બાળકની જવાબદારી માતપિતા બંને ઉપર સરખે સરખી નાખી છે. બાળકના જન્મ પછી કુટુંબને છોડી જનાર વ્યક્તિએ બાળકોના ઉછેર માટે તેની કમાણીનો અમુક હિસ્સો (કમાણી અને બાળકની ઉંમર તથા સંખ્યા બાળક જેની પાસે રહે તેની કમાણીના ધોરણ ઉપર) આપવો પડે છે. બાળકોના ઉછેરનો બોજો માતા ઉપર નાખી ભાગી જનાર આદમી કાયદાની આંખમાં સખ્ત ગુનેગાર છે. વધુમાં, જનતા પણ તેને ફિટકારે છે. તેવી જ રીતે, કુટુંબને છોડી જનાર વ્યક્તિએ આપવો પડતો હિસ્સો આપવામાં ગફલત કરનારની સામે કાયદો અને સમાજ આંખો કાઢતાં ઊભાં જ છે.

વળી, કુટુંબ છોડી જનાર વ્યક્તિએ તેના આગલા ભાગીદારની માંદગીને પ્રસંગે ય (જો એ ભાગીદારે નવી ભાગીદારી ન સ્વીકારી હોય તો જ) અમુક મદદ કરવી પડે છે.

સોવિયેતનો નાગરિક કેવળ માતા ઉપર બધી જવાબદારી નાખી, અથવા રાજ્ય ઉપર બધી જવાબદારી ઓઢાડી છટકી જઇ શકતો નથી.

સોવિયેતની ભૂમિ ઉપર માતૃત્વની અને બાળકની આ માવજત કોઇ દયાધર્મની વૃત્તિથી કરવામાં આવતી નથી. ‘સ્ત્રીસન્માન’ની છીછરી વૃત્તિય અહીં નથી. પરંતુ, માતૃત્વ અને બાળઉછેર સ્ત્રીનું વિશિષ્ટ કુદરતી કર્તવ્ય છે; સામાજિક હિતનું અત્યંત જવાબદારીનું કાર્ય છે—એ ભાન અને ભાવનાથી

પ્રેરાયેલી છે. જેમ પુરુષને તેના કામ માટે વેતન અને યોગ્ય બદલો આપવામાં આવે છે. તેવી જ રીતે માતૃત્વ અને બાળઉછેર અંગે માતાને આપવામાં આવતી સગવડો તેના કુદરતી અને જાહેરહિતના કાર્યનો આવશ્યક બદલો છે.

: ૨ :

સ્ત્રીની આ પ્રકારની સામાજિક સમાનતા ઉપરાંત સોવિયેત સરકારે રાજકીય અને આર્થિક ક્ષેત્રમાં પણ તેની સમાનતા અને સ્વતંત્રતા સ્થાપી છે.

કોઈ પણ નારી—૧૮ વરસથી ઉપરની ઉંમરની કોઈ પણ સ્ત્રી સોવિયેતના કોઇપણ તંત્રમાં કોઇ પણ હોદ્દા માટે અધિકારી છે. મત આપવાનો અને જાતે ચુંટાવાનો તેને અધિકાર છે.

પરંતુ આવો અધિકાર જાહેર કરવા માત્રથી સાચેસાચ વ્યવહારમાં બહુ ફેર પડતો નથી. આવા અધિકારનો ઉપયોગ કરવાની પૂરેપૂરી તક તેને આપવી એ મુખ્ય અને મહત્ત્વની વાત છે. રોજિંદા જીવનમાં આ અધિકાર ભોગવવાની તક અને સગવડો હોવી જરૂરી છે.

આવી તકો અને સગવડોનો પાયો છે—

બાળકનો તંદુરસ્ત ઉછેર, તેની સંસ્કારી કેળવણી અને તેની તમામ શક્તિઓની સર્વોત્તમ ખીલવણી.

પરંતુ આ ત્રણે પ્રકારની સગવડો ય પૂરતી નથી. તંદુરસ્ત સુશિક્ષિત અને સંસ્કારી નારીને ય પુરુષસમોવડી બનવા માટે જે સૌથી મહત્ત્વની જરૂરિયાત એ છે—**ઘરકામમાંથી નિવૃત્તિ.** જિંદગીનો મોટો ભાગ બાળકોના ઉછેરમાં, રસોઇ અને ઘરકામમાં ગાળનાર સ્ત્રી રાજકીય આર્થિક કે સામાજિક ક્ષેત્રમાં પુરુષ સમોવડી બની જ શી રીતે શકે?

સોવિયેતની સ્ત્રીને ઘર કામના બોજામાંથી નિવૃત્ત કરવા માટે સરકારે બાળકના ઉછેરની જવાબદારી ઉપાડી લીધી છે. સ્ત્રી જ્યાં કામ કરવા જાય છે ત્યાં પારણાંની તથા બીજી જરૂરી સગવડો રાખવામાં આવી છે.

આ રીતે બાળઉછેરની જવાબદારીમાં સમાજે ભાગીદારી નોંધાવી સ્ત્રીના જીવનને હળવું બનાવ્યું છે.

રસોઈ અને બીજું ઘરકામ એટલે સ્ત્રીની બાકીની અરધી જિંદગી. આ ક્ષેત્રે સ્ત્રીઓને રાહત આપવા માટે, દરેક ઉદ્યોગ, દરેક મોટી ઑફિસ તથા દરેક સમૂહખેતરને પોતાનાં વિશાળ રસોડાં હોય છે. કામદારો અને કાર્યકર્તાઓ ત્યાં જ પોતાનું ભોજન લેતાં હોય છે. ખોરાકની વિવિધતા તથા સ્વચ્છતા સંપૂર્ણ જળવાય છે. આ ઉપરાંત ઊંચા પ્રકારનાં જાહેર ભોજનગૃહો પણ હોય છે. ૧૯૩૭ માં ૪૦,૦૦૦ જાહેર ભોજનાલયો અસ્તિત્વમાં હતાં.

આ રીતે સોવિયેત નારી ઘરકામના બોજા નીચેથી બહાર નીકળી શકી છે. પુરુષસમોવડી થવાની સાચી તક અને સગવડ એને પ્રાપ્ત થઈ છે.

અને કાયદાએ એને આર્થિક સમાનતા—મિલ્કત હક્ક ઉપરાંત સમાન કમાણીનો હકક આપ્યો છે.

આ રીતે, આદર્શ અને વાસ્તવતામાં સોવિયેત નારી આઝાદ બની છે. કોઈ કશી ભીતિ અને આડખીલી વિના નાગરિક તરીકેની તેની જવાબદારી પાર પાડવા તે સમર્થ બની છે. આર્થિક, રાજકીય અને સામાજીક ક્ષેત્રમાં દુનિયાએ કદી નહિ કલ્પેલી એવી અદ્‌ભુત કામગીરીઓ તેણે કરી બતાવી છે—વ્યક્તિગત અને છૂટાછવાયાં વિરલ ઉદાહરણો ઉપરાંત અત્યંત વિરાટ સ્વરૂપે પણ.

આ વિરાટતાનો થોડોક ખ્યાલ લેવા હકીકતોના વિરાટ પુંજ તરફ માત્ર નજર કરી લઈએ

: ૩ :

યુદ્ધ શરૂ થયું તે પૂર્વે—૧૯૩૯ માં સ્ત્રી કામદારોની સંખ્યા કુલ ૧૦૦ કામદારોમાં ૪૦ જેટલી હતી. ઉદ્યોગક્ષેત્રે ૧૦૦ એ ૪૩ જેટલી હતી. આંકડા જોઈએ તો ૧ કરોડ ૯૦ લાખ સ્ત્રીઓ સમૂહ ખેતરોમાં તથા ૧ કરોડ ૧૦ લાખ ઉદ્યોગોમાં થઈ કુલ ૩ કરોડ સ્ત્રીઓ સોવિયેત જીવનને ટકાવવામાં સીધી રીતે સાથ આપી રહી હતી.

ઝારના જમાનામાં કામ કરનારી સ્ત્રીઓમાં ૮૦ ટકા તો ઘર કામમાં પડેલી હતી. જ્યારે આજે ૧૦૦ સ્ત્રીઓમાં એ ક્ષેત્રે માત્ર ૮ જ મળશે. બીજી સ્ત્રીઓ ઉચ્ચ શિક્ષણ અને નવા કસબો શીખી લઈ ઉચ્ચ ઉદ્યોગ ક્ષેત્રે કામ કરતી થઈ ગઈ છે.

૧૯૨૮ માં આખા સંઘમાં ખૂબ જટિલ યંત્રો ચલાવી શકે તેવી ૬ જ સ્ત્રીઓ હતી. ૧૯૩૯ માં ૪૦૦ તૈયાર થઈ ચૂકી હતી અને બીજી ૫૦૦ તાલિમ લઈ રહી હતી !

તાર, ટેલેફોન, પોસ્ટ, રેડિયો વગેરે તમામ ક્ષેત્રે કસબી કામમાં સુદ્ધાં સ્ત્રીઓ હિસ્સો લઈ રહી છે.

ઉદ્યોગ અને ખેતીને ક્ષેત્રે રુસી નારીએ દાખવેલી સિદ્ધિઓ બેનમૂન છે. જગતની પ્રથમ એંજીનડ્રાઇવર અને રેલ્વેખાતાની અધિકારી બનેલી ઝિનેદા ત્રોત્સ્કાયાને અંજલિ આપી, આપણે એની જ સાથે સરખાવવા જેવી ઓલ્ગા નુશેવિત્સ્કાયા પ્રથમ રેલ્વે કામદારનેય યાદ કરીએ. આવી જ બીજી એક સાથે ૨૧૬ શાળો ચલાવનારી દુસ્યા વિનોગ્રાદોવાની નામના ૧૯૩૫ થી ફેલાઇ ચૂકી છે. વળી, વણકર એન. ઓદિનસોવા અને વિનોગ્રાદોલાની હરીફ ઝેડ. ફેદોરોવા, તથા ટનલનો રસ્તો બાંધનારી ટી. ફેદોરોવા વર્ષો પૂર્વે આગલી હરોળનાં હકકદાર બન્યાં છે.

એકંદર, ભારે ઉદ્યોગોમાં કામ કરી શકે તેવી કુશળ કારીગર સ્ત્રીઓ ક્રાંતિ પૂર્વે માંડ ૨૦૦ જેટલી હતી; જ્યારે ૧૯૪૦ માં ૧,૭૦,૦૦૦ જેટલી થઈ હતી. કેમિકલ જેવા ઉદ્યોગોમાં સુદ્ધાં સ્ત્રી કામદારો ત્રીજા ભાગની છે.

લુબોવ એવસેયેવા જંગી રેશમ ઉદ્યોગના આખા વિભાગની મુખ્ય સંચાલક છે.

એટલું જ નહિ, યંત્રો બનાવવાના, ધાતુ કામના, કોલસાના, તથા કાપડ ઉદ્યોગના કામદારોની 'ટેકનિકલ' પરીક્ષામાં પુરુષો કરતાં સ્ત્રીઓ આગળ આવી છે. પુરુષોના ૫૪ ટકા અને સ્ત્રીઓના ૫૫ ટકા પાસ થનાર હતા. અને ઉત્તમ ગુણ મેળવનારામાં પણ સ્ત્રીઓનો આંકડો ઊંચો હતો.

*

સમૂહખેતીના ક્ષેત્રે નજર કરીએ તો ૧૯૪૦ માં ૪૦ ટકા ખેતી કરનારા હાથો તો સ્ત્રીઓના હતા. એ જ વરસે ટ્રેકટર ચલાવનારી સ્ત્રીઓ ૨૭૦૦૦ હતી; અને લણણીનું યંત્ર ચલાવનાર ૬૬૦૦. એટલું જ નહિ, પણ ખેતરોના મેનેજરને સ્થાને ય સ્ત્રીઓની સંખ્યા પુરુષોની હરીફાઈ કરી રહી હતી ૧૯૪૦ માં જ ૪૦,૦૦૦ સ્ત્રીઓ ઢોરઉછેરનાં ખેતરોની મેનેજર હતી. અને ૪૨,૫૦૦ કામ કરનારી ટુકડીઓની નેતાને સ્થાને હતી. એટલું જ નહિ, પણ સમૂહ ખેતરોના પ્રમુખો અને ઉપપ્રમુખને સ્થાને ૧૫૦૦૦ સ્ત્રીઓ ચુંટાઈ હતી. મારિયા દેમચેંકો, પાશા એંગેલિના, પાશા કોવાર્દાક અને બીજી અનેક સ્ત્રીઓ આ ક્ષેત્રે નામના પ્રાપ્ત કરી ચૂકી છે. મારિયા દેમચેંકો ખેડૂતની દીકરી ખેતી વિજ્ઞાનની તાલિમ લઈ કોવામાં અપૂર્વ પાક ઉતારનાર નારી તરીકે મશહૂર બની હતી—એક હેકટરે (૨॥ એકરે) ૪૫૯ સેંટનરનાં (એક સેંટનર=૧૦૦ રતલ) સુગર-બીટ! અને આ પછી તો તેણે વિશાળ પરિષદના મંચ ઉપરથી ૫૦૦ સેંટનર પકવી બતાવવાનું બીડું ઝડપ્યું હતું. એને નસીબે એ ઉનાળાના ૧૦૬ દિવસ વરસાદ વિનાના વીત્યા ને સૌ હતાશ થઈ ખેતરોમાં ઊડતાં પતંગિયાંને નિરખી રહ્યાં હતાં. એવી એ અશકયતામાં ય પ્રતિજ્ઞા પૂરી થયાની જાહેરાત કરતો પત્ર સ્તાલિન ઉપર રવાના કરી રહેલી નારી મારિયાનો એ વરસનો રેકોર્ડ ૫૦૦ નહિ પણ ૫૨૩.૭ સેંટનરનો હતો! એ પછી તો નવી નવી શોધો થઇ, ને ૧૯૩૯ માં તો દર હેકટરે ૧૧૦૦ થી ૧૨૦૦ સેંટનરનો સુગરબીટનો પાક ઊતરવા માંડ્યો.

પશ્ચાત પ્રદેશ અઝરબૈજાનની નારી બી. બાગિરોવા તથા એ. એલિયેવા દર હેકટરે ૧૫૫ સેંટનરનો કપાસ ઉગાડી, તથા ઉત્તર પૂર્વના મારિન્સ્ક જેવા ઉજ્જડ પ્રદેશમાં દર હેકટરે ૧૨૧૭ સેંન્ટનર બટાટાનો પાક એ. ઝુંખિના જગત રેકોર્ડ તોડનારી જાહેર થઇ છે. ત્યારે, આલ્તાઈ પ્રદેશની એ. સર્જેયેવાની ટુકડી દર હેકટરે ૧૦૧ સેંટનર ઘઉં વસંતઋતુમાં ઉગાડવા માટે નામના મેળવી ચૂકી છે.

આવાં ઉદાહરણોનો તો કોઈ શુમાર નથી. પરંતુ આ નારી સમૂહની આવી પ્રગતિ પાછળની તેમની કટ્ટર લડતો ચિરસ્મરણીય છે. વર્ષો પૂર્વે પાશા એંગેલિના ઉદ્યોગના શિક્ષણ માટે બહારગામ ઉપડવાની વાત કરે છે ત્યારે

આખું ગામ એની જે ક્રૂર ઠેકડી કરે છે, એ દૃશ્યની કલ્પના આપણને આ પ્રગતિનું રહસ્ય પણ સમજાવી દે છે.

ઢોર ઉછેરને ક્ષેત્રે ભરવાડણ મેલનિચુક અને તેની બહેન બારકોવા એક ગાય પાસેથી વરસ ભરમાં ૧૨,૩૩૯ અને ૧૬,૨૬૨ લિટર (૧ લિટર = ૧॥ પિંટ ) દૂધ મેળવવા માટે આગળ આવી હતી.

અને આ તો વરસો પૂર્વના રેકર્ડની વાતો છે. એ પછી તો વરસો-વરસ એમાં ઝડપી પ્રગતિ થતી રહી છે.

: ૪ :

શારીરિક તાલિમ તથા લશ્કરી તાલિમને ક્ષેત્રે પણ સોવિયેતની બરોબરી કોઈ દેશની નારી કરી શકે એમ નથી.

શારીરિક તંદુરસ્તીનો ખ્યાલ આપતા થોડાક આંકડાઓ ઉપરજ નજર દોડાવી લઈએ તોય ચમત્કારિક પરિણામ જણાયા વિના નહિ રહે.

સૌથી પહેલાં શરીરનો બાંધો જોઈએ. ૧૮૮૫ માં ૧૪॥ વરસની છોકરીની સરેરાશ ઉંચાઈ ૧૪૩॥ cm. હતી; ૧૯૩૪ માં ૧૪ વરસની (૭ માસ નાની) છોકરીની સરેરાશ ઉંચાઈ ૧૪૮॥ cm. હતી.

અને માંદગી ?

સ્ત્રીઓની માંદગીનું પ્રમાણ ૧૯૩૦ અને ૧૯૩૩-૩૪ વચ્ચેના ૩-૪ વરસમાંજ ૨૫ ટકાથી માંડી ૪૭ ટકા સુધી ઓછું થઈ ગયું હતું ૨૦ થી ૨૭ વરસની ઉંમર દરમિયાન સ્ત્રીની માંદગીનું પ્રમાણ તમામ દેશોમાં પુરૂષો કરતાં ઘણું વધારે હોય છે, જ્યારે સોવિયેતમાં એ ઓછું છે. ખાસ તો સ્ત્રીઓના ખાસ લેખાતા માનસિક નબળાઇના રોગો સોવિયેતની ધરતી પરથી અદૃશ્ય થઈ રહ્યા છે.

૧૯૧૩ માં દર હજારે ૩૦ સ્ત્રીઓ મરતી હતી; ૧૯૩૧ માં માત્ર ૧૦!

સ્વાભાવિક રીતે સરેરાશ સ્ત્રીનું આયુષ્ય પણ વધ્યું છે. ૧૯૦૭ થી ૧૦ માં ૩૩·૯ વર્ષનું ગણાતું ( પુરુષનું ૩૧·૯ વર્ષ ); ૧૯૨૬ માં ૪૬·૯ વર્ષનું

પુરુષનું ૪૧-૯ વર્ષનું) ગણાયું હતું. આજે ૫૦ વરસ સરેરાશ ગણાય છે.

બીજી બાજુ, બાળકોનું મૃત્યુપ્રમાણ કેટલું બધું ઘટી ગયું છે! ૧૯૦૯ માં—ઝારના ખૂની રાજ્યમાં દર ત્રણ બાળકે એક બાળક એક વરસનું થતાં પહેલાં જ મરી જતું હતું! મોસ્કોમાં ૧૯૦૦ થી ૧૯૦૪ દરમિયાન ૩૪.૬ ટકા એક વરસની અંદરના બાળકનું મૃત્યુ પ્રમાણ હતું. પણ ૧૯૩૦ માં ૧૨.૪ ટકા ઉપર તે આવી ગયું હતું.

દુનિયા ભરમાં સૌથી વધારે બાળ-મૃત્યુ પ્રમાણ ઝારના રશિયામાં હતું જ્યારે સોવિયેત રુસ દુનિયા ભરમાં સૌથી ઓછા બાળ-મૃત્યુ માટે મશહુર બન્યું છે.

## શારીરિક તાલિમ અને રમતો

અને આવી તંદુરસ્ત ઓરત શરીર વિકાસ માટે શારીરિક રમતો તથા કવાયતોમાં પણ પુરુષોની હરોળમાં ઊભવા લાયક બની રહી છે.

ઝારના દેશમાં સ્ત્રીને માટે રમતગમત એક લાંછનનું લક્ષણ હતું અથવા ભારે પૈસાદારને માટે 'મોટાઇ'નું ચિહ્ન હતું. જ્યારે સોવિયેત દેશમાં ૧૯૩૫ માં ૮૫ લાખ નાગરિકો વિશિષ્ટ શારીરિક તાલીમ લીધેલાં હતાં. એમાં સ્ત્રીઓ ૨૦ લાખ હતી.

આશ્ચર્યની વાત તો એ છે કે સ્ત્રીઓનો મોટો ભાગ અખાડા, ખુલ્લી રમતો તથા વોલીબોલ વગેરે વધુ પસંદ કરતો હતો. તરવામાં, ટેનિસમાં સુધ્ધાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે પ્રમાણમાં ભાગ લેતી હતી. બંનેના પ્રમાણને સરખાવીએ—

| દર ૧૦૦ સ્ત્રીએ— | દર ૧૦૦ પુરુષે— |
|---|---|
| અખાડા : ૨૭ થી ૨૮ સ્ત્રી | ૧૫ થી ૧૬ પુરુષ |
| ખુલ્લી રમતો : ૩૪ ,, | ૨૪ ,, |
| તરવું ૫ ,, | ૩ થી ૪ ,, |

| | સ્ત્રી | પુરુષ |
|---|---|---|
| વૉલીબોલ | ૧૭ ટકા | ૧૨ થી ૧૩ ટકા |
| ટેનિસ | ૨ ,, | ૧ ,, |
| ચેસ | ૬ થી ૭ ,, | ૧૬ થી ૧૭ ,, |
| બીજી રમતો | ૭ ,, | ૨૮ થી ૨૯ ,, |

હજારો સ્ત્રીઓએ તરવાની, બરફ પર સરકવાની વગેરે હરીફાઈઓમાં પુરુષોને હરાવ્યા છે. ૩ા લાખ સ્ત્રીઓએ 'લેબર એન્ડ ડિફેન્સ'ની પરીક્ષા પાસ કરી તમામ મુખ્ય રમતોમાં ઊંચી કામગીરી સાબીત કરી છે.

અને જેમ દરેક ક્ષેત્રમાં તેમ અહીં પણ દુનિયાભરમાં 'રેકર્ડ' નોંધાવનાર સ્ત્રીઓ છે.

૧૯૩૫—૩૬ માં આવા ૭ રેકર્ડ નોંધાયા છે.

અને થોડી વ્યક્તિઓ જ નહિ પણ મોટો સ્ત્રી સમુદાય હરીફાઇમાં ઊતરે છે.

૧૯૩૫ માં તમામ રમતોની અખિલ સોવિયેત સંઘની હરીફાઇમાં ૩૨૨૦ પુરૂષો તથા ૧૧૪૫ સ્ત્રીઓ ઊતરી હતી.

બીજી—હરીફાઈ: કોકેશસ ઉપર ચઢવાની હતી. જેમાં ૨૧૨૦ સ્ત્રીઓમાંથી ૨૬૫ સ્ત્રીઓ ટોચ ઉપર પહોંચી ગઈ હતી.

અને ૧૯૩૫ ના જાન્યુઆરીની ૩ થી ફેબ્રુઆરીની ૨૩ મી તારીખની કકડતી ઠંડીમાં તુમેનથી મોસ્કો—૩૦૦૦ કિલોમિટરનું પર્યટન કરનાર પાંચ સ્ત્રીઓ હતી.

## લશ્કરી તાલિમ

૧૯૩૫ થી તો લશ્કરમાં સ્ત્રીની ભરતી જબરજસ્ત વધી ગઈ છે. ૧૯૩૫ ના મે ની ૧ લી તારીખે સોવિયેત યુનિયનની કેમિકલ સંરક્ષણની સંસ્થાના ૧ કરોડ ૨૭ લાખ ૩૩ હજાર સભ્યોમાં ૨૩ લાખ ૩૦ હજાર ૨ સો (લગભગ પાંચમો) ભાગ સ્ત્રીઓ હતી. દરેક ખેતર

તથા ફૅક્ટરી ઉપર આ સંસ્થાની શાખા હોય છે, જ્યાં સ્ત્રીઓને પણ અર્વાચીન યુદ્ધકળાની તાલીમ આપવામાં આવે છે. ગેસમારક તથા ગેસપ્રુફ બ્લેંકેટસ નો ઉપયોગ કરતાં શીખે છે તથા એન્ટીએરક્રેફ્ટ કેમિકલ સંરક્ષણની પરીક્ષા આપે છે. બૉમ્બથી બચવાની તરકીબોમાં સ્ત્રીઓ અત્યંત કુશળ જણાઈ છે.

આ સંસ્થા તરફથી વિમાની તરીકેનું શિક્ષણ આપવામાં આવે છે. તેમાં અનેક તરુણ કમ્યુનિસ્ટ છોકરીઓ દાખલ થાય છે. ૧૯૩૦ માં માત્ર એક જ સ્ત્રીવિમાની હતી—ઝેડ. કોકોરિના. ૧૯૩૫ સુધીમાં હજારો વિમાનીઓ તૈયાર થઇ ચૂકી હતી. ૧૯૩૫ માં તિફ્લિસ એરો-કલબની કમ્યુનિસ્ટ તરુણી ઓ. જોર્ડાનિયાએ ઉત્તમ વિમાની તરીકે 'ઑર્ડર ઓફ ધ રેડસ્ટાર' નો વિરલ ખિતાબ પ્રાપ્ત કર્યો હતો. આ અને બીજી અનેક તરુણીઓએ વિમાની કારકીર્દીમાં દુનિયાનો રેકર્ડ તોડયો છે.

પેરેસુટની તાલીમમાં નિના કેમનેવા જગમશહૂર બની છે. વિના પેરેશુટ ખોલ્યે ૨૭૦૦ મિટર સુધી ઊતરી તેણે કુલ ૩૦૦૦ મીટરનો કુદકો લગાવ્યો હતો. 'ઑર્ડર ઓફ લેનિન'નો ખિતાબ તે ધારણ કરે છે.

આથી પ્રેરણા પામેલી અનેક તરુણીઓ દુનિયાની ઓરતોના રેકર્ડોને વટાવી ગઈ છે.

૧૯૩૫ ના માર્ચમાં વીરા ફેદોરોવાએ ઑકિસજન વિના ૬૩૫૦ મીટ-રનો કુદકો લગાવ્યો હતો. અને એની પછી જુન ૧૭ મીએ છ તરુણીઓએ ઑકિસજન વિના ૭૦૩૫ મીટરનો કુદકો માર્યો હતો. એ પછી તો વીરશ્રીની હરીફાઇ જામી. કમ્યુનિસ્ટ તરુણી તમારાએ ૭૭૫૦ મિટરનો અને ત્યારપછી ઓગસ્ટની ૨ જીએ અના શિશમારેવા તથા ગાલયા પ્યાસેત્સ્કાયાએ ૭૯૨૩ મિટરનો રેકર્ડ નોંધાવીને માત્ર સ્ત્રીઓનો જ નહિ, પણ જગતભરના પુરુષોનો રેકર્ડ તોડ્યો છે.

હજારો ઓરતો વિમાની ઉડ્ડયનની તાલીમ લઇ ચૂકી છે. ૧૯૩૫ ના પાનખરમાં ૧૯૫૦ કિલોમીટર—કોકતેબેલથી લેનિનગ્રાદ સુધી ઊડનાર સ્ત્રીઓ હતી. ૧૯૩૫ ના ઓકટોબરની ૩ જી એ ઝેલેલેન્કોયાએ ૧૨ કલાક

૯ મિનિટ લગી સતત ઉડ્ડયન કર્યું હતું, પરંતુ દુનિયાનો ઊંચામાં ઊંચો રેકર્ડ એજ દિવસે રૈદેન્સ્કાયાએ સ્થાપ્યો—એક જ બેઠકવાળા ગ્લાઇડરમાં ૧૫ કલાક ૩૯ મિનિટનું ઉડ્ડયન કર્યું.

આ જ ક્ષેત્રે બીજાં ત્રણ નામ ગ્રિઝોદુબોવા, ઓસિપેન્કો તથા રાસકોવા પાછળનાં વરસોમાં વધુ મશહૂર બન્યાં છે.

શૂટીંગ—નિશાનબાજી તો અત્યંત સામાન્ય બની ગઈ છે. ૧૯૩૬ માં ૪।। લાખ સ્ત્રીઓ શૂટીંગ શીખી રહી હતી. આમાં પણ નામના મેળવનાર સ્ત્રીઓની યાદી લાંબી છે. ઈ. પી. સેન્તુરિના તથા મિરેસ્નિચેન્કોએ જમીન પર સૂઈ જઈને ૫૦ મીટરના અંતરથી ૧૦૦ એ ૧૦૦ તક સિદ્ધ કરી હતી. સેન્તુરિનાએ એ જ હરીફાઇમાં ૪૦૦ તાકમાં ૩૯૬ સફળ તાક લઈ નામના કાઢી હતી. એની પછી કમ્યુનિસ્ટ તરુણી એન બેરેનોવાનું નામ આવે છે.

લાલ સૈન્યમાં જુનિયર, મિડલ તથા સિનિયર કમાન્ડરોને સ્થાને સ્ત્રીઓ નીમાઇ રહી છે. ૧૯૩૫ માં ૧૫૦ સ્ત્રીઓ આ સ્થાને હતી. ફોજના રાજકીય તથા વ્યવસ્થાખાતામાં બીજી ૫૩૯ તથા ૪૧૮ સ્ત્રીઓ આ ઊંચા દરજ્જા પર હતી.

રેડક્રૉસ અને રેડમૂન (લાલ ચાંદ) ની સંસ્થાઓમાં હજારો સ્ત્રીઓ દર વરસે તૈયાર થઇ હતી. ૧૯૨૯ થી ૩૨ માં ૩,૪૨,૦૮૭ તૈયાર થનાર નાગરિકોમાં મોટા ભાગની સ્ત્રીઓ હતી.

૧૯૩૫ સુધીના આ આંકડાઓ ગમે તેટલું બોલે તોય પૂરી વાત નહિ કહી શકે. ૧૯૩૬ થી જે ત્રીજી પંચવર્ષીય યોજના શરૂ થઇ હતી તેનો મુખ્ય હેતુ લશ્કરી તાકાત અને તાલિમ વધારવાનો હતો. એના આંકડા અહીં મોજુદ નથી. પરંતુ જર્મનીના 'દુનિયા જીતેલા' અને 'કદી નહિ હારે' એવી લોકવાયકા કમાયેલા લશ્કર સામે સોવિયેત જે હિંમત, શૌર્ય, કૌશલ્ય અને છટાથી લડી શક્યું છે, તેનો ખ્યાલ આજે આપણે કરી શકીએ તો સ્ત્રીઓનો હિસ્સો એમાં જબ્બર છે.

## રાજ્યક્ષેત્રે—સંસ્કારક્ષેત્રે

રાજ્યક્ષેત્રે, વ્યવસ્થાક્ષેત્રે અને સંસ્કારના ક્ષેત્રે નામના પામનારી નારીઓનો સમૂહ પણ નાનો નથી. જ્યાં સ્ત્રીઓ અને શિક્ષણ વચ્ચે બાર

ગાઉનું છેટું હતું, ત્યાં ૧૯૩૯ માં ૬૦ લાખ સ્ત્રીઓ માધ્યમિક શિક્ષણ લઇ રહી હતી; અને ૧૯૨૮ થી ૧૯૪૦ દરમિયાન ૩,૫૪૦૦૦ સ્ત્રીઓ કૉલેજનું શિક્ષણ પામી ચૂકી હતી.

૧૯૪૨ નો આંકડો વધુમાં જણાવે છે કે, ૧૫ લાખ સ્ત્રીઓ શિક્ષણ, વિજ્ઞાન, કલા, અને અખબારને ક્ષેત્રે કામ કરતી હતી. આમાં શિક્ષણક્ષેત્રે તથા દાક્તરીના ધંધામાં સ્ત્રીઓની સંખ્યા લગભગ ૬૦ ટકા હતી. શહેરોની પ્રાથમિક શાળાઓમાં તો ૧૦૦ એ ૯૦ શિક્ષકો સ્ત્રીઓ છે.

કેળવણી ક્ષેત્રના એકેડેમિક વિભાગમાં ૧૯૩૫ માં ૧૫ ટકા સ્ત્રીઓ પ્રોફેસરો તરીકે હતી. કૉલેજો અને યુનિવરસીટીના સ્ટાફમાં સ્ત્રીઓ ચોથા ભાગની ( ૨૩ ટકા ) હતી.

ન્યાયક્ષેત્રમાં ૧૯૩૩ માં ૯·૧ ટકા જગાઓ ઉપર સ્ત્રીઓ હતી. તેઓ મેજીસ્ટ્રેટ તરીકે અને પબ્લીક પોસિકયુટર ( સરકારી વકીલ ) તરીકે કામ કરતી હતી.

રિસર્ચ—પુરાતત્ત્વની સંસ્થાઓમાં પણ સ્ત્રીઓ એમનું સ્થાન લઈ રહી છે. ૧૯૨૯ માં ૫,૧૦૦ સ્ત્રીઓ રિસર્ચ સંસ્થાઓમાં હતી: ૧૯૩૫ માં ૧૧,૦૦૦ થઈ હતી—તમામ રિસર્ચ કાર્યકર્તાઓનો ત્રીજો ભાગ ! પોસ્ટ-ગ્રેજ્યુએટના શિક્ષણમાં સ્ત્રીઓ પુરૂષો જેટલું જ પ્રમાણ ધરાવે છે.

રાજ્યની રિસર્ચ સંસ્થાને જેમની અદ્‌ભુત શક્તિનો લાભ મળ્યો છે તે—એન. બેશ, આર બર્સ્ટીન, જી. લેવિના, એફ. મારશાક વગેરે છે.

ગણિતની સૃષ્ટિમાં યાનોવ્સ્કાયા મશહૂર છે. મોસ્કોની પહેલી સ્ટેટ યુનિવરસીટીની મેથેમેટિકસ ( ગણિત ) તથા મિકેનિકસની રિસર્ચ સંસ્થાના પ્રોફેસરને સ્થાને તે કામ કરે છે. ગણિત વિજ્ઞાનના અનેક ગ્રંથો તેણે લખ્યા છે. માર્કસના ગણિત વિજ્ઞાન ઉપરના ગ્રંથની તે સંપાદિકા છે.

આ ઉપરાંત, ઝુઓલોજી ( પશુવિજ્ઞાન )ની સંસ્થાની ડિરેકટર તથા બાયોલોજિકલ ( શરીર વિજ્ઞાન ) ફેકલ્ટીની ડીન ( પ્રમુખ ) એ. બાય-ખોવસ્કાયાનું નામ અવશ્ય નોંધ પાત્ર છે.

પ્રોફેસર વેલેન્ટિના ગેરીનોવ્સ્કાયા એક અત્યંત કુશળ સર્જન તરીકે જાણીતી છે. ૧૯૩૯-૪૦ ના ફિન્લેન્ડ સામેના સંગ્રામના દિવસોમાં રણુ મોરચે ઉપડનાર દાક્તરોમાં તે અગ્રણી હતી. એવી બીજી દાક્તરી વિજ્ઞાનની ઉસ્તાદ પોક્રોવસ્કાયા પ્લેગ વગેરે રોગોના ઉપચાર અંગેની શોધખોળો માટે ખ્યાતિ પામી છે.

વિજ્ઞાનની સંસ્થાઓમાં કામ કરનારી સ્ત્રીઓની કૂલ સંખ્યા ૧૯૪૧ માં ૩૩૦૦૦ ની હતી. જ્યારે શરીરવિજ્ઞાનિક તરીકે લેના સ્ટર્ન અને ઇતિહાસવિદ્ તરીકે અના પાન્ક્રાતોવા મશહૂર છે.

લિઝા હિલ્લેલ્સ, રોઝા તામારકિના, મારિના કોઝોલુપોવા, નીના એમેલયાનોવા અને તાત્યાના ગોલ્ડફાર્બનાં નામો સંગીત ઉસ્તાદો તરીકે દેશ-ભરમાં પરિચિત બન્યાં છે. તેવી જ રીતે નાટ્યસંગીતમાં વેલેરિયા બારસોવા અને અભિનેત્રી તરીકે આલ્લા તારાસોવા સ્તાલિન ઇનામ મેળવી મશહૂર બન્યાં છે.

વેલેરિયા બારસોવા તો સર્વોચ્ચ સોવિયેતની સભ્ય પણ છે. જ્યારે, નાતાલિયા શોલ્તઝે ટેલિફોન વ્યવહારમાં નવી શોધ કરી છે; કુસિના અને લેતવિનાએ બલૂનને અંગે શોધ કરી છે. સોફિયાગ્રિન્સ્તેઇન વહાણુ બાંધનાર ઍંજીનિયર તરીકે આગળ આવી છે. લેનિનગ્રાદની 'માર્ટીશિપ બિલ્ડિંગ ફેક્ટરીની તે ઍંજીનિયર–ટેકનિશિયન છે.

*

અને આખરે, સોવિયેત રાજ્યતંત્રનાં ઉચ્ચ શિખરો પણ સોવિયેત સ્ત્રીથી વેગળાં રહ્યાં નથી. નાણાકીય ખાતાની જટિલતા સુધ્ધાં સ્ત્રીઓએ હાથ કરવા માંડી છે. સોવિયેત યુનિયનના નાણાં ખાતામાં અતિશય મહત્વના છ વિભાગોના ઉપરી તરીકે સ્ત્રીઓ કામ કરતી હતી. બજેટ જેવો અત્યંત મુશ્કેલ અને જટિલ વિભાગ એ. રિંમલ્ગાની દોરવણી નીચે મૂકવામાં આવ્યો હતો; અને કુલ ૧૦૩ સ્ત્રીઓ કોમિસારિયેટ-પ્રધાનોના ખાતામાં ઉચ્ચ પદે કામ કરતી હતી.

૧૯૩૯ માં સ્થાનિક સોવિયેતો (પંચાયતો) માં ચુંટાઇને આવનાર સ્ત્રીઓ ૪,૫૭,૦૦૦ હતી. એમાંથી ૧૪૮૦ સ્ત્રીઓ સોવિયેત સંઘ તથા

પ્રજાતંત્રોની સર્વોચ્ચ સોવિયેતોની પ્રતિનિધિ તરીકે ચુંટાઇ હતી. કેવળ સંઘની સર્વોચ્ચ સોવિયેતમાં પણ ૨૨૭ બેઠકો ધરાવનાર સ્ત્રીઓ હતી.

રાજ્યક્ષેત્રે સૌથી વધુ ઉચ્ચ કક્ષાએ પહોંચનાર ચિમનાઝ આસ્તાનોવા સમસ્ત સોવિયેત સંઘની સર્વોચ્ચ સોવિયેતની ઉપપ્રમુખ છે. ત્યારે બ્યેલો રશિયન પ્રદેશ પ્રજાસત્તાકની પ્રમુખ નાદેઝદા ગ્રેકોવા છે. ઉઝબેકિસ્તાન જેવા પછાત મુલ્કમાંય ઉપપ્રમુખ તરીકે જાખાન આબિદોવા બિરાજે છે; ત્યારે કિરગિઝમાં કાલિમા અમનકુલોવા ઉપપ્રમુખ છે.

ન્યાયક્ષેત્રે પણ ૧૯૩૨ માં કઝાકિસ્તાનના સર્વોચ્ચ ન્યાયગૃહની પ્રમુખ એક નારી જ હતી. અને કોલોન્તાઈ સ્ટૉકહોમમાં પરદેશ એલચી તરીકે નીમાયાની વાત તો જાણીતી છે. ઉપરાંત, અર્ધા સોવિયેત જેવડા મહાન અને મુખ્ય રશિયન પ્રજાતંત્રમાંય નાણાંપ્રધાન તરીકે બારબેરા યાકોવલેવા કામ કરતી હતી. બીજા પ્રજાતંત્રોમાંય જુદાં જુદાં ખાતાંઓના પ્રધાનો તરીકે ૧૨ સ્ત્રીઓ નીમાઈ હતી.

પ્રાસ્કોવા પિયુગિનાનું નામ આ બધી નારીઓમાં મોખરે છે, કેમકે ગરીબી અત્યાચારો અને જડ રૂઢિઓ સામે લડીને સર્વોચ્ચ સોવિયેત સુધી પહોંચનારી રુસી નારીનું પ્રતીક એનામાં જોવા પામીએ છીએ.

એકંદર જોતાંય, સરકારી તંત્ર અને કમ્યુનિસ્ટ પાર્ટીમાં જવાબદારીનાં સ્થાનો ઉપર ૨૦ ટકા સ્ત્રીઓ તો છે જ.

: ૪ :

તમામ ક્ષેત્રે પુરુષ સમોવડી બનેલી આ નારીની યુદ્ધ દરમિયાનની કારકીર્દિ પણ ઉજ્જ્વળ છે. સમાજવાદી જીવનની એક આખી પચ્ચીસીનો લાભ મેળવનાર નારી માટે, તેની આજની સિદ્ધિઓ ગમે તેટલી રોમાંચક હોવા છતાં સ્વાભાવિક છે. કેમકે જ્યારે આઝાદી હાંસલ કરવાની બાકી હતી, જ્યારે ક્રાંતિની મશાલ આછી આછી જલી રહી હતી તે પુરાણા જમાનામાં પણ આ રુસી નારીએ અદ્દ્ભુત વીરતા ને કુરબાની દાખવી હતી. છૂપાં આંદોલનો માટે સેંકડો સ્ત્રીઓ સાઇબીરિયાના નર્કમાં ધકેલાઈ ગઈ હતી; કુડી બંધ ફાંસીને માંચડે ટૂંપાઈ ગઈ હતી!

૧૯૧૭ ના ફેબ્રુઆરી—માર્ચના ક્રાંતિના દિવસોમાં આ નારી સમૂહે જ "આંતરરાષ્ટ્રીય મહિલા દિન" ઊજવી પોતાના ઝંડાને ઊંચો રોપ્યો હતો—તેમણે ભવ્ય દેખાવો દ્વારા રોટી અને શાંતિની માંગ ઉઠાવી હતી; પોતાના પતિઓને કશા લાભ વિના, કશા જ ઉચ્ચ હેતુ વિના શાહીવાદી યુદ્ધમાં કપાઈ જતા બચાવી, રણમોરચેથી પાછા આણવા હાકલ કરી હતી. અને ક્રાંતિમાં ઝંપલાવી ખભે બંદૂક ઉઠાવનાર કામદાર–કિસાન સ્ત્રીઓનાં જૂથ બહાર નીકળી પડ્યાં હતાં. બીજી હજારો સ્ત્રીઓએ ઉદ્યોગોને ટકાવી રાખવામાં દાક્તરો સારવાર કરવામાં, તથા લડનારાઓને મદદ કરવામાં પોતાની શક્તિને કેન્દ્રિત કરી હતી.

અને ૧૯૧૭ ના નવેમ્બરની ક્રાંતિ બાદ બાલસોવિયેત રાજ્યને ટકાવી રાખી મજબૂત બનાવવામાં સ્ત્રીઓનો ફાળો નાનોસૂનો ન હતો. ૧૯૧૮-૨૦ ના આંતરવિગ્રહનાં દિવસોમાં જ્યારે ઉત્પાદન ખૂબ જ નીચી કક્ષાએ પહોંચી ગયું હતું ત્યારે તેને વધુ નીચે જતું અટકાવી લાલસેનાને જરૂરી સામગ્રી પૂરી પાડવામાં, રેલવે અને અન્ય વાહનવ્યવહાર ચલાવવામાં સ્ત્રીઓએ અગત્યનો હિસ્સો આપ્યો હતો. સ્ત્રીઓનાં જૂથો રીતસર ફોજી તાલીમ લઇ મશિનગન ચલાવનાર, સ્ટ્રેચર ઉંચકનાર, તથા સાધારણ સૈનિકની ટુકડીમાં જોડાઇ ગયાં હતાં. ૧૯૧૮ ના જર્મન હલ્લાને મારી હઠાવવામાં રુસી સ્ત્રીઓની વીરતા લેખે લાગી હતી. અને ૧૯૧૯ ના ઓકટોબરમાં પેટ્રોગ્રાદની રક્ષા કરનારા જવાંમર્દોમાં ૨૬૬૦ સ્ત્રીઓ હતી! ૧૨૦૦૦ સ્ત્રીઓ તો ખાઇઓ ખોદવા લાગી ગઇ હતી; અને તાર, પોસ્ટ, પુલ, કારખાનાં સ્ત્રીઓને હસ્તક સોંપાઇ ગયાં હતાં. આ દિવસોમાં રુસી નારીએ સહન કરેલી હાડમારીઓ અને દાખવેલી સહનશીલતાનું આજે સ્મરણ થાય છે. દુશ્મનના હાથમાં પડી ફાંસીએ ચઢી રહેલી નવ સ્ત્રીઓમાંની માત્ર ૨૦ જ વર્ષની ઇદા ક્રાસ્નોશ ચોકોવાને પોતાને ઘેર પાઠવેલો પત્ર આજની તાન્યા અને મારિયાની સ્મૃતિ તાજી કરાવે છે.

"વહાલાં સ્વજનો!

"૨૪ કલાકમાં તો હું ફાસીએ લટકાવાઇ ગઇ હોઇશ. પણ હું મરીશ ત્યારેય મને મારી ફરજ બજાવ્યાનો તો પૂરો સંતોષ હશે. મને માત્ર એક જ

ચીજનું દુઃખ છે કે હજી વધારે કાંઇ કરી ન શકી. હું અપૂર્વ આનંદ અને શાંતિમાં છું—માત્ર હું જ નહિ, સૌ અમે ગીતો ગાઇએ છીએ ને રાજકીય ચર્ચાઓ કરીએ છીએ. હજી તો મારી ઉંમર ૨૦ જ વર્ષની છે; પણ છેલ્લા થોડા દાડામાં કેમ જાણે મેં કેટલાં બધાં વરસો ગાળી નાખ્યાં હોય એમ અનુભવું છું. પ્યારી બહેન! મારે માટે દુઃખી ન થજે. માતાને આશ્વાસન આપજે. મારાથી જે ન થયું તે તારા નાના બાળકથી થશે—એ ભાર હું એને માથે નાખું છું. અત્યારે મને માત્ર એકજ ખ્વાયેશ છે, કે તુંય મારી જેમ મારા આ મૃત્યુને હિંમતભેર સહી લે."

*

આવી આ નારીની સામે જ્યારે હિટલરી યુદ્ધની ભેરી બજી ત્યારે તે પલકમાત્રમાં કાતિલ નિરધાર કરી દેશરક્ષણના કાર્યમાં ગુંથાઈ ગઈ. લાખો સ્ત્રીઓએ પુરુષોના કામનો ભાર—કારખાનાં, ખેતરો તથા અન્ય ઉદ્યોગો અને સંસ્થાઓના સંચાલનનો ભાર ઉઠાવી લીધો. એટલું જ નહિ, પણ લાખો સ્ત્રીઓ યુદ્ધઉત્પાદનના અને યુદ્ધ સાથે સીધી રીતે સંકળાયેલા કાર્યમાં રોકાઈ ગઈ. યુદ્ધ મોરચા ઉપરની તબીબી અસ્પતાલોમાં જવાબદાર દાક્તરો, નર્સો તથા મદદનીશો તરીકે સ્ત્રીઓ જઈ પહોંચી. જેને જે કલા અને આવડત સાધ્ય હતી તે તેણે દેશને ચરણે ધરી દીધી. ને શાંતિના દિવસોમાં કદી નહિ હાંસલ કરેલી કમિયાબીઓ તેમણે હાંસલ કરી બતાવી. કુબિશેવના બોઇલર કારખાનાની ફિટર પોપ્રાવકા અને ઝનીનાએ શાંતિના દિવસો કરતાં પાંચગણી કામિયાબી કરી બતાવી છે. જ્યારે વેરા સ્કવોર્તસોવાએ ઇલેકટ્રીકના કારખાનામાં ૩ ગણી સિદ્ધિ હાંસલ કરી છે. અને આવા દાખલાઓ વિરલ છે એમ યે નથી. પહેલાં કરતાં ૧૦ ગણું એટલે કે ૧૦૦૦ ટકા વધુ કામ કરવાની ઝુંબેશ ઉપાડવામાં આવી છે ને એમાં આર્તિસોવા જેવી દળવાનું મશીન ચલાવનારી સ્ત્રીએ ૧૪૫૦ ટકા જેટલી ભવ્ય સિધ્ધિ પ્રાપ્ત કરી છે. જ્યારે યુરલ પ્રદેશની કામદાર સ્ત્રી રેઇસ્સા કાસ્તિમોવાએ ૩૦ ગણું એટલે કે ૩૦૦૦ ટકા ઉત્પાદન વધાર્યું છે.

સોવિયેતની આ નારીઓ રણમોરચે ઝૂઝતા સૈનિકોને ધરપત આપતી સંદેશાઓ પાઠવે છે કે "તમે વિજય વરીને પાછા આવજો. અમે તમને

માલ સરંજામ પૂરો પાડવામાં પાછાં નહિ પડીએ. અમારા હાથ ભલે નાજુક હો, પણ કામ કરવામાં કુશળ છે. અમે જે માલ તૈયાર કરીશું એ દુશ્મનોને ખબર પાડી દે એવો જલદ હશે......"

અને કોઈ પણ ઉદ્યોગમાં જઈ ને જોતાં આ પ્રતિજ્ઞા પાર પડી રહ્યાની ખાત્રી થાય છે.

કેવળ ઉદ્યોગો જ નહિ, પણ રેલવેના કાર્યમાં પણ ૪૦ હજાર સ્ત્રીઓ લાગી રહી છે. અને દરિયો ખેડવાના કપરા કામમાં પણ માત્ર યેનીસી નદીમાં ૨૦૦૦, ને મધ્ય વોલ્ગામાં ૧૫૦૦ સ્ત્રીઓ કામ કરી રહી હતી. અને કશી જ બડાશ વિના તેઓ કહેતી હતી :

"જરૂર પડશે તો અમે હથિયારો સજીશું. અમે પુરુષોના સંગાથમાં રહી લડીશું. અમારે માટે તમે કશી ચિંતા ન કરતા........"

શહેરની સ્ત્રીઓની જેમ ગામડે ગામડે ને પ્રત્યેક સમૂહ ખેતરે વસતી સ્ત્રીઓ પણ દેશ રક્ષાના પવિત્ર કાર્યમાં એટલી જ તમન્નાથી ઝૂકી પડી હતી. ઉત્પાદન ઉપરાંત, ગામનું શિક્ષણ, ગામની વ્યવસ્થા ને ગામની ચોકી વગેરે તમામ કામ તેમણે ઉપાડી લીધું હતું. અને ઘરમાં જ રહેનારી સ્ત્રીઓએ કપડાં, જોડા વગેરે ચીજો બનાવવામાં પોતાનો તમામ ફાલતુ સમય ગાળ્યો હતો. લાલ સૈનિકોની વહુઓ કહેતી : "એમણે અમારી ચિંતા કરવાની કશી જરૂર નથી. સોવિયેત રાજ્યને પ્રતાપે અમને કશાની ઉણપ નથી; અમને કશી મુશ્કલીઓ અકળાવતી નથી."

માત્ર કામદાર અને કિસાન સ્ત્રીઓ જ નહિ, પણ દાક્તર, એંજીનિયર, શિક્ષક, વિજ્ઞાનિક, કલાકાર, અભિનેત્રી અને વિદ્યાર્થી—તમામ ક્ષેત્ર અને કક્ષાની સ્ત્રીઓએ તેમના કામને યુદ્ધને ધોરણે મૂકી દીધું હતું. આ તમામ એક જ લાગણી અનુભવે છે કે સૌ દેશરક્ષાની સેનામાં ભરતી થઇ ગયાં છે. અને પરિસ્થિતિ અનુસાર તેઓ એક કામમાંથી બીજા કામમાં સહેલાઇથી ફેર બદલી કરે છે.

આ નૂતન નારીની ઘણી કપરી કસોટી અનેક વાર થઈ ચૂકી છે. દુશ્મનથી ઘેરાયેલા મોસ્કો, લેનિનગ્રાદ, સ્તાલિનગ્રાદ અને પ્રત્યેક નગરની

મુક્તિના જંગમાં આ તમામ ક્ષેત્રની સ્ત્રીઓએ જીવનને હોડમાં ધરી દઈ અદ્‌ભુત કામગીરી કરી બતાવી છે. હાથમાં પાવડા, કોદાળા ને ત્રિકમો લઇ જંગલોમાં જઈ લાકડાં વાઢી લાવી કારખાનાને રાત દિ ચલાવવાથી માંડી, જંગલોમાં છુપાઈ જઈ દુશ્મનોનો માર્ગ રૂંધનાર તરીકે અને એથીય આગળ વધી દુશ્મન ઉપર છૂપા હલ્લા કરનાર ગેરીલા ટુકડીના સૈનિકો રૂપે તેમણે કામ કર્યું છે.

'હોમગાર્ડ ગ્રુપ'ની રેઇસ્સા અને એલેકઝાન્દ્રા ઈવાનચેન્કો આગ બૂઝવવા માટે, તથા લેનિનગ્રાદની યુજેનિયા ઝુરાવલેવા દુશ્મનના પંજામાં પડેલા મિત્રોને બચાવવા માટે જાણીતી થઈ છે.

૧૮૧૨ ના નેપોલિયન સામેના જંગમાં અમર બનનાર ગેરિલા નારી વાસિલિસ્સાની વંશજો સમી અનફિસા, સાવુશકિના, વેરા પ્રોખોરોવા, કલોદિયો એલોવા, લિદિયા કોલકોવા વગેરે વીર ગેરિલા કન્યાઓ રુસની ધરતી પર વંદનીય બની છે. અને જગત જેમને કદી ભૂલી ન શકે તેવી, જોખમના સંપૂર્ણ ખ્યાલ પછી પણ દુશ્મનના નાશની એક જ લગની હૈયે ધરી ઘોર જોખમોમાં ઝંપલાવનારી ગેરિલા કન્યાઓ મારિયા, લુદમિલા, લિઝા ચાયકિના અને ઝોયા (તાન્યા) જગતભરની કોઈ પણ વીર રમણીઓ આગળ ઊંચે મસ્તકે સદાકાળ ઊભી રહેશે.

: ૬ :

સોવિયેત નારીના વિકાસનું આટલું ઉજ્જવળ ચિત્ર જોયા પછી આપણે એક વાર સોવિયેતના કુટુંબ જીવનની નવી વિકસતી કલ્પના સમજી લઈએ. જે અર્થમાં મૂડીદારી દેશોમાં માણસનો પહેલો અને છેલ્લો સંબંધ કુટુંબ અને લોહીનો ગણાય છે, એ બંધન આગળ બીજું તમામ ઉતરતું છે, એવું સોવિયેતમાં નથી. માણસના ધ્યેયજીવનને મદદ કરવાનાં જે સામાજીક સ્વરૂપો છે, એમાં કુટુંબ એક મુખ્ય છે. પત્ની અને બાળકોના પ્રેમથી સંતોષાયેલ માનવી માનસિક અને શારીરિક તંદુરસ્તી પૂર્વક કાર્યજીવનમાં વધુ વેગપૂર્વક મંડ્યો રહે છે. સોવિયેત સરકાર આ વ્યક્તિગત સંબંધોને તોડી ફોડીને કોઈ 'સામાજિકતા' ઊભી કરવા નથી

માગતી. પરંતુ આ વ્યક્તિગત સંબંધો સામાજિક ધ્યેયગત જીવનની આડે આવે એ નભાવી લેવા પણ તે નથી ઇચ્છતી.

બાળકોના ઉછેરમાં માત્ર માબાપની માલિકી જ રહે અને બાળકોનો ગમે તેવો ઉછેર થાય તો કોઇને શું, એવી હઠ પોષવા સરકાર તૈયાર નથી. ત્યાંનાં બાળકો પાલણાંગૃહો, બાલગૃહો, કિંડરગાર્ટનો, શાળા અને પાયોનિયર ગ્રુપ્સ તથા અનેક સંસ્કાર સંસ્થાઓનાં સભ્યો છે; ભાવિ નાગરિકો છે.

જૂની કુટુંબ સંસ્થા માણસના વ્યક્તિત્વને ખીલવતી નથી પણ વ્યક્તિત્વાદી ઘમંડ અને અવગુણોને પોષે છે, પછાતપણું ટકાવી રાખે છે. એને બદલે સ્ત્રી સામાજિક કાર્યોમાં ભાગ લેતી થાય અને રાંધવા તથા છોકરાં ઉછેરવાનું કાર્ય અમુક અંશે સમાજ ઉપાડી લે, તો એમાં સાચોસાચ બાળક અને માતાનો સંબંધ તૂટી જવાનો જરાય ભય નથી. ખરી રીતે એથી ઊલટું છે. એ ખરું છે કે આવા ભય અને ભ્રમને કારણે સ્ત્રીઓ શરૂમાં બાળકોને પાલણાગૃહો અને બાલગૃહોમાં મૂકવા તૈયાર ન હતી થતી, પરંતુ આ સંસ્થાઓમાં અત્યંત સ્વચ્છતા, નિયમિતના, સંરક્ષિતા, કાળજી અને માયા મમતાપૂર્વક બાળકોનો ઉછેર થઇ રહ્યો છે, એવો અનુભવ થતાં તેઓ ઉત્સાહપૂર્વક બાળકોને સામાજિક ઉછેર માટે સોંપી રહી છે.

આનો અર્થ એમ યે નથી કે બાળકોને માબાપો પાસેથી સમૂળગાં છીનવી લેવાં જોઈએ. લેનિનની પત્ની અને મહિલાનેતા ક્રુપ્સ્કાયાએ જ બાળકો માટેનાં જુદાં નગરોનો વિરોધ કરતાં લખ્યું હતું :

“ માતાપિતાની લાગણીઓને દબાવી શકાય એમ નથી. જરૂર એ લાગણીઓ નવાં સ્વરૂપ લેશે અને નવા માર્ગે વ્યક્ત થશે. પણ આજે કામદાર માબાપો પોતાનાં બાળકોને ‘ બાળ નગર ’ માં સોંપી દેવાનો ઇન્કાર કરે એ સાવ યોગ્ય છે. સામાજિક ધોરણે જ્ઞાનની એવી વ્યવસ્થા કરવી જોઇએ કે જેથી માબાપો અને બાળકો સૌ તેનો લાભ લઈ શકે. ”

અને ખરેખર બાળકો માટે આજે જે સામુદાયિક ઉછેર અને શિક્ષણની વિશાળ વ્યવસ્થા સરકારે ઊભી કરી છે—પાલણાંગૃહો, બાલગૃહો, કિંડર ગાર્ટનો, શાળાઓ, ક્લબ, લાયબ્રેરી, રમતો, નાટકો ને સીનેમાઓ—

તેને પરિણામે, બાળકો, જમાનાઓ થયાં માતપિતાને માથે કેવળ ત્રાસ અને શાપરૂપ બોજારૂપ હતાં, તેને બદલે સાચેસાચ વહાલાં અને પ્રેમપાત્ર બન્યાં છે. બંનેના જીવનનો વિકાસ થતાં બંને વચ્ચેની લાગણીઓ વધુ શુદ્ધ અને ઉમદા બની છે.

બાળકો અને માબાપો સાથે વાંચતાં લખતાં શીખે છે, સાથે નવું જ્ઞાન મેળવે છે. જે વધુ જ્ઞાન ધરાવે છે તે બીજાને શીખવે છે; બંનેમાં જે વધુ સંસ્કારી હોય છે, તે ઉંમરના ભેદ વિના બીજાને સંસ્કારિતા શીખવે છે અને કશા બોજા, ત્રાસ વિના પરસ્પર મમતાભર્યું જીવન ગુજારે છે.

એ વાત સાફ છે કે " મૂડીવાદી કુટુંબ"ની કલ્પના તૂટી રહી છે ને તેને સ્થાને નવું સ્વરૂપ સર્જાઈ રહ્યું છે. સંકુચિત કુટુંબની કલ્પનાને જીવનના કેન્દ્ર સ્થાનેથી દૂર કરી વિશાળ કુટુંબની લાગણી પોષવામાં આવે છે.

આનો અર્થ એવો નથી જ નથી કે કુટુંબ નામે તૂટી જશે, માણસનું વ્યક્તિજીવન સાવ ખલાસ થઈ જશે; વ્યક્તિગત યા કુટુંબો માટે જુદી ઓરડીઓ કે જુદાં મકાનોને સ્થાને માત્ર મોટમોટા ઓરડામાં સૌએ સદાકાળ એક સાથે ટોળામાં જ રહેવું પડશે! સમાજવાદમાં બધું જ સામાજિક! અંગત કશું નહિ! કુટુંબ અને વ્યક્તિજીવનની એકાંતતાને અંગતપણું નહિ, વ્યક્તિને માટે કશી જ જોગવાઈ નહિ!

આવા ઉહાપોહ અને ભયનો જવાબ સોવિયેતનો અર્થશાસ્ત્રી અને લેખક એન. ઑસિન્સ્કી આપે છે:[૧]

" શું આ વલણ સાચું છે? ના, જરાય નહિ. આ તો છે ખોટો અને ખતરનાક ખ્યાલ. કમ્યુનિઝમનું ઠઠ્ઠાચિત્ર. કમ્યુનિઝમનો આવો અર્થ કરવામાં આવે, ને જો ગંભીરપણે એ માની લેવામાં આવે, તો જરૂર લોકો કમ્યુનિઝમ નામથી જ ભડકી ઊઠે. સમાનતાનો આવો ખ્યાલ બુઝર્વા અને પેટીબુઝર્વાઓએ ફેલાવેલો ગલત ખ્યાલ છે.

" વિકસિત સમાજવાદ નીચે ગૃહજીવન 'બેરેક જીવન' નહિ હોય. માણસના જીવનની મુખ્ય જરૂરિયાતો એની અંગત હશે; અનેક પ્રકારનું

૧ ઈઝવેસ્તિયા (સોવિયેતનું મુખ્ય અખબાર) જુન ૭–૮–૧૯૩૧.

વ્યક્તિત્વ કાયમ હશે. નવી ઢબની બેરેકો, જ્યાં સૌની સામુદાયિક પથારીઓ હોય એ કમ્યુનિસ્ટ જીવન નથી. કમ્યુનિસ્ટ જીવનમાં તો જીવન એવું વ્યવસ્થિત હશે કે માણુસ યોગ્ય સમયે એકાંત મેળવી શકે, આરામ લઇ શકે, વિચાર અને મનન માટે એકાગ્રતા સાધી શકે. કમ્યુનિઝમ વ્યક્તિત્વનું ઉચ્છેદન કરવા નથી માગતું; વ્યક્તિવાદને ખલાસ કરવા માગે છે."

આખરે, આ પ્રકરણનો ઉપસંહાર સ્તાલિનના શબ્દોમાં કરીએ :[1]

"રાષ્ટ્રની અરધી પ્રજા સ્ત્રીઓ છે; તેઓ તો મજદૂરીની પ્રચંડ ફોજ છે: અને એમનું પવિત્ર કર્તવ્ય આપણાં બાળકો—આપણી ભાવિપ્રજા—એટલે કે આપણા સમસ્ત ભવિષ્યનો ઉછેર કરવાનું છે. એથી જ તો આપણે આ વિશાળ શ્રમની સેનાને અંધકાર અને અજ્ઞાનમાં પડી રહેવા દેવી ન જોઈએ. એથી જ તો, શ્રમજીવી નારીસમુદાયની વિકસતી સામાજિક પ્રવૃત્તિઓને આપણે વધાવી લેવી જોઈએ. તથા ઊંચી કક્ષાની તેમની પ્રગતિને આપણી સંસ્કારિતાના વિકાસના નિઃશંક સંકેત તરીકે આપણે આવકારવી જોઈએ."

# ૨૬

# આઝાદ પ્રજાઓ

: ૧ :

જનતાના કેદખાનાસમું ઝારનું રશિયા આજે બસો આઝાદ પ્રજાઓના કબિલારૂપે વિલસી રહ્યું છે. યુરોપ અને એશિયામાં વિસ્તરીને પડેલી રશિયાની ધરતી પર રશિયન, યુક્રેનિયન, કઝાક, અઝરબેજાન, તુર્કમાન, બેલોરશિયન, ઉઝબેક, જ્યોર્જિયન, યાકુતા, બુરિયાન, તાજિક, જ્યુ, પોલ, જેન્ત્સી, ઓસ્સેતિઅન, લેઝવિન, તાર્તર, કાલમિક, ચુકચી, યુકાગિરી તથા

---

૧ ૧૭ મી પાર્ટીકોન્ગ્રેસ સમક્ષ.

એવી બીજી કુડી બંધ પ્રજાઓ વસે છે. પણ બીજા દેશોમાં તથા ખાસ કરીને આપણા હિંદુસ્તાનમાં જે કોયડો ઘણો જ ગંભીર બન્યો છે, તેવો જુદી જુદી જાતિઓ અથવા પ્રજાઓ વચ્ચેનો કલહ સોવિયેતમાં સમૂળગો અદૃશ્ય છે. અહીં રશિયન પ્રજાની વસ્તી આખા સોવિયેત સંઘની ૨૦ કરોડ વસ્તીમાં લગભગ અરધો અરધ છે. આમ છતાં અહીં બાકીની લઘુમતિ પ્રજાઓના દિલમાં આ બહુમતિ ધરાવતી રશિયન પ્રજા સામે દ્વેષ નથી; એને વિષે કોઈ પ્રકારનો ભય નથી, શંકા યા અવિશ્વાસ નથી. બીજી બાજુ, આજલગી ઉદ્યોગ ધંધામાં વધુ વિકસિત, વધુ શિક્ષિત અને વધુ સંસ્કાર પામેલી રશિયન પ્રજાનું બીજી ઓછી વિકસિત પ્રજા ઉપર કોઇ પણ પ્રકારનું વર્ચસ્વ નથી. સોવિયેતમાં સૌ પ્રજાઓ સમાન છે. એથી જ તો હિટલરની બધી મુરાદો ને ગણત્રીઓ એળે-ગઇ. એણે તો માન્યું જ હતું કે, લઘુમતિ પ્રજાઓ પછાત અને પીડિત હશે; અને તેઓ તક મળતાં સોવિયેત રાજ્યની સામે અંદરખાનેથી માથું ઊંચકયા વિના નહિ જ રહે. હિટલરનો એ તરંગ મિથ્યા સાબિત થયો છે. સોવિયેતની બસોય પ્રજાઓ એક દેહ બની જાલિમની સામે ઝૂઝી છે. ચામડીનો રંગ ગમે તે હો, પ્રદેશ એશિયાઈ હો યા યુરોપી, પણ સોવિયેત છત્ર નીચે જન્મેલો એકે એક ઈન્સાન નાઝી દુશ્મનના પગરણ સોવિયેતની ધરતી પર પડતાં જ પોતાના ભાંડુની વહારે માથું હાથમાં લઈ ધાયો છે.

યુદ્ધ દરમિયાન, ભીષણ આફતના અને ભયના દિવસોમાં સ્તાલિન પોતે જાહેર કરે છે—

" જેમ જેમ લાલ લશ્કરની સ્થિતિ વધુ વિષમ થતી ગઇ તેમ તેમ તો સોવિયેત સંઘની પ્રજાઓની દોસ્તી ગાઢી બનતી ગઇ. એ પીછેહઠોએ સોવિયેત સંઘના બસો પ્રજાઓના એ કુટુંબને એક મક્કમ છાવણીમાં પલટી નાખ્યું. કોઈ પણ બીજા દેશે અમે ગુમાવી તેટલી ધરતી ગુમાવી હોત તો એની પડતી થયા વિના રહી ન હોત."

આનું રહસ્ય એટલું જ છે કે, જગતે કદી નહિ જોયેલી એવી સમાનતા અને એકતા આ બસો પ્રજા વચ્ચે ઘડાઇ ચૂકી છે.

*

એક પચ્ચીસી પૂર્વે—૧૯૧૭ ની ક્રાંતિ પૂર્વે આમાંનું કશું ન હતું. હાલત આથી સાવ ઊલટી હતી. ઝારે ઇરાદાપૂર્વક રશિયન જમીનદારો તથા મૂડીદારોના હાથ નીચે દેશની તમામ પ્રજાઓને કચડી રાખવાની નીતિ ધારણ કરી હતી. કોઇ પણ બીજા પ્રદેશમાં ઉદ્યોગ, શિક્ષણ, સંસ્કારનો વિકાસ જ ન થાય ને ત્યાંની જનતા સદાકાળ માટે રશિયન મૂડીદારોની ગુલામ રહે એ તેની નીતિ હતી. એ દિવસોમાં 'સફેદ રશિયનો'જ સાચા ને મૂળ વતની ગણાતા; બાકીના બધા 'પરદેશીઓ'. આ સફેદ રશિયનો 'પરદેશીઓ'ની મહેનતનું, તેમના પેદા કરેલા કાચા માલનું ઘોર શોષણ કરી મૂડીવાદી સંસ્કૃતિનાં બણગાં ફૂકતા હતા.

આ દમન અને શોષણ માત્ર આર્થિક ક્ષેત્રે જ નહિ, પણ જીવનના તમામ ક્ષેત્રે ભીષણ સ્વરૂપ ધારણ કરી ચૂકયું હતું. બીજી પ્રજાઓના દિલમાં કોઇ કશી સ્વતંત્ર મહેચ્છાઓ જન્મે જ નહિ, અને સૌ "રૂસીકરણ"ને જ સંસ્કારિતા માની લે, એ માટે તમામ શકય પ્રયત્નો કરવામાં આવ્યા હતા. રશિયન સિવાયની બીજી કોઇ ભાષામાં શિક્ષણ આપવામાં ગુનો ગણાતો, પછી સાહિત્ય જેવું તો એને હોઇ જ કેમ શકે? જે કાંઇ પ્રાચીન લોકકલા હતી તેને સખ્ત હાથે રુંધી ખતમ કરી નાખવામાં આવી. તે એટલી હદે કે યુક્રેનિયનોને તેમનાં લોકગીતો ગાવા માટે સજા ફટકારવામાં આવતી હતી. નાટકો ભજવવાની તો ત્યાં વાત જ શી?

આવા દમનરાજ્ય નીચે જીવતી અનેક પ્રજાઓને તો પોતાની લિપિ સુદ્ધાં ન હતી! કેવળ 'બોલી' થી વધુ કાંઈજ નહિ.

સ્વાભાવિક રીતે જ શિક્ષણને નામે મોટું મીડું હતું. શાળાઓ જૂજ જૂજ હતી—દારૂનાં પીઠાં કરતાંય ઓછી! અને તેમાં ભણનારા ચંદ જમીનદારોના નબિરાઓ હતા.

રશિયન વેપારીઓ ઘણીવાર પછાત પ્રજાઓની પાસેથી એક સોયના બદલામાં હરણ પડાવી લેતા, યા તો એક બાટલી દારૂમાટે હરણનું સુંવાળું ચામડું ઉઠાવી જતા. એક કુહાડીના બદલામાં અત્યંત કીમતી રૂંવાંટી!

એક જ્યુ સ્નિદરમાન ઝારના જમાનાની જીંદગી આલેખતાં કહે છે—

"૪૮ વરસ થયાં હું લુહારનો ધંધો કરતો આવ્યો છું. આખી જીંદગી મેં ઝવાનિત્ઝમાં ગાળી છે. એક દિવસ એક જમીનદારે મને એનું ગાડું સમારવા એને ગામ બોલાવ્યો. આખા દિવસની મહેનતને અંતે હું ૨ રુબલ લઈને પાછો ફરતો હતો. ત્યાં રસ્તે મને એક ખેડૂત મળ્યો. એણે મને પૂછ્યું: "કેમ અલ્યા જ્યુ! ક્યાંથી આવવું થયું?' મેં એને સાચી વાત કહી. જવાબમાં એણે કહ્યું: 'ચાલ, હવાલદાર પાસે. ખબર નથી કે જ્યુને ગામમાં ફરવાની મનાઈ છે?' મેં કરગરીને માફ કરવા કહ્યું. પણ એ શાનો માને? છેવટે મેં મારી એ દિવસની કમાણીમાંથી અરધી એને આપી દીધી! હવાલદાર પાસે જઈ માર ખાવો, રાતભર કોટડીમાં પુરાઈ રહેવું ને ઉપરથી પૈસા ગુમાવવા! એના કરતાં આ રસ્તો વધુ સલામત હતો. × × ત્યાંથી તો જેમતેમ કરી હું છૂટયો. પણ થોડે જતાં વળી બીજો 'નાગરિક' મળ્યો. ને મારી બાકી રહેલી કમાણી તેણે પડાવી લીધી! એટલેથી જ ન પત્યું. રસ્તા પરજ મને મારવામાં આવ્યો......'

આપણા દેશમાં—દક્ષિણ હિંદમાં અછૂતો ઉપર ગુજરતા અમાનુષી અત્યાચારોની યાદ તાજી થાય એવો આ પ્રસંગ છે.

આવી ભીષણ ગુલામી અને શોષણથી ત્રાસી ઊઠતી પ્રજા ઘણીવાર ઘર ને ગામ છોડી જંગલ અને પહાડમાં જઈ અર્ધભૂખનું જીવન વીતાવવું વધુ પસંદ કરતી હતી.

અને શોષણની આ કારવાઈ ચાલુ રાખવા માટે ઝારની સરકારે બીજો પણ ઇલાજ અખત્યાર કર્યો હતો. આ પછાત પ્રજાઓ અંદર અંદર પણ ઝગડે લડે એને માટે તેણે શક્ય એટલા માર્ગો લીધા હતા. અને આપણે જોઈએ છીએ કે હિંદુ મુસ્લિમ વચ્ચે ભાગલા પાડી, વૈમનસ્ય જન્માવી, દ્વેષ પેદા કરી, બ્રિટિશ સામ્રાજ્યવાદ પોતાની હકુમત ટકાવવામાં સફળ થઈ છે; તેવી જ રીતે ઝાર પણ રશિયનો અને જ્યુ, આર્મેનિયન અને અઝરબેજાન, તથા તુર્કમાનની પ્રજાઓની વચ્ચે વેર જગાવવામાં સફળ થયો હતો. આ હેતુ પાર પાડવા માટે ઝારે એક જ પ્રકારની પ્રજાને જુદા જુદા અને કૃત્રિમ ભૌગોલિક વિભાગો પાડી વહેંચી નાખી હતી. આ દ્વેષ એટલી હદે વ્યાપ્યો હતો કે જ્યુની સામે બીજી પ્રજાઓના ઘાતકી હલ્લાઓ થતા. સરકાર તેને

ઉત્તેજન આપતી ! કોકેશસના એક શુશા નગરની જ વાત : ૨૦ હજારની વસ્તીવાળા એ નગરને ફૂંકી મારવામાં આવ્યું, ત્યારે ઝારના અમલદારોને મન ઘી કેળાં થયાં ! કેમકે પ્રજા–પ્રજા વચ્ચે વેરની આગ જલતી રહે, કચડાયેલી જનતા એકત્ર થવાને બદલે અંદર અંદર આગ પેટાવતી રહે ત્યાં લગી જ ઝારની જોહુકમી શકય હતી.

## સમસ્યાનો ઉકેલ

૧૯૧૭ની ક્રાંતિએ એ શોષણ દમનની તમામ શકયતાનો અંત આણ્યો. કામદાર–કિસાન જનતાની તાકાતે ઝારશાહીને ઉખાડી ફેંકી દીધી. પણ પછી શું ? સૈકાઓ થયાં કચડાયેલી પછાત પ્રજાઓ કાંઈ એકદમ અને આપોઆપ સંસ્કારી શક્તિશાળી અને સુવિકસિત બની જતી નથી. એ વિશાળ જનતા માટે નવી સંસ્કારિતા અને વિકાસની તકો પેદા કરવી એ નવા રાજ્યની પ્રથમ ફરજ હતી. પણ એય કાંઈ સરળ વાત ન હતી. એક જ દેશમાં બસો જેટલી તો પ્રજાઓ હતી, બીજી સેંકડો નાની નાની જાતિઓ અને ટોળીઓ હતી. એ ૧૭ કરોડની પ્રજામાં એવી ય ઘણી હતી જે હજી ભટકતી ટોળીઓની સ્થિતિમાં હતી તેમને સ્થાયી વસવાટ ન હતો. વ્યાપાર ઉદ્યોગ અને અન્ય સંસ્કારિતાનું તો પૂછવું જ શું ?

આવી આ વિકટ પરિસ્થિતિમાં તમામ પ્રજાઓનો ઝડપી વિકાસ કરવો, તેમને ઉચ્ચ સમાન કક્ષાએ આણવી કાંઈ સરળ વાત ન હતી. એ વિકટ કાર્ય માટે દેશની વાસ્તવિક હાલતની ઊંડી અભ્યાસી અને ભવિષ્યને ભેદી શકે એવી પરિપકવ દૃષ્ટિની આવશ્યકતા હતી. લેનિનને એ મહાન કાર્યમાં સ્તાલિનની સાથીદારી સાંપડી ચૂકી હતી.

સ્તાલિને ક્રાંતિપૂર્વે ૧૯૧૨ થી આ કૂટ સમસ્યાનો અભ્યાસ કરી લીધો હતો. લઘુમતિ પ્રજાઓને ભોગવવી પડતી હાલાકીઓનો એને જાતઅનુભવ હતો. એ પોતે જ એવી એક જ્યોર્જિયન લઘુમતિ પ્રજાનો બેટો હતો. એણે માર્કસવાદી ક્રાંતિકારી દૃષ્ટિએ સમસ્યાનો ઉકેલ જોઇ લીધો હતો. એણે જોયું હતું કે પ્રજા તરીકેની જાગ્રતિ પણ ઈતિહાસના વિકાસક્રમનો જ એક ભાગ હતો. મૂડીવાદના વિકાસની સાથો સાથ એ જાગ્રતિ પણ વિકસતી હતી.

૧૮૬૧ માં ખેતગુલામો મુક્ત થયા તે સમયના સામંતશાહી રશિયામાંય જુદી જુદી પ્રજાઓનાં જૂથ તો હતાં જ—સ્લાવિક, બાલ્ટિક, કોકેશિયન, મધ્યએશિયન વગેરે; ઉપરાંત ઉઝબેક, કઝાક, તુર્કમાન, તાજિક વગેરે પ્રજાઓ પણ હતી. મોંગોલ પ્રજા અને જંગલી જીવન જીવતાં, શિકાર કરીને તથા માછલાં પકડીને ગુજરાન ચલાવતાં, એસ્કીમોને મળતાં આવતાં આર્કટિક પ્રદેશનાં જૂથો પણ હતાં.

પણ એ દિવસોમાં ગ્રેટ રશિયન જમીનદારોનો જ દમામ હતો. ઝારનું સામ્રાજ્ય એ જમીનદારોના પાયા ઉપર જ ઊભું હતું. એ વખતે આ દલિત દળોમાં રાષ્ટ્રીય જાગ્રતિ આવી ન હતી. પણ જેમ જેમ ગ્રેટ રશિયન મૂડીવાદનો વિકાસ થતો ગયો અને પોતાના મૂડીવાદી હિત ખાતર તેણે પડોશના અવિકસિત પ્રદેશોનું શોષણ કરવા માંડ્યું; તથા તે પછાત પ્રદેશના ઉદ્યોગ વિકાસને દાબી દેવાનો અને તેનો પેદા થયેલો કાચો માલ જૂજ કિંમતે ખરીદી લેવાનો માર્ગ અખત્યાર કર્યો, તેમ તેમ દબાયેલી આખી પ્રજામાં પોતાનું સ્વાભિમાન જાગ્યું. પોતાને દબાવી રાખનાર પ્રજા સામેનો રોષ જાગ્યો. પોતાની રાષ્ટ્રીયતાનું તેને ભાન થયું.

ઝારશાહી અને સામંતશાહી દમન તથા નવા ઊગતા મૂડીદારી શોષણની સામે આઝાદી, રોટી અને જમીન માટે કામદાર કિસાનોનાં આંદોલનો પેદા થયાં. અને ત્યારે આ શોષિતોમાં બેવડી જાગ્રતિ વ્યાપી : એક તો, દમનખોરો સામેની લડતમાં શામેલ થવું; સાથે સાથે પોતે પોતાનું ભાવિ ઘડી શકશે એવી ખાત્રી કમાઈ લેવી.

આ બંને લાગણી એક બીજાની વિરોધી નહિ પણ પૂરક હતી. જો કચડાયેલી તમામ જનતાને તેના ભવિષ્યની ખાત્રી આપવામાં આવે, તે પોતાને પસંદ એવું ભવિષ્ય ઘડવાને હક્કદાર છે એવી બાંહેધરી આપવામાં આવે તો જ એ વિરાટ જનતાને રોટી, જમીન અને આઝાદી માટેના મોરચે એકત્રિત કરી શકાય—આ સત્ય લેનિન અને તેના સાથીદાર સ્તાલિને ક્રાંતિપૂર્વે વર્ષો થયાં જોઈ લીધું હતું. અને બોલ્શેવિક પાર્ટીએ દરેક પ્રજાના સ્વનિર્ણયના હકકને (છૂટા પડવાના હકક સહિત) રાષ્ટ્રીય એકતા અને આઝાદી માટેના જંગના પાયારૂપ લેખ્યો હતો.

આવી પ્રજાકીય નીતિનું પરિણામ તત્કાલ આવ્યું. બોલ્શેવિક પાર્ટી જ કચડાયેલી જમાતનું નેતૃત્વ લઈ શકી. ઝારશાહી, જમીનદારશાહી અને મૂડીદારશાહીને ફેંકી દઈ કામદાર કિસાનોના સાચા લોકશાહી રાજ્યની સ્થાપના તે કરી શકી.

આમ, જનતાની એકતા અને તાકાતની ચાવી તો ક્રાંતિપૂર્વે જ લેનિન-સ્તાલિનને લાધી ચૂકી હતી. ક્રાંતિબાદ તેમણે તે સિદ્ધાન્તનો અમલ જારી કર્યો.

આ સિદ્ધાન્તના અમલની શરૂઆત ક્રાંતિબાદ તરત જ થઈ ગઈ. ૧૯૧૭ ના નવેમ્બરની ૧૫ મી તારીખે "રશિયાની તમામ પ્રજાઓના હક્કનું જાહેર નામું" પ્રસિદ્ધ કરવામાં આવ્યું. તેમાં તમામ પ્રજાઓની આઝાદીનો ઢંઢેરો જાહેર કરવામાં આવ્યો—

૧ તમામ પ્રજાઓની સમાનતા અને સાર્વભૌમ સત્તાનો અમે સ્વીકાર કરીએ છીએ.

૨ તમામ પ્રજાઓના આત્મનિર્ણયના હક્કનો અમે સ્વીકાર કરીએ છીએ; તેમાં તેમને જુદા થવાનો અને પોતાનું અલાયદું રાજ સુદ્ધાં સ્થાપવાનો અધિકાર બક્ષવામાં આવે છે.

૩ અમુક રાષ્ટ્રીયતા તથા અમુક ધાર્મિકતાને કારણે ચાલતા આવેલા ખાસ હક્કો તથા બંધનોને સદંતર નાબુદ કરવામાં આવે છે.

૪ ઝારના સામ્રાજ્યમાં વસતી રાષ્ટ્રીય લઘુમતિઓ અને જુદી જુદી ટોળીઓનો સ્વતંત્ર વિકાસ થાય એ માટે ખાસ ધ્યાન આપવામાં આવશે.

## વ્યવહારુ સવાલો

અને આવા સિદ્ધાન્તો સામે અનેક પ્રકારની શંકાઓ જાગે એ સ્વાભાવિક હતું. ૧૯૧૫ ના નવેમ્બરમાં—ક્રાંતિની ૨ વરસ પહેલાં અનેક શંકાઓ જાગી હતી. અને ત્યારે લેનિને પોતે કહ્યું હતું—

"છૂટા થવાના હકક સાહિતની આ સ્વનિર્ણયના અધિકારની માંગનો અર્થ એમ હરગિઝ નથી કે દરેક દેશ જુદો થઈ જ જશે, ને નાનાં નાનાં

રાજ્યો ઊભાં થશે........જેમ જેમ લોકશાહી પદ્ધતિ છૂટા થવાના હકકની વધુ નજદીક જશે તેમ તેમ વ્યવહારમાં જુદા થવાનું ભાગ્યે જ બનશે; એવી માંગ પણ શિથિલ થશે! કેમકે મોટા રાજ્યરૂપે એક સાથે રહેવામાં રહેલી આર્થિક પ્રગતિ અને હિતો નિશંક છે......સમાજવાદનું ધ્યેય, માનવજાતના પડેલા અત્યારના ટુકડાઓ નાબુદ કરવા ઉપરાંત, તમામ રાષ્ટ્રીય અલગતાઓ પણ દૂર કરવાનું છે, એક રાષ્ટ્રને બીજા રાષ્ટ્રની સમીપ આણવાનું છે. પણ એટલું જ માત્ર નથી. તમામ નાના નાના અલગ ટુકડાઓને એક વિશાળ રાષ્ટ્રસંઘમાં શમાવી દેવાનું કામ પણ એનું જ છે.

"પરંતુ માનવ જાતે રાષ્ટ્રોની આવી અનિવાર્ય એકતામાં પહોંચતાં પહેલાં એક વચગાળામાંથી પસાર થવું જ પડશે. એ માર્ગ છે તમામ કચડાયેલા દેશોની સંપૂર્ણ સ્વતંત્રતા સ્થાપિત કરવાનો—છૂટા થવાના હકક સહિતની સ્વતંત્રતા માન્ય કરવાનો."

*

અને જ્યારે ટ્રાન્સ કોકેશિયાના અલગ થવા વિષે સ્તાલિનને સવાલ કરવામાં આવ્યો ત્યારે તેણે સાફ જવાબ વાળ્યો હતો—

"હું વ્યક્તિગત રીતે, ટ્રાન્સ કોકેશિયા અને રશિયાના સામાન્ય વિકાસનું ધોરણ જોતાં, તથા ત્યાંના શ્રમજીવીઓની લડતોની શક્તિ જોતાં ટ્રાન્સ કોકેશિયાના જુદા પડવાનો વિરોધી છું. પરંતુ જો ટ્રાન્સ કોકેશિયાના વતનીઓ જુદા થવા માગતા જ હોય તો જરૂર તે તેમનો હકક છે; અને અમારા તરફથી તેમને કશી આડઅડચણ નહિ હોઈ શકે.

"પરંતુ, મને શ્રદ્ધા છે કે ઝારશાહીના નિકંદન બાદ ૯૯/૧૦૦ પ્રજાઓ તો જુદા થવાની ઇચ્છા જ નહિ કરે."

અને લેનિનસ્તાલિનની આ શ્રદ્ધા સાચી પડેલી આપણે જોઇએ છીએ. આ સિદ્ધાન્તનાં મીઠાં ફળો આપણે શરૂઆતથી જ જોઇએ છીએ.

*

૧૯૧૮ થી ૨૨ સુધીનાં ચાર વર્ષ દરમિયાન દુનિયાના મૂડીદારી દેશોએ રશિયાને ઘેરો ઘાલ્યો, અને દેશની અંદરનાં ક્રાંતિવિરોધી તત્ત્વો દ્વારા આંતરિક

વિગ્રહની ધૂણી ધખાવી, રશિયાનો પ્રાણ જોખમમાં નાખવામાં આવ્યો, ત્યારે જો કોઇએ એને બચાવ્યો હોય તો તે આ સિદ્ધાંતે. આઝાદ અને સમાન બનેલી પ્રજાઓની વજ્રએકતા ઉપર દુશ્મનોના બધા ફટકાઓ નિષ્ફળ નીવડ્યા. તમામે તમામ પ્રજાઓએ કટિબદ્ધ બની કાવતરાંખોરો ને હલ્લાખોરોને ઠેકાણે પાડ્યા. એ સંઘર્ષમાંથી જ તો લાલ સેનાનો જન્મ થયો. એ સંઘર્ષને અંતે તો તમામ પ્રદેશો અને પ્રજાઓ વચ્ચે અતૂટ કડી બંધાઈ ગઈ; તેને પ્રતાપે ૧૯૨૨ ના ડિસેમ્બરમાં સમાજવાદી સોવિયેત પ્રજાસત્તાકોનો સંઘ અસ્તિત્વમાં આવ્યો. રશિયન સમાજવાદી ફેડરેટિવ સોવિયેત પ્રજાસત્તાક, યુક્રેનિયન પ્રજાસત્તાક, બ્યેલો રશિયન પ્રજાસત્તાક, અને ટ્રાન્સ કોકેશિયન સમવાય તંત્ર તથા ચાર સ્વાયત્ત પ્રજાસત્તાકો અને ચૌદ સ્વાયત્ત પ્રદેશોએ મળી યુ. એસ. એસ. આર. (સોવિયેત સંઘ)ને જન્મ આપ્યો.

અને આ સૈદ્ધાન્તિક સમાનતાને અમલી બનાવવાની ચાવી બતાવતાં, પ્રજાઓની સમસ્યાના ઉસ્તાદ અને તેના ખાતાના લોકપ્રધાન સ્તાલિને ૧૯૨૩ ના એપ્રિલમાં કહ્યું :

" હજી સાચી સમાનતા તો ઘણી દૂર છે. પછાત પ્રદેશમાં શાળાઓ અને ભાષાઓ ખીલવવા ઉપરાંત રશિયાના શ્રમજીવીએ ત્યાં ઉદ્યોગોનાં મથકો સ્થાપવા પાછળ લાગી જવું જરૂરી છે. કેમકે પહેલાં એ પ્રદેશોને માત્ર કાચા માલની ખાણો રૂપે લેખવામાં આવતા હતા."

એટલે કે શોષણના સાધન રૂપે તેમનો ઉપયોગ થતો. પણ ઉદ્યોગો વિકસી ઊઠતાં તેઓ પોતાનો સર્વાંગી વિકાસ કરવા શક્તિમાન થશે, તથા તેટલે જ અંશે રક્ષણની પણ સદ્ધરતા વધશે.

તમામ પ્રજાતંત્રોના વિકાસમાં આપણે આ રહસ્ય સિદ્ધ થયેલું જોઈએ છીએ.

વળી, એજ સાલમાં, સ્તાલિનને એવી ભીતિ જણાઈ કે રશિયનો રાષ્ટ્રવાદને નામે પછાત પ્રદેશોની ઉપર તથા પોતાની પ્રજાના પછાત વર્ગો ઉપર અસર જમાવી રાખવા મથે છે, ત્યારે તેણે ખૂબ ખુલ્લી જબાનમાં સુણાવ્યું હતું કે,

" જો ગ્રેટ રશિયન 'રાષ્ટ્રવાદ' જામતો જાય તો આજ લગી આપણે જે 'દબાયેલી જનતા'નો વિશ્વાસ જીતી લીધો હતો તેને સલામભરી દેવી

પડે. એમ થાય તો કોઈજ પછાત પ્રદેશ આપણી સાથે હાથ નહિ મિલાવે; સંઘ જેવી કોઈ ચીજ અસ્તિત્વમાં નહિ આવે."

## સિદ્ધિ અને બંધારણ

આ પછી ૧૯૩૬ ના નવા સ્તાલિન બંધારણ દરમિયાનનાં ૧૪ વર્ષ આત્મનિર્ણયના સિદ્ધાન્તની અદ્ભુત સિદ્ધિનાં વર્ષો છે.

આ ચૌદ વરસ દરમિયાન તદ્દન પછાતમાં પછાત રાષ્ટ્રો અને સ્વાયત્ત પ્રદેશોનો સુદ્ધાં ચોમુખી વિકાસ થાય છે. સોવિયેતના નેતાઓએ આ વિકાસ માટે તમામ તકો ઉભી કરી આપી હતી.

રાષ્ટ્રોની એકતા અને સમાનતાના આ સિદ્ધાન્તોને સોવિયેત સંઘના બંધારણમાં રજૂ કરવામાં આવ્યા છે. ૧૯૩૬ ના નવા બંધારણની ૧૭–૧૮ મી કલમ જાહેર કરે છે કે, સોવિયેત સંઘમાં જોડાયેલાં સ્વતંત્ર રાષ્ટ્રો ગમે ત્યારે સંઘમાંથી છૂટાં થઈ શકે છે; તથા એ સ્વતંત્ર રાષ્ટ્રોમાં પ્રાદેશિક ફેરફાર તેમની મરજી વિના નહિ કરવામાં આવે.

પછાત પ્રદેશોની સમાનતાને અમલી બનાવવા માટે સોવિયેતનું બંધારણ ગૌરવ લઈ શકે છે. સર્વોચ્ચ સોવિયેતને બે ધારાગૃહો છે—'સોવિયેત ઓફ ધ યુનિયન' અને 'સોવિયેત ઓફ નેશનાલિટિઝ'; પહેલી ધારાસભામાં વસ્તી મુજબ દરેક પ્રજાતંત્રના પ્રતિનિધિઓ ચુંટાઇને આવે છે. બીજીમાં નાના મોટા દરેક પ્રજાસત્તાકના ૨૫–૨૫ અને દરેક સ્વાયત્ત પ્રજાતંત્રના ૧૧, દરેક સ્વાયત્ત પ્રદેશના ૫ તથા દરેક રાષ્ટ્રીય પ્રદેશનો ૧ પ્રતિનિધિ બેસે છે.

આ બંને ધારાસભાઓને સરખી સત્તા હોય છે. તથા બંને ધારાસભાઓ પસાર કરે પછી જ કોઈ પણ ખરડો કાયદાનું સ્વરૂપ ધારણ કરે છે. પરંતુ, સોવિયેત સંઘમાં વસવાટ કરતી પ્રજાઓ વચ્ચેની એકતા માત્ર બંધારણને જોરે ઠોકી બેસાડેલી યા ઉપરછલ્લી નથી. અથવા તો એક બાજુથી કાયદાની પોથીમાં સ્વતંત્રતા આપી, બીજી બાજુથી વાસ્તવ જીવનમાં છીનવી લેવાની મેલી રમત અહીં ન હતી. કોઈ પણ પ્રકારના શોષણ, દમન અને

આધિપત્યનું મૂલોચ્છેદ કરવા બહાર પડેલી મજદૂર સત્તા માટે સંઘમાં વસતી તમામ પ્રજાઓની સંપૂર્ણ આઝાદી પણ સમગ્ર ધ્યેયનો જ એક ભાગ હતી.

*

પછાત પ્રદેશોએ વીજળી વેગે પ્રાપ્ત કરેલી નૂતન રાજકીય કક્ષા આ નીતિનો નક્કર પુરાવો છે.

પછાત પ્રદેશોમાં જેમ જેમ રાષ્ટ્રીય જાગ્રતિ અને ખેતી ઔદ્યોગિક વિકાસ થવા માંડે છે તેમ તેમ તેમની બંધારણી કક્ષા પણ બદલાતી જાય છે. એક વખતના પછાત પ્રદેશને સદા માટે યા લાંબા કાળ માટે પછાત રાખવાની શાહીવાદી નીતિ ન હોવાને કારણે જ આપણે ચમત્કારિક પરિણામો જોઈએ છીએ. જેમકે, ઉઝબેક તથા તુર્કમન પ્રજાસત્તાકો ૧૯૨૫ માં તો સંઘનાં મુખ્ય પ્રજાસત્તાકો બને છે; તેવી જ રીતે, પહેલાં જે ઉઝબેક સોવિયેત પ્રજાસત્તાકનાં ભાગ તરીકે હતું તે તાજિક સ્વાયત્તપ્રજાસત્તાક ૧૯૨૯ માં સોવિયેત પ્રજાસત્તાક તરીકે સોવિયેત સંઘમાં સ્થાન પામે છે.

આમ, આર્થિક સાંસ્કારિક વિકાસ થતો તેમ તેમ તેમની રાજકીય કક્ષા પણ પલટાતી. તદ્દન પછાત રાષ્ટ્રીય પ્રદેશો સ્વાયત્ત પ્રદેશોમાં પલટાતા; તો સ્વાયત્ત પ્રદેશોને સ્વાયત્ત પ્રજાસત્તાકનું સ્વરૂપ મળતું અને સ્વાયત્ત પ્રજાસત્તાકો સંપૂર્ણ સોવિયેત પ્રજાસત્તાકો રૂપે સંઘનાં સભ્ય બનતાં. ૧૯૩૭ માં ૧૩ સ્વાયત્ત પ્રદેશો સ્વાયત્ત પ્રજાતંત્રો રૂપે વિકસ્યાં હતાં. કિરગિઝ જેવું રાષ્ટ્ર તો તમામ કક્ષાઓમાંથી પસાર થયું હતું. ૧૯૨૪ માં તે સ્વાયત્ત પ્રદેશ હતો. ૧૯૩૬ માં સ્વાયત્ત પ્રજાસત્તાક બન્યો. અને આખરે ૧૯૩૬ માં તેને સંપૂર્ણ સોવિયેત પ્રજાસત્તાક તરીકે સોવિયેત સંઘમાં સ્થાન મળ્યું. માર્દોવિયન પ્રજા તો પહેલાં રાષ્ટ્રીય પ્રદેશની કક્ષામાં હતી. તેમાંથી ૧૯૩૦ માં સ્વાયત્ત પ્રદેશનું સ્વરૂપ પામી. ૧૯૩૪ માં આ જ પ્રદેશ સ્વાયત્ત પ્રજાસત્તાકની કક્ષાએ જઈ પહોંચ્યો.

આ રીતે અનેક પછાત પ્રદેશોની પ્રજાઓએ સોવિયેત છત્ર નીચે ખૂબ થોડાંક જ વર્ષોમાં પ્રથમ વાર ભટકતી ટોળી રૂપે મટી જઈ સ્થાયી વસવાટનું જીવન હાંસલ કરી સ્વાયત્ત પ્રદેશની આઝાદ પ્રજા તરીકે વિકાસ સાધ્યો છે.

અને આ સમાજવાદી તંત્ર નીચે જ તેમણે પોતાની રાષ્ટ્રીયતાનો અદ્‌ભુત વિકાસ સાધ્યો છે. પોતાના જૂના કસબો ને કળાઓ, સંસ્કાર સ્વરૂપોના વિવિધ ખજાનાઓ ઝારના અમલમાં મૃતઃપ્રાય બન્યા હતા. તેમને આ તંત્ર નીચે જ નવજીવન લાધ્યું છે. વતન માટેની અપાર મહોબ્બત પ્રથમ વાર જાગૃત સ્વરૂપે પ્રકટી છે. જૂનાં જામમાં નવો શરાબ છલકાય એમ આજે એ પ્રજાઓના દિલની નૂતન વાણી, જૂનાં લોકગીતો અને નૃત્યોદ્વારા વ્યક્ત થઈ રહી છે.

તુર્કોમાનનો એંશી વરસનો અંધ ગ્રામ કવિ કારોમોલ્લી ખાનશાહીને ખતમ કરી નૂતન સંસ્કારિતાને પ્રગટાવનાર બોલ્શેવિક તંત્ર પર ફિદા થતો ગાય છે—

" જે જોયું ને જાણ્યું, એનાં ગાણાં હું ગાઉં...
મારી આંધળી આંખોય દેખે અવનવું ! "

આ અંધ કવિની લાગણી ને ભાવના તથા પાછલી ગુલામ જિંદગી માટેના કડવા ચાબખાઓ આપણે પૂર્વ એશિયાની પ્રજા પ્રજાના, જુદી જુદી જાતોના અને સ્ત્રીઓ તથા દલિતોનાં ગીતોમાં સૂણીએ છીએ.

તાજિક કવિ સુખાલી ઉદ્યોગો, નવા ઈલેક્ટ્રિકની રોશની, ટ્રેકટરો અને નવી રેલવેનાં ગીતો ગાય છે ને તાજિકની નવી દુનિયા નિરખી લેવા આમંત્રે છે.

અને જ્યારે આખી શાહીવાદી દુનિયા નૂતન સોવિયેત તંત્રમાં 'બોલ્શેવિક રાક્ષસોના જુલ્મો'ની દંતકથાઓ છાપાનાં છાપાં ભરી ભરી ફેલાવી રહ્યાં હતાં ત્યારે તાજિકનો અનામી કવિ ગાઈ રહ્યો હતો—

" તારો સુખનો સૂરજ ઉગ્યો છે, ઓ તાજિકિસ્તાન !
તું સૂણે છે કે નહીં, મારા તાજિકી પ્રાણ !..."

સોવિયેત એશિયાની જાગેલી જનતાના કંઠનો આ લલકાર—આઝાદી આનંદ અને ઉત્સાહથી ઘેરો બની ગાજી ઊઠે છે. સોવિયેતના ૧૭ મા ક્રાંતિદિને તુર્કોમાનનો ગ્રામકવિ બી. કાર્બાબિયેવ ગાઇ ઊઠે છે—

" આજે હું ગીત ગાઉં, તાજાં ખિલતાં ફુલોનાં...
ગુજરી ગઇ છ દુનિયા, જૂની પુરાણી—એનાં!
ના—ના :
રાતાં ગુલાબ જાણે સુકુમાર બાળ નવલાં
આતશ ભરેલ યુગના તાજા મધુરા ફુવારા !"

મધ્ય એશિયાનો કવિ મુનવ્વર-શો પોતાની પાછલી કઠોર જિંદગીને યાદ કરે છે ને છેલ્લે ' શું કામ એ જૂની ભૂખી જિંદગીને યાદ કરું ? હવે તો મારું હૈયું નવું...બસ અવનવું ગાવા તલસી રહ્યું છે..." કહી એ ય સોવિયેત જિંદગીની ખુશ્બુનું ગીત ગાય છે.

લેનિન અને સ્તાલિન ઉપરનાં તથા કમ્યુનિસ્ટ જીવનનાં ગીતો ગાનારા કંઠોનો ય કોઈ પાર નથી.

## મુસ્લિમ પ્રજાઓનો વિકાસ

અહીં એ ભૂલવું ન જોઇએ કે આ વિકાસ એટલે મુસ્લિમ પ્રજાઓનો વિકાસ.

સોવિયેત એશિયાના વિશાળ પ્રદેશમાં ઉઝબેક, તુર્કમાન, તાજીક, કઝાક કિરગિઝ તથા અઝરબેજાન—આ છ તો મુસ્લિમ પ્રજાઓવાળાં રાષ્ટ્રો છે. પણ સંઘનાં સોળે રાષ્ટ્રો વચ્ચેની અભેદ્ય એકતા આ પછાત મુસ્લિમ પ્રદેશોને અપૂર્વ એવી આબાદીને માર્ગે લઈ જઈ શકી છે.

પ્રજાઓના મહાન ઘડવૈયા લેનિને વરસો પૂર્વે જ આ સમસ્યાનો ખ્યાલ કરી રશિયાની મુસ્લિમ પ્રજાઓને સંબોધી તેમના હક્કોનો વિશિષ્ટ ઉલ્લેખ કરી અપીલ કરી હતી—

" રશિયાના મુસ્લિમો ! વોલ્ગા અને ક્રિમિયાના તાર્તરો, સાઇબીરિયા અને તુર્કસ્તાનના કિરગિઝો, ટ્રાન્સકોકેશિયાના તુર્કો અને તાર્તરો ! તમારા રીત રિવાજો, તમારી રાષ્ટ્રીય સંસ્થાઓ, અને તમારી સંસ્કૃતિ આજથી સ્વતંત્ર છે. તેમાં હસ્તક્ષેપ કરવાનો કોઈને અધિકાર નથી. તમારા એ હક્કોને, રશિયામાં રહેલી તમામ જાતિઓના એ હક્કોને લાલ ક્રાંતિનો તથા

મજૂરો સિપાહીઓ અને કિસાનોના આ સોવિયેતનો સંપૂર્ણ ટેકો છે. સોવિયેતને તમારો સાથ આપો અને એના શાસનમાં મદદ કરો."

અને આપણે હિટલરી યુદ્ધના ઘનઘોર દિવસો દરમ્યાન પણ જોઈએ છીએ કે મુસ્લિમ પ્રજાઓએ સમસ્ત સોવિયેત સંઘની રક્ષામાં અપૂર્વ એવી કુરબાનીઓ આપી છે.

*

" ફાસિસ્તોને આગથી જલાવી દો
ને તલવારથી એના સરને ઉડાવી દો"

૯૯ વર્ષના મુસ્લિમ કઝાક કવિ જાંબુલનો આ સંદેશ કઝાકના મુસ્લિમ સૈનિકોએ તો પોતાના લોહીમાં અપનાવી લીધો હતો. એટલું જ નહિ, પણ મુસ્લિમ ધર્મગુરુ—મુફતિઓને મોઢે પણ આપણે એનો જ પડઘો ઊઠતો જોઈએ છીએ. યુદ્ધની શરૂઆત થતાં જ, પવિત્ર કુરાનની યાદ આપીને, એને નામે ફાસિસ્ત શયતાનોની સામેના પવિત્ર જંગમાં યાહોમ કરી ઝુકાવી પડવાનો આદેશ ગુંજી ઊઠ્યો હતો.

"તારા વતનને ચાહ. ધર્મમાં આસ્થા રાખનારની એ ફરજ છે." મુફતિઓની આ હાકલને સોવિયેતના આસ્થાવાન મુસ્લિમોએ ઉઠાવી લીધી હતી. સૌને એ વાતની પ્રતીતિ થઈ ચૂકી હતી કે સોવિયેત સંઘે જે નૂતન સંસ્કૃતિને જન્માવી બહલાવી છે, એના રક્ષણ માટે તમામ કુરબાનીઓ કશા જ વિસાતમાં નથી; કેમકે હિટલરી ફાસિવાદી ગુલામી એટલે માનવ જાતને માથે ભયંકરમાં ભયંકર બર્બરતાનો ઉતાર. જર્મનોએ યુદ્ધની શરૂઆતમાં જ વર્તાવેલા અત્યાચારો જેણે અનુભવ્યા જોયા ને જાણ્યા હતા, એને માટે આ સિવાય બીજું કોઈ રીતે વિચારવું અને વર્તવું અશક્ય જ હતું. અસંખ્ય મુસ્લિમ ગામડાંઓએ એ દિવસોમાં હિટલરનો પાશવી હત્યાકાંડ અનુભવ્યો હતો. એ અનુભવતાં અનેકની આંખો ધગી ઊઠી હતી. અને એમણે દિલની લાગણી વ્યક્ત કરતાં કહ્યું હતું :

" અમારી આંખોમાં આજ પૂર્વે કદી કોઈએ ઝળઝળિયાં જોયાં નથી. પણ આજે અત્યાચારો, લૂંટ અને વિનાશમાં ડૂબેલાં અમ ગ્રામવાસીઓને

જોઈ અમારાં આંસુ અમે ખાળી ન શકીએ તો અમારી એ ક્ષણિક નબળાઇને ક્ષમા કરજો. પણ અમે એ જરૂર કહી દઈએ છીએ કે, અમારાં એ આંસુમાં અમારા દિલની અંદર એ ખાટકીઓ પ્રત્યે જલતા ધિક્કારનો, અને વેરનો જ પડઘો છે."

દાગેસ્તાનનો રાષ્ટ્રકવિ અબુતલિબ ગફુરોવ ગાય છે : "હવે મારી વતી મારી બંદૂક બોલશે..." ને ખભે બંદૂક નાખી જ્યારે તે યુધ્ધ મોરચે પગલાં ભરે છે, ત્યારે કોકેશસ અને મધ્ય એશિયાના મુસ્લિમોની લાગણીને તે વફાદારીપૂર્વક વ્યક્ત કરે છે.

યુદ્ધ હજી અમારા મુસ્લિમ વતનથી દૂર છે, અમારે માથે હજી જોખમ ક્યાં છે ?—એવી કલ્પના પણ એમને આવવી શક્ય નથી. અને એથી જ તો લેનિનગાદ યા મોસ્કોને પાદરે ખેલાતા યુદ્ધમાં દૂર દૂરના કોઝેક ઘોડેસ્વારો ને કોકેશસના પહાડીઓ યા દાગેસ્તાન, અઝરબેજાન, જ્યોર્જિયા ને આરમેનિયાના તુર્કમાન અને ઉઝબેક, કિરગિઝના વતનીઓ કમ્મર કસતા ઊપડે છે.

સ્તાલિનગ્રાદના ભવ્ય ઐતિહાસિક રક્ષણમાં પણ મુસ્લિમોએ દાખવેલી જાનેફેસાની અને બહાદરી બેનમૂન છે.

ઉઝબેકનો કપાસ ઉગાડનાર ખેડૂત રુસ્તમ આર્કટિકના રણાંગણમાં લડતાં નામાંકિત બન્યો છે; તો તુરારત ઇબ્રાહિમ યાંત્રિક તોપચી તરીકે નામના પામ્યો છે. ઉઝબેકનો મેજર જનરલ ( પાછળથી કર્નલ ) સાબિર રહીમ અનેક ચાંદનો માનધારી બન્યો છે.

અને મુસ્લિમ ઓરતોનો ફાળો પણ કાંઇ ઓછો નથી.

તાજીકિસ્તાનમાં મસ્તુર એવેઝોવાનું નામ મશહૂર છે. સર્વોચ્ચ સોવિયેતની તે પ્રતિનિધિ છે. એંજીનિયર કહમાર તૈરોવા પ્રજાસત્તાકના મજૂર રિઝર્વ-વિભાગની સંચાલક છે. એવી જ રીતે, તમારા ગફારોવા, ખામઝા, એગામ્બેરદિવા વગેરે જાહેર કાર્યકર્તા સ્ત્રીઓ તરીકે જાણીતી થઈ છે. અને ગૃહિણી લતિફ રાજોલા જેવી હજારો તેમના પતિ યુધ્ધ મોરચે જતાં તેમના આગલા કામ ઉપર પહોંચી ગઈ છે. આ રીતે યુદ્ધના દિવસોમાં મુસ્લિમ પ્રદેશોમાં ય મુસ્લિમ સ્ત્રીઓ જ મોટા ભાગના ઉદ્યોગોનું સંચાલન કરી રહી છે.

ઉઝબેક પ્રજાતંત્રની સર્વોચ્ચ સોવિયેતના પ્રિઝિડિયમની ઉપપ્રમુખ પાશા મખમુદોવા કહે છે : " આજે ઉદ્યોગોમાં પુરુષોના મોટા ભાગનાં કામ સ્ત્રીઓએ ઉપાડી લીધાં છે, ને તે સારી પેઠે પાર પડે છે." ગામે ગામ સમૂહ ખેતરો ઉપર પણ સેંકડો હજારો સ્ત્રીઓ ટ્રેકટર, કમ્બાઇન વગેરે યંત્રો ચલાવે છે ને મોટા સમૂહ ખેતરોની વ્યવસ્થા સંભાળે છે. અનેક નવી નહેરો ખોદીને તેમણે ખેતીને બહલાવી પણ છે.

અને આનું રહસ્ય સમજાવતાં તે કહે છે : " અમે જાણીએ છીએ કે, ફાસિવાદનો વિજય થાય તો અમારે સ્ત્રીઓને માથે વળી પાછી ગુલામી જ ઊતર્યા વિના ન રહે...માટે જ તો અમે હિટલરની ટોળકીના નિકંદન માટે તમામ ભોગ આપવા તૈયાર છીએ."

## : ૨ :

સોવિયેત સંઘમાં શામેલ થયેલાં ૧૬ સમાજવાદી પ્રજાતંત્રોમાંનાં ૬ તો એશિયાઈ સોવિયેતો છે— ૧ રશિયન પ્રજાતંત્રોનો એશિયાઈ પ્રદેશ ૨ કઝાક તથા મધ્ય એશિયાના ચાર પ્રજાતંત્રો ૩ ઉઝબેક ૪ તાજિક ૫ તુર્કમાન ૬ કિરગિઝ

રશિયન પ્રજાતંત્રના એશિયાઈ પ્રદેશમાં નીચે મુજબ વિવિધ કક્ષાના પ્રદેશોનો સમાવેશ થાય છે—

૧ યુરલ (સ્વર્દલોવ્સ્ક અને ચેલ્યાબિન્સ્ક પ્રદેશ સહિત) ૨ ઓમ્સ્ક ૩ ક્રાસ્નોયાર્સ્ક ૪ નોવોસિબિર્સ્ક ૫ ઇર્કુત્સ ૬ યાકુત (એ. એસ. એસ. આર.) ૭ બુરિયાત મોંગોલિયા (એ. એસ. એસ. આર.) ૮ ચિતા ૯ સોવિયેત દૂર પૂર્વ—જેમાં જયુ સ્વાયત્ત પ્રદેશ, ખાબારોવ્સ્ક, મેરીટાઇમ સોવિયેત સાખાલિન, કામાચાટકા, કુકચી રાષ્ટ્રીય પ્રદેશનો સમાવેશ થાય છે.

ઉપર ગણાવ્યા તે છએ પ્રજાતંત્રોને પોતપોતાનું સ્વતંત્ર બંધારણ છે. અને તેમને સંઘમાંથી છૂટા પાડવાનો અધિકાર છે. ૧૯૪૪ ના જાહેરનામા

મુજબ તો આ તમામ પ્રજાતંત્રોને પોતાનું સ્વતંત્ર લશ્કર રાખવાનો અને સ્વતંત્ર પરદેશ સંબંધો રાખવાનો પણ અધિકાર આપવામાં આવ્યો છે.

આ રીતે, બાહ્ય દૃષ્ટિએ જોતાં દરેક પ્રજાતંત્રનું સ્વરૂપ રાષ્ટ્રીય છે. પરંતુ એનું હાર્દ તો સમાજવાદ જ છે. એટલે કે સમાજવાદી સોવિયેત તંત્રના સિદ્ધાન્તો ઉપર જ પ્રત્યેક પ્રજાતંત્રે પોતાની વિશિષ્ટ રાષ્ટ્રીયતાનો વિકાસ સાધ્યો છે.

*

આપણે આ વિકાસની નક્કર હકીકતો તરફ વળીએ. અને સોવિયેત એશિયાની બખ્તરભૂમિ સમા યુરલ ઉપર પ્રથમ નજર નાખીએ.

## યુરલ

આ એ જ ભૂમિ છે જે, મોસ્કોને પાદર હિટલરી સેના ખડી થઈ ગઈ હતી, ને જ્યારે યુક્રેન ઉજેડાઇ રહ્યું હતું ત્યારે તે પ્રદેશોના જંગી ઉદ્યોગોને પોતાની ગોદમાં લઈ, નવેસરથી રાત દિન જાગતા રાખ્યા હતા. નીપ્રોપેત્રોવ્સ્કની પોલાદની ફેક્ટરી, ઝાપોરોઝીની એલ્યુમિનિયમ અને મેગ્નેઝિયમની ફેક્ટરી, કીવની મશીનરી ફેક્ટરી, આરકોવના ટરબાઇન અને ઇલેક્ટ્રીકલ કારખાનાં, ઝાપોરોઝીની હાર્વેસ્ટર કમ્બાઇન ફેક્ટરી વગેરે વગેરે અનેકનો એમાં સમાવેશ થાય છે.

નિપ્રોસ્ત્રોયના પાવર સ્ટેશનને ઉડાવી દેતાં પહેલાં એમાંના ઘણા સાધન સરંજામને આ તળેટીઓમાં ખસેડવામાં આવ્યો હતો. તથા યુક્રેનનના હજારો ભાંગેલા તૂટેલા ટ્રેક્ટરોને યુરલમાં નવી જીંદગી બક્ષી સાઈબીરિયાના નૂતન ખેતરો પર રવાના કરવામાં આવ્યા હતા. વળી, આ જ ધરતી ઉપર ભવ્ય વિજ્ઞાનિક સંસ્થાઓને ખસેડી સુરક્ષિત બનાવી દેવામાં આવી હતી.

અને ૧૯૪૨ ના ફેબ્રુઆરીમાં—નાઝી હલ્લાના ૮મા મહિને સર સ્ટેફર્ડ ક્રિપ્સ લખે છે કે આને પ્રતાપે સોવિયેત સંઘ યુધ્ધ શરૂ થયું તે દિવસ કરતાં વધુ હથિયાર સરંજામ પેદા કરવા સમર્થ બન્યું હતું. આ એ જ ભૂમિ છે જેના પહાડોની તળેટીઓમાં નવી નવી લાલ સેનાની ટુકડીઓ તાલિમ લઈ મોસ્કો ને સ્તાલિનગ્રાદના રક્ષણે ઊતરી પડી હતી.

આથી જ તો આ ભૂમિને સોવિયેત એશિયાના રક્ષણની બખ્તર ભૂમિ કહેવામાં કશી અતિશયતા નથી. એના એ બખ્તરમાં, એની એ ગોદમાં જેટલી સામગ્રી ભરેલી છે એટલી બીજે ભાગ્યે જ જડશે. વિવિધ ભાતની, જાતની અને ભરચક જથામાં ધાતુઓ અહીં નીપજે છે. એની બીજી વીગતોમાં ઊતરતાં પહેલાં સોવિયેતની જ એક કહેવત કથા યાદ કરી લઈએ:

"જો કોઈ શિક્ષક તમને પૂછે કે અમુક અમુક ધાતુ ક્યાં પેદા થાય છે અને તમને એની ચોક્કસ માહિતી ના હોય, તો ય ગભરાયા વિના યુરલનું નામ દઈ દેવું, તમારો જવાબ સાચો પડ્યા વિના નહિ રહે."

સ્તાલિન પોતે કહે છે: "યુરલમાં જેટલી સભર સંપત્તિ પડેલી છે એટલી બીજા કોઈ દેશમાં નહિ હોય."

તાંબું, જસત, લોઢું, સીસું, રૂપું, એલ્યુમિનિયમ, સોનું, પ્લેટિનમ, કોલસો, તેલ અને હીરા સુધ્ધાં ધારણ કરનારી આ બહુરત્ના ધરતી માટે રશિયાના રાજ્યકર્તાઓ સેંકડો વર્ષો થયાં બડાશો ફેંકતા રહ્યા હતા. પણ એ મૂંગી ખાણોને બોલતી કરી દેશની શક્તિ અને પ્રગતિમાં તેને જોતનાર તો સોવિયેત રાજ્ય જ નીકળ્યું.

૧૯૧૮ પછીના આંતર્વિગ્રહના દિવસોમાં જ્યારે દેનિકિન ઓરેલ સુધી આવી પૂગ્યો હતો ત્યારે લેનિને સોવિયેતની સરકારને આ જ પર્વતોની પિછાડીમાં ખસેડી લીધી હતી. અને ત્યારથી સોવિયેત નેતાઓએ યુરલનું સર્વાંગી મહત્ત્વ જાણી લીધું હતું. અને પહેલી તથા બીજી પંચ વર્ષીય યોજના દરમિયાન આ બખ્તરિયા કિલ્લાને તેમણે વજ્ર સમો બનાવી દેવાનો નિશ્ચય કર્યો.

લેનિનને એની ચાવી હાથ લાગી. યુરલથી ૧૨૫૦ માઈલ દૂર પશ્ચિમી સાઈબેરિયામાં કોલસાની ખાણો પડેલી છે. જો એ કુઝનેત્સ્કના કોલસાનો અને યુરલના લોખંડનો મેળ જામી જાય તો જગતે નહિ જોયેલો ઉદ્યોગમંચ ઊભો થઇ જાય! અને પ્રથમ તથા બીજી પંચવર્ષીય યોજનાની આ એક મહાન સિદ્ધિ સફળ બની. મેગ્નિતનાયા પર્વતના લોખંડના ભંડારને કુઝનેત્સ્કનો કોલસો પહોંચાડતી અને કુઝનેત્સ્કને મેગ્નિતોગોર્સ્કનું લોખંડ પહોંચાડતી રેલવેઓ રાતદિવસ દોડતી થઇ ગઇ.

એ પછી તો કઝાકસ્તાનના કારાગન્દામાં કોલસાની ખાણો હાથ લાગી અને એને ય આની જોડે સાંકળી દીધી.

આ ઉપરાંત કાગળના જંગી ઉદ્યોગો વિશેરા નદીને કાંઠે તથા કામ્સ્ક મુકામે શરૂ કરી દીધા છે. નિઝની તાગિલ્સ્કમાં રેલવે ડબ્બાઓ તૈયાર કરવાનું તથા ભારે પૂલો તૈયાર કરવાનું દુનિયાભરમાં સૌથી મોટું કારખાનું છે. તેવી જ રીતે ઓસ્કમાં મોટર વાહનોનું મોટું કારખાનું છે.

આખા સંઘમાં પેદા થતા તાંબાના ૬૦ ટકા યુરલમાં જ થાય છે. ૧૯૧૩ માં પેદા થતા તાંબાથી દોઢગણું ઉત્પાદન અહીંની રેવકા નામની એક મધ્યસ્થ ફેકટરીમાં થાય છે!

કોલસાના ધામની સાથોસાથ યુરલને તેલનું મુખ્ય મથક—બીજું બાકુ બનાવવાનું ૩જી પંચવર્ષીય યોજનાએ ઉપાડી લીધું હતું.

વળી ઉદ્યોગોની સાથેસાથ ખેતીવાડીમાંય સારી એવી પ્રગતિ આ પ્રદેશે સાધી છે. તેવી જ રીતે સ્વર્દલોવ્સ્કનું તબીબી મથક એક પ્રચંડ સંસ્થા છે. અને આ બધાની કલગીરૂપ મેગ્નિતોગોર્સ્ક શહેર 'નવા શહેર'ના આદર્શની પ્રેરણા આપતું ઊભું છે.

આ રીતે લેનિનના શબ્દોમાં, ઝારના જમાનાનું પછાત અને પૂરાણી અલ્પ ઉત્પાદન શક્તિવાળું યુરલ સોવિયેતનો રક્ષક બની ઊભું છે.

## પશ્ચિમી સાઇબેરિયા

૧૯૪૨ ના માર્ચમાં અમેરિકન જીઓલોજીસ્ટ પ્રોફેસર જ્યોર્જ બી. ક્રેસીએ કહ્યું હતું: " જર્મની સોવિયેત યુરોપ બથાવી પાડે અને જપાન વ્લાદિવોસ્તોક લઇ લે, તો ય યુરલના પહાડો અને સાઈબેરિયા પાસે એટલી ભરપૂર સામગ્રી પડી છે કે જ્યાં સુધી બીજું વિશ્વ યુદ્ધ ચાલશે ત્યાં સુધી તે સામગ્રી આપવામાં પાછું નહિ પડે." પશ્ચિમી સાઇબેરિયા આખા સોવિયેતના કોલસાના ઉત્પાદનના ૪૩ ટકા પૂરા પાડે છે!

ઝારના જમાનામાં સાઇબેરિયાનું નામ દુનિયા આખીએ સાંભળ્યું હતું. પણ તે તો લેનિન અને બીજા હજારો ક્રાંતિકાર સાથીદારોના જેલખાનારૂપે!

તે દિવસોમાં, શુશેન્સ્કોય એક નાનકડું ગામડું હતું. યુક્રેનમાંથી દેશનિકાલ થયેલા નિર્વાસિતોનું એ ધામ હતું. એટલું જ નહિ પણ ૧૮૯૭ થી ૧૯૦૦ સુધીનાં ત્રણ કીમતી વર્ષ જગતના મહાન ક્રાંતિકાર લેનિને એ જ ધરતી પર ગાળ્યાં હતાં. આજ એ ગામ જર્જરિત ઝુંપડાંનું રહ્યું નથી. આજે ત્યાં લેનિન અને ક્રુપ્સ્કાયાનાં નામને અમર કરતાં બે મોટાં સમૂહખેતરો ઊભાં છે. અને શાળા, સંસ્કારગૃહ તથા હોસ્પિટલ નજરે પડે છે. ત્યાંની 'ક્રુપ્સ્કાયા' ક્લિનિકનો લાભ આજુબાજુનાં ૨૧ ગામો લે છે. આ નાનકડું ગામ આજે રેડિયો–ટેલિગ્રાફ તથા વિમાની મુસાફરીનું મથક છે.

*

લેનિનના નિર્વાસિત જીવનની યાદ આપતા આ ગામની કહાણી જેવી કહાણી સાઇબેરિયાનું ગામે ગામ આપે છે.

કોલસાના જે મહાન ઉદ્યોગ મથક કુઝનેત્સ્કની વાત આપણે આગળ જોઈ ગયા એ ય તો ૧૯૧૭ માં એક નાનકડું ગામડું જ હતું. ૧૯૩૯ માં સ્તાલિન્સ્ક નગરી રૂપે ૨૧ લાખની વસ્તી સાથે ઝળહળી ઊઠ્યું.

અને આ નગરી બંધાઈ તેની પૂર્વે રશિયન મહાકવિ માયકોવ્સ્કીએ એનું સાચું ભાવિ ભાખી પણ નાખ્યું હતું.

આ કુઝનેત્સ્કના પાયા ઉપર જ તો આ આખો પ્રદેશ—ઓમ્સ્ક નોવોસિબિર્સ્ક, ક્રાસ્નોયાર્સ્ક તથા આલતાઈ પ્રદેશ ઉદ્યોગોથી ધમધમી ઊઠ્યો છે.

વાહનવ્યવહાર માટે પશ્ચિમથી પૂર્વમાં દોડતી લાંબી ટ્રાન્સ–સાઇબેરિયન રેલવે છે, તથા ઉત્તરથી દક્ષિણે વહેતી ઓબ અને યેનીસી નદીઓ છે.

પરંતુ કોલસા સિવાયની સામગ્રી માટે બીજા દૂરના પ્રદેશો પર આધાર રાખવો પડે એ સાધારણ દિવસમાં તો ઠીક છે પણ આપત્તિના દિવસોમાં કેમ પોસાય ? અને પંચવર્ષીય યોજનાની શરૂઆતમાં જ ગોર્નેઇઆ શોરિયામાં લોખંડ શોધ્યું; માઝુલમાંથી મેન્ગેનિઝ પકડ્યું.

ઉપરાંત, રણની ધરતી પર ભરપૂર પાક ઉતારવાનો સફળ અખતરો વિશેષ ધ્યાન ખેંચે છે. 'ખેતીની ક્રાંતિ' આ સ્થળે સિદ્ધ

થઈ છે. ૧૯૩૫ માં ૯૭,૯૪૯ ચોરસ માઈલ પર ખેતી થતી હતી. ૧૯૪૧ માં ૪ લાખ એકરનો તેમાં વધારો થયો હતો.

## યાકુતિયા

આ સ્વાયત્ત પ્રજાતંત્રની વસ્તી માત્ર ૪ લાખ જેટલી છે. લેના નદીની ફળદ્રુપ ખીણોનો લાભ આ પ્રદેશને મળ્યો છે. અને સોવિયેતનું આ સોનાનું ખેતર છે. આલ્ડન ગોલ્ડફિલ્ડ, ઉપરાંત અલ્લાખ-યુનમાં સોવિયેતને સોનાની ખાણો લાધી છે.

બીજી ધાતુઓ અને કોલસો પણ અહીં પેદા થાય છે. ઉદ્યોગ, ઢોર તથા ખેતી—બધી દૃષ્ટિએ, આ ગીચ જંગલોથી ભરેલો પ્રદેશ નવી સંસ્કૃતિના શ્વાસ લઈ રહ્યો છે.

જેને પોતાને કક્કો પણ ન હતો તેમાં આજે ૪૨૫ શાળાઓ તથા ટેકનિકલ જ્ઞાનનાં મથકો ઉપર તેમની પોતાની ભાષામાં જ્ઞાન અપાઈ રહ્યું છે!

૨૦૦ દાક્તરો, અનેક હોસ્પિટલો—આરામગૃહો તથા ૨૩ સિનેમાગૃહો ઉપરાંત ફરતાં સિનેમાગૃહો અને નાટ્યગૃહો આજે આ પ્રદેશ પાસે છે.

## બુરિયાત

ક્રાંતિ પૂર્વે આ ભૂમિએ જપાની હકુમતની ગુલામીનો કડવો અનુભવ કર્યો હતો. અને ક્રાંતિ બાદ આંતર વિગ્રહના દિવસોએ તેની પ્રગતિને રુંધી હતી. ૧૯૨૩ માં સ્વતંત્ર પ્રજાતંત્રની સ્થાપના થવા છતાં એ માઠી અસરો મારી હઠાવતાં વર્ષો વીત્યાં. સાચી રીતે તો ૧૯૨૯ માં શરૂ થયેલ પ્રથમ પંચવર્ષીય યોજનામાં જ તેણે નવો જન્મ ધારણ કર્યો.

બુરિયાતની સમસ્યા બીજા પ્રજાતંત્રો કરતાં કેટલેક અંશે જુદી હતી. એની દક્ષિણે મોન્ગોલ પ્રજાનું પ્રજાતંત્ર અસ્તિત્વમાં આવ્યું હતું. સોવિયેતથી તે સ્વતંત્ર હતું, પણ સોવિયેતની મૈત્રીમાં તે દૃઢ હતું. પરંતુ તેથી જ કરીને તો, સોવિયેતના દુશ્મનો આ પ્રજાતંત્રમાં સોવિયેત વિરોધી અસર જમાવવા મથી રહ્યા હતા. બીજી બાજુ, સોવિયેત એ પણ જોઈ રહ્યું હતું કે ચીનમાંના યુદ્ધ સામંતો મોંગોલિયા ઉપર દાઢ ભીડી બેઠા હતા અને સોવિયેત વિરુદ્ધ તણખા ફેલાવી રહ્યા હતા. સોવિયેતે આ તણખામાંથી ભડકો ઊઠે તે પહેલાં બુરિયાતને બખ્તર જડી દેવાની જરૂર જોઈ હતી.

૧૯૩૬ માં તો આ જંગલમાં (૭૮ ટકા પ્રદેશ જંગલથી ઘેરાયેલો છે) ૧૦૬૮ સમૂહ ખેતરો જાગી ઊઠ્યાં. લગભગ ૯૧ ટકા ખેડૂતો એમાં જોડાઈ ગયા.

ઉદ્યોગ ક્ષેત્રે પણ તેણે શાનદાર પ્રગતિ દાખવી છે. ૧૯૨૦ કરતાં ૧૯૪૦ માં તેની ઔદ્યોગિક પેદાશ ૪૪ ગણી થઈ હતી !

સંસ્કાર ક્ષેત્રે—ત્યાં પોતાની લિપિ ન હતી; મોંગોલિયન ભાષામાં જ લખાણ થતાં. આવા આ જંગલી પ્રદેશમાં આજે ૫૦૦ પ્રાથમિક—માધ્યમિક શિક્ષણની શાળાઓ તથા ૧૪ ઉચ્ચ અને ટેકનિકલ શિક્ષણની શાળાઓ ચાલે છે. જેમાં એકંદર ૪૦ હજાર બાળકો ભણે છે. ૧૯૩૭ સુધીમાં જ ૮૪ ટકા વસ્તી ભણેલી ગણેલી થઈ ગઈ. ૧૭ અખબારો, ૧૩૪ લાયબ્રેરીઓ તથા ૧૪૭ સિનેમાગૃહો છે. દાક્તરો, હોસ્પિટલો અને થિયેટરોનો આજે આ પ્રજા છૂટથી ઉપયોગ કરતી થઈ ગઈ છે.

## દૂર પૂર્વ

આ પ્રદેશને સૌથી મોટો સવાલ હોય તો તે વસ્તી ઓછી હોવાનો છે. ધરતી અફાટ છે—૧ લાખ ૮૧ હજાર ચોરસ માઈલ. ફળદાયી પણ છે. પણ વસ્તી જૂજ છે—માત્ર ૪૫ લાખ. સોવિયેત સરકારે ગામનાં ગામને અહીં આવી વસવામાં ઉત્તેજન આપ્યું છે. અને હિટલરી યુદ્ધના દિવસોમાં ભયપ્રદ પ્રદેશોમાંથી ઘણાં બાળકોને આ પ્રદેશમાં ખસેડી દેવામાં આવ્યાં હતાં.

બીજો સૌથી મોટો સવાલ આ પ્રદેશને માટે જપાનના શાહીવાદની રંજાડનો છે. જો આ પ્રદેશ ઓદ્યોગિક રીતે સ્વતંત્ર ન બને તો, હમેશાં તેને તેના રક્ષણ માટે મોરકો ઉપર આધાર રાખવો પડે !

આ ઉણપ કોઇ પણ ભોગે દૂર કરવી જ રહી. અને સોવિયેત તંત્રે ત્રીજી પંચ વર્ષીય યોજના દરમિયાન અપૂર્વ સિદ્ધિ હાંસલ કરી. ઔદ્યાગિક દૃષ્ટિએ તે સ્વતંત્ર અને પ્રથમ પંક્તિનો પ્રદેશ બની ગયો. એટલું જ નહિ પણ બહારના પ્રદેશો સાથે સંબંધ રાખવા ટ્રાન્સ–સાઈબેરિયન રેલવેમાં બે ગણો ઉમેરો કર્યો. આ રેલવે પર્વતોની પૂંઠે થઈ દોડતી હોઇ, દુશ્મનના હલ્લાથી સલામત હોઈ, યુધ્ધ દિવસોમાં અત્યંત મહત્ત્વની ઠરી ચૂકી છે.

## ચિતા

આખા સોવિયેતમાં સૌથી મોટા સમૂહ ખેતરો ધરાવવાનું માન આ પ્રદેશને છે. કેટલાંક ખેતરો તો ૨૦ થી ૨૨ હજાર એકર ધરાવે છે. સ્વાભાવિક રીતે જ ખેતી પ્રત્યે અહીં વિશેષ લક્ષ અપાયું છે. ૧૫ લાખ એકર જમીન ખેતીના ઉપયોગમાં આણી છે.

પરંતુ સાથોસાથ આશ્ચર્યની હકીકત એ છે કે સોવિયેત એશિયામાં ઉત્પન્ન થતા ટીનના ૬૫ ટકા તો અહીંના જ એક જંગી કારખાનામાં પેદા થાય છે.

## જ્યુ–સ્વાયત્ત પ્રદેશ

વરસો થયાં યુરોપ ભરમાં ને ઝાર રશિયામાં સતાવાઇ રહેલી જ્યુ પ્રજા માટે ખાસ સગવડો અને ખાસ વસાહતો હોવાનું સોવિયેત સરકારને સમજાઇ ગયું હતું. અને ૧૯૨૮ માં આ પ્રદેશને જ્યુના નિવાસ તરીકે વિકસાવ્યો. જો કે, ૧૯૩૮ માં ૨૦ હજાર કામદારો અહીં આવી વસ્યા પછી જ સાચો વિકાસ શકય બન્યો.

આ પ્રદેશનો વિકાસ ધીમો છતાં સંગીન છે.

આ યુદ્ધ દરમિયાન પોલેન્ડ તથા બીજા જર્મન પદદલિત પ્રદેશોમાંથી અનેક જ્યુ કુટુંબો અહીં આવી વસેલાં છે.

## સાખાલિન ટાપુ

રક્ષણની દષ્ટિએ સૌથી વધુ ચિંતાભર્યો પૂર્વનો કોઈ પ્રદેશ હોય તો તે સાખાલિન છે. કેમકે જપાન અને સોવિયેતની સત્તાઓ વચ્ચે તે વહેંચાઈ ગયેલો છે. ૧૯૦૪ માં રશિયા જપાનની સંધિ અનુસાર ઉત્તરમાં સોવિયેતની અને દક્ષિણ પ્રદેશમાં જપાનની સત્તા નક્કી થયેલી હોવા છતાં આંતરવિગ્રહનાં દિવસોનો લાભ લઈ જપાને આખો ટાપુ કબજે કરી લીધો હતો. આખરે ૧૯૨૫ માં અરધો ટાપુ સોવિયેતે પાછો મેળવ્યો હતો. પરંતુ હજીય કેટલેક સ્થળે જપાની તેલના કુવા અને સોવિયેત હસ્તકના તેલના કુવા અડોઅડ આવેલા છે.

આવી સ્થિતિમાં સાખાલિનના જ તેલ ઉપર આ પ્રદેશને આધાર રાખવો ન પડે એ માટે સોવિયેત સરકારે અગમચેતી વાપરી કામાચાત્કા તથા આમુર નદીના પ્રદેશમાંના તેલના કુવાનો ઉપયોગ કરવા માંડ્યો છે. આ ટાપુ ઉપર કોલસો પણ મોટા જથામાં થાય છે.

૧૯૨૫ માં આ ટાપુનો ઉત્તર ભાગ સોવિયેતે પાછો મેળવ્યો ત્યારે તેની જન સંખ્યા માત્ર ૧૦ હજારની હતી. પરંતુ સોવિયેત સરકારના પરિશ્રમે ત્યાં ઉદ્યોગોનો વિકાસ થયો ને ૧૯૩૬ માં વસ્તી પણ ૧ લાખ જેટલી બની.

આમ, ઝારના જમાનામાં ભયંકર સજાઓ માટે અનામત રાખવામાં આવેલો અને 'રાક્ષસ ટાપુ' ને નામે મશહૂર બનેલો આ ટાપુ આજે નવી સંસ્કારી જિંદગીથી મઘમઘી ઊઠ્યો છે.

## કામાચાત્કા

જવાલામુખી પર્વતોથી ગાજતો આ પ્રદેશ રહેઠાણુ માટે આજ લગી નકામો જ ગણાયો હતો.

આજે આ પ્રદેશમાં માછીનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલે છે. અને જયાં એકે દાક્તર નજરે પડતો ન હતો ત્યાં આજે ૧૦૦ દાક્તરી મથકો હયાત છે! અનેક શાળાઓ અને વિવિધ પ્રજાઓનાં બાળકો માટેનાં બાલગૃહો મોજુદ છે.

## આર્કટિક પ્રદેશ

કુદરતી દૃષ્ટિએ સૌથી વધુ પ્રતિકૂળ ભયંકર ઠંડીવાળા એવા આ પ્રદેશમાં સોવિયેત રાજ્યતંત્રે હાંસલ કરેલી સિદ્ધિઓ માણસ જાતની મહાન કામિયાબીઓમાં મોખરે ઊભે એવી છે.

દુનિયાને માથે બિરાજતા આર્કટિક સમુદ્રને માનવી વ્યવહારમાં લેવાની ખ્વાયેશ તો અનેક વિજ્ઞાનિકો ને સાહસવીરોએ ભૂતકાળમાં સેવી હતી. કેબોટ, હડસન, ફ્રોબિસર ને છેલ્લે કેપ્ટન કુક એને માટે મરી મથી નિરાશ થયા હતા. ત્રણુસો ત્રણુસો વર્ષની એ જહેમત અફળ રહી હતી. દુનિયાને વીંટતો ઉત્તર-પશ્ચિમનો માર્ગ હજી કોઈને વશ થયો ન હતો. આખરે એ યશ સોવિયેતને શિર ઊતર્યો.

એવા આ આર્કટિક સમુદ્રમાં જહાજોની સફળ અને વ્યવસ્થિત સફર થઈ શકે એ માટે સોવિયેતે કાંઈ નહિ તો ૬૦ પોલર રીસર્ચ મથકો ઊભાં કર્યાં છે. અને સદાકાળ જમ્યા રહેતા બરફના પહાડોને સતત રીતે તોડનારા ૪૦ બરફ–ભંગા રાક્ષસી યંત્રો ગોઠવવામાં આવ્યાં છે. તેઓ જહાજોનો માર્ગ સદાકાળ સાફ રાખે છે. પરિણામે આજે યુરાપી રશિયામાંથી મુર્માન્સ્ક અને આર્ચેન્જેલ દ્વારા ઉત્તરી સમુદ્રમાં થઈ યાકુતિયા સુધી સફરી ને માલનાં જહાજો માત્ર ૨ જ માસમાં જઈ શકે છે. યુદ્ધ દરમિયાનના નવા અખતરાઓ એ જાહેર કર્યું છે કે ભર શિયાળામાં સુધ્ધાં આ જવર અવર શક્ય બની છે.

એક મીઠું સ્વપ્ન આમ સાચું ઠર્યું છે!

આ સિધ્ધિના પ્રતાપે બીજા અનેક લાભો થવા ઉપરાંત ફોજી રક્ષણની દૃષ્ટિએ ઘણો જ ફાયદો થયો છે. અમેરિકાના કિનારાથી આર્ચેન્જેલ સુધીના આ ૬૦૦૦ માઇલના માર્ગને પ્રતાપે ઉત્તર પાસિફિક અને પાસિફિકનો મોરચો સાંકળી શકાયો છે. સંયુક્ત રાષ્ટ્રોના સહિયારા વ્યૂહ માટે આ સિદ્ધિ એક મહત્ત્વની નીવડી છે.

અને માત્ર સમુદ્રની જ વાત નથી. આર્કટિક સાઈબેરિયા પણ ભટકતી ટોળીઓનું અને જંગલી પશુઓનું વેરાન નિવાસ સ્થાન મટી જઈ નૂતન નાગરિકોની સંસ્કારી સૃષ્ટિરૂપે પરિવર્તન પામ્યું છે. બટાટા, કાંદા, ઘઉં, જવ વગેરે સારા પ્રમાણમાં પેદા થવા લાગ્યાં છે.

વિમાની જહાજો, રેડિયો ને સમુદ્રી સફરને કારણે આ પ્રદેશ વેપાર ઉદ્યોગો માટેનું એક નવું ધામ બની શક્યું છે. અનેક નવાં શહેરો સાઇબીરિયાની નદીઓને કાંઠે વસ્યાં છે.

ઇગાર્કા! આ પ્રદેશનો એક નવો જ બેટ! ૧૯૨૮ માં એની બાંધણી શરૂ થઈ. પણ નદીનો કાંઠો એટલો બધો ઊંડો હતો કે ત્યાં ધક્કો બાંધી શકાય એમ ન હતો. જહાજો લાંગરી શકે એવો ધક્કો તૈયાર કરવા માટે ગમે તેટલા લાંબા થાંભલા દાટો તોય એ ધક્કાની સદ્ધરતા વિષે શંકા જ રહેતી. એમાં ય વસંતનાં પૂર આગળ ટકી શકે એવી તો શક્યતા જ ન હતી.

છેવટે, ઉપાય સોવિયેતના વિજ્ઞાનિકોને સૂઝયો—લોખંડ, કોન્ક્રીટ યા લાકડાનો તરતો ધક્કો તૈયાર કરવો રહ્યો ! અને સોવિયેતના ઈન્સાનોએ ૧૯૩૪–૩૫–૩૬ નાં વર્ષોમાં, ૪૦ ડીગ્રીથી ઓછી આબોહવામાં દરિયાને નાથ્યો, બરફના પહાડોને વીંધ્યા ને જોઈતું તોરસ્તાન ખડું કરી દીધું !

એના પ્રતાપે આજે ઈગાર્કા લાકડાંની મિલો અને ઇલેકટ્રીક કારખાનાંથી ધમધમી ઊઠ્યું છે.

*

આ પ્રદેશ—સાઇબેરિયન આર્કટિકની વસ્તી તો માત્ર ૫ લાખની જ છે. એમાં ય ૩૦ જૂથો ને જાતિઓ છે. આ જૂથો આજ લગી એટલાં તો છૂટાં છવાયાં રહેતાં હતાં કે સામાજિક વિકાસ, સંસ્કારી પ્રગતિની કશી જ શકયતા ન હતી. મોટા ભાગનાં આ જૂથો ભટકતી ટોળીઓ જેવાં હતાં. સ્વતંત્ર ભાષા અને હકકો તો હોય જ કયાંથી ?

આજે આ જ જૂથો સ્થાયી વસવાટ કરનારાં બની ગયાં છે. તેમને સમૂહ ખેતરો છે. તેમને શાળાઓ છે. સિનેમા ગૃહો અને પ્રવાસી નાટક મંડળીઓ છે. તબીબી સગવડો પણ ભરપૂર છે. એકલા સાઇબેરિયન આર્કટિકમાં ૪૦૦ હોસ્પિટલો છે. કોઈ પણ પ્રકારના નિયંત્રણ વિના તમામ જૂથો જાતિઓ ને પ્રજા માટે ખુલ્લી છે.

નેન્ત્સી જૂથની કથા પ્રેરક છે. ઝારના જમાનામાં અત્યંત હીન દશામાં ભટકતી આ ટોળી વેપારીઓ અને સરકારી સિપાઇઓના ક્રૂર ભોગ બની હતી. જીવન ટકાવવા પણ અશક્ત બનેલી આ ટોળી લગભગ વિનાશ પામવા આવી ચૂકી હતી. આવી આ પ્રજાને જીવત દાન આપનાર, તેના જુદા વસવાટો (૧૯૩૦ માં) બાંધી આપનાર અને તેમને માણસ જાતના હકકો બક્ષનાર પહેલ વહેલી સત્તા સોવિયેતની હતી.

આજે પંદર વરસમાં આ પ્રજા સ્થાયી વસવાટ કરનારી બની છે; વધુ પ્રમાણમાં રૂંવાંટી ભેગી કરનાર બની શકી છે. એટલું જ નહિ, પણ સામુદાયિક માછી ઉદ્યોગો તે ચલાવે છે. સામુદાયિક રીતે સહકારી પદ્ધતિએ તેના વેચાણની વ્યવસ્થા કરે છે. અને બદલામાં સોવિયેતના બીજા પ્રદેશોના

તમામ લાભો પ્રાપ્ત કરે છે. જીવનની જરૂરિયાતનો હજાર પ્રકારનો આજે માલ નક્કી કરેલ દામે ઊંડામાં ઊંડા અંધારિયા ખૂણામાં પણ તેમને મળી શકે છે.

સોવિયેત રાજ્યે તેમને ખેતીના વિકાસ માટે ય શક્ય એટલી તમામ ખાસ સગવડો અને સહાય આપી છે. પરિણામે ૧૯૪૦ માં તેઓ થોડાક પ્રમાણમાં વટાણા, શણ, તમાકુ, જવ અને શાકભાજી પેદા કરતાં થઈ ગયાં હતાં.

ઢોરોના ઉછેરમાં પણ રેન્ડિયર, ઘોડા, જંગલી ઘેટાં વગેરેનો મોટા પ્રમાણમાં ઉછેર કરતા થયા છે. આ ઉપરાંત નવાં નવાં પ્રાણીઓના ઉછેરનો ઉદ્યોગ પણ તેમણે શોધી કાઢ્યો છે.

અને આ પછાતમાં પછાત પ્રજા ય નેન્ત્સીને ૧૯૪૩ માં ૫૬ શાળાઓ હતી. એટલું જ નહિ પણ એના કેટલાક યુવાન યુવતીઓ આજે મોસ્કો, ઓમ્સ્ક અને લેનિનગ્રાદની વિદ્યાપીઠોમાં અભ્યાસ કરે છે.

આવી જ વાત, થોડાંક જ વરસો પૂર્વે માત્ર ૨૦૦ ની વસ્તી ધરાવનારું તુરુખન્સ્ક ગામડું કહી જાય છે. આજે ત્યાં ૧૬૦૦ ની વસ્તી છે. નાનકડી લાયબ્રેરીમાં મિલ્ટનની ‘ પેરેડાઈઝ લોસ્ટ ’ જેવી કિતાબો સુદ્ધાં છે. નાનકડું નાટ્ય ઘર અને સંગીત મંડળી પણ છે, જેમાં ગોગોલ, ઓસ્ત્રોવ્સ્કી, મોલિયેર વગેરેનાં નાટકોની મહેફિલો ઊડે છે. અને તે ય પોતાની જબાનમાં જ ! એટલુંજ નહિ પણ, પોતાની ૧૦ મી સંવત્સરીની ઉજવણી પ્રસંગે તેમણે તેમના જ સાહિત્યકારે તૈયાર કરેલ નાટક પણ ભજવ્યું હતું.

## કઝાકસ્તાન

પ્યારા સ્તાલિનને સંબોધી દિલભરીને ગાનાર ૯૦ વરસની ઉમરના મશહૂર શાયર જાંબુલને જન્મ આપનારી ભોમકા સદીઓ થયાં શાયરી અને સંસ્કારિતાની રસિયણ તરીકે વિખ્યાત છે: આજે ય તે એના આ મહાન કવિને ગૌરવભેર આગળ ધરી રહી છે, ત્યારે તેની પાસે ૪૦ નાટ્યગૃહો છે. જેમાં ૧૯૪૩ માં ૭૦૦૦ વાર પ્રયોગો થયા હતા. એની પાસે ફિલ્મ ઉદ્યોગનો ઉચ્ચ વિકસિત કસબ છે. આ યુદ્ધ દરમિયાન વિખ્યાત ‘ લેનાફિલ્મ ’ અને

'મોસફિલ્મ' સ્ટુડિયોને આ પ્રદેશના મુખ્ય નગર આલ્માઆતામાં ખસેડવામાં આવ્યા હતા.

અને ઝારના જમાનામાં જ્યાં અરધા ઉપરની વસ્તીને કક્કો લખતાં વાંચતાં નં હતો આવડતો ત્યાં આજે ૧૦ લાખ વિદ્યાર્થીઓ ટેકનિકલ શાળા તથા કોલેજોમાં અભ્યાસ કરી રહ્યા છે. વળી આ જ એ પ્રદેશ છે, જ્યાં નાઝી હત્યારાઓના હાથમાં પડેલ યુક્રેનની શિક્ષણ સંસ્થાઓને ખસેડવામાં આવી હતી. કીવ અને ખારકોવની વિખ્યાત વિદ્યાપીઠો પણ આલ્માઆતામાં આવી વસી હતી.

આવા આ સંસ્કારધામનો ખેતી અને ઔદ્યોગિક વિકાસ અનેકવિધ છે.

ઉત્તર કઝાકસ્તાન ધાન્યનો ભંડાર છે. તો કાપડ મિલ, આટામિલ, રબર ફેક્ટરીમાં ય તે પછાત નથી. ધાતુઓની પેદાશમાં—તેલ, કોલસો, સોનું, તાંબું, નીકલ, લોઢું, એલ્યુમિનમ વગેરેમાં ય તેનો હિસ્સો મોટો છે. આખા સોવિયેત સંઘમાં પેદા થાય છે તેના ૬૦ ટકા સીસું અને ૫૦ ટકા જસત અહીં જ પેદા થાય છે. તેલ તથા કોલસામાં ય એનો નંબર ત્રીજો છે. અને કપાસ, ધાન્ય તથા ઢોરની બાબતમાં ય હવે તે "નવું યુક્રેન" બની રહ્યું છે.

રેલવે, જલમાર્ગો અને ઇલેક્ટ્રીસીટીમાં પણ તે આગલી હરોળ ધરાવે છે.

## મધ્ય એશિયા

ઉઝબેકિસ્તાન, તુર્કમાન, કિરગિઝ, તાજિકિસ્તાનનાં સમાજવાદી પ્રજાતંત્રોનો બનેલો આ પ્રદેશ પશ્ચિમે કાસ્પિયન સમુદ્ર, તથા પૂર્વમાં ચીન અને દક્ષિણે અફગાનિસ્તાન તથા હિંદને અડીને વિસ્તરેલો છે. એક બાજુ, કાસ્પિયન સમુદ્રની નજીકનો પ્રદેશ છેક નીચાણમાં છે, તો પામીર અને તિયાનશાનના પર્વતો સોવિયેતના ઊંચામાં ઊંચા પ્રદેશો છે. અને આ વિશાળ પ્રદેશમાં માત્ર બેજ એવી નદીઓ છે—આમુ તથા સીર, જે રણમાં લોપાઈ ન જતાં દરિયાને જઈ મળે છે. દુનિયા આ નદીઓને આમુ–દરિયા અને સીર–દરિયાને નામે જ પહેચાને છે.

અખૂટ કપાસ–સફેદ સોનાનો આ મુલ્ક છે. તમામ ઉદ્યોગો કપાસને વીંટળાઈને વિકસેલા છે. ઢોરોના ઉછેર માટે પણ આ પ્રદેશ મશહૂર છે.

અને ૧૯૨૪ થી ૧૯૩૪ નાં ૧૦ જ વર્ષમાં તેના ઉત્પાદનમાં ૫૦૦ ગણો વધારો થયો છે ! તેવી જ રીતે સમૂહ ખેતરો, ખેડાતી જમીનના એકરો, ટ્રેક્ટરો અને લણણીનાં મશીનોથી માંડી વસ્તીમાં માત્ર ૧૦ વરસની અંદર અદ્દભુત વધારો થયો છે. ૧૯૪૦ માં આ પ્રદેશમાં ૧ કરોડ ૫ લાખની વસ્તી હતી.

આવો આ પ્રદેશ ઇતિહાસ મશહૂર છે. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓને વેપારદ્વારા જોડનાર મહામાર્ગ તરીકે સૈકાંઓ પહેલાં તેણે સેવાઓ આપી છે. અને સ્વાભાવિક રીતે જ, પૂર્વ અને પશ્ચિમ બંને દિશામાંથી વારંવાર હલ્લાઓના ભોગ પણ તેને થવું પડ્યું છે. ઇ. પૂ. ૩૨૯માં મહાન સિકંદરે સોનાની સમરકંદ નગરીને ઉજાડી હતી. ને ગ્રીક સત્તા સ્થાપી હતી. એ પછી હજાર વરસે ઈ. સ. ૭૧૧ માં આરબોએ આમુદરિયાને ઓળંગી હલ્લો કર્યો હતો. ત્યાર બાદ બસો વરસે ૧૦ મી સદીમાં તુર્કો–મોન્ગોલનાં ધાડાંઓ આ મહાનગરીને ફરીવાર ઉજાડી ગયાં હતાં. પણ ચંગીસખાનના ઘોડેસ્વારોએ ઇ. સ. ૧૨૨૧ માં ઝીંકેલી આગ અને ૧૩૬૯ માં તૈમુરલંગે વીંઝેલી વીજળી ઇતિહાસ મશહૂર છે.

આજે ય આ તૈમુરની બીબી–ખાનની સ્મૃતિને જલાવતી બિલોરી પથ્થરોમાં મઢેલી મસ્જીદ મહાન સ્થાપત્યની યશગલગી સમી ઊભી છે. પરંતુ તૈમુરની એ દિવસોની જાહોજલાલી તો ખાખરાખ બની ગઇ. નહેરોની કઢંગી પદ્ધતિ નિષ્ફળ નીવડી. હરિયાળી ભૂમિ પાછી લૂ ખાતી રણની બની ગઇ. અને સોનાનું સમરકંદ સાવ શુષ્ક વેરાન બની ગયું.

તૈમુરના સામ્રાજ્યના ટુકડે ટુકડા થઈ ગયા. ખીવ, કોકંદ અને બુખારાના ખાન અમીરોએ લૂંટનો હાથ ચલાવ્યો. ૧૭૯૨ માં એ અત્યાચારની સામે કિસાનોએ બંડ પોકાર્યું, જેને ક્રૂરતા પૂર્વક દબાવી દેવામાં આવ્યું.

વરસો વીત્યાં ને ખાન અમીરોએ અંદર અંદર ગળાં કાપ્યાં. ૧૯ મી સદીના અંતમાં એનો લાભ રશિયાના ઝારે લીધો. એ તમામ પ્રદેશોને પોતાના-સકંજામાં એણે સપડાવી લીધા.

અને, જ્યારે દુનિયામાં માણસોનો વેપાર અસંસ્કારી યુગની નિશાની સમો બની ગયો હતો, ત્યારે ૧૮૯૦ માં સુદ્ધાં બુખારાના બજારમાં સો રૂપેરી સિક્કામાં યા પાંચ તલવારના બદલામાં યા બે બન્દુકના દામમાં એક માનવગુલામ ઉપલબ્ધ હતો !

આવા આ પ્રદેશને એનું ઐતિહાસિક ગૌરવ પાછું અપાવનાર ૧૯૨૦ની સાલ હતી. પ્રજાના ઇન્કિલાબે બીવ બુખારના ખાનને ફેંકી દીધા ને સોવિયેતની સત્તાની સ્થાપના કરી. એ પછી જ તો વેરાન મુલ્ક પાછો હસી ઊઠ્યો. માનવી માનવી સામેના સંગ્રામને બદલે જંગલ અને રણુ સામેનો સંગ્રામ શરૂ થયો. અને ૧૯૪૦ સુધીમાં તો ૧૨॥ લાખ એકર જમીનને જીવન બક્ષવામાં આવ્યું.

હિટલરી યુધ્ધના દિવસોમાં આ ભૂમિ પર પાછાં દુશ્મનોનાં નિશાન બજી રહ્યાં હતાં. આ મધ્ય એશિયાની ભૂમિ વીંધી ઇરાન અને અફગાનિસ્તાન દ્વારા હિંદ તરફ ઊતરી આવી જર્મની જપાન સાથે મિલનનાં સ્વપ્ન સેવી રહ્યું હતું.

અને બર્મારોડ જપાનીઓને હસ્તક ચાલ્યો જતાં ચીન, હિંદ અને ઇરાન મોકલવાની સામગ્રી માટે આ એકજ પ્રદેશ માર્ગરૂપ રહ્યો હતો. તુર્કમાને ઇરાન દ્વારા બલુચિસ્તાન અને હિંદ સાથે સાંકળ જોડી હતી. તો, કિરગિઝ અને ચીન તથા તાજિક ઉઝબેક અને અફગાનિસ્તાન વચ્ચે પણ સંધાણ થઇ ગયાં હતાં.

## ઉઝબેકિસ્તાન

સમરકંદ—બુખારા ! સદીઓ લગી મુસ્લિમ સંસ્કૃતિનાં આ અમર ધામો. તાશ્કંદ એનું પાટ નગર. આજે તે આખા મધ્ય એશિયાનું આર્થિક અને સંસ્કાર કેન્દ્ર છે. ૬ લાખની એની વસ્તી છે. એક દિવસ ગંદકી અને બિમારી માટે જ પંકાયેલ આ શહેરની વસ્તી અનેકગણી વધવા છતાં આજે સ્વચ્છ અને નિરોગી તરીકે તે નામના મેળવી ચૂકયું છે. સિનેમાગૃહો એને ત્યાં ૭૦૦ છે; તો કલબો ૧૨૦૦ અને પુસ્તકાલયો ૧૩૦૦ છે. કાંઇ નહિ તો, ૫૦ થી વધુ રંગભૂમિઓ છે, જ્યાં ગોર્કી, પુશ્કિન, શીલર,

શેકસપિઅરનાં નાટકો ઉઝબેક જબાનમાં ઉઝબેક રંગરોગાનમાં ભજવાય છે. ઉપરાંત ઉઝબેકને પોતાને ય મશહૂર કવિ કલાકારો છે.

યુધ્ધ દરમિયાન નાઝી દુશ્મનને હાથ પડેલા યુક્રેન, વ્હાઇટ રશિયા, બેસેરેબિયા, ઉત્તર બુકોવિના વગેરે પ્રદેશોના જ્યુ લોકો જેમ અહીં આવી આશ્રરો પામ્યા હતા, તેવી જ રીતે હજારો લાખો બાળકોને પણ આ યુધ્ધ દરમિયાન અહીં આશ્રય મળ્યો હતો.

આ પ્રદેશની ઉન્નતિની ચાવી વિશાળ નહેરોમાં રહેલી છે. જૂની નહેરોને સમારવામાં તથા નવી નહેરો તૈયાર કરવામાં ત્યાંની સમસ્ત પ્રજાએ શકય એટલી કુરબાનીઓ આપી છે. ૧૭૦ માઇલની 'ફરગાના નહેર' ૧ લાખ ૬૦ હજાર સ્ત્રીપુરુષોની મહોબ્બતની મજૂરીનું ભવ્ય સર્જન છે. બીજી 'કાર્તા-કુર્ધન નહેર' ૫ાા કરોડ એકર-ફીટ પાણી પૂરું પાડે છે. તો 'દિઝ-કેત-કેન નહેર' ૧ાા લાખ એકર જમીનને પોષે છે. 'ઉત્તર તાશકંદ નહેર' બીજા ૧૧ લાખ એકરને પોષે છે. આવી તો અનેક નહેરો અહીં વહી રહી છે.

પુરાણું પવિત્ર બુખારા મુસ્લિમ મુલ્લાંઓનું મુખ્ય ધામ હતું. દર વરસે ૧૬૦૦૦ જુવાન મુલ્લાઓ અહીં તૈયાર થતા હતા. જો કે આજે એ જમાનાની ધર્માંધતા, જોહાકી ને દંભનું આ ધામ રહ્યું નથી, પણ જ્ઞાન અને મુસ્લિમ સંસ્કારિતાનું તો તે ધામ છે જ છે.

વળી, એક જમાનામાં આ પ્રદેશની તમામ સ્ત્રીઓ આખા શરીરને ઢાંકતો કાળો બુરખો ઓઢતી હતી. આજે ત્યાંની પ્રત્યેક નારીએ એ પડદાને 'જેલ' ગણી ફગાવી દીધો છે. આજે ત્યાંની નારી શિક્ષણ અને સંસ્કારપ્રાપ્ત બની ચૂકી છે. ૧૯૩૮ માં જ ૪૦ હજાર ઉઝબેક નારી કારખાનાઓમાં તથા સમૂહ ખેતરો અને અન્ય સંસ્થાઓમાં કામ કરી રહી હતી.

## તાજિકિસ્તાન

સિંધ જેવડો આ મુલ્ક છે. ૧૯૨૯ માં તેણે એક સ્વતંત્ર પ્રજાતંત્રનું સ્વરૂપ ધારણ કર્યું. હિંદને અડીને ઊભેલો, 'દુનિયાના છાપરાં' ને નામે ગવાયેલો પામિર પહાડ આનો જ પ્રદેશ છે.

ગીચ જંગલ અને ઊંચા પહાડોનો આ પ્રદેશ માનવ રહેઠાણ તથા વનસ્પતિ માટે સાવ નકામો ઠરેલો. એવો આ પ્રદેશ આજે માનવ સંસ્કૃતિ ને વસ્તી પામ્યો છે. આ પ્રજાતંત્રની સ્થાપના થઈ તે પહેલાં અહીં પાકા રસ્તાઓ જ ન હતા. આજે તો પાકા રસ્તા અને રેલ્વેઓ સુદ્ધાં પહાડોને વીંધતી સફર કરી રહેલ છે.

અને અરધો ટકો પણ શિક્ષણ ન હતું ત્યાં ૧૯૪૩ માં ૪૭૦૦ પ્રાથમિક શાળાઓ, ૫૦ ઉચ્ચ શિક્ષણની અને ૨૪ ટેકનિકલ શિક્ષણની શાળાઓ તથા ૪ વિદ્યાપીઠોમાં થઈ ૨ લાખ ૯૦ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા.

૧૯૩૩ માં તો આ પ્રજાએ પોતાની રંગભૂમિ શરૂ કરી હતી. આજે ત્યાં ૨૨ નાટ્યગૃહો અસ્તિત્વ ધરાવે છે. તથા ત્યાંની જ ભાષામાં ૧૭ અખબારો પણ પ્રસિદ્ધ થાય છે.

આ પછાત પ્રદેશમાં ૧૯૧૪ માં ૧૩ દાક્તરો હતા. ૧૯૩૯ માં તેમની સંખ્યા ૪૪૦ થઈ હતી. ૧૯૧૪ માં માંદાઓ માટે ૧૦૦ બિછાનાંઓની સગવડ હતી. ૧૯૩૯ માં ૩૬૭૫ ની હતી. ગર્ભવતી સ્ત્રીઓ તથા બાળકો વૃદ્ધો માટે આરામગૃહોની તો કલ્પના જ ન હતી, ત્યાં આજે એની ય ભરપૂર સગવડો છે.

## તુર્કમાન

રજપૂતાનાના જેવો આ પ્રદેશ છે. ૮૫ ટકા જમીન નર્યું રણ છે! મોટા ભાગની પ્રજા આમુદરિયા તથા બીજી નદીઓના, તથા કાસ્પિયન સમુદ્રના કિનારાના પ્રદેશ પર વસે છે. પર્વતો ઉપરથી વહેતા પ્રચંડ જલધોધો ત્યાંની ધીખતી રણભૂમિમાં ક્યાંય અલોપ થઈ જાય છે.

આવી ધરતી પર પણ નહેરો ખોદવાનું ભગીરથ કાર્ય કેટલેક અંશે પાર પડ્યું છે. ને ખેતીની શરૂઆત થઈ શકી છે. આ ઉપરાંત રણના પેટાળમાં રહેલા ભેજનો ઉપયોગ કરવા માટે ખાઈઓ ખોદવામાં આવી છે. તથા કારાકુલ રણમાં ગંધકના છોડ પેદા કરવાની શોધ થઈ ચૂકી છે. સાથોસાથ આમુદરિયા તથા કારનોદોબ્સ્ક ને કાંઠે જહાજોનાં

મથકો બંધાયાં છે, તથા આસ્કંદ નગરીમાં રેશમ અને સૂતરની મિલો ધમધમી ઊઠી છે!

રેલવેનું બાંધકામ પણ ઝડપભેર થયું છે. તુર્કમાન અને ઈરાનને સાંધતી રેલવે ઉપરાંત બીજી પણ બંધાઈ રહી છે. ઈરાન અને બલુચિસ્તાન દ્વારા હિંદ આવવાના માર્ગોને સાંધતી રેલવેનું જંકશન પણ આસ્કંદ છે.

## કિરગિઝ

પંજાબ જેવડો મુલક.

મોગલ સામ્રાજ્યના સ્થાપક મહાન બાદશાહ બાબરની જન્મભૂમિ ઓશ કિરગિઝ પ્રદેશમાં આવેલી છે. ઉઝબેક લોકોએ ફરગાના ખીણ પડાવી લેતાં બાબરે હિંદભણી ઉચાળા ભરેલા.

અહીં ખાણોનો ઉદ્યોગ મહત્વનો છે. મુખ્ય ૯૨ દ્રવ્યોમાંથી ૫૦ દ્રવ્યો પ્રાપ્ત થાય છે. પણ સૌથી મોટી શોધ તો કોલસાની છે—મધ્ય એશિયાનો કોલસાનો ભંડાર જાણે અહીં લાધ્યો છે!

પણ દ્રવ્યોનો ઉપયોગ રેલવે ને વાહન વ્યવહાર વિના શક્ય ન હતો. ને ૧૯૧૭ સુધી તો અહીં રેલવેનું નામ ન હતું. આજે તો મોટા માર્ગો ને રેલવેઓ બંધાઇ ગયેલ છે. પાટનગર ફ્રુંઝથી નીકળેલા માર્ગો ચીનના કશ્ગર સુધી તથા દક્ષિણે ઓશ સુધી પહોંચે છે.

વીજળીના પ્રતાપે જબ્બર ઉદ્યોગો પણ વિકસ્યા છે. અને ખેતીવાડી પણ ફૂલીફાલી છે.

આ માર્ગે જ તો સોવિયેતનો ચીન સાથેનો વેપાર પણ વધતો રહ્યો છે.

બીજા પછાત પ્રદેશોની જેમ અહીં પણ ભાષા કે કક્કો ન હતાં. એમાં આજે ૧૫૦૦ પ્રાથમિક શાળાઓ છે; ૧૧૯ ઉચ્ચ શિક્ષણની શાળાઓ છે; ૩ વિદ્યાપીઠો—જેમાં થઈ કુલ ૨ લાખ ૮૦ હજાર વિદ્યાર્થીઓ ૧૯૩૯ માં ભણતા હતા.

૫૦ અખબારો, ૧૩૫૦ પુસ્તકાલયો અને ૨૫૦ સીનેમા ગૃહો, તથા ૩૦૦ કલબ: આમ આ પ્રદેશ કોઈ પણ સંસ્કારી પ્રદેશની હરોળમાં આવી ઊભો છે.

## પામિર

**હિંદુસ્તાનથી માત્ર નવ જ માઈલ દૂર!** ૭॥ હજાર ફૂટથી માંડી ૧૫ હજાર ફીટની ઉંચાઈએ ઊભેલો પામિરનો પહાડ વરસો થયાં દુનિયાથી વિખુટો પડી ગયેલા જેવો હતો. પણ આજે સોવિયેત વિજ્ઞાનની બલિહારીને પ્રતાપે ખોરોગ, રુશાન, વાન્ચ અને પામિરના ઇતર પ્રદેશોને રેડિયોએ દુનિયાના અન્ય દેશો સાથે જીવતો કરી દીધો છે. અને એ રેડીઓની વાણી "બાદખાશોની સુર્ખ" નામક અખબારને પાને ચઢી પહાડોની ગોદમાં પડેલાં ગામોમાં પહોંચી જાય છે. થોડાંજ વર્ષો પૂર્વે, જે પ્રદેશને જીવાડવા સારુ બહારથી સરંજામ પહોંચાડવા માટે સરકારને લખલૂટ ખર્ચ કરવો પડતો હતો તે આજે પોતા પૂરતું ધાન અને શાકભાજી પકવી રહેલ છે. એટલું જ નહિ પણ, ૧૯૪૨ માં તો તેણે નક્કી કરેલ 'કોટા' કરતાં ૨૭ ટકા વધુ જમીન વાવી હતી. એકલા સમૂહ ખેતરોમાં જ ૨૪૭૦ એકરનું ખેડાણ થયું હતું.

જે જમીનમાં એક તસુનું વાવેતર કરવું અજાયબીરૂપ લેખાતું ત્યાં આજે નવો નવો પ્રદેશ ખેડાણમાં આવી રહ્યો છે. હજી તાજેતરમાં ૭ માઇલની એક નહેર પર્વતોમાંથી કોરી કાઢીને બીજી ૫૦૦ એકર જમીનનો ઉપયોગ કરવામાં આવ્યો છે. નવજુવાન કમ્યુનિસ્ટોએ ટોપલાના ટોપલા ખાતર આણી આણી જમીનને ફળદાયી બનાવી છે. અને જમીને પણ એનો યોગ્ય બદલો વાળ્યો છે. દર એકરે ૨૬ બુશલનું સરેરાશ ઉત્પન્ન ગયે વરસે થયું હતું. જ્યારે કેટલાક સમૂહ ખેતરોમાં ૪૫ થી ૫૧ બુશલ!

૧૯૩૪ સુધી તો આ પામિરવાસીઓને બટાટા જેવી ચીજની કશી ખબર ન હતી. આજે એનો પાક એક મુખ્ય વાવેતર બની ગયું છે.

'પામિર બોટેનિકલ ગાર્ડન' નામની ખેતી વિજ્ઞાનની સંસ્થાએ પામિરની ખેતીને બહેલાવવામાં મોટો ફાળો આપ્યો છે. અને પંદર વરસ પહેલાં જ્યાં કોબીચનું એક પાંદડું ઉગાડવું અશક્ય ગણાતું હતું, ત્યાં આજે સ્ટ્રોબેરીઝ જેવાં ફળો પાકવા લાગ્યાં છે.

યુદ્ધના કપરા દિવસોમાં પામિરની પ્રજાએ એમના રુસી ભાંડુઓ માટે ઉનનાં મોજાં તથા કપડાં તૈયાર કરી કરી પાઠવ્યાં હતાં. એટલું જ નહિ

પણ અહીંનાં બાળકોએ પોતાના તરફથી ૧૫૦૦૦ રતલ વિટામીન યુદ્ધની અસ્પતાલો માટે મોકલી આપ્યું હતું.

આજે તો પામિરના પાટનગર ખોરોગમાં હાઇડ્રો ઈલેકટ્રીક કારખાનું છે. અને આખું શહેર વીજળીના દીવામાં ઝળહળી ઊઠયું છે.

સાથોસાથ આ પ્રદેશમાં નૂતન સંસ્કાર ધન પણ જાગી ઊઠયું છે દાક્તરી જ્ઞાનનો ફેલાવો પણ થોડાંક જ વર્ષોમાં થયો છે.

*

હકીકતો અને આંકડાઓથી અધૂરી રહેલી આ કથાનો પાકો રંગ સાઈબેરિયા રજૂ કરી જાય છે.

સોવિયેત વિચારક જ્યોર્જ બોરોદિને સાઇબિરિયા વિષે કહેલી વાતો વાંચ્યા પછી એમજ કહેવું જોઇએ કે એક ટોળી, એક જાતિનું નૂતન પ્રજારૂપે ઘડતર જોવું હોય તો સાઇબિરિયાનો વિકાસ જોવો રહ્યો. સાઇબિરિયાના આદિવાસીઓએ ક્રાંતિબાદ, વરસો લગી સોવિયેત સત્તા પ્રત્યે સુધ્ધાં દાખવેલી આશંકાનાં મૂળ સમજવા જેવાં છે. વરસો સુધી, યુગો સુધી જે પ્રજા સદા કચડાયેલી રહી છે, ઝારની સરકારથી માંડી અન્ય પ્રદેશના મૂડીવાદીઓને હાથે જે આદિવતનીઓની જમાત ધુત્કારાતી રહી છે, જંગલી ગુનેગાર જાતિ તરીકે કેવળ નિશ્ચયતો સહેતી રહી છે અને ઉપરાંત લુંટાતી શોષાતી રહી છે એને મન કોઇ પણ નવો ફેરફાર શંકાસ્પદ જ હોય એ સહજ છે—" હવે તમે વળી અધૂરું હતું તે પૂરૂં કરવા આવ્યા ! અમારી રહી સહી તાકાત ને લૂંટવા ?"

સાઇબેરિયાના આદિવાસીઓએ સુધારા દાખલ કરવા સામે, સોવિયેતની નવી સંસ્કારિતાને અપનાવવા સામે ઓછા પછાડા નથી માર્યા. દુર્ભાગ્યે, ૧૯૧૮ થી ૨૨ દરમિયાન એમની એ પછાત દશાનો લાભ વળી પાછો 'કુલકો'એ અને પ્રતિક્રાંતિકારી જમીનદારો તથા સામંતોએ લીધો હતો. સોવિયેત રાજ્ય સામેનાં કાવતરાંઓમાં તેમને સરળતા મળી હતી. અને ત્યારે સોવિયેત રાજ્યે ગુનેગારો તથા કાવતરાંમાં સંડોવાયેલા પ્રત્યે સખ્ત હાથે કામ લેવું પડયું હતું.

પરંતુ આખરે સોવિયેતની નીતિનો વિજય થયો. કેમકે એનો ઉદ્દેશ એ આદિવાસીઓને નૂતન સંસ્કારી પ્રજારૂપે ઘડવાનો હતો. આગલી સત્તાઓની જેમ 'સુધારા'ને નામે વધુ શોષણની ઉસ્તાદ તરકીબો શોધવાનો ન હતો. પરિણામે સોવિયેતને એ પ્રજાના પોતાના સહકાર વિના ચાલે તેમ ન હતું. તેવી જ રીતે પ્રજાને ય સોવિયેત રાજ્યના સહકારને અપનાવી લીધા વિના આરો ન હતો.

આજે આપણે નક્કર ફળ જોઇએ છીએ. બોરોદિન લખે છે :

"સાઇબિરિયામાં આજે એક નવી જાતિ ધીમે ધીમે વિકસી રહી છે. એ 'રશિયન' તો હશે જ; પણ એનામાં 'રશિયન' કરતાં ઘણું વિશેષ હશે—જેમ ઓસ્ટ્રિયનો ઇંગ્લીશ જાતિ કરતાં સવિશેષ છે. અને આ નવી જાતિ જ આજ લગી અણઊકેલ્યા અનેક કોયડાઓનો ઉકેલ કરવા સમર્થ હશે, કેમકે એ જ ધરતી પર જન્મેલી અને એ જ આબોહવામાં ઉછરેલી જાતિ જ એને માટે સૌથી વધુ લાયક પણ હશે."

અને બોરોદિન આ વિકસતી પ્રજાનાં અસામાન્ય લક્ષણો ગણાવતાં ઉમેરે છે : "સોવિયેત સાઇબેરિયા આ એક બાબતમાં તો આંજી નાખે તેમ છે. આ ધરતી પર એક નૂતન માનવી ઘડાઇ રહ્યો છે. આ ધરતી પર અતિ-માનવનેધોરણે અત્યંત વિરાટ યોજનાઓ થઇ રહી છે. જે યોજનાઓ સાધન સામગ્રીની દૃષ્ટિએ સભર હોવા ઉપરાંત, માનવ જાતમાંનો તેનો અવિચળ વિશ્વાસ જાહેર કરે છે. આ ધરતી પર એક એવી નૂતન માનવતાનો વિકાસ થઈ રહ્યો છે, જે માનવી માનવી વચ્ચેના કોઈ ભેદોનો સ્વીકાર કરતી નથી; અને રંગ તથા ધર્મના જુઠ્ઠા ખ્યાલોથી ઘસડાઇ જતી નથી. આ માનવતા તમામ પ્રજાઓની સ્વાધીનતાના ભવ્ય પાયા ઉપર ખીલેલી છે......

"અહીં કોઈ માલિક જાતિ અને કોઈ રૈયતની જાતિ નથી. તમામ સોવિયેત નાગરિક છે. અહીં તો જનતાનો વાસ છે; ને ધરતી એમની સૌની છે. ભવિષ્યમાંય જનતા રહેવાની છે ને હજી ય વધુ ફળદાયી ધરતી ખીલી ઉઠશે. આ જનતા—તમામ જાતિઓ—મજબૂત કાઠાના રશિયનો, મોંગોલિયનો, તાર્તરો, એસ્કિમો, અને ભટકતી ટોળીઓ ટેનોમાં ફરે છે ને આ ધરતી પર ઘૂમે છે. કોઇનો વેશ પશ્ચિમી છે, તો કોઈ પોતાના મૂળ

પુરાણા પોષાકમાં છે. કોઇને ખભે શાલ છે, તો કોઈની ગરદન પર રૂંવાટીનું સુંવાળું આચ્છાદન. કોઈએ કોટ પાટલૂન ચઢાવ્યાં છે. કોઇએ લૂંગી ને કોઈ ફોજીગણવેશમાં છે. સૌની બોલી અને વાણી ય જુદી છે. પણ એ સૌને મુખ એક જ સંબોધન છે: "તવારિશ"—બિરાદર!



અંતે અમરિકી લેખક ડેવીસે એની કિતાબમાં આપેલ એક બે ટુચકાઓ જોઇ લઇએ.

ડુંગરોમાં એક દિવસ એક તાજિક ડોશીને મેં લણણી કરતી જોઇ. મને થયું કે બિચારાં ડોશીમાને થતું હશે કે આ ઉમરે વૈતરું કરવું પડે છે! મેં આસ્તેથી પૂછ્યું: "કામકાજ કેમ ચાલે છે?"

"સરસ, બેટા" તરતજ એણે જવાબ દીધો. "રોજના બે હેક્ટરમાં લણણી કરું છું...." ને જરાવાર રહી બોલ્યાં: "જો તો, આ મારા દાતરડાની ધાર તો જો. જોસફ સ્તાલિન હાકલ કરે તો હમણાં આ ઘરડે ઘડપણ બંદૂક ઉપાડતાં ય હાથ ધ્રૂજે એમ નથી."

અને તાજિક પ્રજાસત્તાકના એક પ્રતિનિધિ તરીકે સંઘની સર્વોચ્ચ સોવિયેતમાં બેસતો વૃધ્ધ રાદઝાવલી દઝાલીલોવ ઉમેરે છે:

"અમારે ત્યાં બધાંનાં દિલ આમ કહી રહ્યાં છે. સૌની એક જ ધગશ છે! આ ધરતી માટે સોવિયેત સંઘ માટે અમને સૌને પ્યાર છે..."



મહાન આફ્રિકન નિગ્રો સંગીતજ્ઞ પોલ રોબસન પોતાના અનુભવો ભાવભીની વાણીમાં રજૂ કરે છે: 'એક કાળી ચામડીના અને દુનિયામાં સૌથી વધુ હડધૂત થયેલી જાતિના સભ્યને જે ઉમળકાભર્યો સત્કાર સોવિયેત ભૂમિમાં મળ્યો હતો અને તેના નાનકડા દીકરા પોલીનો ત્યાંના સમાનતા અને બંધુત્વભર્યા વાતાવરણમાં જે ઉછેર થયેલો તેણે જોયો હતો, એથી એનું હૈયું ભરાઈ ગયું હતું: 'તમામ ક્ષેત્રોમાં સંપૂર્ણ સમાનતા હતી...તમામ જાતિઓ

અને પ્રજાઓનાં બાળકો તેમનાં રોજિંદા જીવનમાં એકાત્મીયતા અનુભવતાં હતાં, એ અનુભવ એક હડધુતાયેલી જાતિના સભ્ય માટે ઓછો રોમાંચક ન હતો.'

*

ફરી એક વાર વેલ્સના શબ્દોમાં કહીએ કે 'જગતભરમાં અમલી જીવનમાં આટલી સમાનતા ( સર્વ જાતિ અને પ્રજાઓ વચ્ચે ) ક્યાંય જોવામાં નહિ આવે.'

'લઘુમતિ પ્રજાની સમસ્યાનો સોવિયેતે બતાવેલો ઉકેલ જગતભરને પડકાર રૂપ છે.'

*

મિ. સ્તાલિન માનવજાતના આ નવા ઘડતરનું રહસ્ય સમજાવતાં કહે છે—

" શોષક વર્ગો જ એક બીજી પ્રજા વચ્ચે ફૂટ પડાવનાર છે. સોવિયેત સંઘમાંથી તેમનું અસ્તિત્વ નાબૂદ કરી નાખવામાં આવ્યું છે. પરસ્પર અવિશ્વાસ અને કોમી કુસંપનું કારણ શોષણ જ છે. એ શોષણને જ સોવિ-યેતમાંથી ખતમ કરવામાં આવ્યું છે.

" મજૂર વર્ગ સર્વ પ્રકારના શોષણનો કટ્ટર દુશ્મન છે. મજૂર વર્ગ જ આંતર રાષ્ટ્રીય ભાવનાઓનો સૌથી શ્રેષ્ઠ પ્રચારક છે. × × જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પરસ્પર સહાય કરવાનો સિદ્ધાન્ત અમલમાં મુકાયો છે. સંઘની દરેકે દરેક પ્રજાને વિકાસની તક મળી છે. આ બધાને કારણે સોવિયેત સંઘમાંની દરેક પ્રજાનું દષ્ટિબિંદુ સુદ્ધાં ફેરવાઈ ગયું છે. પરસ્પર અવિશ્વાસની લાગણી નાબુદ થઈ છે. પરસ્પરની મૈત્રી ગાઢ બની છે. પ્રજાઓની આવી એક્તાને કારણે સોવિયેત દેશ આજે એટલો તાકાતવાન બન્યો છે કે તે દરેક કસોટીમાંથી અગ્નિશુદ્ધ નીકળી શકશે. દુનિયાના તમામ દેશો આવા અતૂટ સંગઠનની ઈર્ષ્યા કરે એમાં નવાઇ નથી."

## ૨૭

# લાલસેના

**૧૯૪૧ જૂનની ૨૨ મીની** વહેલી પરોઢે હિટલરી ધાડાંઓએ સોવિયેત ઉપર એકાએક એક સામટો દગાખોર હુમલો કર્યો ત્યારે પરદેશખાતાના પ્રધાન બિરાદર મોલોતોવે સોવિયેત સરકાર તરફથી જાહેર કર્યું હતું: "લાલસેના, લાલનૌકા ને હવાઈ દળ હુમલાખોરને ધૂળ ચાટતો કરશે." પણ ત્યારે દુનિયાએ એ વાણી માની ન હતી.

એવીજ રીતે, જુલાઈની ૩ જી તારીખે બિરાદર સ્તાલિને જાહેર કર્યું કે "હિટલરી ધાડાંઓને અમે ખતમ કરીશું; જેમ નેપોલિયન અને કૈઝરનાં ધાડાંઓને અમે ખતમ કર્યાં હતાં તેવી જ રીતે આને પણ નેસ્તનાબૂદ કરીશું." ત્યારે પણ દુનિયા એને વિષે સાશંક હતી.

દુનિયાને સાશંક થવાનું કારણ હતું. હિટલરે પોણા યુરોપને—ભલભલા ફ્રાન્સ અને પોલાંડ જેવાને બબ્બે ત્રણ ત્રણ અઠવાડિયાંમાં રગદોળી નાખ્યાં હતાં; હિટલરી સેના 'અજેય' જેવી સાબીત થઈ ચૂકી હતી. દુનિયાએ સહેજે માની લીધું કે રશિયાની પણ એવી જ હાલત થશે.

આજે બિ. મોલોતોવ અને સ્તાલિનની વાણી અક્ષરશઃ સાચી પડી ચૂકી છે.

સોવિયેતના મિત્ર હો કે શત્રુ, પણ એક વાત તો સૌના મોંમાંથી સરી રહી છે—'સોવિયેતે ખરેખર ચમત્કાર કર્યો છે.'

અને ખરેખર આ એક ચમત્કાર છે. બર્લિન ઉપર લાલ ઝંડો ફરકાવવો એ આ નવા યુગનો ચમત્કાર જ છે.

પણ સોવિયેતની પ્રજાનો આ કંઇ પ્રથમ ચમત્કાર નથી.

સ્તાલિન પોતે જ આપણને ૨૪ મા ક્રાંતિ–દિને (૧૯૪૧ નવેમ્બર ૭) ૧૯૧૮ ની સાલની યાદ આપે છે. એ કહે છે: "અમારી ક્રાંતિના એ

પહેલા જ વરસે અમારી ઉપર સંખ્યાબંધ પરદેશી લશ્કરો તૂટી પડ્યાં હતાં. અમારા મુલ્કનો પોણો ભાગ એમના હાથમાં જઇ પડ્યો હતો. યુક્રેન, કોકેશસ, મધ્ય એશિયા, યુરલ્સ, સાઈબિરિયા અને દૂર પૂર્વના પ્રદેશો અમે ગુમાવી પણ બેઠા હતા. એ વખતે અમારે કોઈ મિત્રરાજ્યો પણ ન હતાં; લાલ ફોજ પણ ન હતી—લાલ ફોજની અમે માત્ર શરૂઆત જ કરી હતી; ખોરાકની ભયંકર અછત હતી; હથિયારો ન હતાં; લશ્કર માટે પૂરતાં કપડાં પણ ન હતાં. ચૌદ ચૌદ રાજ્યો અમારી ઉપર તૂટી પડયાં હતાં. પણ અમે એથી હબકી ગયા ન હતા, હતાશ થયા ન હતા. યુધ્ધની આગમાંથી અમે લાલ સેનાને જન્મ આપ્યો, અને આખા દેશને લશ્કરી છાવણીમાં ફેરવી નાખ્યો. મહાન લેનિનની ભાવનાએ અમારામાં દુશ્મન સામે ઝૂઝવાનો અદ્દભુત જુસ્સો પ્રકટાવ્યો. અને પરિણામ શું આવ્યું? અમે હલ્લાખોરોને હાંકી કાઢયા ને અમારો મુલ્ક અમે પાછો હાંસલ કર્યો."

૨૫ વરસ પહેલાં ચૌદ ચૌદ રાજ્યોની સેનાને મારી હાંકી કાઢી હતી! આજે દુનિયાની સૌથી વધુ રાક્ષસી તાકાતને લાલ સેનાએ નેસ્તનાબુદ કરી છે! દુનિયામાં જે કોઈ ન કરી શકયું એવા ચમત્કારો સોવિયેતે લશ્કરી ક્ષેત્રે ય કરી બતાવ્યા છે!

૨૫ વર્ષ પહેલાં અને આજે પણ લાલ સેના આવા ચમત્કારો સર્જાવી શકી છે એનું રહસ્ય શું છે?

૨૫ વર્ષ પહેલાંના ઇતિહાસથી અજાણ્યુ અને ભ્રમમાં જીવતા ઘણા નાગરિકો માને છે કે લાલ સેના કેવળ સંખ્યા અને સાધન બળમાં વધુ સરસાઇવાળી હોઇને જ "શિસ્તબદ્ધ શૂરવીર ફાસિસ્ટ ફોજ"ને હરાવી શકી. કેટલાક તો એમ પણ માને છે કે એ તો હિટલરના પાસા ઊંધા પડી ગયા. બાકી કંઈ કહેવાત નહિ.

બળની આ પ્રકારની તુલના જ, પહેલાં તો, ગેરવ્યાજબી છે. એ રીતે જોવા જઇએ તો જર્મન યુધ્ધ તંત્ર તો વરસો થયાં ઘડાયેલું તંત્ર હતું. પ્રશિયન (જર્મનીના) સામ્રાજ્યવાદીઓએ ૧૮૭૦ થી એ તંત્રને લોખંડી શક્તિ રૂપે વિકસાવ્યું હતું. અને વ્યવસ્થિત પાશવી તાકાત પેદા કરવા પાછળ જ કૈઝરે, હિંડન બર્ગે તથા હિટલરે તમામ શક્તિને રોકી હતી.

વળી બીજી વાત એ હતી કે, આ વખતે જર્મનીના પક્ષે જપાન અને ઇટલીની તાકાતો હતી. એટલું જ નહિ પણ પદદલિત પોણા યુરોપની તમામ શક્તિ—ફ્રાન્સની પ્રચંડ નૌકા શક્તિ અને ઝેકોસ્લોવાકિયાની જંગી શસ્ત્ર ફેકટરી સ્કોડા અને બલ્ગેરિયા, રુમાનિયા, હંગેરી, તથા ફિન્લેન્ડ, પોલાંડ, નોર્વે, તમામ નાનાનાના રાષ્ટ્રોની સામગ્રી તથા ફોજી ટુકડીઓને એણે સોવિયેતના એક મુખ્ય મોરચે ખડી કરી દીધી હતી. આખા યુરોપમાં થઈ તેણે કુલ ૧૨૫ ડિવિઝનો રોકી હતી; જ્યારે એક માત્ર સોવિયેતની સામે કુલ ૨૫૯ ડિવિઝનો ઝીંકી હતી.

બીજી બાજુ, સોવિયેત એક જ હાથે આખો જંગ ખેલી રહ્યું હતું. અમેરિકા તથા બ્રિટિશ મદદ કશી ગણત્રીમાં ન આવે એટલી નજીવી હતી.

## લાલ સેનાનો ઇતિહાસ

સોવિયેતની લાલ સેનાની જીંદગી પણ હજી તો બાળક સમી ગણાય. હજી તો એને પૂરી પચ્ચીસ હમણાં વીતી હતી.

૧૯૧૮ ના ફેબ્રુઆરીની ૨૩ મી તારીખે—આંતરવિગ્રહના કારમા દિનોમાં એનો જન્મ થયો હતો. ઝારના જમાનાના મોટા ભાગના દગાખોર અમલદારોની રાખ ઉપર આ નવી લાલ સેના—કામદાર કિસાનોના બેટાઓની સેના ઊભી થઇ હતી. તેમને કશો પુરાણો અનુભવ ન હતો, તેમને શસ્ત્રવિદ્યાની કશી તાલિમ ન હતી, તેમને ફોજી શિક્ષણ અને અભ્યાસની તક મળી ન હતી. અને તેમની પાસે લડવા માટે કશી અર્વાચીન યુદ્ધસામગ્રી સુધ્ધાં ન હતી! પણ આ બધું છતાં, આ જ અણઘડ બિન-તાલિમ લાલ સેનાએ ચૌદ ચૌદ દુશ્મન દેશોની તાલિમબધ્ધ સેનાઓને તથા ઘરના દગાખોરોને ખતમ કર્યા હતા.

લશ્કર અને સાધન સામગ્રીની સરસાઇથી જ યુધ્ધ જીતાતું હોત તો ૧૯૧૮ થી ૨૦ ના આંતરવિગ્રહના દિવસોમાં દુશ્મનો જ એ જંગ જીતી ગયા હોત. ૧૯૪૧–૪૫ ના યુદ્ધમાંય હિટલરનો વિજય થયો હોત.

લાલ સેનાએ વિજયની શક્તિનું નૂતન રહસ્ય જગત સામે રજૂ કર્યું છે. સ્તાલિનના જ શબ્દોમાં એ રહસ્ય વાંચીએ. પહેલાં ૧૯૧૮ થી ૨૨ ના આંતરવિગ્રહમાં મળેલા વિજયનું રહસ્ય વાંચીએ.

૧૯૧૮–૨૨ માં લાલ સેના વિજયી નીવડી કેમકે સોવિયેત સરકારની નીતિ ન્યાયી હતી; સમસ્ત પ્રજાના હિતની હતી. આખી પ્રજા જાણતી હતી ને સમજતી હતી કે સોવિયેત તંત્રને, શ્રમજીવીઓની આ નૂતન સત્તાને ટકાવવા માટે તમામ કુરબાનીઓ કશા જ વિસાતમાં નથી.

અને સ્વાભાવિક રીતે જ પ્રજાના હિતને માટે ઝૂઝનાર લાલ સેનાને સમસ્ત પ્રજાનો સાથ સહકાર મળ્યો.

આ જ વાત ૧૯૪૨ ના ફેબ્રુઆરીમાં સ્તાલિને ફરીથી કહી હતી—
" લાલ સેનાની સૌથી મોટી તાકાત તો એમાં છે કે તે કોઈનો દેશ જીતવા કે છીનવી લેવા માટેના હલ્લાખોર શાહીવાદી યુધ્ધમાં પોતાના હાથ નથી ખરડતી, પણ દેશાભિમાનને છાજતો એવો, પોતાના વતનની આઝાદીની રક્ષાનો ન્યાયી જંગ ખેલે છે. આનાથી વધારે ઉન્નત અને ઉમદા ધ્યેય બીજું કયું હોઈ શકે? કોઈ જર્મન સૈનિક આવો દાવો નહિ કરી શકે, કેમકે એ જુવે છે કે બીજાનો મુલ્ક લૂંટવા માટે જ તેનો ઉપયોગ થઈ રહ્યો છે. આવા આ લૂંટારા હેતુ માટે લડાતું યુદ્ધ તેને શી રીતે પ્રેરણા દઇ શકે?"

અને તે ઉમેરે છે :

" આમાં જ તો લાલ સેનાની તાકાત અને જર્મન સેનાની કમજોરી રહેલી છે."

આ પવિત્ર અને ઉન્નત ધ્યેય ઉપરાંત સ્તાલિન લાલ સેનાની બીજી અનેક વિશિષ્ટતાઓ પણ રજૂ કરે છે—

" લાલ સેનાની પહેલી વિશેષતા એ છે કે તે આઝાદ કિસાન મજદૂરોની ફોજ છે. તે નવેમ્બર ક્રાંતિની મજદૂર વર્ગના રાજ્યની ફોજ છે."

ઇતિહાસમાં પહેલી જ વાર કોઇ પણ લશ્કર બીજાઓની પરાધીનતાનું સાધન ન બનતાં, જનતાની સ્વાધીનતાનું સાથીદાર બન્યું હોય તો તે લાલ સેના છે.

સ્તાલિન બીજી વિશેષતા રજૂ કરતાં કહે છે : "સંસ્થાનોની ફોજો કરતાં અમારી લાલ સેના નિરાળી છે. આ સેનાના જીવન અને સંગઠનનો આધાર તો સોવિયેત સંઘમાં વસતી તમામ પ્રજાઓનો પરસ્પર વિશ્વાસ અને મૈત્રી છે. પરાધીન અને પીડિત પ્રજાઓને સ્વાધીન કરવાનો અને સોવિયેત સંઘમાં જોડાયેલ પ્રજાતંત્રોની આઝાદીની રક્ષા કરવાનો તેનો આદર્શ છે.

તેવી જ રીતે, લાલ સેનાની તાલિમ અને તેનું શિક્ષણ બીજી પ્રજાઓ કે બીજા દેશો પ્રત્યે ઘૃણા પેદા નથી કરતું. પણ એનો આદર્શ જગતભરમાં શાંતિ અને મૈત્રી સ્થાપવાનો છે. આ ત્રીજી વિશેષતાનો ઉલ્લેખ કરતાં સ્તાલિને કહ્યું હતું :

"લાલ સેનાની શક્તિ એમાં રહેલી છે કે એને જન્મથી આંતર-રાષ્ટ્રીયતાનું શિક્ષણ મળ્યું છે. બીજા દેશોનો આદર કરવો, તમામ મુલ્કોના મજદૂરો પ્રત્યે મમતા રાખવી તથા જુદી જુદી પ્રજાઓમાં શાંતિ ને મૈત્રીની સ્થાપના કરવી એ તેના શિક્ષણનો મર્મ છે."

## સંસ્કારિતા અને તાલિમ

આવી આ લાલ સેનાની સંસ્કારિતા અને તાલિમ તરફ નજર કરીએ.

ઝારના જમાનામાં તો લશ્કરી સિપાહી એટલે જંગલી, જુલ્મી–લાંચખાઉ અને જનતાનો દુશ્મન એવો જ અર્થ થતો હતો. એ દિવસોમાં પેટને ખાતર ભૂખે મરતો કિસાન યા મજૂર ફોજમાં શામેલ થતો. ત્યાં તે ભરપૂર અત્યાચારો સહેતો અને અત્યાચારો શીખતો. એના ઉપરી અમલદારો એને કૂતરા જેવો ગણતા ને હડધૂતતા. એ ઉપરી અમલદારો મોટે ભાગે જમીનદારોના યા પૂંજીપતિઓના યા અમલદારોના જ બેટાઓ હતા. સામાન્ય સિપાહીને તો સામાન્ય નાગરિક જેટલી ય સ્વતંત્રતા ન હતી. થિયેટરમાં કે સિનેમાગૃહમાં તેને ઊંચા વર્ગમાં બેસવાનો અધિકાર ન હતો. એમાં ય જો તે રશિયન સિવાયની કોઇ લઘુમતિ પ્રજાનો બેટો હોય તો એની સાથે કોઇ પણ પ્રકારની માણસાઇનો વર્તાવ થવો શક્ય જ ન હતો. ગમે તે બહાને સજાઓનો ચાબખો વીંઝાતો જ રહેતો. 'મેઢાં'ને નામે ઓળખાતો ઝારના જમાનાનો સિપાહી કોઇ જાહેર સંસ્થાનો સભ્ય બને, યા લોકશાહી હકોનો ઉપભોગ

કરી શકે એ તો કલ્પના બહારની વાત હતી. મોટા ભાગના—૩૦ ટકા તો સાવ નિરક્ષર લોકો જ ભરતી થતા હતા. એમને અર્વાચીન શસ્ત્રઅસ્ત્ર વિદ્યાનું શિક્ષણ તો ક્યાંથી જ આપી શકાય ?

આજે લાલ સેનામાં ભરતી થનાર સોવિયેત નાગરિક બીજી જ માટીનો છે; જુદી જ સંસ્કૃતિનો છે. આજનો લાલ સૈનિક સોવિયેત નાગરિક ૨૫ વર્ષ દરમિયાન હાંસલ કરેલી ઉચ્ચ સંસ્કારિતાનો પ્રતિનિધિસમો છે. એનું રાજકારણ જાગ્રત છે. એનું શિક્ષણ ઉચ્ચકક્ષાનું છે. એનું સંસ્કાર જીવન ઉમદા છે. વધુમાં, શારીરિક અને ફોજી તાલિમ એણે ભરપૂર લીધી છે. અને દેશદાઝની આગ એના બદનનાં બુંદેબુંદમાં જલી રહી છે.

*

એટલું જ નહિ પણ, લાલ સૈનિકને નાગરિકના તમામ હકો મળેલા છે. તેને તમામ પ્રજાકીય સંસ્થાઓમાં ભાગ લેવાનો અધિકાર છે. જે જે સંસ્થામાં તે જોડાય છે ત્યાં તેને સંપૂર્ણ લોકશાહી હકો પ્રાપ્ત થાય છે. સોવિયેતના પ્રતિનિધિની ચૂંટણીથી માંડી વિવિધ ચૂંટણીઓમાં તે ભાગ લે છે; ને જાતે ચૂંટાઇને પણ આવે છે. અને જે સિપાહી કોઇ સંસ્થામાં અગર તો સોવિયેત (પંચાયત) માં અધિકારને પદે ચુંટાય છે તેને ખાસ પ્રસંગોએ ફોજમાંથી જરૂર જેટલા સમય માટે છુટ્ટી આપવામાં આવે છે.

સોવિયેતના સૈનિકનાં અનિવાર્ય લક્ષણોમાં માત્ર વીરતા ને હિંમતને જ આગળ ધરવામાં નથી આવતાં. પણ સંસ્કાર અને જ્ઞાનને ય એટલું જ મહત્ત્વ આપવામાં આવે છે. "સોવિયેત સંઘના વીર" તરીકેનો ઇલ્કાબ પ્રાપ્ત કરનાર જુવાનોનું સ્વાગત કરતાં સ્તાલિને ઉચ્ચારેલ વાણી મહત્ત્વની છે:

"વીરતા અને સાહસની સાથોસાથ સૈનિકમાં દક્ષતા પણ હોવી જોઇએ. લોકો કહે છે કે બહાદૂરી હોય તો વિજયો હાંસલ થાય જ થાય; પણ વિજય માટે સૈનિકમાં બહાદૂરી, સાહસ, નીડરતાની સાથોસાથ જ્ઞાન પણ હોવું આવશ્યક છે."

આથી જ તો પ્રત્યેક લાલ સૈનિકને યુદ્ધ કૌશલ્યની ઉસ્તાદી તાલિમ ઉપરાંત રાજકારણ—અર્થશાસ્ત્ર અને સમાજવિજ્ઞાન તથા ફિલસૂફીનું યોગ્ય

જ્ઞાન આપવામાં આવે છે. તથા એને માટે ફોજની અંદર પણ પુસ્તકાલયો સૈનિકગૃહો, સંસ્કાર કેન્દ્રો વગેરે હોય છે. ઉપરાંત રાજકીય વિભાગ પણ હોય છે. તેની દ્વારા યુદ્ધ કોની સામે, શા માટે અને કેવી રીતે લડાવું જોઇએ એનું સિદ્ધાન્તિક જ્ઞાન આપવામાં આવે છે.

વળી, રશિયાના ઈતિહાસના મશહુર સેનાનીઓનાં જીવન અને તેમનાં યુધ્ધ કૌશલ્યની કહાણીઓ દ્વારા સૈનિકોનાં દેશાભિમાનને, તથા તેમની વીર પરંપરાને જ્વલંત રાખવામાં આવે છે.

આ બધા કાર્યમાં સૈનિકોને રાજ્ય તથા કમ્યુનિસ્ટ પાર્ટી તરફથી વધુમાં વધુ સહાયતા આપવામાં આવે છે.

*

છેલ્લા યુદ્ધ દરમિયાનના લાલ સૈનિકની સંસ્કારિતાનો પરિચય આપતાં એક સોવિયેત લેખકે કરેલું બયાન આ રહ્યું—

સંગ્રામ અને સાહિત્ય, કતલ અને કલા...... શોણિત અને સંગીત... સિપાહી અને સંસ્કાર......અત્યાર સુધી દુનિયાની ભાષાઓમાં આ શબ્દો પરસ્પર વિરોધી ભાવનાઓ રજુ કરવા વપરાયા છે. જે આદમીનાં કપડાં ઉના ધગધગતા લોહીથી હજી ભીનાં હોય, જેના કાનો પર ઘડી પહેલાં જ મૃત્યુ પામતા માનવીની ચીસો અથડાઇ હોય, જેને દિલે મારવા મરવાના જ વિચાર ઘુમરાતા હોય, એ આદમી સંસ્કારી હોઈ શકે ખરો? આજ સુધીની દુનિયામાં આ અશક્ય ગણાતું હતું.

પણ લાલ સેનાએ એ અશક્ય ગણાતી અનેક વાતોને શક્ય બનાવી આપી છે; એટલું જ નહિ, સાદી ને સરળ બનાવી આપી છે. એમાંની એક વાત સિપાહી અને સંસ્કારના નિકટના સંબંધની છે.

સોવિયેતનો તેજસ્વી લેખક ઇલિયા એહરનબર્ગ લાલ સેના વિષે લખતાં કહે છે: "લાલ સિપાહી પોતે શાને ખાતર લડી રહ્યો છે તે બરાબર જાણે છે. એ તો લશ્કરી ગણવેશમાં સોવિયેતનો નાગરિક છે—દેશના માલિકોમાંનો એક છે."

લશ્કરી ગણવેશમાં સોવિયેત નાગરિક...અને સોવિયેત નાગરિક એટલે તોલ્સ્તોય, ચેખોવ, દોસ્તોવ્સ્કી, ગોર્કી, માયકોવ્સ્કી જેવા સાહિત્યિકો તથા સંસ્કારસ્વામીઓનો વારસદાર. સાહિત્ય અને સંસ્કાર તો એની પરમ મૂડી છે. ને એની રક્ષા કાજે એણે હથિયાર સજ્યાં છે, ત્યારે જ તે પોતાની એ મૂડીને શી રીતે વિસારી દે?

લાલ સેના બર્લિન પહોંચી ગઈ છે, ત્યારે કેટલેક સ્થળેથી એકલ દોકલ અવાજ આપણે ત્યાં ઊઠી રહ્યો છે: "રશિયનો જર્મન–સંસ્કાર–જીવનને ખેદાન મેદાન કરી નાખશે..."

પણ લાલ સિપાહી સાહિત્ય અને સંસ્કારમાંથી પ્રેરણા ને પોષણ મેળવી ઊછર્યો છે. નાઝી બર્બરોની જેમ પુસ્તકોની હોળી કરવામાં એણે આનંદ માન્યો નથી. પોતાના પ્રજા જીવનના સૌથી કટોકટીના કાળમાં પણ લાલ સિપાહીનું જીવન સાહિત્ય ને સંસ્કારથી મ્હેકતું રહ્યું છે. યુદ્ધની ભયંકરમાં ભયંકર ઘડીએ એમાંથી એનો રસ ઘટ્યો નથી, ઉલ્ટાની એમાંથી એણે પ્રેરણા લીધી છે.

કવિ નિકોલાઇ તિખોનોવને લેનિનગ્રાદનું રક્ષણ કરનાર એક લાલ સિપાહીએ લખ્યું હતું:

"શહેરની રક્ષા કરવી એ સાચે જ ઘણું કપરું કામ હતું...આખો વખત એમ જ લાગ્યા કરતું હતું કે મશીનગન ધણધણાવી અમે અમારી ટુકડીની પાંખની રક્ષા કરતાં નિકોલાઇ ઓસ્ત્રોવ્સ્કીની રક્ષા કરી રહ્યા હતા. ને ત્યાં જ અચાનક અમે નિકોલાઈ ઓસ્ત્રોવ્સ્કીની ગર્જના સાંભળી—" આગે બઢો બિરાદરો! માભોમની રક્ષા કાજે...આગે બઢો!"

આઠ વરસ પહેલાં લેખક ઓસ્ત્રોવ્સ્કી મરણ પામ્યા છે, ને તેમની સમાધિ તો છેક મોસ્કોમાં છે. છતાં, લડાઇની આવી કપરી ઘડીએ એ લેખક પોતાની પડખે છે...પડખે રહી લડે છે...એવી ભાવના તો ત્યારે જ આવી શકે કે જ્યારે એના સાહિત્યે ખૂબ ઊંડી અસર કરી હોય ને સૈનિકે એ સાહિત્ય સાથે મહોબ્બત સાધી હોય....

થોડા સમય પહેલાં મોસ્કો વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયમાં પુસ્તકોની એક લાંબી યાદી આવી હતી. રાજકારણ, ફિલસુફી, ઇતિહાસ, નવલકથાઓ,—વિષયો નિરનિરાળા હતા. લેનિન, સ્તાલિન, માર્કસ એંગલ્સ, પુશ્કિન, તોલ્સ્તોય, બાયરન, ગોર્કિ, મોપાસાં, હેગલ, એરિસ્ટોટલ વગેરે અનેક મહાન લેખકોનાં પુસ્તકોની એમાં નોંધ હતી.

આ યાદી એક ગાર્ડસ યુનિટ–લશ્કરી ટુકડીનાં ફોજી પુસ્તકાલય માટે હતી. મોસ્કોનો બચાવ કરતી વેળા ૧૯૪૧ ના ડિસેમ્બરમાં આ ટુકડી ત્યાં આવી હતી. ને તે વખતે આ કિતાબો લાલ સૈનિકોમાં વંચાતી હતી! ૧૯૪૧ નો ડિસેમ્બર! ઠેક મોસ્કો સુધી ધસી જનાર નાઝી ધાડાંઓ સામેના પ્રથમ આક્રમણ વખતે સોવિયેત સૈનિક આ કિતાબો વાંચતો હતો!

*

પણ માત્ર સાહિત્ય જ નહિ, પુસ્તકો જ નહિ, પણ લાલ સેનાની કલા માટેની મમતા કેટલી ઊંડી છે, તેનો ખ્યાલ નીચે આપેલ આંકડા પરથી મળી શકશે.

૧૯૪૧ ના નવેમ્બર સુધીમાં—એટલે કે યુદ્ધના ૪૦ માસ દરમિયાન ૩૨,૦૦૦ અભિનયકારો તથા સંગીતજ્ઞોએ યુદ્ધ મોરચા પર ૨૬૦ કાર્યક્રમો યોજ્યા હતા. કદી કલ્પી પણ ન શકાય તેવા રંગમચ પર આ કાર્યક્રમો યોજાયા હતા. બરાકોમાં, ખાઇઓમાં—ઉપરથી તોપના ગોળા છૂટતા હોય ત્યારે પણ તેમણે તથા લાલ સૈનિકોએ કલાસ્વાદ લીધો હતો.

નવેમ્બર ક્રાંતિની ૨૬ મી સંવત્સરીની ઉજવણી પ્રસંગે બેલોરશિયા, યુક્રેઇન, મોલ્દેવિયા, જ્યોર્જિયા, લેતવિયા, લિથુઆનિયા, ઇસ્તોનિયા, ઉઝબેકિસ્તાન, તુર્કમેનિસ્તાન વગેરે પ્રદેશોની મુખ્ય નાટ્યશાળાઓએ ૧૪૦ ટુકડીઓને રણ મોરચા પર તથા કાળા સમુદ્ર તથા બાલ્ટિક સમુદ્ર પરના સૈનિકો તથા ખલાસીઓ સમક્ષ કાર્યક્રમો યોજવા મોકલી હતી. સંવત્સરી–સપ્તાહ દરમિયાન ૧૨૦૦ કાર્યક્રમ યોજાયા હતા.

આ ઉપરાંત ૪૦૦ અભિનેતાઓ તો હંમેશાં રણમોરચા પર જ રહે છે. એમાંની એક ટુકડીએ ૧૫૦૦ કાર્યક્રમ યોજેલા. કૂલ રણમોરચા પરના કાર્યક્રમોની સંખ્યા ૧૦,૦૦૦ની થવા જાય છે.

આમ લાલ સૈનિક સાહિત્ય અને સંસ્કારમાંથી પ્રેરણા લઈ શૂરવીર બન્યો છે. લાલ સેના તો સંસ્કાર અને શૌર્યની એક સિદ્ધિ છે.

*

ટૂંકમાં, સોવિયેતમાં દેશરક્ષા કરવી અને દુશ્મનોનાં કાવતરાંઓને ખતમ કરવાં એ પ્રત્યેક નાગરિકનો ધર્મ છે. એથી જ તો સોવિયેત દેશમાં સૈનિક પ્રત્યે પુરાણા જમાનાની ઘૃણિત દૃષ્ટિ શક્ય જ નથી. સૈનિકના ધંધાને અત્યંત પ્રશંસાભર્યો ધંધો લેખવામાં આવે છે. અને જનતા તથા સૈનિક વચ્ચે વધુમાં વધુ ગાઢ સંબંધ જળવાઇ રહે તેવા પ્રયત્નો થાય છે.

: ૨ :

લાલ ફોજની તાકાતનું રહસ્ય જોયા પછી આપણે તેની ફોજી સરંજામી તાકાત તરફ નજર કરી લઈએ.

આપણે એ વાત આગળ ઉપર જોઈ ગયા છીએ કે ૧૯૧૪ થી ૧૮ના પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તથા ૧૯૧૮ થી ૨૨ સુધીના અશાંતિ અને આંતરવિગ્રહના દિવસો દરમિયાન રશિયાનું ઉત્પાદન એટલું બધું નીચી કક્ષાએ પહોંચ્યું હતું કે દેશના ભાવિની સંરક્ષિતતા હંમેશાં ભય અને જોખમમાં હતી. સાથોસાથ આંતરવિગ્રહના દિવસો દરમ્યાન જન્મ પામેલી લાલ સેના પણ અત્યંત અણઘડ દશામાં હતી.

આમ, દેશની સુરક્ષિતતા માટે, ઉચ્ચ પ્રકારના હથિયારો ને સરંજામ પેદા કરવા માટે ય એક બાજુ ઉદ્યોગોને ઉચ્ચ કક્ષાએ લઈ જવાના હતા. બીજી બાજુ, લાલ સેનાને તાલિમબધ્ધ બનાવી સંગઠિત સ્વરૂપે વિકસાવવાની આવશ્યક્તા હતી.

આંતરવિગ્રહને અંતે ૫૦ લાખ ફોજી આદમીઓની તાલિમનો સવાલ ઊભો હતો.

આવી પરિસ્થિતિમાં વિદેશી વિદ્વાનો અને નિષ્ણાતો જાહેર કરતા હતા કે આ ઉજ્જડ દેશને ઉદ્યોગ પ્રધાન બનાવતાં ને આ ખખડધજ ફોજને

આધુનિક કુશળતાઓવાળી સેના રૂપે ઘડતાં ૫૦—૧૦૦ વરસથી ઓછાં નહિ થાય.

પણ તમામ હાડમારીઓ સામે હિંમતપૂર્વક ને હોંશપૂર્વક જંગ ખેલનાર સોવિયેત નેતાઓએ એમાંથી ય માર્ગ કાઢ્યો. સ્થાયી ૬ લાખ સિપાહીઓની લાલ ફોજ બનાવી એની વિવિધ તાલિમની શરૂઆત કરી દીધી. બીજી બાજુ, તોપ વગેરે સરંજામના ઉત્પાદન પાછળ લક્ષ પરોવ્યું. તથા જે જુવાનો લશ્કરમાં ભરતી ન હતા થયા પણ લશ્કરી તાલિમ લેવા ઇચ્છતા હતા તેમને માટે ય યોગ્ય સગવડો ઊભી કરી. માત્ર બે અઢી વરસમાં તો આપણે આનું શુભ પરિણામ જોઇ શકીએ છીએ. પહેલાંના મજૂરો અગર કિસાનોમાંથી જ ૮૫ ટકા સેનાપતિઓ બન્યા હતા. ૧૯૨૫ માં તો વોરોશિલોવ વડા સેનાધિપતિને સ્થાને નિમાયો હતો.

આ પછી લાલ સેનાનો વિકાસ એક નવાજ તબક્કામાં પ્રવેશે છે. લાલ નૌકાની તાલિમ પણ આ પછી તરત જ શરૂ થાય છે.

પરંતુ સેનાને નિષ્ણાત તાલિમ આપવા માટે આધુનિક નિષ્ણાત સાધનો ને સરંજામ પણ હોવાં જરૂરી હતાં. ને એનો આધાર ઉદ્યોગોના વિકાસ ઉપર જ હતો.

અને લેનિનની દીર્ઘ દૃષ્ટિએ યોજના તૈયાર કરી. યુક્રેનમાં નીપર નદીનો ભવ્ય બંધ બંધાયો ને વીજળીનાં કારખાનાં શરૂ થયાં. સ્તાલિનગ્રાદમાં ટ્રેકટરોનાં કારખાનાં ધમવા લાગ્યાં. કોકેશસમાં તેલના કૂવા તૈયાર થયા અને દોનેત્ઝ પ્રદેશમાં કોયલાની ખાણો ઉભરાવા લાગી. ૧૯૨૯ આવતાં આવતાં તો પ્રથમ વિખ્યાત પંચવર્ષીય યોજના શરૂ થઇ ગઈ. લાલ સેના અને લાલ નૌકાના લાખો સિપાહીઓએ નવી ફેકટરીઓ, લોઢાનાં નવાં કારખાનાં, વીજળી અને રેલવેના ઉદ્યોગોના વિકાસમાં સક્રિય મદદ કરી અને કામદાર તથા લાલ સેના વચ્ચેની કડીને અતૂટ બનાવી દીધી.

આ પ્રથમ યોજના દરમિયાન વીજળીનું ઉત્પાદન ૭ ગણું વધ્યું. લાખો માઇલની રેલવે બંધાઈ. યુક્રેનના કોલસાના ઉદ્યોગને આધુનિક સ્વરૂપ આપ્યું. યુરલ પર્વતો અને પશ્ચિમી સાઈબેરિયાનાં રણોમાં સુદ્ધાં નવાં નવાં યંત્રો

ધમધમી ઊઠ્યાં. આ પછી બીજી અને ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાન ઉદ્યોગોના પ્રચંડ વિકાસની સાથોસાથ ફોજી સરંજામનો પણ સારો વિકાસ સાધવામાં આવ્યો.

૧૯૩૯ ની સાલ સુધીમાં તો ટૅંકોની સંખ્યા ૩ ગણી, હથિયારબંધ ગાડીઓની સંખ્યા ૭ાા ગણી થઈ ગઈ. તોપોમાં પણ જંગી વધારો થયો હતો–હલકી તોપોમાં ૩૧ ટકા, મધ્યમ કદની તોપોમાં ૨૬ ટકા અને જંગી તોપોમાં ૮૫ ટકા ! હવામાર તોપોમાં તો ૧૭૦ ટકાનો વધારો થયો હતો. સાથોસાથ જુદીજુદી જાતની તોપોની શક્તિ એકંદર ૫૦ થી ૭૫ ટકા વધી ગઈ.

હવાઈ જહાજોમાં તો પ્રચંડ વધારો થયો ! માત્ર પાંચ જ વર્ષમાં ૩ ગણી સંખ્યા ! બોમ્બર જહાજોમાં પણ સોવિયેતે બીજા દેશો કરતાં સરસાઈ પ્રાપ્ત કરી. નૌકા સેનાનો વિકાસ પણ ૧૯૪૦ સુધીમાં અત્યંત ઉચ્ચ કક્ષાએ પહોંચ્યો.

લાલ ફોજના આ પુનઃસંગઠનના કાર્યમાં સ્તાલિનની અતિ મહત્ત્વની દોરવણીનો ઉલ્લેખ કરતાં વોરોશિલોવે કહ્યું—

" સોવિયેત સંઘની સેના અંગેની તમામ સમસ્યાઓમાં સ્તાલિનની દોરવણી મળી છે. અસ્ત્રશસ્ત્રોની પેદાશમાં એણે જ સૌથી વધુ મહત્ત્વની યોજનાઓ તૈયાર કરી છે. સૈનિકોના અભિપ્રાયોને તેણે ખૂબ જ ગંભીરતાપૂર્વ લક્ષ આપ્યું છે...."

: ૩ :

જનતામાંથી જાગેલા થોડાક ચુનંદા ફોજી વીરોનો આછો પરિચય લઈએ.

વિખ્યાત અમેરિકન લેખક—પત્રકાર એડગર સ્નોએ સોવિયેત સરદારોની વિશેષતાઓ ગણાવી છે. તે જોઈ લીધા પછી આપણે થોડા વ્યક્તિગત પરિચયો કરીશું.

એડગર સ્નોના કહેવા મુજબ—

૧ સોવિયેતના લગભગ તમામ સરદારો ગરીબ ખેડૂત યા મજૂરના દીકરાઓ છે. ( યુરોપભરના બીજા કોઇ પણ દેશમાં આથી ઊલટું જ જોવા પામીએ છીએ. )

૨ આ સરદારો સોવિયેતની જુદી જુદી પ્રજાઓમાંથી આવેલા છે. જેમાંની મોટા ભાગની પ્રજાઓ ક્રાંતિપૂર્વે ભીષણ રીતે પછાત હતી.

૩ દુનિયાના સરદારો કરતાં સોવિયેતના સરદારો મોટે ભાગે ઉંમરે જુવાન હોય છે.

૪ મોટા ભાગનાઓ અનેક ભાષાઓના જાણકાર અને જગતસાહિત્ય તથા ઇતિહાસ-વિજ્ઞાન વગેરેના અચ્છા અભ્યાસી સંસ્કારી નાગરિકો હોય છે.

૫ પોતાના હાથ નીચેના અમલદારો તથા સૈનિકો સાથેનો તેમનો વર્તાવ અત્યંત સમાનતાનો હોય છે; અને ફોજી ક્ષેત્ર સિવાયના સમયે તો સૌ કશા જ ભેદ વિના હળીભળીને વર્તે છે; રમતો અને બીજા વ્યવસાયોમાં એક સાથે ભાગ લે છે.

સોવિયેતનો મહાન લેખક ઇલિયા એહરનબર્ગ સોવિયેત અને જર્મન સેનાનીઓનાં લક્ષણો રજૂ કરતાં કહે છે—

"સૌ કોઈ જાણે છે કે, જર્મનો પાસે અનુભવી ને તાલીમ પામેલા સેના નાયકોનો પાર નહોતો. છતાં લાલ સેનાએ એમને હરાવ્યા એનું કારણ શું? હજી તો બાળ મંદિરોમાં રેતી ખૂંદતા'તા ત્યારથી હિટલરી તંત્રની આ ઓલાદ 'સાણસા વ્યૂહ' ને 'સાત કોઠાના ચક્રાવા' રચવાનાં સ્વપ્નાં જોતી હતી. ૧૯૧૪ થી ૧૮ ના પ્રથમ મહાયુધ્ધમાં ફ્રાંસના સૈન્યનો કચ્ચરઘાણ કાઢી નાખનાર સ્લીએફન નામના સેનાપતિએ પોતાના દેહમાં નવો અવતાર ધારણ કર્યો હોવા વિષે એમના કોઈનાં મનનાં ક્યાંય કશી શંકા રહી ગઇ નહોતી. કિશોર વયનો ઉંબરો ઓળંગી બહાર પગે ય મૂકયો નહોતો ત્યારથી એમણે પોતાના દિગ્વિજય માટેની યોજનાઓ ઘડી રાખી હતી. પણ એ યોજનામાં એક જ વિગત એમને વિસારે પડી ગઈ હતી, ને તે હતી **લાલસેના.**

"હિટલરી સાંચામાં ઢાળેલ સેનાપતિઓનાં તાલિમબદ્ધ ઝૂંડો લાલ સેના માટે કહેતાં, હા, ફિલ્સુફી ને તત્ત્વજ્ઞાનની તર્કશક્તિમાં એમને કોઈ ન પહોંચે. પણ યુધ્ધનું મેદાન એ કંઈ તર્કશાસ્ત્રની પોથી થોડી જ છે...? ત્યાં લડીને જીતવા માટે જરૂરી એવી તાકાત ને હિંમતની તો એમને કલ્પનાય નથી...!"

પણ આ શબ્દો તો એમના મોંમાં જ રહી ગયા......ને લાલ સેનાની વજ્રમૂઠના આધારે તમ્મર ખાઈ ગયેલ પોતાના લશ્કરી તંત્રને સમાલતાં સમાલતાં નાઝીઓના એ ફૂલ સરમુખત્યાર હિટલરના આ ધરતિ પરથી પગ જ ઉખડી ગયા!

લાલ સેનાનો પરિચય કરાવતાં પ્રલિયાની કલમમાંથી વાણી નીતરે છે—

"હા, અમે શાંતિને ચાહનાર પ્રજા છીએ..., હિંમતવાન છતાં શાંતિપ્રિય પ્રજા છીએ. તે વખતે (જર્મન હલ્લા વખતે) અમે શાંત જીવનના સર્જન માટેનાં અનેક કામોમાં ગુંથાયેલા હતા...રચ્યા પચ્યા હતા. પારકા દેશો પર ચઢાઈ કરીને જીત મેળવવાનાં સ્વપ્નાંથી લાખ લાખ જોજન અમે દૂર હતા..."

પણ જે ઘડીએ શાંતિ ને સર્જનના કામમાં મશગૂલ એવી પ્રજાને પીંખવા નાઝી નરપશુએ પંજો ઉપાડ્યો કે, અમારી મીંગી લાલ સેનાએ આંખ રાતી કરી, દુશ્મનને પડકાર્યો...ને આખરે એનો નાશ કર્યો. લોખંડી શિસ્તના બખ્તરધારી નાઝી દાનવનો સંહાર કરનાર આ લાલ સેના કોણ છે?

"લાલ સેના એટલે યુદ્ધે ચઢેલ સોવિયેત જનતા. અમારા સેનાધિપતિઓની તાકાત શી હતી? મહાન સંસ્કાર અને જનતાનો ગાઢ સંપર્ક. પોતાની જનતાના જીવનના સ્પર્શમણિએ એમની શૂરવીરતા પર ધાર ચડાવી હતી.

"મજદૂર, ખેડૂ ને બુદ્ધિજીવી મહેનત કરતા બેટાઓ જ તો અમારી સેનાના સેનાનીઓ હતા. જનતા ને જીવન સાથેનો એમનો સંબંધ માતા ને બાળક જેટલોજ ગાઢ રહ્યો છે.

"એમાંના કેટલાક એવા લોકોનાં નામ હું અહીં યાદ કરવા માગું છું કે જેઓ આજથી ૩૦ વર્ષ પહેલાં ય જર્મન સૈન્યો સામે લડી ચૂક્યા છે, ને ત્યારે તો તેઓ એક સામાન્ય, અદના સિપાહીનો ગણવેશ ધારણ કરનાર હતા યા તો નોનકમિશન્ડ અમલદારનો હોદ્દો ધરાવનાર હતા.

"જનરલ રેકોસોવ્સ્કી, જનરલ ગોવોરોવ, ને જનરલ પુખોવ જેવા સેનાનીઓએ એ પ્રથમ મહાયુદ્ધ દરમિયાન જ તો રશિયન સૈનિકના આત્માને ઓળખ્યો હતો. જેમને હું મળ્યો છું, જેમની સાથે મેં વાતો કરી છે, જેમને મેં ઓળખ્યા છે એવા જ લોકોની વાત હું કરૂં છું...તેઓ જનતાની ભેળા જ રહ્યા છે, જીવ્યા છે, ને એની જ આઝાદી ખાતર એમની પડખે રહી ઝૂઝયા છે.

"એમને પુસ્તકો ને ગ્રંથો વહાલા હતા. જ્ઞાન અને સંસ્કાર માટેની એમની લગન અણબૂઝ હતી. લોકોનાં સુખદુઃખ માં તેઓ સદા સમભાગી હતા. ને લોકો જ સદા એમની તાકાતના ઝરણાસમા રહ્યા છે."

*

માર્શલ સ્તાલિનને જગત સામાન્યતઃ એક ચુનંદા રાજકીય નેતા તરીકે પિછાને છે. પણ માર્શલ સ્તાલિન જગતના સર્વોચ્ચ સેનાનાયકોમાંના એક છે એ વાતની જાણ બહુ થોડાકને છે. જો કે, ૧૯૧૮માં આંતરવિગ્રહ દરમિયાન ખરે કટોકટીને સમયે લાલ સેનાની લગામ હાથ ધરનાર, વિજયી વ્યૂહ રચનાર સ્તાલિને એ દિવસોમાં જ એની યુદ્ધનિપૂણતા દાખવી હતી. નાઝીઓ સામેના આ છેલ્લા યુદ્ધ દરમિયાન તો તેમણે અપૂર્વ યુદ્ધ નૈપૂણ્યનો પરિચય કરાવ્યો છે. આ યુદ્ધ દરમિયાનના દરેકે દરેક કટોકટીને પ્રસંગે સ્તાલિને જાતે વ્યૂહો યોજ્યા છે ને દોર્યા છે.

સ્તાલિનના બીજા મશહૂર સાથીદારોમાં સોવિયેત સંઘનો પ્રથમ **માર્શલ વોરોશિલોવ** સૌથી જૂનો છે. ૧૫ વરસ સુધી તેણે સોવિયેત સંઘની સેનાના સર્વોચ્ચ અધિકારીનું સ્થાન સંભાળ્યું છે. ને 'પોલિટ બ્યુરો'નો સભ્ય રહ્યો છે. ૧૯૨૮ થી તે સ્તાલિનની પડખે રહ્યો છે. ૭ વરસની ઊંમરે તે રોટી માટે રખડ્યો હતો, અને ૧૨ વરસની ઉંમરે તો તેણે ધાતુના કારખાનામાં જિંદગી શરૂ કરી હતી. અને ત્યારબાદ રેલવે કામદાર તરીકે કામ કરતાં ૧૮ વર્ષની કુમાર વયે તેણે હડતાલની દોરવણી કરી હતી. ૧૯૦૩ માં તે લેનિનની બોલ્શેવિક પાર્ટીમાં શામેલ થયો હતો. અને ત્યારથી છૂપા અને ખુલ્લા આંદોલનોમાં તે

ઘડાયો. ૧૯૦૫ ની ક્રાંતિમાં તેણે લુગાન્સ્કના કામદારોની દોરવણી કરી હતી. અને પછીનાં અનેક વર્ષો તેણે દેશનિકાલ, જેલ, જેલમાંથી ભાગીને છૂપોવાસ વગેરેમાં ગાળ્યાં હતાં. ૧૯૧૭ માં લેનિન રશિયામાં દાખલ થયો ત્યારે તેની સ્વાગત સમિતિનો પ્રમુખ વોરોશિલોવ હતો.

પણ તેના જીવનની એક પ્રથમ મહાન ફોજી સિદ્ધિ તો આંતરવિગ્રહના દિવસોની છે. જર્મન સેનાથી એક વાર ઘેરાઈ જતાં પાછા ફર્યા વિના છૂટકો ન હતો. ને ત્યારે તમામની કતલ થઈ જવાનો ભય હતો. ત્યારે એણે ૧૫૦૦૦ સૈનિકો, ૩૦ હજાર આશ્રિતો સહિત ૬૫૦ માઈલની મજલ કાપી હતી —આખે રસ્તે દુશ્મનની સામેનો જંગ ચાલુ રાખીને; રસ્તે તૂટી ગયેલા પૂલોને સમારતા જઇને; અને દુશ્મનોની પાસેથી હથિયારો છીનવી લઇને !

ત્યારબાદ, અનેક પરાક્રમોને અંતે, ૧૯૨૫ માં લાલ સેનાનો પ્રથમ નેતા માઇકલ ફ્રુન્ઝ અવસાન પામ્યો; તે પછી વોરોશિલોવ લાલ ફોજ અને નૌકાના લોકપ્રધાન તરીકે નીમાયો હતો. ૧૯૪૦ માં તેની જગાએ તિમોશેન્કો નીમાયો અને વોરોશિલોવ સોવિયેત સંઘની રક્ષણ સમિતિનો પ્રમુખ નીમાયો; ઉપરાંત લોકપ્રધાનોની કૌંસિલનો ઉપપ્રમુખ.

૧૯૪૧ થી ૪૨ દરમિયાન તેણે ઉત્તર–પશ્ચિમ મોરચો સંભાળ્યો હતો.

આ વૃદ્ધ (૬૪ વર્ષના) વીર પુરુષની છાતી પર પ્રથમ પંક્તિના ડઝનેક ચાંદ લટકે છે.

**માર્શલ તિમોશેન્કો** : બેસારેબિયાનો એક ખેડૂનો દીકરો! નાઝી હલ્લાના શરૂઆતના દિવસોમાં ઝુકોવ, બુદેની અને તિમોશેન્કો ત્રણને માથે આખા યુદ્ધ મોરચાની જવાબદારી સોંપાઈ હતી, ત્યારે તિમોશેન્કોની ઉંમર ૪૬ વર્ષની હતી. ૧૯૪૦ માં જ્યારે તેણે રૂમાનિયાના હાથમાંથી બેસારેબિયાની મુક્તિ કરી ત્યારે તેનો ગરીબ ખેતમજૂર ભાઈ એને ભેટી પડ્યો હતો!

તિમોશેન્કો ૧૯૧૫ માં ઝારના સૈન્યમાં જોડાયો હતો. ક્રાંતિના દિવસોમાં તે તેની ટુકડી સહિત ક્રાંતિને પક્ષે જોડાઈ ગયો હતો. અને આંતર-

વિગ્રહના દિવસોમાં તેણે નામના પ્રાપ્ત કરી હતી. ત્યાર બાદ તેણે અર્વાચીન યુદ્ધ કૌશલ્યનું રીતસર શિક્ષણ લીધું. વરસોના વિવિધ અનુભવો બાદ, ૧૯૪૦ ના મે ની ૭ મીએ તિમોશેન્કો વોરોશિલોવને સ્થાને રક્ષણનો લોકપ્રધાન નીમાયો હતો. એ પછી હિટલરે હલ્લો કર્યો ને તિમોશેન્કો મોસ્કોની રક્ષામાં મધ્ય મોરચે પરોવાઈ ગયો.

**માર્શલ બુદેની** ઝારના જમાનામાં એક સામાન્ય સાર્જન્ટ હતો. ૧૯૧૮ ના આંતરવિગ્રહમાં તે પણ સ્તાલિનનો સાથીદાર હતો. પ્રથમ લાલ ઘોડેસ્વારોની ટુકડીનો તે નાયક હતો. આ યુદ્ધ દરમિયાન તેણે નવી લાલ સેનાની તાલિમમાં ખૂબ જ અગ્રણી ભાગ ભજવ્યો છે.

પણ બર્લિન ઉપર જેણે લાલ ઝંડો ફરકાવ્યો છે એ મહાન **માર્શલ ગ્રેગરી** ઝુકોવની જિંદગી ભરપૂર પ્રેરણાદાયી છે. ઝારના લશ્કરમાં સામાન્ય સૈનિક તરીકે ૩ વરસ નોકરી કર્યા બાદ ક્રાંતિમાં તેણે હિસ્સો લીધો અને આંતરવિગ્રહમાં ય તે સોવિયેતને પક્ષે લડયો. આ દરમિયાન તે ઓફિસરની કક્ષાએ જઇ પહોંચ્યો હતો. પણ ત્યાર બાદ વોરોશિલોવ અને શાપોશ્નિકોવના હાથ નીચે તેણે વધુ તાલિમ લીધી; અને ધીમે ધીમે તે જુનિયર કમાન્ડર તથા કમાન્ડરની પદવીએ ચઢતો ગયો. સ્પેનના આંતરવિગ્રહ વખતે જનતાને પક્ષે તે ઇન્ટરનેશનલ બ્રિગેડમાં જોડાઇ લડયો હતો. બાદ માર્શલ બુદેનીના હાથ નીચે મદદનીશ ઇન્સ્પેકટર તરીકે કામ કર્યા બાદ તેણે ચોથી ઘોડેસ્વાર ટુકડીનું સંચાલન કર્યું. અને તે દરમિયાન તેણે યુદ્ધ કૌશલ્યની અનેક મૌલિકતા દાખવી.

૧૯૩૮–૩૯ માં જપાન સાથે ચકમક ઝરતાં ઝુકોવને પૂર્વમાં મોકલવામાં આવ્યો હતો. અને ત્યાં તેણે જગતમાં પ્રથમવાર 'વીજળિક વ્યૂહ' નો અખતરો કર્યો હતો; પાછળથી જર્મનોએ ૧૯૩૯ માં પોલાન્ડ પરના હુમલા વખતે તેનો પ્રયોગ કર્યો હતો.

ત્યારબાદ, સોવિયેત–જર્મન યુદ્ધ દરમિયાન મોસ્કોનો મધ્ય મોરચો ઝુકોવને સુપ્રત થયો (૧૯૪૧ ડિસેમ્બર), જ્યારે નાઝીઓ મોસ્કોની પાદરે

આવી પૂગ્યા હતા. અને એ જ દિવસોમાં તેણે સામો હલ્લો કરી નાઝીઓની તમામ પ્વાયેશો પર પ્રથમ મરણિયો ધા કર્યો હતો.

એ પછી તે દક્ષિણને મોરચે દોડ્યો. અને સ્તાલિનગ્રાદના ઐતિહાસિક યુદ્ધનો અગ્રણી બન્યો (૧૯૪૨ ડિસેમ્બર). ત્યાર બાદ ૧૯૪૩ માં લેનિનગ્રાદની મુક્તિના જંગમાં ય તે મોખરે હતો. આજે આ સરદારની ઉંમર ૪૯ વર્ષની છે.

બીજા મશહૂર નવા સરદારોમાં **માર્શલ વાસિલેવ્સ્કી** ૪૬ વરસનો વોલ્ગાના ખેડૂતનો દીકરો છે. વીરલ એવા "ઓર્ડર ઓફ વિક્ટરી" ( જેને માટે માત્ર સ્તાલિન અને ઝુકોવ જ લાયક ઠર્યા છે ) ના ઇલ્કાબનો વિજેતા છે. લગભગ એટલી જ ૪૫ વરસની ઉંમરનો **માર્શલ વોરાનોવ** પણ સર્વોચ્ચ કમાન્ડનો સભ્ય છે. ૧૯૩૮ માં જપાન સામેના ઘર્ષણમાં આર્ટીલરીના જંગમાં તે આગળ આવ્યો. અને ત્યાર બાદ ૧૯૪૦ માં ફિનલેન્ડ સામેના યુદ્ધમાં. સોવિયેતની આર્ટીલરીના કૌશલ્યમાં વોરાનોવનું સ્થાન સર્વોચ્ચ છે. **માર્શલ નોવિકોય** માત્ર ૩૯ વર્ષનો, સર્વોચ્ચ કમાન્ડનો સભ્ય છે. સ્તાલિનગ્રાદમાં તેણે પોતે હવાઈ યુદ્ધનું સંચાલન કર્યું હતું. માત્ર ૩ જ વર્ષ દરમિયાન તે મેજર–જનરલ, લેફ્ટેનન્ટ જનરલ, કર્નલ જર્નલ અને ત્યાર બાદ એક જ મહિનામાં તે માર્શલના સ્થાને પહોંચ્યો હતો. **માર્શલ રોતમિસ્ત્રોવ** માત્ર ૪૨ વર્ષનો લુહારનો બેટો છે ને ટેંક ટુકડીનો સંચાલક છે. મોસ્કો, લેનિનગ્રાદ તથા યુક્રેન વગેરેના તમામ મશહૂર યુધ્ધોમાં ટેંકયુદ્ધની અદ્દભુત કુશળ દોરવણી કરવાનું માન એને ફાળે છે. સોવિયેતમાં માર્શલ ફેદોરેન્કો તથા રોતમિસ્ત્રોવ બેનમૂન ટેંકનિષ્ણાતો ગણાય છે.

૪૬ વર્ષના **માર્શલ ગોવોરોવ** મધ્યમ વર્ગી કુટુંબમાંથી આવે છે. તો ૪૦ વર્ષનો **માર્શલ કોનિયેવ** કઠિયારાનો દીકરો છે. અને **માર્શલ રોકોસોવ્સ્કી** ની ઉંમર પણ ૪૭ વર્ષની છે; સ્તાલિનગ્રાદને મોરચે જર્મન માર્શલ વોન પોલુસને પકડનારો આ વીર પાછળથી કુર્સ્ક–ઓરેલના યુદ્ધમાં અને પછી વોર્સો ઉપરની ચઢાઇમાં આગળ આવ્યો. યુદ્ધ શરૂ થયું ત્યારે તે મેજર જનરલ હતો; મોસ્કો ઉપરની ચઢાઇ વખતે

તેને માર્શલની પદવીએ ચઢાવવામાં આવ્યો. રુમાનિયાના મોરચે લડનાર ૪૫ વર્ષનો **માલિનોવ્સ્કી** આંતરવિગ્રહ વખતે ૧૯ વર્ષનો માત્ર કિશોર હતો. પણ તે વખતે તે એક બોલ્શેવિકના ઝનૂનથી લડ્યો હતો. આ છેલ્લા યુદ્ધ દરમિયાન સ્તાલિનગ્રાદના દક્ષિણ મોરચે તે કમાન્ડર હતો. યુદ્ધ શરૂ થયું ત્યારે તે પણ એક મેજર–જનરલ જ હતો. ક્રીમિયાનો વિજેતા અને બલ્ગેરિયામાં લાલ સૈન્યનો સંચાલક **તોલબુખિન** અને કેરેલિયાના મોરચે લડનાર, અને નોર્વેનો મુક્તિદાતા લાલફોજનો અગ્રણી **મેરેત્સ્કોવ** સોવિયેત માર્શલોની આગલી હરોળમાં બિરાજે છે.

પણ આર્મેનિયાનો વીર **જનરલ બાગ્રામિયાન** અને જગતનો નાનામાં નાનો જનરલ **ચર્ન્યાખોવ્સ્કી** અનેક રીતે મળતા આવે છે.

બાગ્રામિયાન ગોવાળિયાનો દીકરો કોકેશસનો વતની છે. રાત્રીશાળામાં તે કક્કો ભણ્યો. ને પંદર વર્ષની ઉંમરે ધંધાદારી તાલિમની શાળામાં રેલવે સડકના કામદારનું કામ શીખ્યો. ૧૯૧૪ માં તે બાકુમાં રેલ કામદાર તરીકે હતો. પણ એ પછીનાં વર્ષોમાં તે ઝારના લશ્કરમાં જોડાયો ને ૧૯૧૭ માં ક્રાંતિને પક્ષે આવી મળ્યો. આંતર વિગ્રહ બાદ શાંતિના દિવસોમાં તેણે ફરી અભ્યાસ શરૂ કર્યો. અને ૧૯૨૪ની સાલમાં લેનિનગ્રાદની “ ઘોડેસ્વાર તાલિમ ” માં તે દાખલ થયો. પછી તો, મશહૂર ફ્રુન્ઝ મિલટરી એકેડેમીમાં પાંચ વર્ષ ગાળી ૧૯૩૪ માં પ્રથમ પંક્તિના ઘોડેસ્વારી યુધ્ધના ઉસ્તાદ તરીકે બહાર પડ્યો. ૧૯૩૬ માં એકેડેમી ઓફ જનરલ સ્ટાફમાં તેને લેવામાં આવ્યો.

૧૯૪૧ માં રોસ્તોવના ઐતિહાસિક બચાવમાં તથા ત્યાર બાદ મોસ્કોના સામા હલ્લા વખતે અને બાદ ઓરેલના યુદ્ધમાં તેનું નામ ઝળક્યું હતું. પણ તે પછી બાલ્ટિક મોરચે તેણે દાખવેલી કુશળતા બેનમૂન ગણાઈ છે.

પુરાણા સરદાર સુવોરોવની જેમ બાગ્રામિયાન પણ તેના સિપાહીઓની અંગત દેખભાળ રાખવા માટે જાણીતો થયો છે.

આવા આ આર્મેનિયાના વતની ગોવાળિયાની છાતી પર આજે “ ઓર્ડર ઓફ રેડ બેનર,” “ સુવોરોવ ઓર્ડર,” “ કુતુઝોવ ઓર્ડર ” તથા “ હીરો ઓફ ધ સોવિયેત યુનિયન ”ના ચાંદ ઝળકે છે.

છેલ્લે—રણભૂમિ ઉપર ઘાયલ થઈ ભર જુવાન ૩૬ વરસે વીરનું અમર મૃત્યુ પામનાર, જગતના નાનામાં નાના જનરલ ઈવાન ચર્ન્યાખોવ્સ્કીને અંજલિ આપીએ.

જનતાના લાડિલા સરદારોમાં કિવ પ્રાંતના વતની ચર્ન્યાખોવ્સ્કીનું નામ અપૂર્વ છે. ૧૯૨૪ માં ૨૦ વરસની ઉંમરે તેણે સિપાહી તરીકેની જીંદગી શરૂ કરી તે પહેલાં તેનો રેલવે કામદાર બાપ ગુજરી ગયો હતો અને ગરીબીના માર્યા ચર્ન્યાખોવ્સ્કીએ ભરવાડની જીંદગીમાં ચારેક વર્ષ ગાળી પણ નાખ્યાં હતાં. પણ એક વાર એના દિલનો વ્યવસાય મળી જતાં એણે ફૌજી તાલિમની સાથોસાથ રશિયાના ઉચ્ચ સાહિત્યનોય અભ્યાસ કરી લીધો. ૧૯૩૫ માં પૂરા સિપાહીની તાલિમ લીધા બાદ ૧૯૩૬ સુધી તેણે એક યા બીજી 'ઓફિસરોની શાળા'માં અનુભવ લીધો.

૧૯૪૧ ના જુનની ૨૨ મી એ હિટલરે હલ્લો કર્યો ત્યારે ચર્ન્યાખોવ્સ્કી લિથુઆનિયાની સરહદે ટેંકોના કમાન્ડર તરીકે પહોંચી ગયો હતો. ત્યાં તેણે દાખવેલી વીરતાની કથાઓ વિખ્યાત છે, જેણે હિટલરના "ટાઈમટેબલ" ને ઊંધું વાળી નાખ્યું. અને આ યુદ્ધમાં યોગ્ય રીતે પ્રથમ ચાંદ પામનારી ટુકડી મેજર ચર્ન્યાખોવ્સ્કીની જ હતી. ૧૯૪૨–૪૩ માં કુર્સ્કના યુદ્ધમાં તેનો વિજયી હાથ ઝળકી ઊઠ્યો. અને તેને "સુવોરોવ ઓર્ડર" નો ચાંદ એનાયત થયો. ત્રણ જ મહિનામાં તો "કુતુઝોવ ઓર્ડર" પણ એને એનાયત કરવામાં આવ્યો. અને તે મેજર જનરલની પદવીએ પહોંચી ગયો. બાદ, તેને તથા તેના ૩૦૬ સાથીદારોને 'હીરો ઓફ સોવિયેત યુનિયન' થી નવાજવામાં આવ્યા. કિવ અને મિન્સ્કના વિજયમાં તથા પૂર્વ રશિયાનો દરવાજો ખોલવામાં, અને દુશ્મનોના ધાડિયાં સૈન્યોને એક સામટા ઘેરી કેદ કરવામાં ચર્ન્યાખોવ્સ્કીનું નામ આગળ પડતું છે. સોવિયેત લિથુઆનિયાના પ્રજાસત્તાકની પાટનગરી વિલ્નાની મુક્તિ બાદ એ જ ધરતીપર ઘાયલ થઈ અમર મૃત્યુને વરનાર આ વીરને સ્તાલિને આપેલી અંજલિ ઈર્ષ્યા જન્માવે એવી છે.

*

રણમોરચે જાન પાથરનાર બીજો સેનાધિપતિ ખારકોવ અને કિવનો વિજેતા વાતુતિન ખેડૂતનો દીકરો હતો—૧૯૦૧ માં કુર્સ્ક પ્રદેશમાં જન્મ્યો હતો.

## ૨૮

# પરદેશ નીતિ અને વિશ્વ શાંતિ

સોવિયેતની રાષ્ટ્રીય નીતિનો આટલો લાંબો પરિચય લીધા પછી આપણે એની આંતરરાષ્ટ્રીય નીતિ સમજવા પ્રયત્ન કરીએ.

કોઈ પણ દેશની પરદેશનીતિ તેના દેશના સમગ્ર રાજકારણના પડઘારૂપ હોય છે. મૂડીવાદી દેશની પરદેશનીતિ મૂડીવાદી હિતોને અનુલક્ષીને જ હોય, તેવી જ રીતે સોવિયેત સંઘની પરદેશ નીતિ જગતના પ્રથમ સમાજવાદી રાષ્ટ્રની રક્ષા થાય, જગતમાંથી તેના દુશ્મનો નાબુદ થાય, જગતભરમાં પ્રગતિશીલ અને સમાજવાદી તત્ત્વોનાં પાણી ઊંચાં ચઢે એ જોવાની જ હોય, એ સ્વાભાવિક છે. આનો અર્થ જ એ થયો કે સોવિયેતની પરદેશનીતિ બીજા દેશોના શોષિત સત્તાધિશોનાં અહિતની ગમે તેટલી હોઈ શકે, પણ તમામ દુનિયાની પીડિત જનતાના તો લાભમાં જ હોવાની. ઉમદા સિધ્ધાન્તો ઉપરાંત, સોવિયેતે પોતાના અસ્તિત્ત્વને સુદૃઢ બનાવવા ખાતર યે શાહીવાદ અને શોષણ વિરોધી શાંતિ અને આઝાદીની નીતિને તેણે આગળ ધપાવવી જ રહી એને હાથે બીજા દેશોની છેડતી કે શોષણ થાય, બીજી પ્રજાઓ ગુલામ બને, એ શક્ય જ નથી; સિવાય કે તે પોતાના જ સમાજવાદી આદર્શોને ઘર આંગણે તિલાંજલિ આપી દેવા અને જગતના મૂડીવાદીઓને હાથે પોતાના દેશની અપૂર્વ એવી પ્રગતિને છુંદાઈ ગયેલી જોવા તૈયાર થાય. કેમકે બીજા દેશોને હડપ કરી તેમનું શોષણ કરવાની નીતિનું પરિણામ લુંટારુ યુદ્ધોમાં જ આવી શકે. એમાં ય જ્યારે જગતભરમાં એક જ સમાજવાદી રાજ્ય તમામ દુશ્મનોની સામે ટક્કર લેતું જીવી રહ્યું હોય ત્યારે તો લુટારુ યુદ્ધ સોવિયેતના અસ્તિત્ત્વને જ માટે જોખમરૂપ બની જાય. સોવિયેત એ પણ જાણે છે કે

માત્ર ૧૬ વર્ષના (૧૯૨૯ થી) શાંતિના સમયમાં તે જેટલી ભવ્ય પ્રગતિ કરી શકયું છે તેને વધુ પાકું તથા વ્યાપક સ્વરૂપ આપવા માટે પણ લાંબી શાંતિની જ જરૂર છે. અને તેને એનીય ખબર છે કે એકવાર સોવિયેતનો દુર્ગ જગતની પ્રજાઓ સમક્ષ દુન્યવી સ્વર્ગ ખડું કરી દેવા શક્તિમાન થશે પછી એ દેશોમાં ય એની પ્રચંડ ને પ્રબળ મિત્રસેના ખડી થઈ ગયા વિના નહિ રહે, જે જગતની સાચી ક્રાંતિ—સમાજવાદ અને શાંતિના નિર્ણાયક બળરૂપે ભાગ ભજવશે.

આથી સ્વાભાવિક રીતેજ જ્યારે બીજા મૂડીવાદી દેશો શાંતિની તરફદારી કેવળ તાત્કાલિક સમય માટે અને ટૂંકા હેતુ માટે કરતા હોય છે; ત્યારે સોવિયેત સંઘને મન તો યુદ્ધનું સમૂલ નિકંદન, સાર્વત્રિક સ્થાયી શાંતિ એ જ સદાકાળનું ધ્યેય રહ્યું છે.

બીજી વાત—

આવી સાર્વજનિક શાંતિ કેવળ સમાજવાદી જગતમાં જ શક્ય છે. પરંતુ એટલા માટે સમાજવાદી તંત્ર કાંઈ કોઈ દેશ યા પ્રજા ઉપર લાદી શકાતું નથી: યુધ્ધ કરી ચઢાઇ કરી કોઇને માથે ઠોકી શકાતું નથી. બળજબરીથો લાદવા જેવી એ ચીજ નથી. બળજબરીથી તો શાહીવાદ અને ફાસિવાદ જ લાદી શકાય. આ વાત સ્તાલિને વારંવાર સ્પષ્ટ કરી છે.

"અમે માર્કસવાદીઓ માનીએ છીએ કે બીજા દેશોમાં પણ ક્રાંતિઓ તો થશે જ થશે. પણ એ તો તે દેશોના ક્રાંતિકારીઓ જ્યારે શકય અને યોગ્ય માને ત્યારે જ થઇ શકે.

બહારથી ક્રાંતિની આયાત કરવાની કલ્પના બેવકૂફી ભરેલી છે. દરેક દેશ જો ઇચ્છે તો પોતાની ક્રાંતિ કરશે; એવી કોઈ ઇચ્છા નહિ હોય તો ક્રાંતિ નહિ થાય."

વળી તે આગળ જણાવે છે કે—

"તમને જો એવો ખ્યાલ હોય કે સોવિયેત સંઘની જનતાને દિલે એવી કોઇ ખ્વાયેશ છે કે આજુબાજુનાં રાજ્યોની સુરત બળજબરીથી પણ ફેરવી

નાખવી, તો તમે એમાં ભારે થાપ ખાઓ છો. સોવિયેત સંઘની જનતા તો ઇચ્છે છે કે એ કામ તે તે રાજ્યોની પોતાની જ પ્રજાનું છે.” (૧૯૩૬). ટૂંકમાં, સોવિયેતની રાષ્ટ્રીય નીતિમાં આપણે જે સ્વનિર્ણયના સિધ્ધાન્તને ચાવી રૂપ સિદ્ધાન્ત તરીકે જોઈ ગયા, તેજ સિદ્ધાન્ત અહીં આંતરરાષ્ટ્રીય રાજકારણમાં પણ જોઇએ છીએ.

હવે આપણે આ સિદ્ધાન્તનો સતત અને વ્યવહારુ અમલ જોવા પ્રયત્ન કરીએ.

## ૧૯૧૮—૧૯૨૨

૧૯૧૭ના નવેમ્બરની ૭મી તારીખે સોવિયેત રાજ્ય અસ્તિત્વમાં આવ્યું તે પણ આ નીતિના પરિપાકરૂપે. પ્રથમ વિશ્વયુદ્ધમાંથી નીકળી જઇને તરત જ એણે યુદ્ધે ચઢેલા તમામ રાષ્ટ્રોને શાંતિનું રાજ્ય સ્થાપવા તથા પરસ્પર મૈત્રીનો સંબંધ રાખવાની અપીલ કરી. તત્કાલ ૩ માસ માટે યુદ્ધ થંભાવી દઇ પરસ્પર વાટાઘાટો શરૂ કરવા જણાવ્યું.

એટલું જ નહિ, પણ ઝારના જમાનામાં રશિયાની ધૂંસરી નીચે કચડાયેલી તમામ પ્રજાઓને સ્વનિર્ણયના અધિકારની રૂએ તેમને પોતાનું જીવનતંત્ર ઘડવાનો હક્ક જાહેર કર્યો. ફિન્લેન્ડ છૂટું પણ થયું. પાછળ તે સોવિયેત વિરોધી મોરચાનું મથક સુદ્ધાં બન્યું!

બીજી વાતઃ સત્તામાં આવતાં જ શ્રમજીવીઓના રાજ્યે જાહેર કરી દીધું કે, આજ લગી ઝારની હકુમત નીચે કચડાયેલાં સંસ્થાનોને અમે મુક્ત જાહેર કરીએ છીએ. ઝારની શાહીવાદી સત્તાએ બળજબરીથી ઇરાન, અફ્ગાનિસ્તાન, તર્કી, ચીન વગેરે પ્રદેશો ઉપર લાદેલા અન્યાયી કરારો ને ખાસ હક્કોને અમે તિલાંજલિ આપીએ છીએ.

અને આ દિશામાં તેણે મક્કમ વિરાટ પગલાં ભર્યાં.

એક બાજુ જગતભરના ચૌદ ચૌદ શાહીવાદી રાજ્યો દુનિયાના એક માત્ર શ્રમજીવી રાજ્યને નેસ્તનાબુદ કરવા ઘેરો ઘાલી બેઠા છે;

આંતરિક વિગ્રહ જગાવીને પ્રદેશોના પ્રદેશો બથાવી બેઠા છે; ને સોવિયેતની પ્રજા એની તમામ તાકાત સાથે એ દુશ્મનો સામે જીવન મરણનો જંગ ખેલી રહી છે; ત્યારે સોવિયેત રાજ્ય એની પવિત્ર જાહેરાતોનો નક્કર અમલ કરી રહેલ છે!

ઇરાન સાથેના કરાર (૧૯૧૯ ઓગસ્ટ) સોવિયેતની વિદેશનીતિનો ઉજ્જ્વળ નમૂનો છે. સોવિયેત પોતાના વિશેષ હક્કો રદ કરે છે—ઇરાનમાંની રશિયનબેંક અને તેની શાખાઓની મિલ્કત, જમીન બધું ઇરાનની પ્રજાની મિલ્કત બને છે. રશિયાએ પોતાને ખર્ચે બાંધેલા રસ્તા, વીજળી-મથકો વગેરે પણ ઇરાની પ્રજાને મુફ્ત થાય છે. એટલુંજ નહિ, પણ પોસ્ટ, તાર તથા જકાત બાબતમાંની રશિયાની ડખલને દૂર કરવામાં આવે છે, ઇરાનને માથેનું રશિયાના ઝારનું લેણું એકજ કલમને ગોદે ઉડાડી દેવામાં આવે છે; બીજા તમામ ખાસ હક્કો પણ સંપૂર્ણ નાબુદ થાય છે.

અફગાનિસ્તાન (૧૯૨૧ ફેબ્રુઆરી), ચીન, તર્કી (૧૯૨૦) સાથે પણ એ રીતે જ મૈત્રી અને શાંતિના સંબંધો તે સ્થાપે છે.

વળી, ૧૯૨૦ના ફેબ્રુઆરીમાં ઇસ્તોનિયા સાથે, જુલાઇમાં લિથુઆનિયા સાથે, ઓગસ્ટમાં લેતવિયા સાથે મૈત્રી અને શાંતિના કરારો થાય છે.

## બ્રિટન સાથે વેપારી કરાર

નૂતન સોવિયેત રાજ્યને ઊગતું જ ડાંબી દેવા ફોજી કોશીશો કરવામાં હતાશ થયેલ ઇન્ગ્લેંડ પણ સોવિયેત રાજ્ય સાથે વેપારી કરારોમાં ઊતરે છે (૧૯૨૧ માર્ચ). અને ત્યાર બાદ સ્વીડન, જર્મની, ફિન્લેન્ડ, પોલાંડ, નોર્વે, ઝેકોસ્લોવાકિયા, ઓસ્ટ્રિયા, ઇટલી વગેરે દેશો પણ વેપારી અને રાજદ્વારી સંબંધો બાંધતા થાય છે.

૧૯૨૨ના એપ્રિલમાં જીનેવા અને જુનમાં હેગ ખાતે મળેલી પરિષદો સમક્ષ સોવિયેત પ્રતિનિધિઓને જ્યારે કહેવામાં આવ્યું કે તમે તમારું સમાજવાદી તંત્ર બદલી મૂડીવાદી સ્વરૂપ સ્વીકારો તો અમે તમને વિશ્વ-યુદ્ધ તથા આંતરિક વિગ્રહ દરમિયાન થયેલા નુકશાનને ભરપાઇ કરવામાં

મદદ કરીએ, ત્યારે સોવિયેતે પોતાનો મક્કમ સમાજવાદી નિર્ધાર જાહેર કરી શસ્ત્રનાબુદીની હાકલ કરી; બીજા દેશો સાથે શાંતિ અને મૈત્રીના સંબંધો ખીલવવા માટેની પોતાની આતુરતા જાહેર કરી. પણ ત્યારે શસ્ત્રનાબુદીની અને મૈત્રીની એ સૂચનાને શાહીવાદીઓએ બિનકાનુની ઉડાવી દીધી.

આ દરમિયાન અને પછી પણ સોવિયેતે એના પ્રયાસો છોડી ન દીધા. ૧૯૧૮થી ૨૧ દરમિયાનનાં આ વરસોમાં સોવિયેતે સતત રીતે જુદી જુદી શાંતિની દરખાસ્તો ઉપર તમામ નાનાં નાનાં પડોશી રાજ્યોને એકત્ર કરવા જહેમત ઉઠાવી હતી. એના પરિણામ રૂપ ૧૯૨૨માં મોસ્કોમાં તેણે શાંતિ માટે પરિષદ બોલાવી હતી. અને તેમાં લેતવિયા, ઇસ્તોનિયા, લિથુઆનિયા, તથા ફિન્લેન્ડ પણ સહમત થયાં હતાં. માત્ર પોલાંડે એ વખતે ઇન્કાર કર્યો હતો.

## ૧૯૨૭—૧૯૨૯

ત્યાર બાદ, ૧૯૨૭માં સોવિયેતે ૪ વર્ષ માટે સંપૂર્ણ અને સાર્વત્રિક શસ્ત્રનાબુદીની સૂચના રજૂ કરી, શસ્ત્રનાબુદી પરિષદની પ્રેપરેટરી કમિટીને ચમકાવી મૂકી. આ પરિષદમાંના શાહીવાદીઓએ એ દરખાસ્તને પણ "સ્ટંટ" તરીકે ગણાવી ઉડાવી દીધી.

આ પછી વળી બે વર્ષે, ૧૯૨૯ માં સોવિયેતે ફરી વાર શસ્ત્રનાબુદીની ઝુંબેશ ઉપાડી. સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ માન્ય ન હોય તો અમુક પ્રમાણમાં તો કરવું જ જોઈએ ; તમામ દેશોએ અમુક મર્યાદામાં જ લશ્કર અને યુદ્ધ-સરંજામ રાખવાં જોઈએ; તથા ધીમે ધીમે એમાં ઘટાડો કરવો જોઈએ— એ પ્રકારની દરખાસ્ત કરી. ફરી એ દરખાસ્તોને ય ઉડાડી દેવામાં આવી.

પરંતુ સોવિયેતે એ વાત સાબિત કરી દીધી કે દુનિયામાં એક માત્ર શ્રમજીવીઓનો દેશ છે, જે શસ્ત્રનાબુદી અને શાંતિ માટે આતુર છે; ને સદાકાળ મથે છે.

*

૧૯૨૯ ની શરૂઆત થતાં થતાં તો સોવિયેતે બાલ્ટિક રાજ્યો, પોલાંડ, રૂમાનિયા અને ટર્કી સાથે દોસ્તીના કરારો પર સહી કરી લીધી હતી.

## ૧૯૨૯ થી ૧૯૩૩

**આમ**, ૧૯૨૯ ની સાલ સુધીમાં એક બાજુ, સોવિયેતે યુરોપ તથા એશિયાના મોટા ભાગના દેશો સાથે વેપારી અને રાજકીય મૈત્રીના કરારો કરી લીધા હતા. તથા બીજી બાજુ તેણે લગાતાર રીતે કાયમી શાંતિ સ્થાપવા માટે શસ્ત્રનાબુદીની વિવિધ યોજનાઓ રજૂ કરી તેને માટે ઝુંબેશ ચલાવી હતી. પણ હવે પરિસ્થિતિ અત્યંત ઝડપે ઉગ્ર બની રહી હતી. ૧૯૨૯ પછી નાં વરસોમાં મોટા ભાગના શાહીવાદી રાજ્યોએ આંખો મીંચીને શસ્ત્રો વધુ તૈયાર કરવા માટે કેમ જાણે ખુલ્લી હોડ બકી હતી. અને ફરી એકવાર દુનિયાને નવેસરથી વહેંચી ખાવા માટે એક બીજા પર તૂટી પડવા સારુ પાશવી તૈયારીઓ જંગી ધોરણ પર શરૂ કરી દીધી હતી !

૧૯૩૨ માં અમેરિકાએ એની સામે છેલ્લો પ્રયાસ કરી લીધો. યુદ્ધ સરંજામમાં ⅓ ઘટાડો કરવાની તેણે સૂચના કરી. સોવિયેત સંઘે તેને સાચી દિશામાં એક પ્રથમ પગલા તરીકે ટેકો પણ આપ્યો. પણ ત્યારે ય બીજા શાહીવાદીઓએ એનો વિરોધ કર્યો ને આગલી દરખાસ્તોની જેમ આને ય ઉડાવી દીધી !

આ દરમિયાનનાં વરસોમાં સોવિયેતે જોયું હતું કે દુનિયામાં નવું વિશ્વ યુદ્ધ પ્રકટાવે એવાં બળો ધીમે ધીમે માથું ઊંચું કરી રહ્યાં છે—ખાસ કરીને ઇટલી, જર્મની અને જપાન. અને તેણે ૧૯૩૩ ની શસ્ત્રનાબુદી કોન્ફરન્સની સીક્યોરિટી કમિટી સમક્ષ "હલ્લાખોર" ની વ્યાખ્યા રજૂ કરી; કમિટીએ એને સ્વીકારી પણ લીધી. આ રીતે, કોઈ ક્ષુલ્લક બહાના નીચે કોઈ પણ દેશ ઉપર ચઢી જવાની શાહીવાદી નીતિને પડકારવામાં આવી !

## ૧૯૩૪ થી ૧૯૩૬

૧૯૩૪ સુધીમાં તો શસ્ત્રનાબુદીની પરિષદ મરી પરવારી હતી. દરેક શાહીવાદી દેશ નવાંનવાં શસ્ત્રોનો ગંજ ખડકી રહ્યો હતો. ૧૯૧૪ થી ય વધુ વિકરાળ યુધ્ધની નોબત ગગડી રહી હતી. અને ત્યારે જ જર્મનીમાં ફાસિવાદે કાળી કતલ અને કાવતરાંના જોર પર લશ્કરી સત્તા જમાવી દીધી હતી. દુનિયા આખીની શાંતિને પડકારનાર દૈત્ય હિટલર જન્મ્યો હતો.

સોવિયેતની દીર્ઘ દૃષ્ટિ દૂરનું ભવિષ્ય નિહાળી શકતી હતી. સોવિયેતના પરદેશ પ્રધાન લિતવિનોવે ૧૯૩૪ ના મે માં શસ્ત્રનીબુદી પરિષદ સમક્ષ દરખાસ્ત રજૂ કરી કે, આ પરિષદને ' કાયમી શાંતિ પરિષદ' રૂપે ફેરવી નાખવી. અને તેનું સૌથી પહેલું કામ યુદ્ધના વધતા જતા ભયને ટાળવાનું હોવું જોઇએ. તથા તમામ દેશોએ એક બીજાની સાથે હુમલાખોરની સામે " પરસ્પર સહાય "ના કરારો કરી નાખવા જોઇએ. કેમકે હવે માત્ર " તટસ્થતા "ના અને " બિન આક્રમણના કરારો " પૂરતા નથી.

## ' શાંતિના મોરચા' નો તબક્કો

સોવિયેતે આ નીતિને અમલમાં મૂકવા, હુમલાખોરો સામે શાંતિનો મોરચો ઊભો કરવા ૧૯૩૪ ની વસંત ઋતુમાં " લીગ ઓફ નેશન્સ" માં જોડાવાનો નિર્ણય લીધો. અને બીજી બાજુ, તેણે ફ્રાન્સ સાથે તથા ઝેકોસ્લોવાકિયા સાથે પરસ્પર સહાયના કરારો કર્યા.

સોવિયેતનું લીગ ઓફ નેશન્સમાં જોડાવું એક એવે તબકકે થયું હતું કે તેથી શાહીવાદીઓની અંદર અંદરનું સત્તાનું ત્રાજવું પલટાયા વિના ન રહે. કેમકે શાહીવાદીઓમાંથી જ જર્મની–જપાનની ટોળકી કોઈ પણ ભોગે, વહેલી તકે દુનિયાને માથે યુધ્ધ લાદી નવેસરથી જગતની વહેંચણી કરવા આતુર હતી. તેમણે લીગ ઓફ નેશન્સનો ત્યાગ પણ કર્યો હતો. આથી કરીને એક એવી પરિસ્થિતિ પેદા થઇ હતી કે, લીગ ઓફ નેશન્સને તત્કાલ યુધ્ધ ન ઇચ્છતાં રાષ્ટ્રોનું એક સબળ તંત્ર બનાવી શકાય. સોવિયેત આવી કોઇ પણ તક જતી કરવા તૈયાર ન હતું. તે આ સંસ્થાની મૂળભૂત કમજોરી—લીગનું શાહીવાદી દૃષ્ટિબિંદુ, અને યુધ્ધ અટકાવવા માટેની કમજોર મશિનરી જાણવા છતાં તેમાં દાખલ થયું. ને તેણે શાહીવાદીઓની નીતિની સખ્ત ઝાટકણી ચાલુ રાખી. સોવિયેતના પરદેશ પ્રધાન લિતવિનોવે પહેલે જ દિવસે જાહેર કર્યું—

" સોવિયેત સંઘ એક નૂતન સામાજિક આર્થિક પદ્ધતિના પ્રતિનિધિરૂપે લીગમાં દાખલ થાય છે, નહિ કે તેનાં વિશિષ્ટ લક્ષણોનો ત્યાગ કરીને. તથા આમાં જોડાયેલાં બીજાં રાષ્ટ્રોની જેમ તે પોતાના વ્યક્તિત્વને ટકાવી પણ રાખે છે."

અને ત્યાર બાદ તેણે લીગના બંધારણની કેટલીક કલમોના દોષોની ટીકા સુદ્ધાં કરી.

આ જ દિવસોમાં સ્તાલિન સોવિયેતની પરદેશીનીતિ પર વધુ પ્રકાશ પાડતાં ૧૯૩૫ માં ૧૭ મી પાર્ટી કોન્ગ્રેસ સમક્ષ કહે છે :

"આપણી પરદેશનીતિ સ્પષ્ટ છે—તમામ દેશો સાથે શાંતિનો સંબંધ રાખવો અને વ્યાપારી સંબંધો ખિલવવા. સોવિયેત સંઘ કોઈ દેશને ધમકી આપવાનો વિચાર સુદ્ધાં કરતો નથી; તો આક્રમણની વાત જ શી ? અમે તો શાંતિ માટે, અને શાંતિના ધ્યેયની રક્ષા માટે મથીએ છીએ. પણ અમે કોઈની ધાકધમકીઓથી ડરતા પણ નથી; એટલું જ નહિ પણ યુદ્ધખોરો અમારી સામે મુક્કો ઉગામે તો અમે સામા મુકકાથી જવાબ વાળવા તૈયાર પણ છીએ. પરંતુ જેઓ શાંતિ વાંછે છે; અને અમારી સાથે વ્યાપારી સંબંધો માગે છે તેમને અમારો સદાકાળ ટેકો છે......"

પરંતુ સોવિયેત એકલાની શાંતિની નીતિથી તો યુદ્ધને ખાળી શકાય એમ હતું નહિ. કોઈ પણ રીતે જર્મની–જપાન–ઇટલી જેવા યુદ્ધખોરોને અલગ પાડવા, એમની સામે "શાંતિનો મોરચો" ઊભો કરવો આવશ્યક હતો.

## બળોની તુલના

સોવિયેતે બળોની તુલના કરી જોઈ—

દરેક દેશમાં પ્રજાકીય બળો જાગ્રત થયાં હતાં. કમ્યુનિસ્ટ પાર્ટીઓ અને ઉદ્દામ કામદાર વર્ગો આગળ આવી રહ્યા હતા. શાહીવાદ નવી નવી આંતરિક કટોકટીઓ સમક્ષ અંદરથી કોરાઈ નબળો બની રહ્યો હતો. સોવિયેત તમામ કટોકટીઓ અને કસોટીઓમાંથી વધુ વજ્રકાય બની બહાર નીકળ્યું હતું. જ્યારે શાહીવાદીઓની છાવણીમાં અંદર અંદર ન ઊકલી શકે તેવી અથડામણો જાગી ચૂકી હતી. કેટલાક મૂડીવાદી દેશો તત્કાલપૂરતા યુદ્ધના વિરોધમાં હતા.

આનો અર્થ એ કે, શાંતિ માટેનો મોરચો ઘડવો હજીય શકય હતો. યુધ્ધને ખાળવું શકય હતું.

અને જો એક વાર ગમે તે કારણે તત્કાલ યુધ્ધ ન ઇચ્છતાં બળોને યુધ્ધખોરો સામે સંગઠિત કરી યુધ્ધને જ ડાંભી દઈ શકાય તો જગતનો ઇતિહાસ નવેસરથી જ લખાવાની ભરપૂર શક્યતાઓ સોવિયેતે જોઈ હતી.

## નવાં બળો—નવી આશા

પારાવાર મુશ્કેલીઓ છતાં ફ્રાન્સ અને સ્પેનમાં લોકશાહી બળોનો વિજય પણ થયો. ૧૯૩૬ ના મે માં ફ્રાન્સમાં પ્રગતિશીલ પક્ષોનું "પોપ્યુલર ફ્રંટ"નું રાજ્ય આવ્યું. ૧૯૩૬ માં સ્પેનમાં પણ રાજાશાહીને ફેંકી દઈ પ્રજાસત્તાક અમલ શરૂ થયો. ૧૯૩૬ માં જ ચીનનાં કમ્યુનિસ્ટ પક્ષે દસદસ વરસની ખૂનખાર અથડામણોને સંકેલી લઈ એકતા સ્થાપી જપાનને ટક્કર આપવા ચાંગ કાઈ શેક પર દબાણ આણવા માંડયું હતું. આમ, દુનિયામાં નવાં બળોએ નવી આશાઓ પેદા કરી હતી.

સોવિયેતે આ તમામ પ્રગતિશીલ બળોને પોતાનો ટેકો ને સાથ તથા સહાય આપ્યાં. વિશ્વ શાંતિનો મોરચો મજબુત કરવો હોય તો દરેક દેશની અંદરની જનતાએ જાગ્રત થઇ સંકુચિત પક્ષાપક્ષી છોડી રાષ્ટ્રીય હિતોને હૈયે ધરી આમમોરચો રચવો જોઇએ, એના ઉપર ભાર મૂકયો. દરેક દેશની અંદરનાં પ્રત્યાઘાતી અને ફાસિવાદ તરફી તત્વોને શિકસ્ત આપી. ફાસિવાદના યુદ્ધ પ્રયાસોને ખતમ કરવાનો આ જ માર્ગ હતો.

પરંતુ ફાસિવાદીઓ અને શાહીવાદીઓમાંના ફાસિવાદ તરફીઓ ભડકી ઊઠયા હતા. શાંતિના મોરચાને, સ્પેનની લોકશાહીને, ફ્રાંસના પોપ્યુલર ફ્રંટને ખતમ કરવા તેમણે તમામ કારસ્તાનો ને સરંજામી તૈયારીઓ કરવા માંડી હતી. એ સૌનો એક માત્ર હેતુ દરેક દેશની અંદરનાં પ્રગતિશીલ બળોને ખતમ કરી હિટલર દ્વારા સોવિયેત સંઘ ઉપર જ હલ્લો દોરી જવાનો હતો.

: ૨ :

## બ્રિટનની સોવિયેત વિરોધી નીતિ

આ સોવિયેત વિરોધી નીતિ કાંઈ નવી ન હતી. જગતમાં જે દિવસે પ્રથમ કામદાર ક્રાંતિ થઈ અને શ્રમજીવીઓની સત્તા અસ્તિત્ત્વમાં આવી તે ઘડીથી સોવિયેતની નાબુદીની જેહાદ દુનિયાની શાહીવાદી સત્તાઓએ ઉપાડી લીધી હતી. એ દિવસથી દુનિયા બે છાવણીમાં વહેંચાઈ ગઈ હતી. એ

દિવસથી એ છાવણીની આગેવાની બ્રિટિશ શાહીવાદે લીધી હતી. અને લગાતાર રીતે, ૧૯૧૮ થી ૧૯૪૦ સુધીમાં તેણે એ નીતિના અમલ પાછળ માથાં પછાડ્યાં હતાં.

૧૯૧૮ થી ૧૯૨૧ દરમિયાનના બાહ્ય હલ્લા અને આંતરવિગ્રહના દિવસોમાં બ્રિટિશ શાહીવાદનો હાથ છાનો ન હતો. બ્રિટિશ અને ફ્રેન્ચ ફોજોએ આર્ચેન્જેલ તથા મુર્માન્સ્ક કબજે કરી લઈ દગાખોર "વ્હાઈટ ગાર્ડઝ"ની સરકાર સ્થાપવામાં મદદ કરી હતી. અને ઉત્તર કોકેશસમાં તેમણે જ તો કોર્નિલોવ, દેનિકિન વગેરે દગાખોર ઝારના સરદારોને મદદ કરી હતી. મધ્ય વોલ્ગા અને સાઇબેરિયાના પ્રદેશમાં પણ એ જ હાથોએ ઝેકોસ્લોવાકિયાની ટુકડીને બંડખોરી માટે ઉશ્કેરી હતી.

આખરે, આ બધામાં નિષ્ફળતા મળતાં બ્રિટિશ સત્તાએ ૧૯૨૧ ના માર્ચમાં સોવિયેત સાથે માત્ર વેપારી કરારો કર્યા હતા; શાંતિ માટેના યા મૈત્રીના કરારો તો નહિ જ!

આ વેપારી કરારો થયા પછી ફોજી ઘર્ષણ દૂર થયું એ ખરું પણ સાચોસાચ રાજદ્વારી ઘર્ષણ તો ઉગ્ર બન્યું હતું. સોવિયેત રાજ્ય સામે શકય એટલો પ્રચાર અને તેના ઉપર દબાણ લાવી તેનાં સમાજવાદી સ્વરૂપને ઉડાવી દઇ ફરી મૂડીવાદી સ્વરૂપ લાવવાની કોશીશોનો તો પાર નથી.

## 'ઝિનોવિવ પત્ર' રૂપી કાવતરું

૧૯૨૨ માં જીનેવાની પરિષદ સમક્ષ આવો પ્રયત્ન થયાનું આપણે જોઇ ગયા. એ પછી ૧૯૨૪ માં રામ્સે મેકડોનાલ્ડની મજુર સરકાર આવી અને તેને હાથે ૧૯૨૪ માં પ્રથમ વાર બ્રિટિશ સોવિયેત કરાર થયા. પરંતુ એ કરારોને કાચા કાગળિયાની જેમ ત્યાર બાદની બાલ્ડવિનની કોન્ઝરવેટિવ સરકારે ઉડાવી દીધા. પણ ચૂંટણીમાં જીતવા માટે જ કોન્ઝરવેટિવ પક્ષના કેટલાક આડતિયા અમલદારોએ સોવિયેતના નેતા કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની કાર્યવાહી સમિતિના પ્રિસિડિયમના પ્રમુખ ઝિનોવિવને નામે એક તરકટી કાગળ તૈયાર કર્યો હતો. એ કહેવાતો કાગળ

ઝિનોવિવે ગ્રેટ બ્રિટનની કમ્યુનિસ્ટ પાર્ટી ઉપર લખ્યો હતો. ને તેમાં જણાવ્યું હતું કે "હથિયાર બંધ હલ્લાની તૈયારી કરો ... ફોજની અંદર ઘટકો બાંધો..." વગેરે.

પાછળથી આ પત્ર નર્યું તરકટ અને બનાવટ છે એ સાબિત થયું હતું. કોન્ઝરવેટિવ પક્ષે સત્તામાં આવવા, તથા સોવિયેતની બદનામી કરવા માટેનું એ કાવતરું હતું.

## લોકાર્નો કરાર

આ પછી ૧૯૨૫માં લોકાર્નો કરાર થયા. તે મુજબ બ્રિટન, ફ્રાન્સ, જર્મની, ઇટલી તથા બેલ્જિયમ, પોલાંડ, ઝેકોસ્લોવાકિયાનો સોવિયેત વિરોધી મંચ ઊભો થયો. આ કરાર પાછળનો બ્રિટનનો મુખ્ય હેતુ જર્મનીને પોતાની સાથે અને સોવિયેતની વિરુધ્ધમાં ખેંચવાનો હતો, એ રહસ્ય પાછળથી કેબિનેટ મિનિસ્ટર મિ. ઓમ્સબી ગોર (લોર્ડ હારલેશ) ને મોઢે જ બહાર પડયું હતું. આ પછી તો પરાજિત જર્મનીને લીગ ઓફ નેશન્સમાં લેવાનું અને તેની કૌંસિલમાં સ્થાયી સભ્યપદ આપવાનું વચન પણ અપાયું હતું. જોકે, જીનેવા ખાતે બ્રાઝિલે આ બીજી દરખાસ્તનો વિરોધ કર્યો. અને જર્મનીને "બનાવી ગયા" જેવું લાગતાં તેણે ૧૯૨૫ના માર્ચમાં સોવિયેત સાથે બિનઆક્રમણનો કરાર કર્યો, જે રાપેલો કરારને નામે ઓળખાય છે.

આ પછીનાં વરસોમાં બ્રિટને જર્મની, પોલેન્ડ અને ઇટલીને ફરી ફરી પોતાની પડખે લેવા તથા ફ્રાન્સને પોતાથી સ્વતંત્ર રીતે આગળ આવતું અટકાવી એ ચારેને સોવિયેત વિરોધી સત્તાઓ તરીકે વિકસાવવા થાય તેટલું કર્યું છે. આ જ વરસોમાં યુરોપમાં બ્રિટનની આગેવાની ન જામે તે માટે અમેરિકા જાગ્રત રહ્યું; પણ સાથો સાથ તેની ય નીતિ તો સોવિયેત વિરોધી જ હતી.

## 'આરકોસ' ધાડ

આમ, સોવિયેત વિરોધી મોરચો ઘડવા બ્રિટન મથી રહ્યું હતું. બીજી બાજુ તેણે સોવિયેતને ઉશ્કેરવા પણ કોશીશ આરંભી દીધી. ૧૯૨૭ના મેની ૧૨ મીએ બ્રિટિશ પોલિસે બ્રિટનમાંના સોવિયેતના વેપારી પ્રતિનિધિની

ઓફિસ પર ધાડ નાખી અને વેપારી કરારની વિરુદ્ધ મનસ્વી જડતીઓ લીધી. આને માટે વડાપ્રધાન બાલ્ડવિને પાછળથી એવાં બહાનાં બતાવ્યાં કે સોવિયેતના એજંટો છુપી રીતે બ્રિટિશ રાજ્ય વિરુદ્ધ તરેહતરેહનાં કાવતરાં કરી રહ્યા છે. એમાં વેપારી પ્રતિનિધિ ઓફિસનો પણ હાથ હોવાનો સંભવ છે! આ ઉપરાંત બ્રિટિશ રાજ્યે બીજી એવી અશક્ય માગણી કરી હતી કે વેપાર સંબંધને અંગે બ્રિટનમાં રહેતો સોવિયેત નાગરિક કોઇ પણ પ્રકારની સંસ્થા કે પ્રવૃત્તિમાં ભાગ ન લઇ શકે. આ "આરકોસ ધાડ" ના બનાવ પછી સ્વાભાવિક રીતે, બ્રિટન સોવિયેતના વેપારી સંબંધો બગડ્યા.

ત્યાર બાદ, વોર્સો ખાતેના સોવિયેત એલચીનું ખૂન થયું. તથા ચીને પણ બ્રિટિશ ઉશ્કેરણીને વશ થઈ સોવિયેત સાથેના સંબંધો તોડી નાખ્યા.

૧૯૨૭ની આ સાલ સુધીમાં તો બ્રિટનની સોવિયેત વિરોધી નીતિ પ્રકાશમાં આવી રહી હતી.

૧૯૨૮ માં લોર્ડ બર્કનહેડની સવારી બર્લિન ઊપડી. અને તેમણે જર્મની ઉપર સોવિયેત સાથેના સંબંધો તોડી નાખવા દબાણ આણ્યું.

૧૯૨૯ માં જ્યારે દુનિયાના તમામ દેશો પર આર્થિક મંદીનું વાદળ ઝૂકી પડ્યું હતું ત્યારે સોવિયેત જ એક માત્ર દેશ હતો જે પંચવર્ષીય યોજના શરૂ કરી આગે બઢી રહ્યો હતો. ત્યારે તેને ભીંસી નાખવાનું કાવતરું પણ જોર પકડી રહ્યું હતું.

૧૯૩૦ માં સોવિયેતને ઘેરવા બાબત, તથા તેના વેપારને રૂંધવા બાબત, છૂપી મંત્રણાઓ શરૂ થઈ ગઈ હતી. ફરી પાછો ફોજી હલ્લો કરી, સોવિયેતને ઘેરી લઈ રૂંધી નાખવાની નીતિ માથું ઊંચું કરી રહી હતી. ફ્રેંચ સરકારે તો યુરોપી સત્તાઓને સૂચવી પણ દીધું હતું કે સોવિયેત સામેનો મોરચો જમાવવાનો વખત પાકી ગયો છે!

## પૂર્વનો 'બંદો' જપાન

બ્રિટિશ શાહીવાદની વરસોની મુરાદ પૂરી પડવાની આશા આપતાં પ્રત્યાઘાતી બળો પુર્વ અને પશ્ચિમમાં જાગી રહ્યાં હતાં. જપાને ૧૯૩૧ થી

પોતાનો વિસ્તાર આરંભી દીધો હતો. ચીનના મંચુકો, ઇનર મોંગોલિયા, જેહોલ, ચાહાર વગેરે પ્રદેશો તેણે હડપી લીધા હતા અને આગળ વધી સોવિયેત ઉપર ચઢાઈ લઇ જવાની પેરવીમાં તે પડયું હતું. તેણે તેની આ મુરાદ વારંવાર જાહેર પણ કરી હતી. સોવિયેતના સાખાલિન, કામાચાત્કા તથા સોવિયેતના મિત્રસમા મોંગોલિયન પ્રજાતંત્ર ઉપર તેની દાઢ ચસકેલી હતી. એમ તો, પૂર્વ સાઇબેરિયાથી માંડી બૈકલ તળાવ સુધીનો પ્રદેશ ઝડપી લેવાના પણ મનોરથો તેણે સેવ્યા હતા.

બ્રિટન અને ફ્રાન્સની શાહીવાદી સત્તાઓ આ યોજના અને મનોરથો ઉપર મલકાતી હતી. પૂર્વમાં સોવિયેતનો શત્રુ લાધી ગયાનો તેમને આનંદ હતો.

પણ પશ્ચિમમાંય કોઇ ચુનંદો દોસ્ત બ્રિટનને જોઇતો હતો. અને હિટલરી નાઝી સત્તાના ઉગમમાં તેને એવા મિત્રનાં લક્ષણ દેખાયાં.

આજ લગી જર્મનીને સોવિયેત વિરોધી મોરચે ધકેલવાના તેના પ્રયાસો સફળ થયા ન હતા; પણ હવે જર્મનીમાં જાગેલી નાઝી તાકાતે તેની એ આશાઓને પુનર્જીવિત કરી. સોવિયેત સામે કોઈ પણ હલ્લો ત્યારે જ શકય બને કે તે દેશની કામદાર જનતાને છૂંદી નાખવાનું શકય બન્યું હોય. અને જર્મનીમાં ઊગતા ફાસિવાદ અને કામદાર તાકાત વચ્ચે જીવન મરણનો સંગ્રામ શરૂ થઇ ચૂકયો હતો. કામદાર બળોમાં ભાગલા પડતાં તથા સમાજવાદીઓ (સોશિયલ ડેમોક્રેટસ) ના દગાખોર વલણને પ્રતાપે જર્મનીની જનતાએ સંગ્રામમાં હાર ખાધી અને ૧૯૩૩માં હિટલર સત્તામાં આવ્યો.

બ્રિટનને યુરોપમાં પણ સોવિયેત સામેનો ચુનંદો શત્રુ લાધી ગયો!

## હિટલરની નેમ

હિટલરે સત્તામાં આવતાં પહેલાં જ પોતાની સોવિયેત વિરોધી, બોલ્શેવિઝમ વિરોધી દુશ્મનીની જાહેરાત કરી દીધી હતી. અને બ્રિટિશ શાહીવાદીઓની દોસ્તી પણ તેણે વાંછી હતી.

એ દિવસોની હિટલરી નીતિની ચાવી આ હતી—

બ્રિટન સાથે દોસ્તી રાખી, ફ્રાન્સને દબડાવતા જઈ, બને તેટલો પ્રદેશ દબાવી દઈ મધ્ય યુરોપમાં વર્ચસ્વ જમાવી, સોવિયેત ભણી પગ પેસારો કરવો. આને માટે તેણે પ્રચંડ ઝડપે શસ્ત્ર સરંજામનો ગંજ ખડકવા માંડ્યો હતો.

બ્રિટને એને બધી રીતે માલ પૂરો પાડ્યો, પૈસા ધીર્યા ને બીજા દેશો સાથેના વેપારની ય સગવડો કરી આપી! હિટલર પશ્ચિમ યુરોપથી દૂર રહે તો ગંગા નાહ્યા ગણી, મધ્ય યુરોપ તથા પૂર્વ યુરોપના દરવાજા તેને માટે ખુલ્લા કરી દીધા. આ જ વરસોમાં (૧૯૩૪ માં) જર્મનીએ તેના કટ્ટર શત્રુ પોલાંડ સાથે પણ કરારો કર્યા. સોવિયેત ઉપરના હુમલાની બાબતમાં બંને વચ્ચે છૂપી સમજણ થઈ. યુક્રેનને સોવિયેતથી જુદો પાડી દેવાની એમાં પેરવી હતી.

આમ, સોવિયેત ઉપર કૂદકો ભરવા જર્મની માટે વધુ અનુકૂળતાની પરિસ્થિતિ રચાઈ ગઈ હતી.

## સોવિયેત વિરોધી 'બ્લૉક'

૧૯૩૫ આવતાં આવતાં તો જર્મની, પોલાંડ અને જપાન વચ્ચે ગાઢી મૈત્રી થઈ ચૂકી. સોવિયેત વિરોધી નીતિના પાયા પર એક 'બ્લૉક' તૈયાર થઈ ગયો. ૧૯૩૫ ના અંત સુધીમાં તો ફિન્લેન્ડ, હંગેરી, ઇટલી, બલ્ગેરિયા અને રૂમાનિયા તેમની બગલમાં આવી રહ્યાં. જો કે ટર્કીને ખેંચવા માટેના પ્રયત્નો નિષ્ફળ ગયા હતા.

પરંતુ આ નવા સોવિયેત વિરોધી મોરચાની સફળતા–નિષ્ફળતાનો સાચો આધાર તો બ્રિટન અને ફ્રાન્સ ઉપર જ હતો.

ફ્રાન્સમાં આ દિવસોમાં પ્રગતિશીલ બળો જાગી ઊઠ્યાં હતાં. સોવિયેત સાથેનો મૈત્રીનો કરાર અસ્તિત્વમાં આવ્યો હતો. ને ધીમે ધીમે લોકમોરચો મજબૂત બની રહ્યો હતો. લાવાલ અને ફાસિવાદીઓના હાથ હેઠા પડી રહ્યા હતા.

બ્રિટનની હાલત જુદી હતી. એટલું જ નહિ પણ બ્રિટન અત્યંત મહત્ત્વની ચાવીરૂપ હતુ. જો આ વખતે બ્રિટન યુદ્ધવિરોધી અને શાંતિ માટેની નીતિ અખત્યાર કરે તો હલ્લાખોરોની નેમ ધૂળમાં મળે એમ હતી.

જો બ્રિટન સોવિયેત અને ફ્રાન્સની દોસ્તીમાં હાથ મિલાવે તો નાના દેશો આ શાંતિના મોરચે જરૂર દાખલ થઇ જ જાય.

પણ બ્રિટનની નીતિ નિરાળી જ હતી. બહારથી તો જો કે, તેણે હવે પોતાની વાણીને બદલી હતી: "યુદ્ધ નથી જોઇતું. શાંતિનો મોરચો ઘડાય એમ અમે ઇચ્છીએ છીએ" વગેરે. પણ એનો સાચો અર્થ એ હતો કે પશ્ચિમી યુરોપમાં, બ્રિટનને આંગણે ને પડોશમાં યુદ્ધ નથી જોઈતું. બાકીના યુરોપમાં હિટલર મનફાવતો હાથ મારે ને તાજોમાજો બની સોવિયેત તરફ ઉપડે એટલું અમે ઇચ્છીએ છીએ.

## "મુખમેં રામ બગલમેં છૂરી"

૧૯૩૩ થી શરૂ કરી ૧૯૪૦ સુધીનાં તમામ વર્ષો બ્રિટનની આ જ રમતનાં વરસો છે—"મુખમેં રામ બગલમેં છૂરી!"

બ્રિટનનાં શાહીતરફી અખબારો આ બધાં વરસો દરમિયાન લગાતાર સોવિયેત સામે ખુલ્લંખુલ્લી ઉશ્કેરણી કરતાં રહ્યાં છે.

૧૯૩૪ માં એક જવાબદાર બ્રિટિશ રાજ્યદ્વારી પુરુષ કહે છે:

"રશિયાની બાબતમાં અમે જપાનને જે કાંઈ કરવું હોય તે કરવાની આઝાદી આપીએ છીએ.

"જર્મનીને અમે શસ્ત્રો વધારવાનો હક્ક આપીએ છીએ. પણ ફ્રાન્સ સાથે મૈત્રી બાંધી જર્મનીને પશ્ચિમી યુરોપ તરફ આવતું અટકાવીએ છીએ. બીજી બાજુ, પૂર્વમાં જર્મનીને ફાલવું હોય તેટલા ફાલવાની તક આપીએ છીએ. આમ, જપાન અને જર્મનીને દૂર રાખી, રશિયાને કાબૂમાં રાખીએ છીએ."

## બિનદખલનો દંભ

૧૯૩૫ પછીનું રાજકરણ આ નીતિનો વધુ ને વધુ નક્કર પુરાવો આપે છે.

૧૯૩૫ માં સોવિયેતે ફ્રાન્સ સાથે આક્રમણ સામે પરસ્પર સહાયના કરાર કર્યા ત્યારે બ્રિટને તેમાં જોડાવા ઈન્કાર કર્યો: એટલું જ નહિ પણ તેણે

જર્મની સાથે નૌકાકરાર કર્યો. હજી માત્ર બે જ માસ પૂર્વે તો લીગ ઓફ નેશન્સે જર્મનીની ફોજભરતી સામે અવાજ ઉઠાવ્યો હતો; છતાં બ્રિટન એનો ખુલ્લો ભંગ કરી ગયું!

આ પછી, થોડાક જ મહિના ગયા ન ગયા ત્યાં તો ઇટલીએ એબીસિનિયા પર (બંને લીગના સભ્ય હોવા છતાં) ચઢાઈ કરી. એની સામે લીગે કશાં જ પગલાં ન ભર્યાં: ત્યારે એક માત્ર સોવિયેતે અવાજ ઉઠાવ્યો હતો કે—લીગે એબિસીનિયાની મદદે ઊભા રહેવું જોઈએ. સોવિયેત પોતાની જવાબદારી ઉપાડવા તૈયાર છે. પણ બ્રિટિશ શાહીવાદીઓની રમત જુદી જ હતી. તેઓ તો ફાસિવાદી ટોળકીને ચરણે જેટલો ભોગ ધરાય એટલો ધરવા તૈયાર હતા.

અને હિટલર મુસોલિની એવી કોઈ તક જતી કરે એમ ન હતા. લાગ જોઈ તેમણે સ્પેનના નૂતન લોકતંત્રને ભોંય ભેગું કરવા સ્પેનના ફાસિવાદી ફ્રાંકોને ઉશ્કેર્યો. છૂટથી ભરપૂર મદદ આપી. ત્યારે બ્રિટન અને ફ્રાન્સની લોકશાહીઓએ 'બિનદખલ'ની નીતિ અખત્યાર કરી! એક માત્ર સોવિયેત જ એ વખતે પોતાની સહાય સાથે સ્પેનને પડખે ઊભું રહ્યું. સાધન સામગ્રીની મદદ ઉપરાંત સોવિયેત દેશથી ચુનંદા ઝુકોવ સરખા ફોજી નિષ્ણાતો પણ સ્પેનની લોકશાહી સેનાને પડખે લડવા ગયા હતા.

સ્તાલિને 'બિનદખલ'ની નીતિની સખત ઝાટકણી કાઢતાં ખુલ્લા શબ્દોમાં કહ્યું હતું—

"આ બિનદખલની નીતિનો સીધો સાદો અર્થ એ થાય કે સૌ સૌનું ફોડી લે. અમારે માથે કાંઈ નહિ. અમે તો હલ્લાખોરો ને હુમલાનો ભોગ થનારા બંને સાથે વેપાર કરતા રહીશું. પણ જો આનો સાચો અર્થ કરીએ તો એક જ થાય કે 'બિનદખલની નીતિ' એટલે હલ્લાખોરો ભણી આંખમીંચામણાં; યુદ્ધને છૂટો દોર: અને એ યુદ્ધને વિશ્વયુધ્ધમાં પલટી નાંખવું!"

## મ્યુનિચ કરાર

એ પછી ૧૯૩૮ માં જર્મનીએ ઓસ્ટ્રિયા પર ચઢાઈ કરી. સોવિયેતે તમામ બિન આક્રમક સત્તાઓને એક થઈ નાના દેશોની રક્ષા અને શાંતિની

રક્ષા માટે ચાંપતાં પગલાં ભરવા હાકલ કરી. પણ બ્રિટન અને ફ્રાન્સે જ તેને "અપક્વ" દરખાસ્ત ગણી ઉડાવી દીધી !

એ પછી તો હલ્લાખોરોનો દોર દમામ બઢી રહ્યો હતો. નાટકનું દશ્ય ઝેકોસ્લાવાકિયા તરફ વળી રહ્યું હતું. સોવિયેત રશિયાએ (૧૭ મી માર્ચ) સામુદાયિક રક્ષા માટે તૈયાર થવા બ્રિટિશ સરકારને જણાવ્યું. પણ જવાબ ઇન્કારમાં આવતાં સોવિયેતે ૧૧ મી મે તથા ૨૫ મી ઑગસ્ટે પોતાના તરફથી જાહેરાત કરી કે "ફ્રાન્સ અને ઝેકોસ્લોવાકિયાને આપેલાં વચનોનું અમે અક્ષરશઃ પાલન કરવા તૈયાર છીએ." પણ જવાબમાં સૌએ મૌન ધારણ કર્યું. એ પછી ભય ખૂબ જ વધી ગયો ત્યારે જીનીવા ખાતે ૧૧ મી સપ્ટેમ્બરે તેણે પોતે ઝેકોસ્લોવાકિયાની પડખે ઊભા રહેવાની બાંહેધરી આપી, બ્રિટન અને ફ્રાન્સની પાસેથી પણ માગી. પણ એનો ય કશો જ જવાબ ન મળ્યો !

સ્વાભાવિક રીતે જ, આ દગાખોર નીતિની કલગી સમો બનાવ બની ગયો. હિટલરે ઝેકોસ્લોવાકિયા ઉપર હુમલો કરી તેના કેટલાક પ્રદેશો પડાવી લીધા. ઉપરથી પોતાની એ લૂંટણગીરી ઉપર સંમતિના અંગુઠા લેવા તેણે મુસોલિની, ચેમ્બરલેન તથા દલાદિયરને બોલાવ્યા. અને ચારે જણે ભેગા થઈ મ્યુનિચ મુકામે એ દગાખોર કૃત્યને સીલ માર્યું ! ઉપરથી સાવ દંભી રીતે ઝેકોસ્લોવાકિયાને 'અભયવચન' આપ્યું !

વરસો થયાં ઝેકોસ્લોવાકિયાને સંરક્ષણની બાંહેધરી આપનાર, એની સાથે પરસ્પર સહાયના કરારોથી બંધાનાર બ્રિટન અને ફ્રાંસે કેવળ પોતાની સ્વાર્થખોરીને વશ થઈ આ રીતે હિટલરને ચરણે ઝેકોસ્લોવાકિયાને વધેરી દીધું !

હિટલરને માટે રસ્તો મોકળો થઈ ગયો.

૧૯૩૯ ના માર્ચની ૧૫મી એ તેણે ભારે ધામ ધૂમ સાથે ઝેકોસ્લોવાકિયાની પાટનગરી પ્રાગ પર ચઢાઇ આરંભી ! આ વખતે ય સોવિયેતના પ્રમુખ કાલિનિને જ સ્પષ્ટ ઘોષણા કરી હતી કે "ઝેકોસ્લોવાકિયા અને ફ્રાન્સને અંગે કરેલા કરારોનું અક્ષરશઃ પાલન કરવા રુસ તૈયાર છે." પરંતુ ખુદ ઝેકોસ્લોવાકિયા પોતે જ બ્રિટન અને ફ્રાન્સે દીધેલા દગા પછી તે વખતે હિટલરી દૈત્ય સામો બાખડી ભીડવા તૈયાર ન હતું !

આ ભયંકર બનાવો પછી એ બાજી સ્પષ્ટ થઇ હતી કે ઇન્ગ્લેન્ડ અને ફ્રાન્સ સોવિયેત સાથે મૈત્રી કરવા નથી ઇચ્છતાં; એટલું જ નહિ પણ હિટલરી નાગને દૂધ પાઇ તૈયાર કરી તેની દ્વારા સોવિયેત ઉપર ચઢાઇ કરાવવા પાછળ જ પોતાની બધી શકિત કેન્દ્રિત કરી રહ્યાં છે.

: ૩ :

## યુદ્ધની આગ અને સોવિયેત

૧૯૩૯-૪૦ના દિવસો આંતરરાષ્ટ્રીય રાજકારણમાં અત્યંત નાજુક દિવસો છે. સોવિયેત વિરોધી વિશ્વ યુદ્ધની આગ છૂપી રીતે ચંપાઈ રહી છે. કોઈ પણ પ્રકારે સોવિયેતને યુદ્ધમાં ઘસડવાનાં કાવતરાં રચાઈ રહ્યાં છે. બાલ્કન અને બાલ્ટિકનાં દેશોમાંની પ્રત્યાઘાતી સરકારોને પાળીપંપાળી સોવિયેતને ઘેરવાની બાજી રમાઈ રહી છે. આ તમામ કાવતરાંને મોખરે ચેંબરલેન ઊભો છે. હિટલરી દાનવમાં તેણે તેની મુરાદનું પ્રતિબિંબ જોયું છે. એક વાર હિટલરને ધરાઈને ધિરવ્યા પછી એ સોવિયેતને મોરચે ઉપડ્યા વિના નહિ જ રહે—ચેમ્બરલેનની પાકી ગણત્રી છે. મ્યુનિચની દગાખોરી પછી તો તેને ખાત્રી થઇ ગઇ છે કે, હિટલર આગળ વધ્યા વિના રહેનાર નથી. પોલાંડ પર એની નજર ખસુસ ચોંટી છે. ચેમ્બરલેનને એનું ભારે સુખ છે. કેમ કે પોલાંડ તો સોવિયેતમાં પેસવાનો દરવાજો છે!

સોવિયેત આ ખંધી રમત જુવે છે. અને તે ફરી ફરીને પોલાંડની રક્ષા માટે બ્રિટન, ફ્રાન્સ અને પોતાની જવાબદારી ચીંધે છે. પણ બ્રિટનને એવી જવાબદારી જોઇતી નથી. એને તો પોલાંડ દ્વારા હિટલર સોવિયેત પર આગેકૂચ કરે એટલું જ જોઇએ છે.

પોલાંડને બહાને સોવિયેત પણ યુદ્ધમાં ઘસડાય એ જ એની નેમ છે. એથી એક બાજુ સોવિયેતથી અલગ રીતે પોલાંડને મદદનું જુઠું વચન પણ આપે છે! પણ સોવિયેતની સાથે પોલાંડને મદદ કરવાનો સહિયારો કરાર કરવા ઇન્કાર કરે છે. પોલાંડ કોઈ પણ ભોગે સોવિયેતની તરફેણમાં, શેહમાં કે અસરમાં ન જાય એ માટે તે મથે છે. ને સોવિયેતની લાલ સેના પોલાંડની રક્ષા માટે ય પોલાંડમાં ન પ્રવેશે એવી પોલિશ પ્રત્યાઘાતી સરકારની હઠને

તે ઉત્તેજન આપે છે! લોઈડ જયોર્જના શબ્દોમાં કહીએ તો " વાટાઘાટો ઉપરથી એ વાત જણાતી હતી કે પોલાંડે ઊભી કરેલી આડખીલીઓ દૂર કરવા ગ્રેટ બ્રિટન જરાય ઉત્સુક ન હતું. બલ્કે ઉલટું ઉત્તેજન આપી રહ્યું હતું!"

આમ, જ્યારે યુરોપ અંગે શાંતિનો મોરચો ઊભો કરવાની અનિવાર્ય જરૂર હતી ત્યારે બ્રિટિશ નીતિ, યુદ્ધની દુંદુભિ જેના માથે બજી રહી છે તે પોલાંડનેય રક્ષણની ખાત્રી આપવા તૈયાર ન હતી. સોવિયેતની સેના પોલાંડની રક્ષા અર્થેય તેની ધરતી પર ન જાય એ તેની કારવાઈનું પરિણામ હતું.

આનો સાદો અર્થ એટલો જ કે જર્મની પોલાંડ વીંધીને સોવિયેત ઉપર ભલે ધસી જાય!

## જર્મની-સોવિયેત -બિનઆક્રમણ કરાર

પણ ચેમ્બરલેનની વાંઝણી નીતિનો ફરી એક વાર ફિઆસ્કો બોલે છે. જે હિટલરને તે આટલાં વરસોથી દૂધ પાઇ ઉછેરી રહ્યો છે એ હિટલરના પગ, જેમ જેમ તે પૂર્વ ભણી કૂચ કરે છે, તેમ તેમ ઢીલા પડવા માંડે છે. સોવિયેત રશિયાની શક્તિ બાબત તે પાકેપાયે ખાત્રી કરે છે. ને એના પોતાના જ ગુપ્ત હેવાલો સોવિયેતની તાકાતનો ખ્યાલ એને આપે છે, ત્યારે હિટલર પણ પોતાની યોજના પર ફરી વિચાર કરે છે. એની આજ લગીની ગણતરી તો એવી જ હતી કે, પોલાંડને અઠવાડિયાંમાં રોળી નાખી સોવિયેતને વીંધી તેની વિપુલ સાધન સામગ્રીનો ઉપયોગ કરી તેની તાકાત વડે યુરોપ આખાને મહાત કરવું.

પરંતુ સોવિયેતની તાકાતનો તેને ખ્યાલ આવી ગયો હતો. પોતાની અંદરનાં તમામ કાવતરાંને દફનાવી દઇ સોવિયેત રાજ્ય વધુ તાકાતવાન બન્યું હતું, તેની તેને ખાત્રી થઇ હતી. પરિણામે, તેણે સોવિયેત ઉપર હલ્લો કરતાં પહેલાં પોલાંડને ખતમ કરી, સોવિયેતની સરહદો પર પગ માંડી ઊભા રહી, આજુબાજુનાં નાનાનાનાં રાજ્યોને પોતાની કડીમાં ગૂંથી લઈ, યુરોપને ખોખરું કર્યા બાદ સોવિયેત ભણી મક્કમ પગ માંડવાની વધુ સલામત નીતિ અખત્યાર કરી. અને તેણે સોવિયેત સાથે બિન-આક્રમણના કરાર માટે હાથ લંબાવ્યો.

સોવિયેતે તરતજ એનો સ્વીકાર કરી લીધો. (૧૯૩૯ ઑગસ્ટ)

## બિનાક્રમણ કરારનું રહસ્ય

" ફાસિવાદી હિટલર સાથે કરાર ? ફાસિવાદને જ આ ઉત્તેજન નથી શું ?" ચારે બાજુથી આશંકા ને આક્ષેપોના સૂરો ગુંજી ઊઠ્યા.

સૌથી પ્રથમ એ વાત સમજી લેવી જરૂરી છે કે આ કરાર ફાસિવાદને કોઈ પણ પ્રકારની મદદ કરવાનો નથી. કરાર માત્ર બિનક્રમણનો જ છે.' સોવિયેતે ફાસિવાદી આક્રમણખોરો સામે બ્રિટન અને ફ્રાન્સ તથા બીજા દેશો સાથે પરસ્પર સહાયનો કરાર કરવા ધારેલો એવો આ કોઈ પરસ્પર સહાયનો કરાર નથી. જે કોઈ મુલ્ક પોતાની સામેના યુદ્ધથી દૂર રહેવા તૈયાર હોય તે સૌની સાથે બિનાક્રમણનો સંબંધ રાખવા સોવિયેત દેશ જરૂર ઇચ્છે, એમાં કશું જ અયોગ્ય નથી. એ રીતે જો તમામ દેશો અથવા મોટા ભાગના દેશો એક બીજા સાથે યુદ્ધ ન કરવાના કરારો કરે તો એથી હલ્લાખોરો સિવાય કોઈને જ કશું ગુમાવવાનું પણ નથી.

આ બનાવમાં તો બીજી પણ એક વાત છે. જપાન-જર્મની અને ઇટલીની હલ્લાખોર ત્રિપુટી સામે શાંતિનો મોરચો ઊભો કરવા અથાગ પ્રયત્નો એકલા હાથે કરી લીધા પછી, અને બ્રિટન ફ્રાંસની ઉલટી જ રમત ફરી ફરીને જોઈ અનુભવી લીધા પછી તેણે પોતાની સામેના કાવતરાંને ખતમ કરવા આ પગલું ભર્યું હતું. એનાં પરિણામો માત્ર પોતાને માટે જ નહિ, પણ દુનિયાની શાંતિ અને લોકશાહીના જ લાભમાં હતાં.

આવા આ કરારનું રહસ્ય સમજવું જરૂરી છે. સૌથી પહેલી વાત તો એ કે, જે હિટલર સોવિયેત સામેના યુદ્ધની તૈયારીઓ કરી રહ્યો હતો, જેણે ઇટલી અને જપાન સાથે થઈ " કોમિન્ટર્ન વિરોધી " ગુટ બનાવી દુનિયા ભરમાં કમ્યુનિઝમ સામે મોરચા ભીડવાની આગેવાની લીધી હતી એ જ હિટલરે એની મુરાદોને ઘડીભર માટે તો છોડી દેવાની વારી આવી !

બીજી વાત એ છે કે, આથી ચેમ્બરલેનની સોવિયેતવિરોધી નીતિ પર પણ પાણી ફરી વળતું હતું ! સોવિયેત વિરોધી નીતિ માટેનો ચુનંદો દોસ્ત હિટલર જ ખરી પડતો હતો ! હોળીનું નાળિયેર બનવા તે તૈયાર

ન હતો ! તેણે ય જોઈ લીધું હતું કે હવે રાજકીય ક્ષેત્રે બ્રિટનનું એવું કોઈ મહત્ત્વ રહ્યું ન હતું. સોવિયેત–જર્મનીનો આ કરાર એ રીતે ચેમ્બરલેન અને હિટલર વચ્ચે ફાચર મારી ચેમ્બલેનની દગાખોર નીતિ પર જીવલેણ ફટકારૂપ હતો.

અને સૌથી મોટી વાત એ છે કે આ માર્ગે સોવિયેતે પોતાની ઉપર આવતા યુધ્ધને ખાળ્યું હતું. દરમિયાન વધુ તાકાત કેન્દ્રિત કરવાની તક મેળવી લીધી હતી. જેનો લાભ માત્ર સોવિયેતને જ નહિ, પણ ભવિષ્યમાં નાઝીવિરોધી વિશ્વયુદ્ધમાં આખા વિશ્વને મળનાર હતો.

## પોલાંડ પર હિટલરી ચઢાઈ અને સોવિયેત નીતિ

આપણને આ કરાર પછી તરતજ બનેલા બનાવોમાં આની ખાત્રી થાય છે. હિટલરે ફ્રાન્સ પછી તરતજ ૧ લી સપ્ટેમ્બરે પોલાંડ પર હલ્લો શરૂ કર્યો. બ્રિટન તરતજ હિટલર સામે યુદ્ધ જાહેર કર્યું. પણ બ્રિટન કે ફ્રાન્સ પોતાનાં વચનો અનુસાર પોલાંડને કોઇ પ્રકારની કશી જ મદદ કરવા તૈયાર નથી ! એમણે તો વિચારી લીધું, ભલે હમણાં પોલાંડ જતું...ભવિષ્યમાં પાછું મેળવી લઈશું. અને ખુદ પોલાંડનું સડેલું તંત્ર જ માત્ર ૭ દિવસમાં ભાંગી પડ્યું. આઠ દસ દિવસમાં તો પોલાંડની સરકાર દેશ છોડી ભાગી છૂટી ! હિટલરી યંત્રસેના પૂરપાટ વેગે મહત્ત્વનાં નગરો અને ઔદ્યોગિક કેન્દ્રોને વીંધતી સોવિયેતની સરહદ ભણી ધસી રહી. આજ પૂર્વે કોઈ નાનામાં નાનું રાજ્ય એબીસિનિયાના જેવું પણ આટલી સહેલાઈથી ભાંગી પડ્યું ન હતું !

આમ, જ્યારે પોલાંડમાં કોઈ રાજ્ય રહ્યું નથી, ફાસિસ્ટો સામે કોઇ લડતું નથી; વધુમાં સોવિયેતની પોતાની સરહદો ભયમાં મુકાઈ રહી છે, ત્યારે પોલાંડ પર નાઝી હુમલા બાદ ૧૭ મે દિવસે ફાસિસ્ટ દાનવને દૂર રાખવા, અને બ્રેસ્તલિતોવ્સ્કની સંધિ દ્વારા ૧૯૧૮ માં ગુમાવેલ પોતાના જ પ્રદેશ પૂર્વ પોલાંડમાં વસતી ૭૦ લાખ બ્યેલો રશિયન તથા યુક્રેન પ્રજાને એ ફાસિસ્ટોના હાથમાંથી બચાવી લેવા સોવિયેતની લાલ સેના ધસારો શરૂ કરે છે. નાઝી હિટલરની સેના ચોંકીને અધરસ્તે અટકી જઈ પાછી વળે છે ! સોવિયેતની સાથે બાખડી ભીડવાની અત્યારે એની તૈયારી નથી.

સોવિયેતની સેના આ મુક્ત બનેલા પ્રદેશમાંથી જુલ્મી સામંતશાહીને નાબુદ કરી પહેલે જ ફટકે ખેડૂતોને પાંચ પાંચ એકર જમીન ને એક એક ગાય વહેંચી આપી, ગ્રામ પંચાયતોનું રાજ્યતંત્ર ઊભું કરવામાં મદદરૂપ થાય છે!

કોઈ પણ રીતે આ કૃત્યને લાલ શાહીવાદી લાલસા રૂપે વર્ણવવું શક્ય નથી.

સ્વાભાવિક રીતે જ આનું એક બીજુ મહત્વનું પરિણામ તો એ આવ્યું કે પૂર્વ યુરોપ અને બાલ્કનની પ્રજાઓ રક્ષણ માટે બ્રિટન અને ફ્રાન્સ તરફ જોવાને બદલે સોવિયેત ભણી એક મુકિત દાતા તરીકે નિરખવા લાગી. એ રાજ્યોને પણ સોવિયેતની નેમ અને તાકાત પર વધુ વિશ્વાસ પડ્યો; એની સાથેની મૈત્રી માટે વધુ અનુકૂળ તક સાંપડી. રૂમાનિયા, યુગોસ્લાવિયા અને ટર્કીએ બાલ્કનની રક્ષા માટે સોવિયેતની દોસ્તી બાંધી, લિથુઆનિયા, ઇસ્તોનિયા સાથે સહાયના કરારો કર્યા! ને એ રીતે સોવિયેતે યુદ્ધને આગળ ફેલાતું રોક્યું.

## ફિન્લેન્ડ દ્વારા છેલ્લો દાવ

જેમ હિટલર માટે તેમ ચેમ્બરલેન માટે આ જબરજસ્ત હાર હતી. પરંતુ બ્રિટિશ રમતે હજી છેલ્લો દાવ ખેલી લેવો બાકી હતો. યુદ્ધ દરમિયાન સોવિયેતના પાડોશી ફિન્લેન્ડને ઉશ્કેરીને ખેલેલા એ છેલ્લા દાવમાં ય તેણે થાપ જ ખાધી.

મેનેરહેઇમની લોખંડી એડી નીચે જીવતું સામંતશાહી ફાસિવાદ તરફી ફિન્લેન્ડ વરસો થયાં પ્રત્યાઘાતીઓના હાથમાં રમી રહ્યું હતું.

વરસો થયાં બ્રિટિશ, ઇટલી, જર્મની અને અમરિકી હિતોનો હાથ તેને માથે ફર્યા કરતો હતો. તેના ઉદ્યોગો અને ટાપુઓમાં આ શાહીવાદીઓએ પોતાના અડ્ડા જમાવ્યા હતા. સોવિયેત આ બધું જાણતું હતું. પોતાની સરહદથી માત્ર ૨૦ માઇલને અંતરે–ખુદ લેનિનગ્રાદથી ૨૦ માઇલને અંતરે એટલે કે તોપનો ગોળો સીધો ઘા કરી શકે એટલે જ અંતરે સોવિયેતની પડોશી ભૂમિમાં સોવિયેત વિરોધી કાવતરું રંધાઈ રહ્યું હતું. કઇ ઘડીએ દુશ્મનો તૂટી પડશે એનો કોઇ ભરોસો ન હતો.

આની સામે સોવિયેતે માગણી કરી કે, આ ૨૦ માઇલને બદલે બંનેની સરહદો વચ્ચેનું અંતર વધારવું જોઇએ. તથા હેન્ગો નામના ફિન્લેન્ડના ટાપુમાં અમુક સંખ્યામાં લાલ ફોજને રાખવા દેવી જોઇએ, જેથી કોઇ પરદેશી હલ્લાને સહેજે ખાળી શકાય. આ ઉપરાંત સોવિયેતે લેનિનગ્રાદની પાસેના કેટલાક નાના ટાપુઓ માગ્યા હતા. તથા માછીમારનો ટાપુ રેબાચીનો કેટલોક ભાગ માગ્યો હતો.

આ તમામ પ્રદેશોમાં એક હેન્ગો ટાપુ બાદ કરતાં બાકીના પ્રદેશો ફિન્લેન્ડ માટે કોઈ જ મહત્ત્વના કે ઉપયોગના ન હતા—સિવાય કે એમનો ઉપયોગ સોવિયેત સામેના મથક તરીકે જ કરવાની નેમ હોય. બીજી બાજુ સોવિયેતે બદલામાં કેરેલિયાનો પ્રદેશ આપવાનું જણાવ્યું હતું, જેને માટે ફિન્લેન્ડના રાષ્ટ્રવાદીઓ લાગણી પૂર્વક પોતાનો દાવો કરતા રહ્યા હતા. ઉપરાંત પોતાને જેટલો પ્રદેશ મળ્યો હતો, તેનાથી બમણો આ પ્રદેશ હતો! સાથોસાથ સોવિયેત સરકારે પરસ્પર સહાયના કરારો કરવા માટે તથા વ્યાપારી સંબંધો વધારવા પણ જણાવ્યું. પરંતુ ફિન્લેન્ડને આમાંનું કશું જ ખપતું ન હતું!

સોવિયેતે જે પ્રદેશો માગ્યા હતા તેની પાછળ કોઈ પણ દુષ્ટ હેતુનો આક્ષેપ થઈ શકે એમ ન હતો. કેમકે વ્યૂહ દૃષ્ટિએ તો આલેંડના ટાપુઓ અત્યંત મહત્ત્વના હતા. એ ટાપુઓ ઉપર વર્ચસ્વ મેળવી તે આખા બાલ્ટિક ઉપર કાબૂ રાખી શકે એમ હતું. પણ સોવિયેતે આવી કોઈ જ માગણી કરી નહિ. એટલું જ નહિ પણ સોવિયેતે એ ટાપુઓમાં ફિન્લેન્ડને પોતાને કિલ્લેબંધી કરવાની વાત સ્વીકારી, કેવળ અન્ય રાજ્યોના હાથમાં ન રમવાની જ સૂચના કરી.

પરંતુ ફિન્લેન્ડને કોઇ પડોશી ધર્મ યા સંબંધની ગરજ જ ન હોય તેમ તેણે તમામ વાતનો ધસીને ઇન્કાર કર્યો! એટલું જ નહિ પણ, વાટાઘાટો ચાલુ હતી તે દરમિયાન ફિન્લેન્ડે સોવિયેતની સરહદ ઉપર છમકલું પણ કરી નાખ્યું!

ટચૂકડા ફિન્લેન્ડે વિરાટ સોવિયેત સામે બાથ ભીડી —એ વાત કોઇ માનવા પણ તૈયાર ન થાય એવી છે. પણ જાણકારો જાણે છે કે એ બાથ

નાનકડા ફિન્લેન્ડની ન હતી. પણ એની પૂંઠે તો અનેક શાહવાદી સત્તાઓનો હાથ હતો. સોવિયેતે જેવો સામો પડકાર કર્યો (૧૯૩૯ ના નવેમ્બરની ૩૦મી) કે તરત જ એ છૂપેલા હાથો એકાએક બહાર ઊછળી આવ્યા હતા! ઇટલી, જર્મની, ફ્રાન્સ, સ્વીડન અને બ્રિટન તથા અમેરિકાએ ભરપૂર રીતે એરક્રાફ્ટ તથા અન્ય ફોજી સરંજામ પાઠવ્યો હતો. અને આ છેલ્લી ક્ષણની 'મદદ' ઉપરાંત ૧૯૩૭–૩૮ અને ૩૯ નાં વરસોમાં આ સત્તાઓએ ઠાંસી ઠાંસીને ફિન્લેન્ડને શસ્ત્ર સરંજામથી ભરી દીધું હતું. ખુદ બ્રિટનમાં જ્યારે બોમ્બરોની તાણ હતી, ત્યારે ય (૧૯૩૭ ડિસેમ્બર) તેણે ફિન્લેન્ડને બોમ્બરો મોકલવાનું વચન આપ્યું હતું. ઉપરાંત ખુદ ચેમ્બરલેને પાર્લામેન્ટ સમક્ષ કરેલી જાહેરાત સાફ છે. માર્ચ મહિનામાં ૧ લાખ તાલિમબદ્ધ અને શસ્ત્રસજ્જ સૈનિકોને મોકલવાનું નક્કી જ હતું. એ પછી ય જરૂર પડે તો વધુ ફોજ!

ભારે તાજુબીની વાત તો એ છે કે, ફિન્લેન્ડને હોળીનું નાળિયેર બનાવનાર આ રાજ્યો જ ફિન્લેન્ડની સ્વતંત્રતાની વાતો કરતાં હતાં!

આ સ્થિતિમાં જો સોવિયેત મૂંગું બેસી રહ્યું હોત તો ઇટલી અને જર્મનીએ આખા બાલ્કનને સોવિયેત વિરોધી મોરચે ખડું કરી દીધું હોત!

આ રીતે જ્યારે સોવિયેત માટે કોઇ રસ્તો રહ્યો ન હતો ત્યારે જ તેણે પડોશી ફિન્લેન્ડને કાવતરાંખોરોથી અળગું કરવાની નક્કર સૂચનાઓ રજૂ કરી હતી. અને એનો ધસીને ઇન્કાર થતાં તેણે લાલ સેના દ્વારા દબાણ આણ્યું હતું.

ભારે નોંધપાત્ર વાત તો એ છે કે ૩ માસ બાદ (૧૯૪૦ માર્ચની ૧૨ મી) સોવિયેતનો સંપૂર્ણ વિજય થતાં તેણે પોતાની માગણીમાં રજમાત્ર પણ વધારો ન કર્યો; ન કોઈ પ્રકારની સજા રૂપ શરતો મૂકી; ન કોઇ પ્રકારનો દંડ માલ યા નાણાં રૂપે માગ્યો. ઉલટું જે પ્રદેશ ફિન્લેન્ડ પાસેથી માગ્યો હતો તેના બદલામાં બીજો બમણો પ્રદેશ આપવા ઉપરાંત મળેલા પ્રદેશમાંની રેલવેની કિંમત ફિન્લેન્ડને ચૂકવી આપી; તથા ફિન્લેન્ડ ઉપર કોઇ પણ સત્તા હાથ ઉગામે તો પરસ્પર ફોજી મદદના કરાર કર્યા; તથા આજ પૂર્વે કદી નહિ કરેલા એટલા મોટા પ્રમાણમાં પરસ્પર વેપારની

માગણી પણ સ્વીકારી. અને ફિન્લેન્ડના લોકસૈન્યને શસ્ત્ર સરંજામ આપવાનું પણ નક્કી કર્યું.

મોલોતોવે ૧૯૪૦ માર્ચ ૨૯ મીએ સર્વોચ્ચ સોવિયેત સમક્ષ કહ્યું હતું—

"બ્રિટિશ અને ફ્રેંચ અખબારોએ એવું પણ લખ્યું છે કે, સોવિયેતની મુરાદ તો ફિન્લેન્ડને એક માત્ર બાલ્ટિક રાજ્ય તરીકે ફેરવી નાખવાની છે. આ વાત તદ્દન વાહિયાત છે. એટલી જ હકીકતનો નિર્દેશ કરવો બસ છે કે, પ્રથમ વિશ્વયુધ્ધ દરમિયાન (ઝારશાહીએ) પેત્સામોનો પ્રદેશ જીતી લીધો હોવા છતાં, સોવિયેતે ખુશીથી ફિન્લેન્ડને પાછો આપ્યો હતો. એ વખતે એ જ મુખ્ય ગણત્રી હતી કે ફિન્લેન્ડ પાસે બરફથી મુક્ત એવું એક બંદર તો હોવું જરૂરી છે. બ્રિટિશ અને ફ્રેંચ અખબારો, જેઓ સોવિયેત સામેના પ્રચારમાં હરપ્રકારની બનાવટ કરવામાં ઉસ્તાદ છે, તેમની વાતમાં કાંઇ જ તથ્ય નથી. સત્ય તો એ છે કે, સોવિયેત સંઘે ફિનલેંડની ફોજને ખોખરી કરી નાખી ફિનલેંડને એવી સ્થિતિમાં મૂકી દીધું હતું કે સોવિયેત ઇચ્છે તો આખા ફિનલેંડ પર કબજો કરી શકત. પણ એણે એવું કશું ન કર્યું. વળી બીજી કોઈ પણ સત્તાએ માગ્યું હોત તેવું યુધ્ધનું ખર્ચ પણ નથી માગ્યું! પણ ઓછામાં ઓછી માગણીને વળગી રહી તેણે ફિનલેંડ પ્રત્યે ગૌરવભર્યું વલણ દાખવ્યું છે."

*

કોઇ પણ શાહીવાદી વિજેતા રાજ્યસત્તા માટે અશક્ય એવી શરતો વિજેતા સોવિયેત રશિયાએ કરી પોતાની પડોશી તરીકેની નેકી સિદ્ધ કરી બતાવી; અને સોવિયેત વિરોધી ઉશ્કેરણીની આગને સખ્ત હાથે શિકસ્ત આપી.

## સોવિયેત વિરોધી નીતિના ભુક્કા

આમ, ચેમ્બરલેનની સોવિયેત વિરોધી નીતિના ભુક્કા બોલી રહ્યા હતા. ઈન્ગ્લેંડનો પ્રજામત જાગી રહ્યો હતો. ચેમ્બરલેનની નીતિ સામે રોષ ભભૂકી ઊઠયો હતો. ચેમ્બરલેનને રુખસદ લેવી પડી. ચર્ચિલની સરકાર સત્તામાં આવી.

આ જ દિવસોમાં એક બાજુ, ફ્રાન્સ હિટલરને શરણે જઈ રહ્યું હતું (૧૯૪૦ જૂન), બીજી બાજુ લેતવિયા, લિથુઆનિયા અને ઈસ્તોનિયાની પ્રજા પોતાની પ્રત્યાઘાતી સરકારોને ફેંકી દઈ સોવિયેત સંઘમાં જોડાઈ રહી હતી.

૧૯૪૦ ના જૂનથી ૧૯૪૧ ના જૂન દરમિયાનના એક વર્ષમાં હિટલરે બાકીના મોટા ભાગના યુરોપને ભરખી લીધું હતું.

આ દરમિયાન સોવિયેતે રુમાનિયાના કબજા નીચેના બેસેરેબિયાના પ્રદેશને મુક્ત કર્યો (૧૯૪૦ ના જૂન) તથા બલ્ગેરિયાને પરસ્પર સહાયના કરારની ઓફર આપી. પણ બલ્ગેરિયાએ હિટલરની સાથે જ નસીબ જોડવું પસંદ કર્યું.

બાદ, ૧૯૪૧ ના એપ્રિલમાં 'કમ્યુનિસ્ટ વિરોધી ત્રિપુટી' ના પૂર્વના સભ્ય જપાન સાથે તટસ્થતાના કરારો કરી લઈએ ત્રિપુટીનો બીજો ટાંટિયો પણ લૂલો કરી નાખ્યો. અને પૂર્વમાં પોતાની સામે સળગતી હોળીને તત્કાળ ખાળી દીધી.

આવી પરિસ્થિતિમાં, પોણા યુરોપને જીતી મસ્ત બનેલા, અંધ બનેલા હિટલરે એની છેલ્લી મુરાદોનો જામ ભરી લેવા સોવિયેત સંઘ પર હલ્લો કર્યો. એનું સમયપત્રક તો એવું હતું કે ૬ અઠવાડિયાંમાં જ મોસ્કો ખતમ કરી, કોકેશસ વીંધી ઇરાનને મારગ તે હિંદુસ્તાન તરફ મજલ ભીડશે. બીજી બાજુ, જપાન પણ બ્રહ્મદેશ વીંધી હિંદની ધરતી પર મોટા ભાઇને ભેટશે.

પણ હિટલરે થાપ ખાધી. જગત પર એકચક્રી રાજ કરવાના માંધાતાનાં સ્વપ્નોમાં ડુબેલો હિટલર સોવિયેતની સાચી તાકાત ૨૦ કોટી આઝાદ સુસંસ્કારી અને વિકસિત જનતાની શકિતનું સાચું માપ લેવામાં ભૂલ્યો.

## : ૪ :

## વિજય અને આઝાદી

ચાર ચાર વર્ષના ઘનઘોર સંગ્રામને અંતે સોવિયેતની લાલ સેનાએ હિટલરશાહીની પાટ નગરી બર્લિનના ધારાગૃહ રાઇસ્ટાગ ઉપર લાલ ઝંડો ફરકાવ્યો એ દિવસ દુનિયાની તવારિખનો મહાન વિજય દિન હતો. એ દિવસે એક નવાયુગનું મંડાણ થયું છે.

આખી દુનિયા આજે આ ચાર વર્ષના યુદ્ધ દરમિયાન સોવિયેતે દાખવેલી અપૂર્વ વીરતા અને વજ્રશક્તિ, કુરબાનીની તમન્ના અને શિસ્તની પ્રચૂર પ્રશંસા કરી રહી છે. પરંતુ ઘણાને એ વાતની ખાત્રી નથી થતી કે ખરેખર ફાસિવાદનું–હિટલરશાહિનું નિકંદન કરી સોવિયેતે એક નવા યુગના આરંભની શુભ શરૂઆત કરી છે; ગુલામી અને શોષણના શાહીવાદી થાંભલા ઉપર એણે એક મરણતોલ ફટકો માર્યો છે; જગતની જનતાનાં પ્રગતિશીલ અને આઝાદીપસંદ બળોની પરોઢ હવે ઊગવા લાગી છે; શાહીવાદી ગુલામીની જંજીરમાં હવે બહુ જ થોડી કડીઓ રહી ગઈ છે; ને તે ય સાવ શિથિલ પડી ગયેલી! હજી તો ઘણાને એમ જ થાય છે કે સોવિયેતની પીઠ મેળવી લઈ શાહીવાદી બ્રિટન–અમેરિકાએ પોતાની જાત બચાળી લીધી છે. જો સોવિયેત યુદ્ધમાં ન હોત તો આ શાહીવાદીઓની જડ હિટલરે ઉખેડી નાખી હોત ને જગત આજે શાહીવાદીઓની શૃંખલાથી મુક્ત બન્યું હોત! આટલી હદે ભયંકર વિકૃત સમજ પણ હજી વ્યાપેલી છે. ફાસિવાદની હાર થતાં દુનિયાભરનાં શાહીવાદી બળો નબળાં પડ્યા વિના રહે જ નહિ એ વાતની બિલકુલ બેસમજનું આ પરિણામ છે. ઉપરાંત, સોવિયેતના વિજયે જગતની સુરત કેટલી હદે ફેરવી નાખી છે તેને વિષેની, તથા યુરોપભરના દેશો જેઓ યુદ્ધ પૂર્વે બ્રિટન ફ્રાન્સની શાહીવાદી છાયા નીચે તરફડતા હતા, ને યુધ્ધ દરમિયાન હિટલર મુસોલિનીની એડી નીચે કચડાઈ રહ્યા હતા તેમની પ્રજાકીય નવજાગ્રતિ વિષેની ગેર માહિતીમાંથી આવી હતાશાની લાગણી જન્મી છે.

અને, એનો જ લાભ લઈને તો જગતમાં શાહીવાદનો ઝંડો ઉંચો રાખી ફરીથી રહ્યાં સહ્યાં ફાસિવાદી તત્વોને જીવતદાન આપવા અને સોવિયેતને બદનામ કરી, જગતની જનતાને તેનાથી ભડકાવી દઈ તેના આદર્શો અને સિદ્ધિઓથી દૂર રાખવા મથતા જનતાના દુશ્મનો (ઘણી વાર 'ક્રાંતિકારી' લેબાશ નીચે) સોવિયેતને 'લાલ શાહીવાદ' રૂપે પણ બદનામ કરવા તૂટી પડ્યા છે. ફાસિવાદ ઉપરના આ વિજય પછી સોવિયેતની 'સંસ્થાન–લાલસા' વિફરી છે, એવા આક્ષેપો ઉપરાઉપરી ઝીંકવાની શરૂઆત થઈ ગઇ છે.

સોવિયેતની વિશ્વશાંતિ અને વિશ્વઆઝાદીની નીતિની સામે આ રીતે ઝીંકાતા આક્ષેપોની આપણે સ્વસ્થચિત્તે આલોચના કરીએ.

*

## સોવિયેતની તાકાતનો વિજય

એ વાત સાચી છે કે, ફાસિવાદના પરાજયમાં જગતની ત્રણ મહાન સત્તાઓનો હાથ હતો—સોવિયેત રશિયા, શાહીવાદી અમેરિકા અને બ્રિટન. પરંતુ, આ ત્રણ સત્તાઓમાં ય યુધ્ધને ચોક્કસ વિજયને મારગે લઈ જનાર, યુધ્ધમાં નિશ્ચિત પલટો આણનાર તો સોવિયેતની જ તાકાત હતી એ વિશે કોઈને ય સંશય નહિ હોઈ શકે. જર્મનીએ પોતાની વધુમાં વધુ ને ભીષણમાં ભીષણ તાકાત સોવિયેત સામે જ ઝીંકી હતી એ તો હકીકત છે; અને સોવિયેતે જ સ્તાલિનગ્રાદના અમર યુધ્ધમાં એ રાક્ષસી તાકાતને ખોખરી કરી હતી; ત્યાર બાદ તેના અંગે અંગના છોડિયાં ઉડાવી દઇ બર્લિનમાં આખરી ફટકો વીંઝયો હતો. બ્રિટન અમેરિકાએ બીજો મોરચો તો છેક ૧૯૪૪ના જુલાઈમાં ખોલ્યો; ત્યાં લગી તો સોવિયેતે એકલે હાથે આખો જંગ ખેલ્યો હતો.

ટૂંકમાં, આજના વિજયમાં સોવિયેતની તાકાતનો વિજય થયો છે એ તો નિઃશંક છે.

હવે આપણે એ જોઇએ કે આ યુદ્ધ દરમિયાન સોવિયેતે તેની શી યુદ્ધ નેમ જાહેર કરી હતી.

## સોવિયેતની યુદ્ધ નેમ

૧૯૪૧ ના જુલાઈની ૩ જી તારીખે—યુદ્ધ શરૂ થતાં જ સ્તાલિને કહ્યું હતું-

"આઝાદીના દેશાભિમાની યુધ્ધનો હેતુ માત્ર ફાસિવાદી આક્રમણખોરોથી આપણા દેશની રક્ષા કરવાનો નથી; માત્ર આપણા મુલ્ક પર ઝઝૂમતા જોખમને નિર્મૂળ કરવાનો જ નથી; પણ આપણે તો જર્મન ફાસિવાદની એડી તળે ચગદાતી બધી યુરોપિયન પ્રજાઓને મદદ કરવાની છે. આ મુક્તિયુદ્ધમાં આપણે એકલા નહિ હોઇએ. આ મહાયુદ્ધમાં આપણને યુરોપ તથા અમરિકી પ્રજામાંથી દોસ્તો મળશે—હિટલર અને તેના ગોઠિયાઓએ ગુલામ બનાવેલ જર્મન પ્રજામાંથી પણ આપણને દોસ્તો મળશે. આપણા મુલ્કની આઝાદી માટેનો આપણો સંગ્રામ, યુરોપ અને

અમરિકાની પ્રજાઓના આઝાદી તથા લોકશાહી સ્વતંત્રતા માટેના જંગમાં મળી જશે. એમાં આઝાદી માટે ઝૂઝનારી તથા હિટલરનાં ફાસિવાદી સૈન્યોની ગુલામીની ધમકીની વિરૂદ્ધ લડનારી પ્રજાઓ ભેગી ઊભી રહી એક સંયુક્ત મોરચો ઘડશે.''

પોતાના દેશની આઝાદી માટેનો જંગ લડતાં સ્તાલિને રજુ કરેલા આ વિચારો ઘણા મહત્વના છે.

પ્રથમ તો, એણે જોયું કે પોતાનો જંગ બીજા ગુલામ દેશો સાથે સંયુકત આઝાદીનો જંગ બનશે.

બીજું, એણે પ્રજાઓના સંયુકત મોરચાનું સ્વરૂપ દોર્યું.

ત્રીજું, એણે આ ગુલામ દેશોને સોવિયેતની "મદદ" આપવાનું વચન આપ્યું.

આ માત્ર ઠાલા શબ્દો નહોતા. સ્તાલિનની આ ઐતિહાસિક જાહેરાતે, જ્યારે જ્યારે સોવિયેત સામે તક આવી ત્યારે ત્યારે નક્કર અને અમલી સ્વરૂપ લીધું છે.

હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના નેતા શ્રી. પૂરનચંદ્ર જોશી આનો વીગતે ખ્યાલ આપતાં " વિજય અને આઝાદી " નામક પુસ્તિકામાં લખે છે—

જ્યાં સુધી ખુદ સોવિયેત સંઘનો મોટો પ્રદેશ હિટલરની એડી તળે હતો ત્યાં સુધી બીજા ગુલામ દેશોને સોવિયેતની અમલી મદદ નહિ જેવી જ રહી. પણ સોવિયેતના શૂર સામનાએ બીજા ગુલામ દેશોને સામના માટે જ્વલંત પ્રેરણા આપી. હિટલરે એક પછી એક મુલ્ક પર પોતાનો અમલ બેસાડ્યો હતો. એ દેશોના રાજકર્તા વર્ગો કાં તો લડાઇ વિના જ નમી પડ્યા હતા અથવા તો મૂંગે મોઢે પરદેશ જઈ વસ્યા હતા. પ્રજા તો નિઃસહાય સ્તબ્ધ હતાશ બની ગઇ હતી. નાઝીઓ અજીત ગણાતા હતા ને તેમની સાથેનો સહકાર અનિવાર્ય લેખાતો હતો.

પણ સોવિયેતે અનન્ય સામનો કર્યો ને યુરોપની ગુલામ બનેલી પ્રજાઓના શ્રેષ્ઠ સંતાનોને દિલ સવાલ ઊઠ્યો : "સોવિયેત ભૂમિ પર સોવિયેત પ્રજા

જે કરી રહી છે તે આપણે ત્યાં કેમ ન કરી શકીએ?" ને આ સવાલ ઊઠ્યો તેની સાથે જ શરણાગતિના એક યુગનો અંત આવ્યો; સામનાના નવયુગનું મંડાણ થયું.

સોવિયેત દેશાભિમાને અન્ય પ્રજાઓના દેશાભિમાનને ઢંઢોળી જાગૃત કર્યું. પછી તો સોવિયેતના જીવંત ઉદાહરણ પરથી ઇતિહાસ ઘડાવા લાગ્યો. દેશભક્તોએ ગેરિલાદળો બનાવ્યાં. તેમણે સાંભળ્યું કે બીજે પણ ગેરિલાદળો લડી રહ્યાં છે. તેમને વિચાર થયો—'જો સ્તાલિન ચર્ચિલ પોતપોતાના મુલ્કની રક્ષા માટે, સમાન દુશ્મન સામે લડવા હાથ મિલાવી શકે તો આપણે આપણા ગઇ કાલના રાજકીય મતભેદોને ભૂલી જઇ શા માટે આપણા મુલ્કને મુક્ત કરવા સંયુક્ત મોરચો ન ઘડી શકીએ? ને ત્યારપછી સંયુક્ત રાષ્ટ્રીય મોરચાના ઘડતરની દિશામાં ફલાંગો ભરાઈ.

લાલ સેનાનું વિજયી પ્રતિઆક્રમણ યુરોપના ગુલામ દેશોની ધરતી લગી પહોંચ્યું કે તરત જ લાલ સેનાએ ગેરિલાદળો સાથે સંપર્ક સાધ્યો; એણે ગેરિલાદળોની લશ્કરી મદદ પર આધાર રાખ્યો ને પોતાના મુલ્કની મુક્તિ માટે રાષ્ટ્રીય મુક્તિસેના બનાવવામાં એ ગેરિલાદળોને મદદ કરી.

## સોવિયેત અને શાહીવાદી નીતિનો ભેદ

આ દેશભક્તો પ્રત્યેની સોવિયેતની નીતિ તથા બ્રિટિશ-અમરિકી નીતિમાં ઘણો ધ્યાન ખેંચનાર તફાવત છે. દેશભક્તો ફાસિવાદીઓ સામે લડી શકે ને ત્યાર પછી રાષ્ટ્રીય સેનાના રૂપમાં ફેરવાઇ જાય તે માટે તેમને હથિયાર આપવાની સોવિયેતની નીતિ છે. સાથી રાજ્યોની નીતિ તો એવી છે કે ફાસિવાદીઓ સામે લડવામાં શસ્ત્રસજ્જ દેશભકતોનો જેમ બને તેમ ઓછો ઉપયોગ કરવો; એક મુલ્કની મુક્તિ પછી ત્યાંના દેશભકતોનાં હથિયાર છીનવી લઈ ત્યાં પોતાના સૈનિકોનો ચોકી પહેરો મૂકવો. સોવિયેતે મુક્ત કરેલ ઓસ્ટ્રિયામાં સોવિયેત રેડિયો પરથી ઘોષણા કરવામાં આવી હતી કે હથિયાર ઉઠાવો. ત્યારે અમરિકનોએ કબજે કરેલ ઓસ્ટ્રિયાના પ્રદેશોમાં અમરિકી લશ્કરી વડાઓએ હુકમ કર્યો કે "હથિયાર હેઠાં મૂકી દો. અમને સોંપી દો." આ બાબતમાં ગ્રીસની વાત કોણ ભૂલવાનું હતું?

આ બે નીતિનાં પરિણામ પણ ધ્યાન ખેંચે તેવાં છે. સોવિયેત મોરચે લાલ સેનાની પડખે ૧૦ પોલિશ ડિવિઝનો તથા ૧ બખ્તરિયા ટુકડી, દોઢ લાખ સૈનિકો તથા ૧૫૦૦૦ અફસરો લડ્યા હતા. ૧૯૪૫ માં પોલિશ સરકારની યોજના, લાલ સેનાની મદદ વડે દસ લાખ સૈનિકો તથા પચાસ હજાર અફસરોની સેના તૈયાર કરવાની છે. તે ઉપરાંત યુગોસ્લાવ મુક્તિ સેનાના ત્રણ લાખ સૈનિકો માર્શલ ટીટોના હાથ નીચે છે; ઉપરાંત ૮ બલ્ગેરિયન, ૧૦ રૂમાનિયન તથા ૪ હંગેરિયન ડિવિઝનો લાલ સેનાની પડખે લડી છે.

બ્રિટિશ–અમરિકી મોરચા પર જનરલ દ'ગોલે ખૂબ દબાણ આણ્યા પછી એક ફ્રેંચ સેનાને લડવાની છૂટ મળી! જૂના ઇટાલિયન સૈન્યમાંથી એક પણ ડિવિઝન તેમની સાથે લડતી નથી ને બધાય ગેરિલાઓની પાસેથી તો હથિયાર આંચકી લેવામાં આવ્યાં છે.

જેવી રીતે લાલ લશ્કરે ગેરિલા દળો સાથે દોસ્તી સંબંધ બાંધ્યો અને તેમને મદદ કરી તેવી જ રીતે સોવિયેત સંઘે જુદા જુદા દેશોની મુક્તિ ચળવળના રાજકીય પક્ષો સાથે સંબંધ બાંધ્યો. જેટલા વધુ પ્રમાણમાં પ્રજાનો આ ચળવળોને ટેકો હતો તેટલા વધુ પ્રમાણમાં એણે આ ચળવળ પર વિશ્વાસ રાખવા માંડ્યો.

ફરી એક વાર સોવિયેત તથા બ્રિટિશ–અમરીકી નીતિ વચ્ચેનો જબરો ફેરફાર જણાઈ આવે છે. દરેક દેશમાં સોવિયેતે મુક્તિ આંદોલન પાસેથી મદદની આશા રાખી તથા એ આંદોલમાંથી ઊભી થયેલ કામચલાઉ સરકારને માન્ય કરી. જ્યારે બ્રિટિશ—અમરિકીઓએ મુક્તિ આંદોલનને અડકયા વિના આગળ જવા તથા પોતાના જ પિઠુઓની–દેશની ખરી કટોકટી વખતે ભાગેડુ બનનાર પ્રત્યાઘાતી સરકારોની સત્તા ઠોકી બેસાડવાની કોશીષ કરી.

**ફ્રાંસમાં,** સાથી રાજ્યોએ પ્રથમ દાર્લાં તથા જીરોદ જેવા હિટલરના એક વખતના મળતિયાઓની સાથે હાથ મિલાવ્યો. જ્યારે દ' ગોલને મોસ્કોએ પહેલાંથી જ ટેકો આપ્યો હતો. ને ફ્રેંચ મુક્તિ સમિતિને ફ્રેંચ પ્રજાસત્તાક કામચલાઉ સરકાર તરીકે સૌથી પ્રથમ માન્ય કરનાર પણ સોવિયેત સંઘ જ હતો.

**યુગોસ્લાવિયામાં,** સાથી રાજ્યોને પ્રારંભમાં મિહેલોવિચ શૂરપુરૂષ (!) લાગ્યો ને ટીટો તો દેશદ્રોહી દેખાયો ! અંતમાં મિહેલોવિચને પાણીચું આપવું પડયું ને આજે દેશભક્ત દળો એને દેશદ્રોહી તરીકે ગોળીએ દેવાના છે. મિહેલોવિચના જુના પ્રશંસકો હાથ ઘસીને બેસી રહેવા સિવાય કશું કરી શકે તેમ નથી. જ્યારે માર્શલ ટીટો યુગોસ્લાવિયાની સરકારના વડા પ્રધાન છે.

**ઈટલીમાં,** પ્રથમ તો "એમગોટ" દ્વારા લશ્કરી વહીવટ ચલાવવાની કોશીષ થઇ. પછી બદોલિયોની સત્તા આવી ને ત્યાર પછી રાષ્ટ્રીય સરકાર સ્થપાઇ. સોવિયેત સંઘ એ રાષ્ટ્રીય સરકારને માન્ય કરનાર પ્રથમ રાજ્ય હતું.

**ઝેકોસ્લોવાકિયાના** પ્રમુખ ડો. બેનીશ સોવિયેત સંઘ ન જાય તે માટે બ્રિટને થાય તેટલી કોશીષ કરી. અને ત્યાં સુધી એ મુલાકાત લંબાવી પણ બ્રિટન, અમેરિકા તથા સોવિયેતના વિદેશ મંત્રીઓની મોસ્કો પરિષદ પછી ડો. બેનિસ મોસ્કો જઈ શકયા અને સોવિયેત સંઘ તથા ઝેકોસ્લોવાકિયા વચ્ચે પરસ્પર મદદના કરાર થયા; તથા ઝેકોસ્લોવાકયિાની મુક્તિ તથા તે પછી ઝેક સરકારના વહીવટની યોજનાઓ ઘડાઇ.

**બાલ્કનના દેશો** રૂમાનિયા, બલ્ગેરિયા, હંગેરીમાં બ્રિટન–અમરિકી ચાલ રમી શકાઇ નહી. કારણ લાલ સેનાની ઝડપને તેઓ આંબી શકયા નહિ.

પૂરવના મોરચા ભણીના કોઇ પણ દેશમાં જો સાથી રાજયો પ્રત્યાઘાતી સરકાર સ્થાપી શકયા હોય તો તે ગ્રીસમાં—ને તે પણ બ્રિટિશ બંદુકોના જોર પર! આજે બ્રિટન અને અમેરિકા વિયેનામાં સ્થાપાએલી ઓસ્ટ્રિયાની સૌથી વધુ પ્રતિનિધિત્વ ધરાવતી સરકારને માન્ય ન કરવા કોશીષ કરી રહ્યા છે—એમાં તેમનું કાંઈ ચાલવાનું નથી.

## ચર્ચિલ રૂઝવેલ્ટની બાજી

આમ, આપણે જોઇએ છીએ કે એક બાજુ સોવિયેતની નીતિનો આ રીતે નક્કર વિજય થઇ રહ્યો હતો, ત્યારે જ ચર્ચિલ રૂઝવેલ્ટ કઇ બાજી રમી રહ્યા હતા? યુરોપના આ બધા દેશોમાં ભાગેડુ પ્રત્યાઘાતી રાજાશાહી તત્વોને પોતાને ત્યાં રખોપું આપી, તે તે દેશો હિટલરની એડી નીચેથી મુક્ત બનતાં

ફરી પાછા આ પીઠુ દગાખોરોના જ હાથમાં પ્રજાને ધરી દેવાની તેમની બાજી હતી. આને માટે જ તો ચર્ચિલ-રૂઝવેલ્ટની વારંવાર મંત્રણાઓ ચાલી હતી. પણ આ બડેખાંઓની યોજના ૧૯૪૫ પહેલાં નિષ્ફળ સાબતી થઇ ગઇ હતી !

વીગતે આ સમજવામાં ફરી આપણે શ્રી. પૂરનચંદ્ર જોશીના લેખની મદદ લઇએ.

બ્રિટન અમેરિકાની યોજના નિષ્ફળ ગઇ એનું કારણ એ હતું કે એ યોજનાનો મુખ્ય આધાર તેમની લશ્કરી તાકાત પર હતો, ને તેઓ પ્રત્યાઘાતી રાજ-તંત્રો ફરી સ્થાપવા માગતા હતા.

સોવિયેતની યોજના સફળ થઇ એનું કારણ એ હતું કે આખી ય યોજના પ્રજાના ટેકા ઉપર ઘડાઇ હતી. યુરોપના દેશોની પ્રજાને સંગઠિત કરી, તેમનાં ગેરિલા દળોને શકય તેટલી વધુ લશ્કરી મદદ આપી, પોતાના દેશમાં રાજસત્તા હાથ કરવા માટે દરેક દેશની મુક્તિ ચળવળને મદદ કરવાની નીતિ એની પાછળ હતી.

બ્રિટન—અમેરિકાની યોજના નિષ્ફળ ગઈ કારણ કે એની પાછળ સ્વાર્થ અને પ્રત્યાઘાતી હેતુ હતો. સોવિયેત યોજના સફળ થઇ કારણ એની પાછળ તો બિરાદરીનો—મુક્તિનો ધર્મ બજાવવાનો હેતુ હતો.

એથી જ તો, મુક્ત યુરોપના નેતાઓએ સોવિયેતની મદદ માટે આભાર વ્યક્ત કરી જાહેરાત કરી છે કે તેઓ સોવિયેત સાથેના બિરાદરીભર્યા સંબંધો ચાલુ રાખશે.

ઝેકોસ્લોવાકિયાના પ્રમુખ ડૉ. બેનિસે કહ્યું હતુંઃ

"આપણા વતનની ધરતી પર દાખલ થઈ લાલ સેના આજે સંયુક્ત દુશ્મન સામે નવી મહાન જીતો મેળવી રહી છે; અને આપણી પ્રજાને આઝાદી અને વધુ સુખી તથા સલામતીભર્યા ભાવિની આશા આપી રહી છે.

જનરલ દ'ગોલે કહ્યું હતુંઃ

"પોતાની બહાદૂરી, દેશાભિમાન અને સ્વાર્પણથી, તેમના મહાન નેતાની સરદારી નીચે સોવિયેત સંઘની પ્રજા આજે વિજયી મુક્તિ પામી છે.

તેમની સાથે જ વિચારો અને કાર્યના નીકટ અને ઊંડા સહકારથી ફ્રેંચ પ્રજા પણ પોતાની બધી તાકાતથી આપણી સંયુક્ત જીત માટે લડી રહી છે. એ (સંયુક્ત યુદ્ધ ) આઝાદીની વિજયકૂચ બનશે."

રશિયન ક્રાંતિની છેલ્લી વર્ષગાંઠ પ્રસંગે માર્શલ સ્તાલિન પર એક સંદેશો પાઠવતાં માર્શલ ટીટોએ કહ્યું હતુંઃ

"સત્તાવીસ વરસ પહેલાં મહાન નેતા લેનિનના નેતૃત્વ તળેની મહાન સોવિયેત સંઘની કમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક) ની સરદારી હેઠળ તમારી પ્રજાએ અભૂતપૂર્વ સ્વાર્પણને અંતે બળવાન સોવિયેત સંઘનું સર્જન કર્યું.

"આજે તમારી જ્વલંત નેતાગીરી તળે સોવિયેત પ્રજાઓ તથા ગૌરવશીલ લાલ સેના અલૌકિક જહેમત ઉઠાવી યુરોપની પ્રજાઓને જર્મન ફાસિવાદની ગુલામીમાંથી મુક્ત કરી રહી છે."

નોર્વેના પ્રમુખ નિગાર્દાવોલ્દ કહે છેઃ "સૌથી પ્રથમ નોર્વેની પ્રજા લાલ સેનાના શૂરા સૈનિકોને સલામી આપે છે. તેમણે માર્શલ મેરેત્સ્કોવની સરદારી હેઠળ નોર્વેના છેક ઉત્તરના પ્રદેશમાંથી જર્મન જંગલીઓને હાંકી કાઢયા છે. આપણા બે દેશો (નોર્વે તથા સોવિયેત સંઘ–સં)વચ્ચે જે સહૃદયી સહકાર છે તે માટે નોર્વેજીયન સરકાર ખુશી દર્શાવે છે. નાઝીવાદના નાશમાં સોવિયેત સંઘ જે ભાગ ભજવી રહ્યો છે તે નોર્વે કદી ભૂલશે નહિ."

આ છે યુરોપની આઝાદી માટે લડતી પ્રજાઓના નેતાઓની સાફ સાફ વાણી. આ છે સોવિયેત પ્રત્યેનો તેમનો આદર તથા દોસ્તીની ભાવના.

## કામ ચલાઉ સરકારોની નીતિનાં મુખ્ય લક્ષણો

અહીં સમજવાની વાત એ છે કે આજે દુનિયામાં એક માત્ર મહાન સમાજવાદી સત્તા અસ્તિ-ત્વ ધરાવે છે. એને પ્રતાપે જ દુનિયાને જીતવાની ફાસિવાદીઓની યોજના ધૂળમાં મળી છે. એને પ્રતાપે જ તો યુરોપમાં પ્રત્યાઘાતીઓને સત્તાને સિંહાસને થાપી રાખવાની બ્રિટિશ–અમરિકી શાહીવાદીઓની યોજના નિષ્ફળ ગઈ છે. યુરોપભરનાં નવાં લોકશાહી રાજ્યતંત્રો આની સચોટ સાબીતીરૂપ છે. પોતાનાં લોહીનાં દામ દઈ

ફાસિવાદીઓના પંજામાંથી મુક્ત બનેલ કોઈ પણ પ્રકારની ગુલામીમાં ન પડવાનો નિશ્ચય કરી બેઠી છે.

યુરોપમાં સ્થપાએલ કામચલાઉ સરકારોની નીતિનાં મુખ્ય લક્ષણો જોવાથી આપણને આ વાતની ખાત્રી થઈ જશે.

સૌથી પહેલાં તો આ સરકારો, ફાસિવાદ વિરોધી મોરચામાં દેશાભિમાની પક્ષોની જે એકતા ઘડાઈ હતી તેને મજબૂત બનાવી રહી છે. પરિણામે આ સરકારો બધા પક્ષોના પ્રતિનિધિત્વવાળી મિશ્ર સરકારો છે. કારણ તેઓ જાણે છે કે જો ફાસિવાદને હરાવવાના મહાન કાર્યમાં બધાએ ખભેખભા મિલાવી લડવાની જરૂર હતી, તો તૂટી ગયેલા મુલકનું નવસર્જન કરવામાં ય એવી એકતા એટલી જ જરૂરી છે.

બીજી વાત એ કે આ બધી સરકારો પોતપોતાના દેશમાં રાષ્ટ્રીય સેનાઓ સ્થાપી રહી છે. તેમણે હાંસલ કરેલી આઝાદીનું વફાદારીપૂર્વક રક્ષણ કરે તેવી આ સેનાઓની આવશ્યકતા તો સ્પષ્ટ છે. નાઝી રાજઅમલ દરમિયાન એ પ્રજાના શ્રેષ્ઠ સંતાનો ગેરીલા દળમાં જોડાયા હતા. આજે હવે એ જ ગેરીલા દળોને લશ્કરમાં જોડવામાં આવ્યા છે; તેમનામાંથી અફસરોને તાલીમ આપવામાં આવે છે ને જુની સેનામાંથી પ્રત્યાઘાતી કર્નલો ને જનરલોને ગડગડિયું પકડાવવામાં આવે છે. આમ નવી સેનાને લોકશાહી પાયા પર તૈયાર કરવામાં આવે છે.

ત્રીજી વાત યુદ્ધ ગુનેગારોને સજા કરવાની : જે દેશદ્રોહીઓએ પોતાના મુલકને હિટલરને ચરણે ધરી દીધો હતો, જેમણે પોતાના જ દેશભાઈઓ પર યાતના અને રીબામણીના કોરડા વીંઝયા હતા તે જનતાના દુશ્મનોને નશિયતે તો પહોંચાડવા જ રહ્યા. એ ઉપરાંત પણ જુની સરકારના તથા લશ્કરના જે અમલદારોએ દુશ્મન સાથે હાથ મિલાવ્યો હતો, જેમને પ્રજા માટે પ્રેમ હતો તેના કરતાં પોતાની જાત માટે વધુ સ્વાર્થ હતો; જેમણે દેશદાઝને તિલાંજલિ આપી દેશદ્રોહનો માર્ગ સ્વીકાર્યો હતો તે બધાને માટે ફાંસીના ગાળિયા સિવાય બીજું કોઈ સ્થાન નથી. એમની નાબુદીથી જ રાષ્ટ્રીય જીવનની શુદ્ધિ થઈ શકે.

ચોથી વાત એ કે પ્રત્યાઘાતી બળોનાં જે આર્થિક મૂળિયાં છે તેનો જ નાશ થઈ રહ્યો છે. યુરોપ પાયમાલ થઈ ગયું તથા હિટલર તેને ગુલામ બનાવી શક્યો તેના મૂળમાં એ હકીકત છે કે યુરોપની રાજકીય જીંદગીનો કાબુ પ્રત્યાઘાતી સ્થાપિત હક્કોના હાથમાં હતો. એ મૂડીવાદી—જમીનદારી બળોને એમની પ્રજા માટે કે મુલ્કની આઝાદી માટે જે ખેવના હતી તેથી કેટલીય વધુ ખેવના અંગત આર્થિક નફાની હતી. જ્યારે હિટલરે દમદાટી આપી ત્યારે તેમણે જ શરણે થઈ જવા દબાણ આણ્યું હતું. અને હિટલરની એડી તળે પ્રજા ભૂખે મરતી હતી, એના જુવાન બેટાઓને વેઠે પકડી જવામાં આવતા હતા ત્યારે આ મૂડીવાદીઓએ હિટલરનાં સૈન્યો માટે સામગ્રીઓ તૈયાર કરી પોતાને ઘેર ટંકશાળ બેસાડી હતી. આજે હવે યુરોપની લગભગ બધી નવી સરકારોએ ઇજારાવાદનો નાશ કરી મુખ્ય ઉદ્યોગોને પ્રજાની માલિકીના કરવાનું નક્કી કર્યું છે; જુના જમીનદારોને પાણીચું પકડાવી ગરીબ કિસાનોમાં જમીનની વહેંચણી કરવાનું વિચાર્યું છે. આમ થતાં રાષ્ટ્રના આર્થિક જીવન પર ઇજારદાર મૂડીવાદીઓ તથા જમીનદારોની જે પકડ હતી તેનો નાશ થઇ રહ્યો છે. મુક્ત થયેલા દેશોને ત્યાંની સરકારોએ વચન આપ્યું છે કે પ્રજાની જરૂરતો તથા રાષ્ટ્રીય સંરક્ષણ માટે જ હવે ઉત્પાદન થશે.

પાંચમી વાત એ કે લઘુમતીઓનો સવાલ સ્વનિર્ણયના અધિકારની ભૂમિકા પર ઉકેલાઇ રહ્યો છે. પૂર્વ યુરોપના લગભગ બધા દેશોની કચડાએલી લઘુમતીઓનો સવાલ પરૂ ઝરતાં ગુમડાંઓ જેવો હતો. લઘુમતીઓ પ્રત્યેની આ રાજ્યોની નીતિમાં રહેલી નબળાઈનો વિદેશી શાહીવાદીઓ પોતાના લાભ માટે ઉપયોગ કરી રહ્યા હતા. પણ જ્યારે હિટલરરાજની ગુલામી આ મુલ્કો પર લદાઈ ત્યારે બધા એ વાત સમજી ગયા કે, જે પ્રજા પોતાની લઘુમતીઓને કે બીજી પ્રજાને દબાવે, ગુલામ રાખે તે પ્રજા પોતેજ સ્વતંત્ર રહી શકે નહિ; ને બીજી વાત એ કે કોઈ પણ પ્રજા જો બીજી ભાઇબંધ પ્રજાઓ સાથે આઝાદીના ધ્યેય માટે હાથ ન મિલાવે તો તે પણ સ્વતંત્ર રહી શકે નહિ.

યુગોસ્લાવિયાનો દાખલો લો. જુના યુગોસ્લાવિયામાં સર્બ પ્રજાની જોહુકમી ચાલતી હતી. એના અમલ નીચે ક્રોટ, સ્લોવેન, બોસ્નિયન વગેરે પ્રજાઓ કચડાતી હતી. આ પ્રજાઓને સર્બ લોકો એક બીજા સાથે લડાવતા હતા.

માર્શલ ટીટોએ રાષ્ટ્રીય મુક્તિસંગ્રામમાં આ બધાની એકતા સર્જી. સંયુક્ત રાષ્ટ્રીય આંદોલન એક એવા નૂતન યુગોસ્લાવ રાજ્ય માટે લડશે કે જે ચાર સ્વાયત્ત રાજ્યોનું સમવાયતંત્ર હશે અને જેમાં બધી પ્રજાઓ સમાન હશે.

ડૉ. બેનીસની સરકારે જાહેર કર્યું છે કે નવા ઝેકોસ્લોવાક રાજ્યમાં ત્રણ સ્વાયત્ત રાજ્યો હશે—ઝેક, સ્લોવાકિયા અને રૂથેનિયા. સાથે સાથે રૂથેનિયાના કાર્પેથો—યુક્રેનિયનોને પોતાના ભાઇઓ સાથે સોવિયેત સંઘમાં જોડાવું હશે તો તેમને છૂટ રહેશે.

નવી બલ્ગેરિયન સરકારે મેસિડોનિયાને મુક્ત કર્યું છે; તથા મેસિડોનિયાને બલ્ગેરિયા સાથે જોડાવું કે ગ્રીસ સાથે જોડાવું કે જુદું સ્વતંત્ર રાજ્ય સ્થાપવું—ગમે તે કરવાની છૂટ આપી છે.

*

## હિંદની આઝાદી અને વિશ્વશાંતિ

છેલ્લો, સવાલોનો સવાલ એ ઊઠે છે કે, ગમે તે જીત્યું, ગમે તે હાર્યું પણ જગતની શાંતિ તો શક્ય નથી. હિંદ જેવા ગુલામ દેશો જ્યાં લગી ધરતી પર હયાત છે ત્યાં લગી જગતની આઝાદી કે શાંતિ શક્ય જ નથી. શાંતિના બધા પ્રયત્નો આગલી "લીગ ઓફ નેશન્સ" ના જેવા પોકળ જ નીવડવાના છે.

એ વાત સાચી છે કે, જ્યાં લગી ગુલામ દેશો અને માલિક દેશો હયાત હશે ત્યાં લગી શાંતિ શક્ય જ નથી. સોવિયેતના નેતાઓ આ વાત સારી પેઠે જાણે છે. સોવિયેતનો વિવેચક ડૉ. ઝુકોવ 'વૉર એન્ડ વર્કિંગ ક્લાસ' માં (૧૯૪૫ માર્ચ ૧૫ મી) લખે છે:

"લાખો અને કરોડો લોકોની સાંસ્થાનિક ગુલામીની પ્રથા સામાજિક પ્રગતિના માર્ગમાં ખતરનાક અંતરાય છે. તેમજ પ્રત્યાઘાતી તત્વોનો એ અડ્ડો છે. એ દેશોની પ્રજાઓને માનવજાતના આર્થિક શારીરિક અને સાંસ્કૃતિક વિકાસને માર્ગે લઇ જવા માટે આ અંતરાયને દૂર કરવો એ અનિવાર્ય રીતે જરૂરી છે."

અને તાજેતરમાં જ સાન ફ્રાન્સિસ્કો પરિષદમાં સોવિયેત પ્રતિનિધિ મોલોતોવે ઉચ્ચારેલી વાણી તથા રજૂ કરેલી યોજના ગમે તેના ભ્રમોને ભાંગી નાખ્યા વિના નહિ રહે. તેણે કહ્યું હતું :

"આ પરિષદમાં આપણી વચ્ચે હિંદનું પ્રતિનિધિ મંડળ છે. પણ હિન્દુસ્તાન આઝાદ દેશ નથી. આપણને બધાને ખબર છે કે એ સમય જરૂર આવશે જ્યારે આઝાદ હિંદનો અવાજ ગાજી ઊઠશે."

આગળ વધી, મોલોતોવે દરેક ગુલામ પ્રજા માટે આઝાદીનું ધ્યેય સાફ સાફ શબ્દોમાં સ્વીકારતાં કહ્યું હતું :

"આંતરરાષ્ટ્રીય સલામતિના દષ્ટિકોણથી જોતાં આપણી ફરજ છે કે ગુલામ દેશો જેમ બને તેમ જલ્દી રાષ્ટ્રીય આઝાદીના પંથ પર વળે તે માટે આપણે મદદ કરવી જોઇએ."

દુનિયાનો અરધો ભાગ ગુલામ હોય તો બાકીનો અરધો ભાગ આઝાદ રહી શકે નહિ ને તેથીજ જ્યારે ૧૯૪૧ ના ઓકટોબરમાં જર્મનો મોસ્કોને પાદરે આવ્યા હતા તેવે ટાણે ય મોલોતોવે ઘોષણા કરી હતી કે—

"એવો એક સમય આવશે જ્યારે પોતાના મહાન નેતા સ્તાલિનની સરદારી હેઠળ સોવિયેત સંઘ તથા સોવિયેત પ્રજા માત્ર યુરોપની પ્રજાઓને જ નહિ પણ સમગ્ર વિશ્વની પ્રજાને નિઃશંક મુક્ત કરશે. વિશ્વની પ્રજાઓ અમારા આ હેતુઓને સમજે છે ને તેને આવકારે છે."

આજે આપણે એ સ્પષ્ટ જોઈએ છીએ કે આ હેતુ પાર પાડવા માટે સોવિયેત એની તમામ શક્તિઓ ખરચી રહેલ છે. શાંતિ માટેની નવી વિશ્વ-સંસ્થા પુરાણી લીગ ઓફ નેશન્સ જેવી પોકળ અને શાહીવાદના હાથા સમી ન બની જાય એ માટે તે જહેમત ઉઠાવી રહેલ છે.

તેણે સાફ શબ્દોમાં ગુલામ દેશોની આઝાદી માટેની સ્વનિર્ણયના અધિકારની યોજના પરિષદ સમક્ષ રજૂ કરી છે.

## ૧૯૧૮ અને ૧૯૪૫ નો રાષ્ટ્રસંઘ

આમ શાથી બની શકયું ? ગયા મહાયુદ્ધને અંતે આવું કશું શકય ન બન્યું, ને આ વખતે શાથી શકય બન્યું ?

શ્રી. પૂરનચંદ્ર જોશી પ્રથમ વિશ્વયુધ્ધને અંતે જીનિવા ખાતે મળેલ શાંતિ પરિષદ અને આ વખતે ફ્રિસ્કો ખાતે મળેલી પરિષદ વચ્ચેનો મૂળભૂત તફાવત સમજાવતાં લખે છે—

સૌથી પહેલી વાત તો એ કે જીનિવાનો રાષ્ટ્રસંઘ સ્થપાયો તેના મૂળમાં તો નવા સ્થપાએલ સોવિયેત સંઘ સામેનો મોરચો હતો. આજે જે નવો સંઘ સ્થપાઇ રહ્યો છે તેમાં આ યુદ્ધના મુખ્ય વિજેતા અને નૈતિક નેતા સોવિયેત સંઘ ભાગ લઇ રહ્યો છે.

બીજી વાતઃ જુના રાષ્ટ્ર સંઘમાં અમેરિકા જોડાયું નહોતું; એ રાષ્ટ્ર સંઘ સૌથી વધુ ખરાબ પ્રત્યાઘાતીઓના હાથમાં પડ્યો હતો. પણ નવા સંઘમાં અમેરિકા છે. ને આજે બધી મહાન સત્તાઓ સમેતનો સાચો આંતરરાષ્ટ્રીય સંઘ બન્યો છે.

ત્રીજી વાતઃ ગયા યુદ્ધ પછી યુરોપ તો શાહીવાદી સત્તાઓની ચડસાચડસીનું મેદાન હતું. આ યુદ્ધ પછી યુરોપ શાહીવાદીઓના હાથમાંથી સરકી પ્રજાઓના હાથમાં આવ્યું છે.

ચોથી વાત : દુનિયાની જનતા હવે શાહીવાદી જુઠાણાં તથા દંભ પારખી ગઈ છે; ગયા યુધ્ધ પછી શાહીવાદીઓએ પ્રજાનો જે દ્રોહ કર્યો હતો તે જનતા ભૂલી નથી; ને ત્યાર પછી અતિ ભયંકર યુધ્ધની યાતનાઓ એણે સહી છે. જો એ વાત સાચી હોય કે પ્રજા પોતે જ ઇતિહાસનું ઘડતર કરે છે તો પછી એ સ્વીકારવું મુશ્કેલ નથી કે પ્રજા સ્વદેશી કે વિદેશી પ્રત્યાઘાતીઓની છેતરપીંડી હવે નહિ ચાલવા દે. વિજયની સૌથી મોટી સિધ્ધિ —શાંતિને જતી કરવા તૈયાર નહિ થાય.

## ફ્રિસ્કોમાં સોવિયેત નેતાગીરી

એક એક પ્રશ્ન તથા જુદા જુદા દેશોને આઝાદીના સિધ્ધાંતો લાગુ પાડવાનો સવાલ આવશે ત્યારે મુશ્કેલી તો આવશે જ. ત્યારે, ફરી એકવાર શાંતિ જાળવવા માટેની શાહીવાદી નીતિ તથા પ્રજાકીય નીતિ વચ્ચેનો તફાવત સંયુક્ત રાષ્ટ્રોની પરિષદમાં મિટાવવો પડશે. યુધ્ધ જીતવા માટે રણ મેદાનમાં પણ આવો જ તફાવત મિટાવવો જ પડયો હતો !

મદ્રાસના "હિંદુ" તથા લંડનના "ડેઇલી ટેલિગ્રાફ"ના ફ્રિસ્કો ખાતેના ખબર પત્રી માઇકલ ફૂટે લખ્યું છેઃ

"એ વાતનો સ્વીકાર કરવો પડશે કે મોટી સત્તાઓ વચ્ચેની જાહેર નેતાગીરી તો સોવિયેત રશિયાએ લીધી છે."

ત્યાર પછી સોવિયેત રશિયાએ આઝાદીપસંદ લોકશાસનવાદીઓનાં દિલ ક્યાં કામો કરી જીતી લીધાં તે ગણાવે છે—

૧. પરિષદમાં ફાસિવાદી આર્જેન્ટિના દાખલ થાય તેનો વિરોધ કર્યો.

૨. આ રીતે ફાસિસ્ટ સત્તાને બિનજરૂરી મદદ આપવાનાં વિરોધી લેટીન અમરિકાનાં વિનીત અને ઉદ્દામ તત્વોનો સાથ મેળવ્યો.

૩. ફાસિવાદી સ્પેનને પ્રસંગે પ્રસંગે ખુલ્લું પાડયું.

૪. હિંદી આઝાદીની માંગને ટેકો આપ્યો.

૫. ગુલામ પ્રજાઓના રાજકીય હકકો તથા "વાલીપણા" ના પ્રશ્ન અંગે બીજા કોઇ કરતાં વધુ સાફ અને સ્પષ્ટ અભિપ્રાય આપ્યો.

૬. માનવ જાતની સ્વતંત્રતાના મૂળભૂત મુદ્દાઓના ખરડામાં કામ કરવાનો, કામ મેળવવાનો તથા શિક્ષણના હક્કનો સ્વીકાર કરવા દબાણુ આણ્યું.

એ યાદ રાખવું જરૂરી છે કે માઇકલ ફૂટ સોવિયેત પર ટીકા કરવા માટે પ્રખ્યાત છે. ઉપરની વાતો ગણાવતાં માઇકલ ફૂટ એક વાત ભૂલી ગયો હતો કે વિશ્વ ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રતિનિધિઓને સલાહકાર તરીકે લેવા માટે પણ સોવિયેત સંઘે દબાણુ આણ્યું હતું.

## શાંતિના જંગની શરૂઆત

વિશ્વ શાહીવાદ સામેનો વિશ્વ જનતાનો સંગ્રામ હજુ અર્ધો જ જીતાયો છે. આ યુદ્ધમાં વિજય મેળવવાનો જંગ એ ફાસિવાદી—શાહીવાદી બળો સામેનો સશસ્ત્ર જંગ હતો. હવે, બ્રિટિશ—અમરિકી શાહીવાદીઓ જગતમાં પોતાની પકડ ચાલુ રાખી વિશ્વ શાંતિને ભયમાં મૂકે તેમ છે. તેમને હરાવવાનો જંગ શાંતિ માટેનો જંગ છે; અને સમગ્ર સંગ્રામનો બીજો ભાગ છે. મુખ્યત્વે એ જંગ બ્રિટિશ તથા અમરિકી પ્રજાઓની પોતાના જ પ્રત્યાઘાતી રાજકર્તા વર્ગ સામેની લડાઇ દ્વારા ખેલવો પડશે.

આમાં પણ વિજય મળશે તેમ માનવાને શાં કારણો છે? આજના યુદ્ધમાં જે કારણોને લઈને વિજય મળી શકયો છે એ જ કારણોને લઈ આ બીજા જંગમાં પણ વિજય મળવાનો જ છે.

—શા માટે સંયુકત રાષ્ટ્રોની પ્રજાએ આટઆટલા ભોગો આપ્યા? કારણ દરેક પ્રજાને સ્વતંત્ર પ્રજા તરીકે જીવવું છે. દરેક પ્રજાના નાગરિકને પોતાની પત્ની, પોતાનાં સંતાનો, પોતાના કુટુંબ માટે પ્રેમ છે. ને તેથી જ તેમણે હિટલરના પક્ષે ભળી જનાર પ્રત્યાઘાતીઓની સાન ઠેકાણે આણી છે. જનતાએ પૂરતું "લોહી વહાવ્યું છે, આંસુ સાર્યાં છે, ને પરસેવો પાડયો છે." ને ત્યારે જ હિટલર સામેના જંગમાં વિજય મળ્યો છે.

—યુદ્ધમાં લશ્કરી તેમજ રાજકીય નેતૃત્વ સોવિયેત સંઘે આપ્યું હતું. યુદ્ધ પછી પણ,શાંતિના યુગમાં પણ નેતૃત્વ તો સોવિયેત સંઘ જ આપશે.

સોવિયેત રાજપુરૂષોએ વારંવાર જાહેર કર્યું છે કે જગતમાં શાંતિ રાખવી હોય તો દરેક દેશ આઝાદ હોવો જોઇએ; દરેક દેશમાં લોકશાહી હોવી જોઇએ; તથા આઝાદીપસંદ બધા લોકશાહી દેશો વચ્ચે ભાઇચારાના પાયા પર પરસ્પર સહકાર હોવો જોઈએ.

સોવિયેત સંઘ આ સિદ્ધાંતોનો ઉપયોગ માત્ર ઉપદેશ દેવા માટે જ કરતું નથી. ખુદ પોતાની જ સરહદમાં ને પોતાના જ પડોશીઓ અંગે તે આ સિદ્ધાંતોને અમલમાં મૂકે છે તે આપણે જોઈ ગયા છીએ.

જીનિવાના જુના રાષ્ટ્રસંઘમાં લિતવિનોવ જે ઘોષણાઓ કરતા હતા તેથી માત્ર જહાલ લોકશાસનવાદીઓને જ પ્રેરણા મળી હતી. જ્યારે ફ્રિસ્કો પરિષદમાં મોલોતોવની ઘોષણાથી બધા સાચા લોકશાસનવાદીઓ જાગૃત બન્યા છે. જીનિવામાં લિતવિનોવ એકલા હતા; પણ યુરાપમાં પ્રતિનિધિ સભાઓ ચૂંટાશે કે તરત જ દરેક દેશનો વિદેશ મંત્રી મોલોતોવની પડખે આવી ઊભશે.

આ રીતે યુરોપની પ્રજાઓ લાલ સેનાએ તેમને અપાવેલી આઝાદીનું ઋણ ફીટવશે. આ રીતે યુધ્ધમાં સોવિયેતની દોસ્તી સાથે રચાએલ સંયુકત મોરચો યુધ્ધ પછીના કાળમાં શાંતિ સાચવવા આગે બઢશે.

# પરિશિષ્ટ

## ૩ જી પંચવર્ષીય યોજનાની પ્રથમ ૩ વર્ષની સિદ્ધિ
## [૧૯૩૮ થી ૧૯૪૦]

૧. ૧૯૩૭ માં ઔદ્યોગિક ઉત્પાદન ૯૫૫૦ કરોડ રુબલનું; ૧૯૪૦ માં ૧૩૭૫૦ કરોડ રુબલનું.

૨. મશિન તૈયાર કરનારા તથા ધાતુનાં કારખાનામાં ૭૬ ટકા વધારો.

૩. ઉત્પાદનના સાધનોમાં ૧૯૩૭ કરતાં ૫૨ ટકા વૃદ્ધિ.

૪. જીવન ઉપયોગી ચીજોની વૃધ્ધિ ૧૯૩૭ કરતાં ૩૩ ટકા.

૫. ૧૯૩૮ થી ૧૯૪૦ દરમિયાન મૂડીનું રોકાણ: ૧૦૮૦૦ કરોડ રુબલ.

૬. ૧૯૩૮ થી ૧૯૪૦ દરમિયાન ૨૯૦૦ નવાં મોટાં સરકારી ઉદ્યોગ-તંત્રો મિલ, ફેક્ટરી, ખાણો, વીજળિક મથકો વગેરે સ્થપાયાં. (પ્રથમ પંચ-વર્ષીય યોજનાના પાંચે વર્ષ દરમિયાન માત્ર ૧૫૦૦ નવાં ઉદ્યોગ તંત્રો સ્થપાયાં હતાં.)

૭. કોલસાની ખાણોની શક્તિ ૫ કરોડ ૧૦ લાખ જેટલી, વીજળિક મથકોની ૨૪ લાખ કિલોવાટસ જેટલી, બ્લાસ્ટ ફરનેસ (ભઠ્ઠી)ની ૨૯ લાખ પીગ આયર્ન જેટલી અને કાપડ મિલોની શક્તિ ૧૦ લાખ તરાકો જેટલી વધી હતી.

૮. શુધ્ધ રાષ્ટ્રીય આવકમાં ૨૯૫૦ કરોડ રુબલનો વધારો: ૧૯૩૭ માં ૯૫૦૦ કરોડ રુબલથી ૧૯૪૦ માં ૧૨૫૫૦ કરોડ રુબલ જેટલો વધારો.

૯. ઉદ્યોગક્ષેત્રે પગાર વધારો: ૧૯૩૭ માં ૮૨૨૦ કરોડ રુબલ; ૧૯૪૦ માં ૧૨૩૭૦ કરોડ રુબલ—દોઢો વધારો!

૧૦. ખેતીક્ષેત્રે: ૧૯૩૯ માં જ ૧૪૨૦ કરોડ રુબલની રોકડ આવક; ૧૯૪૦ માં ૧૮૩૦ કરોડ રુબલની.

૧૧. રાજ્ય અને સહકારી સંસ્થાનો વેપાર ૧૯૩૭ માં ૧૨૫૦૦ કરોડ રુબલમાંથી ૧૯૪૦ માં ૧૭૪૫૦ કરોડ રુબલ!

૧૨. કોલસાની પેદાશ: ૧૯૩૭ માં ૩ લાખ ૭૦ હજાર ટન; ૧૯૪૦ માં ૪ લાખ ૬૭ હજાર ટન:

૧૩. તેલ અને તેલ–ગેસનું રોજનું ઉત્પાદન: ૧૯૩૭ માં ૮૬૦૦૦ ટન થી ૧૯૪૦ માં ૯૮૦૦૦ ટન

૧૪. માત્ર ૧ જ વર્ષમાં રેલવે વાહન વ્યવહાર માં વૃધ્ધિ: ૧૯૩૯ માં ૩૯૨૦૦ કરોડ ટન–કિલોમિટર; ૧૯૪૦ માં ૪૦૯૦૦ કરોડ. જ્યારે નદી વ્યવહારમાં—૧૯૩૯ માં ૩૪૬૦ કરોડ થી ૧૯૪૦ માં ૩૬૦૦ કરોડ.

૧૫. ધાન્યનો પાક ૧૯૪૦ માં ૭૩૦ કરોડ 'પૂડઝ.'

૧૬. ઢોરોનાં સમૂહ ખેતરોમાં ઢોરોની વૃધ્ધિ: મુખ્ય ઢોરમાં ૧૨થી૧૫ ટકા; ઘેટાંમાં ૨૫થી૩૪ ટકા.

૧૭. શ્રમજીવી જમાતમાં વૃધ્ધિ: ઔદ્યોગિક કામદારો અને ઓફિસમાં કામ કરનારા ૧૯૩૭ માં ૨ કરોડ ૭૦ લાખ; ૧૯૪૦ માં ૩ કરોડ ૪ લાખ.

૧૮. રાજ્ય તરફથી સંસ્કારક્ષેત્રો ને સંસ્થાઓને મદદ: ૧૯૩૮ માં ૩૫૨૦ કરોડ રુબલ; ૧૯૪૦ માં ૪૧૭૦ કરોડ રુબલ—૧૮।। ટકા વૃધ્ધિ! (૧૯૪૧ નું બજેટ ૪૭૮૦ કરોડ રુબલ—૧૯૪૦ થી ય ૧૪।। ટકા વધુ)

૧૯. વિદ્યાર્થીઓ: પ્રાથમિક માધ્યમિક શાળાઓમાં ૧૯૪૧—૪૨ માં ૩ કરોડ ૬૨ લાખ; કોલેજોમાં ૧૯૪૧—૪૨ માં ૬,૫૭૦૦૮.

૨૦. બુધ્ધિજીવીઓમાં વૃધ્ધિ: એંજીનિયરો, વિજ્ઞાનિકો, શિક્ષકો, દાક્તરો વગેરે માં ૫ ટકા વૃધ્ધિ.

## ૧૯૩૭ માં વિવિધ ધંધામાં મુખ્ય સંચાલકો—વ્યવસ્થાપકો

| | |
|---|---|
| ૧. રાજ્યતંત્ર, તથા જાહેર તંદુરસ્તી અને સંસ્કાર સંસ્થાઓના મુખ્ય સંચાલકો | ૪,૫૦,૦૦૦ |
| ૨. રાજ્યના ઉદ્યોગમાં દુકાનો તથા ખાતાંઓના મુખ્ય સંચાલકો અને તેમના મદદનીશો | ૩,૫૦,૦૦૦ |
| ૩. સમૂહ ખેતરોના પ્રમુખ ઉપપ્રમુખો તથા મુખ્ય ઉપવિભાગોના વ્યવસ્થાપકો | ૫,૮૨,૦૦૦ |
| ૪. મશીન અને ટ્રેકટર સ્ટેશન, રાજ્યખેતરના ડાયરેકટરો | ૧૯,૦૦૦ |
| ૫. ઔદ્યોગિક સહકારી તંત્રોના વડાઓ | ૪૦,૦૦૦ |
| ૬. સ્ટોર્સના ડાયરેકટરો અને મેનેજરો | ૨,૫૦,૦૦૦ |
| ૭. રેસ્ટોરાં તથા એ પ્રકારના ઉદ્યોગોના ડાયરેકટરો, વ્યવસ્થાપકો | ૬૦,૦૦૦ |
| | ૧૭,૫૧,૦૦૦ |

## ૧૯૩૯ માં વિવિધ ધંધામાં નિષ્ણાતો—બુદ્ધિજીવીઓ

| | |
|---|---|
| ૧. ઔદ્યોગિક તંત્રો, સંસ્થાઓ, રાજ્ય અને સમૂહ ખેતરો વગેરેમાં | ૧૭,૫૧,૦૦૦ |
| ૨. એંજીનિયરો, સ્થાપત્યવિદ્ | ૨,૫૦,૦૦૦ |
| ૩. ટેકનિકલ મદદનીશો | ૮,૧૦,૦૦૦ |
| ૪. ખેતી વિજ્ઞાનિકો | ૮૦,૦૦૦ |
| ૫. ખેતી પરત્વેના બીજા નિષ્ણાતો | ૯૬,૦૦૦ |
| ૬. વિજ્ઞાન ક્ષેત્રે | ૮૦,૦૦૦ |
| ૭. શિક્ષકો | ૯,૬૯,૦૦૦ |
| ૮. પત્રકારો, લાયબ્રેરિયનો, સંસ્કાર કલબના સંચાલકો | ૨,૯૭,૦૦૦ |
| ૯. કલાકારો | ૧,૫૯,૦૦૦ |
| ૧૦. દાક્તરો—વૈદ્યો | ૧,૩૨,૦૦૦ |
| ૧૧. દાક્તરી મદદનીશો | ૩,૮૨,૦૦૦ |
| ૧૨. આંકડાશાસ્ત્રી, હિસાબનીશો | ૮,૨૨,૦૦૦ |
| ૧૩. હિસાબના મદદનીશો—કારકુનો | ૧૬,૧૭,૦૦૦ |
| ૧૪. ન્યાયાધિશો, વકીલો વગેરે | ૪૬,૦૦૦ |
| ૧૫. ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ | ૫,૫૦,૦૦૦ |
| ૧૬. ઈતર બુધ્ધિજીવીઓ (ફોજની અંદરના સહિતના) | ૧૫,૫૦,૦૦૦ |
| | ૯૫,૯૧,૦૦૦ |

●

## રાષ્ટ્રીય આવકમાં ખાનગી અને સમાજવાદી સ્વરૂપ

| | ૧૯૨૮ ની સાલમાં | | ૧૯૩૭ ની સાલમાં | |
|---|---|---|---|---|
| | ખાનગી ઉદ્યોગો દ્વારા | સમાજવાદી પદ્ધતિદ્વારા | ખાનગી ઉદ્યોગ દ્વારા | સમાજવાદી પદ્ધતિ દ્વારા |
| રાષ્ટ્રીય આવક | ૫૬ ટકા | ૪૪ ટકા | ૦·૯ ટકા | ૯૯·૧ ટકા |
| તમામ ઉદ્યોગોનું ઉત્પાદન | ૧૭·૬ | ૮૨·૪ | ૦·૦૨ | ૯૯·૮ |
| ખેતીનું સમગ્ર ઉત્પાદન | ૯૬·૭ | ૩·૩ | ૧·૪ | ૯૮·૬ |
| છૂટક વેપાર | ૨૩·૬ | ૭૬·૪ | — | ૧૦૦ |

## વસ્તી અને સંસ્કારક્ષેત્રે વધારો

| | ૧૯૧૩ | ૧૯૪૦ | વધારો |
|---|---|---|---|
| વસ્તી | ૧૩ કરોડ ૯૦ લાખ | ૧૯ કરોડ ૩૦ લાખ | ૩૯ ટકા |
| શ્રમ કરનારી જનતા | ૧ કરોડ ૧૨ લાખ | ૩ કરોડ ૪ લાખ | ૧॥ ગણો |
| બાળકો ને સ્ત્રીઓની સંભાળ લેતી સંસ્થાઓ | ૯ | ૪૩૮૮ (૧૯૩૭) | ૪૮૭॥ ગણો |
| અસ્પતાલમાં પથારીઓ | ૧॥ લાખ | ૮ લાખ ૪૦ હજાર | ૪॥ ગણો |
| પુસ્તકો | ૮ કરોડ ૬૦ લાખ | ૭૦ કરોડ ૧૦ લાખ | ૮ા ગણો |
| રંગભૂમિ | ૧૫૯ | ૮૨૫ | ૫ા ગણો |
| મ્યુઝિયમ | ૧૮૦ | ૭૬૧ (૧૯૩૮) | ૪ા ગણો |
| અક્ષર જ્ઞાન | ૨૮ ટકા | ૮૧॥ ટકા | ૩ ગણો |
| શિક્ષણ પ્રાથમિક માધ્યમિક (વિદ્યાર્થીઓ) | ૭૮ લાખ | ૩ કરોડ ૫૦ લાખ | ૪ા ગણો |
| ઉચ્ચ શિક્ષણ | ૧ લાખ ૧૨ હજાર | ૬ લાખ ૨૦ હજાર | ૫ા ગણો |



## દેશરક્ષાની ધગશનું નક્કર પરિણામ

### યુદ્ધ દરમિયાન ઉદ્યોગ શકિતમાં વૃદ્ધિ

૧. વિમાન ઉદ્યોગોમાં ૧ જ વર્ષમાં ૩૦ ટકા, ટેંક ઉદ્યોગમાં ૩૮ ટકા, શસ્ત્ર સરંજામ ઉદ્યોગમાં ૧૫ ટકા, વીજળી ઉદ્યોગમાં ૨૭ ટકા વૃધ્ધિ થઇ.

૨. શસ્ત્રસરંજામના ઉદ્યોગોના સુધારા અને ઉત્પાદન વૃધ્ધિ પરત્વે ૭ માસ દરમિયાન જ ૨૪૦૦૦ સૂચનો મળ્યાં હતાં. એમાંથી ત્રીજા ભાગનાં સૂચનોનો અમલ કરતાં ૨૫ કરોડ ૯૦ લાખ રુબલ અને મોટા જથ્થામાં ધાતુનો બચાવ થયો હતો.

૩. ૧૯૪૧ કરતાં ૧૯૪૨ માં ૭૫ ટકા વધુ વિમાનો પેદા કર્યાં. મોટર ઉદ્યોગોમાં ૧૯૪૨ ના જાન્યુઆરી કરતાં ૧૯૪૨ ના ડિસેમ્બરમાં બમણું ઉત્પાદન થયું અને જહાજોના ઉદ્યોગોમાં એ દરમિયાન જ અઢીગણું!

૪. યોજના કરતાં વધુ ઉત્પાદન કરનાર કારીગરોની સંખ્યા વિમાની ઉદ્યોગમાં ૧૯૪૧ માં કુલ કારીગરોના ૩૮॥ ટકા હતી. તે ૧૯૪૨ માં ૫૫ ટકા થઈ હતી.

૫. ૧૯૪૨ ના ડિસેમ્બરમાં ૨૦ ટકા કારીગરો તો બમણું યા ત્રણગણું કામ પેદા કરતા થયા હતા.

યુધ્ધ દરમિયાન માત્ર યુધ્ધ સરંજામનાં જ નવા જંગી ઉદ્યોગો પેદા થયા છે એમ નથી. પણ બાર્નોલ અને તાશ્કંદમાં જંગી કાપડ મિલો અને ઉઝબેકમાં નાઇટ્રોજન પેદા કરનારી (કપાસનાં ખેતરો માટે ખાતર પૂરું પાડવા) ચેરચિક ફેક્ટરી પણ જન્માવી છે. સોવિયેત સંઘના મધ્યસ્થ ઉદ્યોગો ઉપરાંત એકે એક પ્રજાતંત્રે પોતાની પ્રજાની જરૂરિયાત માટે વિવિધ પ્રકારના ઉદ્યોગો ઊભા કર્યા ને વિકસાવ્યા છે.

## હિંદ અને સોવિયેત સંઘ

| | હિંદ | સોવિયેત સંઘ |
|---|---|---|
| રાષ્ટ્રીય આવક | ૨૦૦ કરોડ રૂપિયા (૧૯૩૧–૩૨) | ૨૯૦૦ કરોડ (૧૯૩૭) |
| ૧૯૧૭–૧૮ પછી રાષ્ટ્રીય આવકમાં વધારો | કંઇ નહિ | ૪॥ ગણો |
| ઔદ્યોગિક ઉત્પાદન (૧૯૩૮) | ૧૯૧૩ કરતાં ૧૬૦ ટકા વધુ | ૯૦૮·૮ ટકા વધુ |
| વાર્ષિક લોખંડની પેદાશ (૧૯૩૮) | ૯ લાખ ટન | ૧ કરોડ ૮૦ લાખ ટન |
| ૧૯૧૭–૧૮ પછી આમાં વધારો | ૬૦ ટકા | ૭૦૦ ટકા |
| ૧૯૧૪ થી ૧૯૩૮ વચ્ચે ખેતીની જમીનમાં વધારો | ૧૦ ટકા | ૩૦ ટકા |
| અનાજની પેદાશમાં વધારો | ૧૦ ટકા | ૫૦ ટકા |
| બાળકોને પ્રાથમિક શિક્ષણ (૧૯૩૧) | ૨૨ લાખ | ૨ કરોડ ૧૩ લાખ (૧૯૩૮) |
| કુલ વસ્તીના કેટલા ટકા? | ૦·૮ ટકા | ૧૨·૦ ટકા |
| મૃત્યુ પ્રમાણ | (૧૯૧૪) ૩૨·૭<br>(૧૯૨૬) ૨૭·૬<br>(મુંબઇમાં) | (૧૯૧૩) ૨૩·૧<br>(૧૯૨૬) ૧૩·૧<br>(મોસ્કોમાં) |

# ઉપયોગમાં લીધેલાં પુસ્તકોની યાદી


| | | |
|---|---|---|
| ૧. | Soviet Communism 2 vols : | *Sidney & Beatrice Webbs* |
| ૨. | Socialist Sixth of the World | *Dean of Canterbury* |
| ૩. | 25 Years of Soviet Power : | *Emelyan Yaroslavsky* |
| ૪. | „ „ „ : | *M. Mitin* |
| ૫. | U. S. S. R. : | *Maurice Dobb* |
| ૬. | Comrades and Citizens : | *Sema Renen* |
| ૭. | Soviet Strength : | *K. S. Hirlekar* |
| ૮. | History of the Communist Party of Soviet Union : | (*Authorised edition*) |
| ૯. | How Soviet State is Run? : | *Pat Sloan* |
| ૧૦. | Soviet Democracy : | „ |
| ૧૧. | Russia without Illusion : | „ |
| ૧૨. | U.S.S.R. Speaks for Itself : | *Part 1-2-3-4* |
| ૧૩. | Third five-year-Plan : | *Molotov* |
| ૧૪. | Soviet Economy and the War ... : | *Maurice Dobb* |
| ૧૫. | Education in Soviet Union: | *Beatrice King* |
| ૧૬. | Soviet Literature : | *Nicolai Nikitin* |
| ૧૭. | New Soviet Theatre : | *Joseph Maclead* |
| ૧૮. | Theatre in Soviet Russia : | *Andre Van Gyseghem* |
| ૧૯. | Russia—Britain's Ally : | *F. D. Klengender* |
| ૨૦. | Spirit of Soviet Union : | (*The Pilot Press*) |
| ૨૧. | The Moscow Cartoons : | *Egor Boelza* |

| | | |
|---|---|---|
| ૨૨. | Soviet Art and Artists | : *Jack Chen* |
| ૨૩. | Hand Book of Soviet Musicians | : *Egor Boelza* |
| ૨૪. | Soviet Health in Protection | : *N. I. Propper Grashchenkov* |
| ૨૫. | Russia Fights Disease | : *Dr. S. A. Wickre-masinghe* |
| ૨૬. | Red Surgeon | : *George Borodin* |
| ૨૭. | Science in the USSR | : *(Austrian-Soviet Friendship League)* |
| ૨૮. | " " " | : *Shanta Kiernan* |
| ૨૯. | Red Virtue | : *Ela Vinter* |
| ૩૦. | Soviet Russia Fights Crime | : *Lenka Von Koerber* |
| ૩૧. | Position of Women in USSR | : *(Gollancz)* |
| ૩૨. | Women in Soviet Russia | : *Fanina Hall* |
| ૩૩. | Women of Soviet Union | : *T. Serebrenni Rov* |
| ૩૪. | Soviet Asia | : *R. A. Davies, A. J. Steiger* |
| ૩૫. | " " | : *K. S. Hirelekar* |
| ૩૬. | Dawn in Siberia | : *G. D. R Phillips* |
| ૩૭. | Soviet and Tsarist Siberia | : *George Borodin* |
| ૩૮. | Dawn over Samarkand | : *Joshua Kunitz* |
| ૩૯. | New Life in the Soviet East | : *Pieter Keuneman* |
| ૪૦. | The Army of the Soviet Union | : *Prof. I. Minz* |
| ૪૧. | Russia's Fighting men | : *Frank Lesser* |
| ૪૨. | Who is Who in the Red Army | : *E. G. Burronghs* |

૪૩. 50 Questions about Red Army :*Ivor Montagu*
૪૪. Light on Moscow : *D. N. Pritt*
૪૫. Must the War Spread : *D. N. Pritt*
૪૬. World Politics : *R. Palme Dutt*
૪૭. From Imperialist War to People's War : *Dona Torr*
૪૮. 20 Years under Imperialism and Socialism : *R. Palme Dutt*
૪૯. Europe against Hitler : *R. Palme Dutt*
૫૦. The Soviet in World Affairs : *Louis Fisher*
૫૧. Russia on March : *J. T. Murphy*
૫૨. History of Anglo-Soviet Relations : *W. P. and Zelda K. Coates*



૧. સોવિયેત ભૂમિ (હિંદી) પં. રાહુલ સાંકૃત્યાયન
૨. રશિયાર ચિઠી (બંગાળી) કવિવર રવીન્દ્રનાથ ટાગોર
૩. સોવિયેતની આઝાદ પ્રજાઓ (ગુજરાતી) ડૉ. ગંગાધર અધિકારી
૪. વિજય અને હિંદી આઝાદી (ગુજરાતી) શ્રી. પૂરનચંદ્ર જોષી

## ● સામયિકો ●

૧. Soviet War News ( અઠવાડિક )
૨. Moscow News ( અઠવાડિયામાં બે વખત )
૩. International Literature ( માસિક )
૪. Voks ( „ )
૫. Soviet Union News ( „ )
૬. Indo-Soviet Journal ( અઠવાડિક )
૭. લોકયુદ્ધ ( „ )
૮. National Front ( „ )

# સોવિયેત એશિયા
## રાજકીય વિભાગો

★

૧ તુર્કમેન (S.S.R.)
૨ ઉઝબેક (S.S.R.)
૩ તાજિક (S.S.R.)
૪ કિરગિઝ (S.S.R.)
૫ કઝાક (S.S.R.)
૧ યુરલ્સ
૭ ઓમ્સ્ક પ્રદેશ
૮ ક્રાસ્નોયાર્સ્ક પ્રદેશ
૯ નોવોસિબિર્સ્ક પ્રદેશ
૧૦ ઇરકુત્સ્ક પ્રદેશ
યાકુત (A.S.S.R.)
૧૨ બુરિયાત મોંગોલિયન (A.S.S.R.)
૧૩ ચિતા પ્રદેશ
૧૪ સોવિયેત દૂર પૂર્વ

